# બારડોલી સત્યાગ્રહનો ઇતિહાસ

લેખક:
મહાદેવ હરિભાઈ દેસાઈ

"ચીડીઆં સે જબ બાજ ગિરાઉં,
બિલ્લી સે જબ શેર મરાઉં,
સવા લાખ સે એક લડાઉં."
— ગુરુ ગોવિંદ




નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

# પ્રાસ્તાવિક

બારડોલી સત્યાગ્રહે સત્યાગ્રહ દરમ્યાન તો બારડોલીની સૂરત બદલી નાંખી હતી. એ 'સૂરત' કેવી બદલાઈ હતી, આખા તાલુકાની પ્રજાએ એકત્ર થઈ આખઈ. તાલુકાને કેવો અજેય ગઢ બનાવી દીધો હતો, અને થોડા સમયને માટે તો સરકારનું તંત્ર ચાલતું બંધ કર્યું હતું એ વાત સૌ કોઈ જાણે છે. બારડોલીની ૧૯૨૮માં જે સૂરત હતી તે આજે નથી, બારડોલીના લોકો પોતાનું તે વેળાનું તેજ ભૂલીને બેઠા હોય તો નવાઈ નથી, શ્રી. મુનશી જેવા તટસ્થ પ્રેક્ષકને બારડોલીમાં જે 'મુલ્ય પરિવર્તન' થયેલું જણાયેલું તે આજે કદાચ ન જણાય. ૧૯૨૮માં સરકારી અમલદારથી ન અંજાતા, અને તેમાંના ઘણાને કોડીના ગણતા લોકો આજે તેમની ખુશામદ કરતા માલૂમ પડે છે, જે પટેલાઈને તુચ્છ ગણીને સત્યાગ્રહ દરમ્યાન લોકોએ ફેંકી દીધી હતી, તે પટેલાઈને માટે આજે પડાપડી થાય છે, અને જે સંગઠન તે વેળા હતું તે આજે નથી દેખાતું. શાંતિના સમયમાં યુદ્ધનું તેજ જાળવવું અને વિજયનું ફળ જીરવવું એ મહા કઠણ કામ છે. છતાં બારડોલી તાલુકો સત્યાગ્રહને ભૂલ્યો છે એમ તો કોઈ ન કહે, અને એ સત્યાગ્રહનો ઇતિહાસ બીજા તાલુકાઓને તો પ્રાણપ્રદ રહેશે, અને ભાવી પ્રજાને માટે એક સુસ્મરણ રહેશે. સાર્વજનિક વ્યવહારમાં અહિંસાને શસ્ત્ર તરીકે ઉપયોગમાં લાવવાનો પ્રયોગ જ્યાં સુધી ચાલશે ત્યાં સુધી કોઇપણ 'સત્યાગ્રહ'ના ઇતિહાસનું મૂલ્ય રહેશે. બીજા કારણ માટે નહિ તો એટલા કારણે પણ એ સત્યાગ્રહનો ઇતિહાસ સંઘરવા જેવો છે.

બારડોલી સત્યાગ્રહમાં સૈનિક તરીકે ભાગ લેવાનું સદ્ભાગ્ય તો મને નહોતું મળ્યું, પણ અ-સૈનિક તરીકે મારે ઠીક ઠીક સેવા આપવાનો લાભ મળ્યો હતો. એ દરમ્યાન સરદારની સાથેના સહવાસનાં અને સત્યાગ્રહના દર્શનનાં કેટલાંક સ્મરણો મારે માટે પુણ્યસ્મરણો રહેશે. એ અને બીજાં સ્મરણોને ઇતિહાસ રૂપે ગૂંથીને ગુજરાત આગળ રજૂ કરતાં આનંદ થાય છે. આ ઇતિહાસ કોઈ સૈનિક રજૂ કરે તો જુદી જ રીતે કરે અને સરદાર પોતે લખે તો વળી તેથી જુદી રીતે લખે. પણ સરદાર અને તેના સૈનિકોને લડવાનો જેટલો શોખ છે તેટલો લખવાનો નથી, એટલે મારે આ કામ ઉપાડવું પડ્યું છે. પરિણામે 'ગોળીબારની લાઇન'માંથી લખાયેલાં વર્ણનોની લહેજત એમાં ન મળે, અને 'દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહના ઇતિહાસ'માં મળતો સત્યાગ્રહના પ્રણેતાના સ્વાનુભવનો શાંત રસ ન મળે. પણ ન મળે તો બીજું કંઈક તો મળી રહેશે, જેથી વાચકને આ ઇતિહાસ ઉપર આપેલો સમય કેવળ કાળક્ષેપ ન લાગે એવી આશા છે.

સરકારી અમલદારોનાં નામ બનતાં સુધી છોડી દેવામાં આવ્યાં છે. સત્યાગ્રહીને એનો હેતુ સમજાવવાની જરૂર નથી. પ્રકરણને આરંભે મૂકેલાં આદર્શ વાક્ય સરદારનાં ભાષણોમાંથી લીધેલાં છે.

મહાકવિ કાલિદાસની પ્રસિદ્ધ ઉક્તિનું સ્મરણ કરીને ઇતિહાસના પૂર્વાર્ધને 'ક્લેશ' તરીકે વર્ણવ્યો છે અને ઉત્તરાર્ધને 'ફળ' તરીકે વર્ણવ્યો છે. કારણ क्लेशः फलेन हि पुनर्नवतां विधत्ते એ વચન સત્યાગ્રહને વિષે તો સવિશેષે સાચું છે.

# અનુક્રમણિકા

## પૂર્વાર્ધ—'ક્લેશ'

## ઉત્તરાર્ધ — 'ફળ'



## પરિશિષ્ટ



## ચિત્રસૂચિ

# બારડોલી તાલુકાનો નકશો




⊞ કસબાની મોટી જગ્યા
⊕ સત્યાગ્રહ છાવણી
○ ચોથાઈ દંડ અને જપ્તી અને ગામનું સ્થાન
— ખાલસાની નોટિસવાળાં ગામ
※ જ્યાં જમીન ખાલસા જાહેર થઈ અને વેચાઈ
૧–૪૭ સંખ્યાંક તપાસ સમિતિએ મુલાકાત લીધેલી જગ્યાનો અનુક્રમ બતાવે છે

માપ ૩ ઈંચ=૮ માઈલ.

# બારડોલી

"આપણે જગબત્રીસીએ ચડી ગયેલા છીએ, પણ એ તો રામના પાસથી પથ્થર પાવન થાય તેમ એક મહાન પુરુષના નામથી આપણું નામ ચડી ગયું છે. હવે આપણી કસોટી થશે."

પુરુષનું નસીબ પાંદડે ઢાંકેલું કહેવાય છે, તેમ પ્રાંત અને પ્રદેશનું પણ પાંદડે ઢાંકેલું હશે? ગુજરાતને ૧૫ વર્ષ ઉપર કોણ જાણતું હતું? ગુજરાતના વેપારીઓએ અને સાહસિક વર્ગોએ મહાગુજરાત વસાવ્યું અને સાગર મહાસાગરને કિનારે સંસ્થાનો જમાવેલાં; ગુજરાતના દાનવીરોએ દેશના બધા પ્રાંતોમાં ગુજરાતની કીર્તિ ફેલાવેલી; પણ શરાતન માટે ગુજરાતનું નામ ઇતિહાસને પાને ચડ્યું જાણ્યું નહોતું. ગાંધીજીએ ગુજરાતને ઇતિહાસને પાને ચડાવ્યું. દશ વર્ષ ઉપર બારડોલીને પણ કોણ જાણતું હતું? પણ આજે બારડોલીને જગત જાણે છે — જોકે બારડોલીને હજી એ વાત ગળે ઊતરવી અઘરી પડે છે.

સુરત જિલ્લાને પૂર્વ ખૂણે આવેલો એ તાલુકો ૨૨૨ વર્ગ-માઇલના ક્ષેત્રફળનો છે, અને એમાં ૧૩૭ ગામડાં છે. એની ઉત્તરે તાપી નદી વહે છે, પૂર્વ અને પશ્ચિમે ગાયકવાડ સરકારની હદ છે, અને દક્ષિણે પણ થોડી ગાયકવાડી હદ અને જલાલપુર તાલુકો આવેલા છે. ગાયકવાડી હદ આમ ત્રણ દિશામાં આવેલી છે એ નોંધવાજેવી વસ્તુ છે એમ સત્યાગ્રહના ઇતિહાસમાં ગાયકવાડી હદનાં ગામોએ આપેલો હિસ્સો જોવાથી વાચકને સમજાશે. મિંઢોળા, વાલ્મીકિ અને પૂર્ણા નદીઓ આ તાલુકામાંથી વહી અરબી સમુદ્રને મળે છે. એકેના ઉપર પુલ નથી કે ચોમાસામાં એકે ઓળંગાય એવી નથી. તાલુકાના પશ્ચિમના ભાગમાં ઉત્તમ પ્રકારની કાળી જમીન છે, અને તેમાં કપાસ, જુવાર, ભાત વગેરે

પાકો થાય છે; ઉત્તરનો ભાગ ભાતની ખેતીને માટે સારો છે; પણ પશ્ચિમનો ભાગ જંગલી અને 'દાહદરિયા' છે, જમીન નબળી છે અને હવાપાણી પણ નબળાં છે. તાલુકાની એકંદર સ્થિતિનો વિચાર કરતાં પડોસના જલાલપુર તાલુકા જેવો એ રસાળ ન કહી શકાય, પણ ક્યારીન પાક અને જરાયત પાક બંને ઠીકઠીક પ્રમાણમાં કરવાની અનુકૂળતાવાળા ગુજરાતના ઘણા ઓછા તાલુકાઓમાં આ એક હશે.

વસ્તી ૮૭,૦૦૦ માણસની છે, અને આમાંનો ઘણો મોટો ભાગ ખેડુતો છે. આમાં મોટા ભાગની વસ્તી કણબી, અનાવલા, બ્રાહ્મણ, વાણિયા અને કાળીપરજ અથવા રાનીપરજ લોકોની છે. જૂજજૂજ પારસી કુટુંબો તાલુકાનાં ગામોમાં પથરાયેલાં છે, અને વસ્તીનો નાનકડો ભાગ મુસલમાનોનો છે. આ બધી કોમોની કોમવાર વસ્તીના વિશ્વાસપાત્ર આંકડા સેટલમેંટ રિપોર્ટોમાં મળવા જોઈએ એ પણ મળતા નથી. પણ ૧૧,૦૦૦ ઉપરાંત વસ્તી રાનીપરજની અને બાકીના ૭૬,૦૦૦ માંથી અર્ધામાં અનાવલા, કણબી, વાણિયા, મુસલમાન વગેરે આવે છે, અને અર્ધા દૂબળા છે એવી લોકિયા ગણત્રી છે. કણબી અને અનાવલા જમીનની માલકી ધરાવનારાં અને જાતે ખેતી કરનારા છે; વાણિયાઓના હાથમાં જમીન ઘણી છે, પણ તેઓ જાતે ખેતી કરનારા નથી; રાનીપરજ લોકો, જેમના હાથમાં એકવાર ઘણી જમીન હતી અને જેઓ પૂર્વ ભાગના પહેલા એકલા જ વતની હતા તેઓ ઘણીખરી જમીન ખોઈ બેઠા છે અને ખેતીની મજૂરી કરીને ગુજરાન કરે છે. રાનીપરજ વર્ગમાં ચોધરા, ઢોડિયા અને ગામિત આવી જાય છે. એ ઉપરાંત ખેતીની મજૂરી કરનાર વર્ગમાં દૂબળાઓ તો છે જ, પણ તે છૂટક મજૂરી કરનારા નથી હોતા. તે ઉજળિયાત 'ધણિયામા'(શેઠ)નું કરજ કરી, પરણી, તેને ત્યાં કામ કરવા બંધાય છે અને જિંદગીભર એવી અર્ધગુલામીમાં કામ કરે છે; જોકે હવે તેનામાં પણ જાગૃતિ આવી છે, અને દૂબળાની પ્રથા જ આખી તૂટી પડશે કે શું એવો ભય ઘણાને પેઠા છે. મુસલમાનો પણ ખેતી કરનારા છે, જોકે તેમાંના કેટલાક વેપારવણજ કરે છે.

અને ગાડાં ભાડે ફેરવે છે, અને પારસીઓ ઘણુંખરા દારૂતાડીની દુકાનોવાળા છે અને ઘણી જમીનના માલિક છે.

ખેડા જિલ્લાનાં ગામડાંની સરખામણીમાં બારડોલીનું ગામડું વસ્તીમાં ઘણું નાનું કહેવાય. ખેડામાં કેટલાંક ગામ ૧૦,૦૦૦ સુધી વસ્તીવાળાં છે, જ્યારે બારડોલીમાં કસબાનાં ગામ સિવાય એવું મોટું એકે ગામ નથી, અને કેટલાંક ગામોમાં તો પચીસત્રીસ કે પાંચદશ ઘરો જ હશે. બારડોલીના પશ્ચિમ વિભાગનાં ગામડાંમાં વસ્તી કંઈક ઘીચ છે, પણ ખેડાના જેટલી ઘીચ વસ્તી તો ક્યાંય નથી. વાણિયા, બ્રાહ્મણ અને કણબીઓનાં ઘરોમોટાં નળિયેરી, આગલાં, અને પાછલાં બારણાંવાળાં અને મોટા વાડાવાળાં હોય છે. રાનીપરજ લોકો છૂટાછવાયાં ખેતરોમાં છાપરાં નાંખીને રહે છે. કણબીઓનાં ઘરો મોટા માળ અને ઓટલાવાળાં હોય છે, પણ અંદર જુઓ તો ઉપર અને નીચે સળંગ ખંડો, માળ ઉપર ઘાસચારો, ગોતર અને દાણાનાં પાલાં ભરેલાં, અને નીચે ઘરના અરધા ભાગમાં ઢોરોનો વાસો. ગુજરાતમાં બીજે ક્યાંય આ પ્રથા જોવામાં આવતી નથી. જ્યાં લૂટફાટ અને ઢોરઢાંખરની ચોરી થતી હોય ત્યાં ઢોરને ઘરમાં રાખવાનું સમજી શકાય — જોકે જુદાં કોઢારાં રાખવાથી એ ગરજ તો સરે છે જ — પણ બારડોલી જ્યાં લૂટફાટ કે ચોરીનું નામ નથી ત્યાં મોટી હવેલી જેવાં દેખાતાં ઘરોમાં માણસો ઢોરની સાથે રહેવાનું કેમ પસંદ કરતાં હશે એ વાત અજાણ્યા માણસને આશ્ચર્ય પમાડે છે. સત્યાગ્રહની લડતમાં તો ઢોરોએ પણ અગત્યનો ભાગ ભજવ્યો હતો, અને સ્વાસ્થ્ય અને સ્વચ્છતાની વિરુદ્ધ લાગતી આ પ્રથા અણધારી રીતે સત્યાગ્રહને મદદ કરનારી થઈ પડી હતી એ જુદી વાત છે.

તાલુકાના આ બાહ્ય વર્ણનમાં એવી એકે વસ્તુ નથી કે જે એ તાલુકાને ગુજરાતમાં વિશેષ સ્થાન આપવાને કારણરૂપ ગણાય. પણ એ કારણો જોવાને માટે જરા અંતરમાં ઊતરવું પડશે.

બારડોલીને ભલે કોઈ જાણતું ન હોય, પણ ગાંધીજીની દક્ષિણ આફ્રિકાની સત્યાગ્રહી સેનામાં અનેક કણબી, અનાવલા અને મુસલમાનો બારડોલીના હતા. આ બધા ગયા હતા તો ત્યાં

કમાવાના હેતુથી; પણ લડત જાગતાં તેમાંના ઘણા ધંધો છોડીને લડતમાં જોડાયા હતા અને પોતાની વીરતા અને આપભોગની શક્તિનો ગાંધીજીને પરિચય આપ્યો હતો. ૧૯૨૧–૨૨માં સવિનય ભંગનો પ્રથમ પ્રયોગ બારડોલીમાં કરવાનું ગાંધીજીએ નક્કી કર્યું ત્યારે બારડોલીના લોકોનો તેમનો દક્ષિણ આફ્રિકાનો પરિચય પણ ઘણે અંશે તેમાં કારણરૂપ હતો. એ પ્રયોગ તે વેળા કેમ ન થયો તેના કારણમાં અહીં ઊતરવાની જરૂર નથી. પણ એ મહાપ્રયોગને માટે બારડોલી તાલુકો પસંદ કરવામાં આવ્યો હતો એ વાતને કોઈ મિથ્યા કરી શકે એમ નહોતું; અને તે વળા તે મહાપ્રયોગમાં બારડોલી સાંગોપાંગ ઊતરત કે એ પ્રયોગની નીચે ચૂરાઈ જાત એ કહેવું અશક્ય છે, છતાં તે વેળા કેટલીક તૈયારીની તો બારડોલીને ટેવ પડેલી હતી એ સ્પષ્ટ છે. તે વેળા બધા પટેલોએ રાજીનામાં લખીને ગાંધીજીને આપી રાખ્યાં હતાં, અનેક ગામોમાં ‘રાષ્ટ્રી’ (રાષ્ટ્રીય શાળા) ખોલાયેલી હતી, અનેક સ્ત્રીપુરુષોએ લડતમાં સ્વયંસેવક તરીકે પોતાનાં નામ આપ્યાં હતાં, અને ખાદીનો પ્રચાર પણ ઠીક થયો હતો. રાનીપરજ લોકોમાં આત્મશુદ્ધિનો જબરદસ્ત પવન વાયો હતો, અને તેમાંના ઘણાએ દારૂતાડી વગેરે છોડ્યાં હતાં. ગાંધીજીના પકડાયા પછી શ્રી. વલ્લભભાઈએ પોતાના સાથીઓ દ્વારા રચનાત્મક કાર્યક્રમ જોસથી ચાલુ રાખી કોક દિવસ બારડોલીને સત્યાગ્રહને માટે તૈયાર કરવાનાં સ્વપ્નાં સેવ્યાં હતાં. તાલુકાના જુદાજુદા ભાગમાં પાંચ થાણાં સ્થપાયાં હતાં — બારડોલી, સરભોણ, વરાડ, મઢી અને વાંકાનેર અને પાંચે ઠેકાણે કસાયેલા સેવકો આસપાસના વાતાવરણની નિરાશાજનકતાનો વિચાર કર્યા વિના અડંગો નાંખીને પડ્યા હતા. બારડોલીમાં સ્વ. મગનલાલ ગાંધીની દેખરેખ નીચે રાનીપરજ છોકરાઓને વણાટ શીખવવાની શાળા ચાલતી, તેમજ બીજાં થાણાં દ્વારા ખાદીની પ્રવૃત્તિ ધીમેધીમે ચાલતી. ‘રાનીપરજ’ નામનો જન્મ ’૨૧ પછી થયેલો. સરકારી દફતરે અને લોકોને મોઢે એ લોકો ‘કાળીપરજ’ તરીકે ચડેલા હતા. ૧૯૨૬માં એ લોકોની એક પરિષદ ખાનપુર નામના ગામડામાં ભરાઈ ત્યારથી તેમના નામમાં રહેલી કાળી ટીલી ભુંસાઈ,

અને તેમને ‘રાનીપરજ’નું તેમનું સ્થાનસૂચક નામ મળ્યું. ત્યારથી દારૂનિષેધ અને ખાદીપ્રવૃત્તિનું કામ એ લોકોમાં વધતું જ ગયું છે. શ્રી. ચુનીલાલ મહેતા અને તેમનાં પત્ની તો એ લોકોમાં જ દટાઈને બેઠાં હતાં, અને તેમના સહવાસને પરિણામે અનેક ‘કાળીપરજ’ના લોકો ઉજળીપરજ કરતાંયે ચોખ્ખા થઈને બેઠા છે. ભાઈ લક્ષ્મીદાસ પુરુષોત્તમ અને ભાઈ જુગતરામે બારડોલીની ઉદ્યોગશાળામાં કેળવેલા અનેક રાનીપરજ યુવાનો પોતાની કોમની સેવાને માટે તૈયાર થતા ગયા છે. સરભોણ અને વરાડ થાણાંમાં ધારેલું કામ ન થઈ શક્યું છતાં કાર્યકર્તાઓ તો ત્યાં વળગી જ રહેલા. ભાઈ ઝવેરભાઈ પટેલ વરાડમાં રાષ્ટ્રીય શાળા ચલાવતા, અને એ શાળા ચલાવતાં ચલાવતાં વર્ષમાં ૧૨ લાખ વાર સૂતર કાંતવાનો યજ્ઞ તેમણે પૂરો કરેલો. ભાઈ નરહરિ પરીખ, જેમણે ૧૯૨૬માં શ્રી. જયકરના રિપોર્ટની સારી રીતે ખબર લઈને બારડોલીના ખેડૂતોની ખરી સ્થિતિ ગુજરાતની આગળ મૂકી તેઓ સરભોણ આશ્રમમાં બેસી ‘બેઠા બળવા’ની તૈયારીનાં બીજ રોપવામાં રોકાયા હતા, અને બીજ રોપવામાં તેમણે શ્રી. શંકરલાલ બેંકર જેવાને પણ એક વર્ષ માટે ત્યાં ખેંચ્યા હતા. આ તૈયારીમાં એકવાર તેમને સાત દિવસના ઉપવાસ કરીને જેમની સેવા કરતા હતા તેમની સામે સત્યાગ્રહ કરવાનો પ્રસંગ આવ્યો હતો. આમ અનેક રીતે કાર્યકર્તાઓ આ લોકોની સાથે પોતાનો સંબંધ જાળવી રહ્યા હતા, અને ગાંધીજીએ સત્યાગ્રહને માટે પસંદ કરેલી ભૂમિ બારડોલી હતી એ સ્મરણ લોકોમાં જાગૃત રાખતા હતા.

હવે લોકોનું થોડું સ્વભાવવર્ણન આપવું જરૂરનું છે, કારણ તેમની કેટલીક ખાસિયતો જાણે તેઓ સત્યાગ્રહને માટે સરજાયા હોય એવી લાગે છે. તાલુકાના કણબીઓમાં લેઉવા, કડવા, મતિયા, ભક્ત પાટીદાર, ચરોતરિયા એવા વિભાગ છે, પણ દરેક કોમનું બંધારણ આજના સુધારાના જમાનામાં પણ એવું ટકી રહ્યું છે કે તેની મારફતે કાંઈ સારું કામ કરાવવાની કોઈનામાં શક્તિ હોય તો કરાવી શકે. બહિષ્કારનું શસ્ત્ર એ લોકોને અજાણ્યું નથી. સમાજની સામા થઈ દુરાચાર કરનારને અને તેના વંશને વર્ષોનાં

વર્ષો સુધી બહિષ્કૃત કર્યાના દાખલા આ કોમોમાં મળે છે. શ્રી. વલ્લભભાઈને આ બંધારણ પોતાના પ્રયોગને માટે સારાં સાધન તરીકે કામ આવ્યાં. એ કોમની સ્ત્રીઓની કેટલીક વિશિષ્ટતા તેમને ગુજરાતની સ્ત્રીઓમાં વિશિષ્ટ સ્થાન આપે એવી છે. સવારથી સાંજ સુધી ઘરમાં અને ખેતરમાં પુરુષોની સાથે કામ કરનારી એ બહેનોમાં એક પ્રકારની નિર્મળતા અને વીરતા છે જે બીજી કોમોમાં ઓછી જોવામાં આવે છે. આખી કોમને વિષે એમ કહી શકાય કે એ ધર્મભીરુ કોમ છે, કદાચ વહેમી પણ હશે, પણ એ વહેમમિશ્રિત ધર્મભીરુતામાં પણ પ્રતિજ્ઞાને પવિત્ર સમજીને તેને ગમે તે ભોગે પાળવાની શક્તિ ભરેલી છે. રાનીપરજ લોકોના જેવી ભોળી અને નિષ્કપટ કોમ તો ભાગ્યે જ બીજી કોઈ હશે. આ બે મોટી કોમોના સહવાસમાં રહીને બીજી કોમોમાં પણ તેમના કેટલાક ગુણો ઊતર્યા છે, અને પરિણામે આખી પ્રજા શાંતિપ્રિય, અને 'કાયદો અને વ્યવસ્થા'ને સ્વાભાવિક રીતે માનનારી છે. આ તાલુકામાં ફોજદારી ગુનાઓનું પ્રમાણ ઘણું ઓછું છે, અને દીવાની દાવાઓને માટે મુનસફની કોર્ટ તો તાલુકામાં છે જ નહિ.

આવા લોકોમાં સત્યાગ્રહનું બીજ ઊગી નીકળે અને ફળે એમાં આશ્ચર્ય નથી. ગાંધીજી 'દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહ'ના ઇતિહાસની પ્રસ્તાવનામાં કહે છે: "જેમાં કાંઈ છૂપું નથી, જેમાં કાંઈ ચાલાકી કરવાપણું નથી રહેતું, જેમાં અસત્ય તો હોય જ નહિ, એવું ધર્મયુદ્ધ તો અનાયાસે જ આવે છે, અને ધર્મી તેને સારુ હમેશાં તૈયાર જ હોય છે. પ્રથમથી રચવું પડે તે યુદ્ધ નથી. ધર્મયુદ્ધના રચનાર ને ચલાવનાર ઈશ્વર છે. તે યુદ્ધ ઈશ્વરને નામે જ ચાલી શકે, અને જ્યારે સત્યાગ્રહીના બધા પાયા ઢીલા થઈ જાય છે, તે છેક નિર્બળ બને છે, ચોમેર અંધકાર વ્યાપે છે ત્યારે જ ઈશ્વર તેને સહાય કરે છે. મનુષ્ય જ્યારે રજકણથી પોતાને નીચો માને છે ત્યારે ઈશ્વર તેને સહાય કરે છે. નિર્બળને જ બળ રામ આપે છે." બારડોલીના લોકોની નિર્બળતાએ જ જાણે તેમને સત્યાગ્રહને માટે લાયક બનાવ્યા.

## ૨

# ભક્ષણનીતિ

"૮૦ ટકા ખેડૂતવસ્તીવાળા આ દેશમાં ખેડૂત માટે જેવા રાક્ષસી કાયદા છે તેવા ધરતીના પડ ઉપર ક્યાંયે નહિ મળે."

આ બારડોલી સત્યાગ્રહની ઉત્પત્તિના વર્ણન ઉપર આવીએ તે પહેલાં આ દેશમાં, અથવા આ પ્રાંતમાં, ચાલતી જમીનમહેસૂલનીતિ વિષે થોડી હકીકત આપવી જરૂરની છે. 'સર્વે' ક્યારથી અને કેમ શરૂ થઈ, મહેસૂલઆકારણી કેવી રીતે થવા માંડી એ બધી વસ્તુના ઇતિહાસમાં અહીં નહિ ઊતરી શકાય. આ ઇતિહાસ વાંચનારે જાણવાજોગી કેટલીક હકીકત આ પ્રકરણમાં રજૂ કરીશ.

જમીનમહેસૂલ એ 'કર' છે કે 'ભાડું' અથવા ગણોત' છે એ સવાલ એકવાર બહુ ચર્ચાતો અને સરકારી અમલદારો પણ નિષ્પક્ષ રીતે તેને ચર્ચતા. લેફ્ટેનન્ટ કર્નલ બ્રિગ્ઝ નામના એક લેખકે જમીનમહેસૂલ ઉપર પ્રકાશ પાડનાર એક મહત્ત્વનો ગ્રંથ લખ્યો હતો તેમાં બતાવ્યું હતું કે સેંકડો વર્ષો થયાં જમીનનો માલિક એ જમીનનો ભોગવટો કરનાર ખેડૂત મનાતો આવ્યો છે, સરકાર માલિક નથી, પણ અંગ્રેજ સરકાર તો જમીનની માલિક થઈ બેઠી છે અને વધારેમાં વધારે મહેસૂલ ઉત્પન્ન કરવાનું સાધન એને માને માને છે. આ ગ્રંથ ૧૮૩૦માં લખાયો હતો. ૧૮૫૩માં આમની સભાની એક કમિટી આગળ પુરાવો આપનાર એક અંગ્રેજ અમલદારે કબૂલ કર્યું હતું કે જમીનમહેસૂલ ઠરાવવામાં

ખેડુતનો અભિપ્રાય લેવામાં નથી આવતો, એને કહેવામાં આવે છે કે આટલું તારે આપવું પડશે, તને પરવડે તો ભર નહિ તો જમીન છોડ. પણ સને ૧૮૫૬માં કોર્ટ ઑફ ડિરેક્ટર્સે એક ખરીતો બહાર પાડ્યો હતો તેમાં જાહેર કર્યું હતું કે જમીનમહેસૂલ એ ભાડું નથી પણ 'કર' છે. સર ચાર્લ્સ વુડ અને લૉર્ડ લિટને પણ એ વસ્તુ સ્વીકારી હતી. બેડન પોવેલ નામનો લેખક, જેણે ગયા સૈકાની આખરમાં પોતાનું જમીનની આકારબંધી સંબંધી પુસ્તક લખ્યું હતું તેણે પણ કહ્યું છે કે જમીનમહેસૂલ એ જમીનની આવક ઉપર એક પ્રકારનો કર છે, પણ હવે એ 'કર' છે કે 'ભાડું' એ ચર્ચા કરવી નિરર્થક છે. નિરર્થક છેસ્તો! કારણ સરકાર એ મહત્ત્વના ભેદની અવગણના કરી, જમીનની માલિક થઈ પડી છે, અને એ ચર્ચાને નિરર્થક કરી મૂકી છે. નહિ તો એ ચર્ચા અતિશય મહત્ત્વની છે, કારણ જમીનમહેસૂલના કાયદાની આકરામાં આકરી કલમો, ખેડુતથી જમીનમહેસૂલ ન ભરી શકાય તો ખેડુતની હજારગણી કિંમતની જમીન ખાલસા કરવાનો સરકારને અધિકાર આપનારી રાક્ષસી કલમો, સરકારે માની લીધેલા માલિકીહક-માંથી ઉત્પન્ન થએલી છે. આજે તો એટલે ૧૯૨૪ના માર્ચમાં, સરકારના જમીનમહેસૂલખાતાનો પ્રધાન (રેવન્યુ મેંબર) બેધડક રીતે કહે છે કે જમીન સરકારની જ છે, એમાંથી પુષ્કળ આવક થાય છે અને એ આવકથી જ વહીવટ ચાલે છે. એટલે ગમે તેમ થાય તોપણ એ આવક છોડાય નહિ. આ ઉચાપતનીતિ-માંથી જમીનમહેસૂલના પ્રશ્નની અટપટી ગૂંચો ઊભી થઈ છે, એનો જ આશરો લઈને સરકારે વર્ષોનાં વર્ષો થયાં ખેડુતોને રંજાડ્યા છે, તેમની દાદ ફરિયાદ સાંભળવાને દીવાની કોર્ટને હક રહ્યો નથી, અને ધારાસભાને પણ સરકારના ઠરાવમાં હાથ ઘાલવાનો હક નથી.

આ નીતિને પરિણામે, ખેડુતને જમીનમહેસૂલમાં દખલ કરવાનો કશો અધિકાર નથી એ સિદ્ધાન્તને પરિણામે, જ્યાંજ્યાં જમીનમહેસૂલની કાયમની જમાબંધી થઈ નથી ત્યાંત્યાં જમીન-મહેસૂલ ઉત્તરોત્તર વધતું જ ગયું છે. ૧૮૬૨માં લૉર્ડ કેનિંગે

આખા દેશને માટે કાયમની જમાબંધી કરવાની ભલામણ કરી હતી, પણ એ ભલામણ કાગળ ઉપર જ રહેલી અને પાછળથી તે કાગળ ઉપરથી પણ રદ કરવામાં આવી. ભાગ્યે જ બીજો એવો ઇલાકો હશે કે જ્યાં જમીનમહેસૂલના દર મુંબઈ ઇલાકા જેટલા આકરા હોય, અને મુંબઈ ઇલાકામાં પણ એવા ભાગ બીજા નથી કે જ્યાં સરકારધારો ગુજરાત જેટલો વધારે હોય. રાવબહાદુર જોષીએ જમીનમહેસૂલના પ્રશ્ન ઉપર પચીશેક વર્ષ ઉપર એક લેખમાળા બહાર પાડી હતી તેમાં તેમણે જણાવ્યું હતું કે મુંબઈ ઇલાકામાં બીજા કોઈ પણ ઇલાકાના કરતાં માથાદીઠ જમીનમહેસૂલનો દર વધારે છે (એટલે કે માથાદીઠ બે રૂપિયા), એકરદીઠ દર ગુજરાતના જિલ્લાઓમાં વધારેમાં વધારે છે (એટલે કે એકરે રૂપિયા ચાર), અને ગુજરાતમાં પણ સુરત જિલ્લામાં વધારેમાં વધારે છે (એટલે કે એકરે પાંચ રૂપિયા નવ આના). બારડોલીનો જ દાખલો લઈએ તો જમીનમહેસૂલ ૧૮૬૪થી વધતું જ ગયું છે: ૧૮૬૬–૬૭ પહેલાં રૂ. ૩,૧૮,૧૬૨ હતું તે ૧૮૬૬–૬૭માં રૂ. ૪,૦૦,૯૩૯ થયું, ૧૮૯૭–૯૮માં રૂ. ૪,૫૮,૩૧૭ અને ૧૯૨૩–૨૪ માં રૂ. ૫,૧૪,૭૬૨ થયું. તેમાં શ્રી. જયકરે ૩૦ ટકા વધારો સૂચવ્યો, મિ. ઍંડર્સને ૨૯ ટકા સૂચવ્યો, સરકારે ૨૨ ટકા સૂચવ્યો, અને પછી ૨૨ ના ૨૦ ટકા કીધા.

સરકારનો કાયદો જમીનમહેસૂલ ખેતીના નફા પ્રમાણે આકારવાનું કહે છે. પણ ખેતીનો નફો નક્કી કરવાનું કોઈને સૂઝ્યું નથી, અથવા તો ખેતીમાંથી નફો થાય છે કે કેમ એ તપાસવાની કોઈને જરૂર જ જણાઈ નથી. જમીનમાંથી ઉત્પન્ન દહાડે દિવસે વધતું જાય છે એમ તો કોઈ અમલદાર કહેતો નથી જ, પણ કોઈ માલની કિંમત વધી છે એ કારણ આપે છે, તો કોઈ તાલુકાની આબાદી લોકોનાં ઘરબાર અને બીજી બાહ્ય સ્થિતિમાં મહેસૂલ વધારવાનું કારણ જુએ છે, કોઈ ગણોત અને વેચાણના આંકડા ઉપર પોતાનું મંડાણ માંડે છે તો કોઈ સુધરેલા રસ્તા અને વધેલી બજારની સગવડ ઉપર પોતાનો આધાર રાખે છે, કોઈ લોકોએ દારૂ પીવાનો છોડ્યો એ હકીકતને સબળ કારણ માને છે તો કોઈ

લોકો દારૂ પીવાનો શોખ વધારતા જાય છે એ વાતને સબળ કારણ માને છે! જમીનમહેસૂલ વધારવું જ છે તેને બહાનાંની શી ખોટ? તેં નથી બગાડ્યું તો તારા બાપે, નહિ તો તારા બાપના બાપે!

ઉપર જોઈ ગયા કે આ ઉચાપતનીતિની સામે દાદફરિયાદ શી રીતે હોય? ૧૮૭૩માં સરકારી અમલદારે કરેલી મહેસૂલ-આકારણીની સામે હાઈકોર્ટમાં એક દાવો મંડાયો હતો, અને હાઈકોર્ટે ફરિયાદીના પક્ષમાં ચુકાદો આપ્યો હતો. આથી સરકારી અમલદારોમાં ખળભળાટ પેદા થયેલો, અને પરિણામે ‘રેવન્યુ જ્યુરિસડિક્શન ઍક્ટ’ પસાર કરવામાં આવ્યો જેથી દીવાની અદાલતોનો જમીનમહેસૂલની બાબતમાં વચ્ચે પડવાનો અધિકાર લઈ લેવામાં આવ્યો, અને સેટલમેંટ અમલદારને ગમે તે મહેસૂલ ઠરાવવાનો પટ્ટો મળ્યો. હિંદુસ્તાન સરકાર કે મુંબઈ સરકાર પણ કશી દાદ દે એવું રહ્યું નથી. શ્રી. ચિકોડી પોતાના એક અભ્યાસ-પૂર્ણ લેખમાં કહે છે તેમ, “આ સુધારા તો શાપરૂપ નીવડ્યા છે. દીવાની અદાલતનું કશું ચાલે નહિ; હિંદુસ્તાન સરકારના હક ઓછા કરવામાં આવ્યા છે, પોતાનો અંકુશ તે આજના સંજોગોમાં વાપરવા ઇચ્છતી નથી. જમીનમહેસૂલનો પ્રશ્ન પ્રાંતીય છે અને સરકારે ‘રિઝર્વ્ડ’ (અનામત) રાખેલો છે. એટલે એ પ્રશ્નમાં સ્થાનિક સરકાર જ કુલ મુખત્યાર છે.”

સને ૧૯૧૯ના હિંદુસ્તાનના રાજ્યતંત્રના કાયદા ઉપર વિચાર કરવાને માટે પાર્લામેન્ટે એક જૉઇંટ કમિટી નીમી હતી. તેની આગળ જમીનમહેસૂલઆકારણી ઉપર ધારાસભાનો અંકુશ રાખવા માટેનો પુરાવો રજૂ કરવામાં આવ્યો હતો, અને તે કમિટીએ જમીનમહેસૂલ વધારવાના સંબંધમાં સરકારે કેવું ધોરણ સ્વીકારવું જોઈએ તે વિષે નીચેનાં વચનો પ્રગટ કર્યાં હતાં:

“જ્યારે કંઈ નવો કર નાંખવામાં આવે, ત્યારે તે ધારાસભાની આગળ લાવવાનો શિરસ્તો થવો જોઈએ. ખાસ કરીને જમીનમહેસૂલ એ કેવળ ગણોત છે, કે માત્ર કર છે, એ વિષે કંઈ પણ અભિપ્રાય આપ્યા વિના અમારી સલાહ છે કે **જમીનમહેસૂલના આકાર વધારવાની રીત**

જેમ બને તેમ જલદી ધારાસભાઓની હકુમતમાં આવવી જોઈએ. . . . . આ કમિટીને લાગે છે કે જમીનમહેસૂલ નક્કી કરવાનાં મુખ્ય ધોરણો, જમીનની કિંમત કાઢવાની રીત, સરકારધારો અને ગણોતનું પ્રમાણ, જમાબંધીની મુદત અને વધારવાનું ધોરણ — એવી એવી ખેડૂતોના કલ્યાણની સાથે સંબંધ ધરાવનારી બાબતો વિષે કાયદો કરવાનો સમય આવી પહોંચ્યો છે.”

આ વચનો તે ૧૯૨૪ સુધી વચનો રહ્યાં. મુંબઈ ધારાસભાના એક સભ્યને થયું કે આ વચનોનો અમલ કરાવી શકાય તો કરાવવો, તેટલા માટે એમણે એવો ઠરાવ રજૂ કર્યો, કે ‘એ વચનોનો અમલ થાય એટલા માટે અને એ વચનો મુજબ કાયદો ઘડવાનું સૂચવવાને માટે ધારાસભાએ પોતાના સરકારી અને લોકનિયુક્ત સભ્યોની કમિટી નીમવી, જેમાં લોકનિયુક્ત સભ્યોની બહુમતી હોય, અને એ કમિટીએ ભલામણ કરેલો કાયદો પસાર થાય નહિ ત્યાં સુધી કોઈ પણ રિવિઝનનું કામ શરૂ ન કરવામાં આવે, અને નવી આકારણી દાખલ ન કરવામાં આવે.’ સરકારને આ ઠરાવ શેનો ગળે ઊતરે? સરકારી સભ્યોએ એનો વિરોધ કર્યો, પણ બહુમતીથી એ પસાર થયો. કાયદો કરવાને માટે કમિટી નીમવાની વાત તો પાર્લામેંટની હતી એટલે ઠરાવના તેટલા ભાગનો અમલ કરી એક કમિટી નીમી, પણ ઠરાવનો કાળા અક્ષરે છાપેલો ભાગ જે ઘણા મહત્ત્વનો હતો તે વિષે અખાડા કર્યા. આ વાતનેયે બીજાં ત્રણ વર્ષ થયાં, જોઇંટ કમિટીની ભલામણનો મૂળ અર્થ કોરે રહ્યો. કમિટી નિમાઈ, પણ એક પછી એક તાલુકાની આકારણી તો ચાલુ જ રહી, અને ધારાસભાનો ઠરાવ ન જ થયો હોય એવી રીતે સરકાર વર્તી. ત્યારપછી ૧૯૨૭માં સરકારને જાગ્રત કરવાનો બીજો એક ઠરાવ ધારાસભા આગળ આવ્યો. એ ઠરાવમાં ધારાસભાએ ગવર્નર અને તેની કાઉંસિલને ભલામણ કરી, કે ‘મહેસૂલકમિટી નિમાઈ છે તેની ભલામણ ધ્યાનમાં લઈને કાયદો ઘડવામાં આવે, અને ૧૯૨૪માં થયેલા ઠરાવ છતાં અનેક રિવિઝન સેટલમેંટ થયાં છે માટે એ કાયદાનો અમલ ૧૯૨૪ના માર્ચ મહિના પછી થયેલા સેટલમેંટને વિષે પણ થાય, અને એ

**કાયદો થાય ત્યાં સુધી એવાં રિવિઝન સેટલમેંટ મુજબ વધારેલો ધારો ન લેવાની સરકારી અમલદારોને સરકાર ભલામણ કરે.'**

આ ઠરાવ પણ ધારાસભામાં ૫૨ વિરુદ્ધ ૨૯ મતે પસાર થયો. એ વાતને એક વર્ષ થયું. પેલો કાયદો તો થાય ત્યારે ખરો, પણ ધારાસભાના ઉપર કહેલા બન્ને ઠરાવો છતાં સરકાર ઠંડે પેટે અનેક તાલુકાઓનું મહેસૂલ વધાર્યે ગઈ. પેલી મહેસૂલઆકારણીના નિયમો સૂચવનારી કમિટીએ રિપોર્ટ રજૂ કર્યો, એ રિપોર્ટની જે ગતિ થઈ તેનો ઇતિહાસ હિંદુસ્તાનના જમીનમહેસૂલના કાળા ઇતિહાસમાં એક વધુ પ્રકરણ ઉમેરે છે. એ કમિટીમાં ૨૨ સભ્યો હતા. તેમાં ત્રણ વિભાગના કમિશનરો અને બીજા મહેસૂલખાતાના કેટલાક અમલદારોનું એક સમક હતું. એ સમકે કમિટીના બીજા સભ્યોથી જુદા પડી પોતાનો ભિન્નમત રજૂ કર્યો. સરકારે પોતાના ઠરાવમાં આ સમકનો ભિન્નમત સ્વીકારીને જણાવ્યું કે મહેસૂલ ગણોતનો જ આધાર રાખીને ઠરાવવું જોઈએ! કમિટીએ વધુમતે ઠરાવ્યું હતું કે ખેડૂતને જે ચોખ્ખો નફો થાય તેના ૨૫ ટકા જેટલો સરકારધારો હોવો જોઈએ, પણ સરકારે પેલા સમકનો મત સ્વીકારીને ઠરાવ્યું કે ૫૦ ટકા જેટલો સરકારધારો લેવાની 'ચાલુ' પદ્ધતિને વળગી રહેવું જોઈએ! કમિટીએ ભલામણ કરી હતી કે કોઈ પણ રિવિઝન કરવામાં આવે એટલે તેની તપાસ કરવાને માટે એક કાયમની 'ઍડવાઇઝરી કમિટી' (સલાહકાર સમિતિ) નિમાવી જોઈએ, તે ભલામણ પણ સરકાર ઘોળીને પી ગઈ! કમિટીએ એક વ્યવહારુ અને નિર્દોષ સૂચના કરી હતી કે સેટલમેંટ અમલદારે તાલુકા લોકલ બોર્ડે નિમેલા ખેડૂતોના બે સભ્યોને પોતાની તપાસ દરમ્યાન મદદ માટે સાથે રાખવા. એ સૂચના પણ પેલા સમકના અભિપ્રાય સાથે સંમત થઈને સરકારે ઉડાવી દીધી!

આમ જૉઇંટ પાર્લમેંટરી કમિટીની ભલામણનો અમલ કરવાને માટે નિમાયેલી કમિટીની ભલામણો સરકાર ગળી ગઈ અને ચાલુ અનિષ્ટ પ્રથાને કાયમ રાખવાને માટે જ પેરવી કરી. આ

કમિટીની ભલામણ પ્રમાણે કાયદો થાય ત્યાં સુધી તો ધીરજ રાખો, ત્યાં સુધી રિવિઝન કરવાં મોકૂફ રાખો, સરકાર કાયદો કરતાં ઢીલ કરે તેથી ગરીબ ખેડૂતોને નાહકનો માર ન મારો એમ સૂચવવામાં આવ્યું, ત્યારે સરકારના મહેસૂલમંત્રીએ કહ્યું: 'શું કરીએ? **અમારી તિજોરી ખૂટી ગઈ છે.** ૨૫ તાલુકામાં ૧૦॥ લાખનો વધારો થયો છે તે મૂકી દેવામાં આવે તો સરકારની શી દશા થાય?' આમ એક તરફથી નવા થનારા કાયદાને નકામો કરવાની પેરવી થઈ રહી, બીજી તરફથી એક પછી એક તમામ તાલુકાઓનું કાટલું કઢાતું ગયું!

આજના જમાનાના મહેસૂલમંત્રીના આ ઉદ્‌ગારો સાથે અગાઉના સરકારી અમલદારોના ઉદ્‌ગારો સરખાવીએ. ફ્રેઝર ટાઇલરે ૧૮૪૧માં કહ્યું હતું: 'મહેસૂલઆકરણી એ ખેડૂતના કલ્યાણનો વિષય હોવાથી એ આકારણી કરતાં આપણે એ વિચારવું જોઈએ કે સરકારે ખેડૂતની પાસે કેટલું રહેવા દેવું જોઈએ, નહિ કે ખેડૂત સરકારને કેટલું આપી શકે છે.' ૧૮૬૪માં મુંબઈના ગવર્નર સર બાર્ટલ ફ્રીઅરે કહ્યું હતું: 'સરકારે સાફ ઠરાવ્યું છે કે સરકારની તિજોરીની શી સ્થિતિ છે તેનો વિચાર તો ગૌણ છે, ખરો વિચાર તો લોકોના કલ્યાણનો છે, મહેસૂલ વધાર્યા ઘટાડ્યાથી ખેડૂતની શી સ્થિતિ થશે તેનો છે.'

ખેડૂતના લોહીનું છેલ્લું ટીપું ચૂસવાની આ નીતિ જ એવી છે કે જેની સામે કર ન ભરવાના સત્યાગ્રહની એક મોટી લડત લડાવી જોઈએ. પણ શ્રી. વલ્લભભાઈ પટેલ પાસે સને ૧૯૨૮માં એ મોટી લડતનો વિચાર નહોતો, એમને તો એક નાનકડા પ્રશ્ન ઉપર જ લડત લડી લેવી હતી. પણ એનો વિચાર આવતા પ્રકરણમાં કરશું.

# ૩

# બારડોલીમાં શું બન્યું?

## સરકારપક્ષ

"તમે ઊંઘ આરામમાં પડી ગયા હતા અને આંખો મીંચીને માથે પડે તે ભર્યે જતા હતા. ઍન્ડર્સન સાહેબે તમારી આંખ ઉઘાડી તે બહુ સારું કર્યું."

ગયા પ્રકરણમાં જણાવેલી અંધાધૂંધીનો ભોગ અનેક તાલુકાઓ થઈ પડ્યા તેમાંનો એક બારડોલી પણ હતો. બારડોલીની છેલ્લી જમાબંધી સને ૧૮૯૬માં થઈ હતી, અને મુંબઈ ઇલાકામાં ચાલતી પ્રથા પ્રમાણે ત્રીસ વરસ પછી એટલે સને ૧૯૨૬માં એમાં સુધારો ('રિવિઝન') કરવાનો સમય આવી પહોંચ્યો હતો. આ સુધારાનું કામ પ્રોવિન્શ્યલ સિવિલ સર્વિસના શ્રી. જયકરને સોંપવામાં આવ્યું, જે એ વેળા સૂરતના એક ડેપ્યુટી કલેક્ટર હતા. એમને આવાં કામનો કશો જ પૂર્વઅનુભવ નહોતો. એમણે ૧૯૨૫ની શરૂઆતમાં પોતાનું કામ શરૂ કર્યું, અને પાંચ મહિનામાં બારડોલી અને ચોર્યાસી એ તાલુકાનાં 'રિવિઝન' તૈયાર કરીને સરકારને મોકલ્યાં. બારડોલીના રિપોર્ટ ઉપર તા. ૩૦મી જૂન, ૧૯૨૫ની તારીખ છે, પણ તે રિપોર્ટ તા. ૧૧મી નવેમ્બર, ૧૯૨૫ સુધી સરકારને મોકલી શકાયો નહિ. કારણ શ્રી. જયકરે રિપોર્ટની સાથે મોકલેલા કાગળમાં જણાવ્યું છે તે પ્રમાણે "રિપોર્ટનો ખરડો

સેટલમેન્ટ કમિશનર સાહેબને મોકલવામાં આવ્યો હતો, અને ગણોત, વેચાણ વગેરે વિષેના કેટલાક ફકરાઓમાં તેમણે સૂચવેલા સુધારા કરીને તે પાછો તેમના ઉપર પાસ થવા માટે મોકલવામાં આવ્યો હતો. હવે એ પાસ થઈને આવ્યો છે અને તે શિરસ્તા મુજબ સરકારને મોકલવામાં આવે છે." આ તેમણે સૂરતના કલેક્ટર તરીકે લખેલું. સેટલમેન્ટ ઑફિસરનો રિપોર્ટ સામાન્ય રીતે કલેક્ટર મારફતે સરકારને મોકલવામાં આવે છે. કલેક્ટર તેના ઉપર શેરો કરે છે, અને સેટલમેન્ટ કમિશનરને રવાના કરે છે. શ્રી. જયકરનો રિપોર્ટ કલેક્ટરનો શેરો મેળવવા ભાગ્યશાળી નહિ થયો, કારણ તે વેળા શ્રી. જયકર પોતે જ કામચલાઉ કલેક્ટર થયા હતા. પણ સરકારી ઠરાવની ભાષામાં, "અગાઉ સૂરતના કલેક્ટર તરીકે કામ કરેલું એવા સેટલમેન્ટ કમિશનરે એને ઝીણવટથી તપાસ્યો અને લગભગ આખો રિપોર્ટ ફરી લખી કાઢ્યો છે." એટલે આપણે જે રિપોર્ટ શ્રી. જયકરના રિપોર્ટ તરીકે જોઈએ છીએ તે તેમનો મૂળ રિપોર્ટ નથી પણ સેટલમેન્ટ કમિશનર મિ. ઍંડર્સને 'લગભગ આખો ફરી લખી કાઢેલો' રિપોર્ટ છે. મૂળ નમૂનો કેવો હશે એ ભગવાન જાણે. પણ, સંભવ છે કે ગણોત વેચાણવાળા ફકરાઓ શ્રી. જયકરના હોવાને બદલે આખા મિ. ઍંડર્સનના લખેલા હોય.

પણ આપણે શ્રી. જયકરના રિપોર્ટમાં બારડોલી વિષે શી ભલામણ કરવામાં આવી તે ઉપર આવીએ. શ્રી. જયકરે આખા તાલુકામાં ચાલતા મહેસૂલના દરમાં પચીસ ટકા વધારો સૂચવ્યો, પણ ૨૩ ગામોને નીચલા વર્ગમાંથી ઉપલા વર્ગમાં ચડાવવામાં આવ્યાં એટલે પરિણામે એ ગામોના ઉપર ઉપલા વર્ગના વધારે મહેસૂલનો અને મહેસૂલના વધારેલા દરનો એમ બેવડો માર પડ્યો, અને આખા તાલુકાનું મહેસૂલ ૩૦ ટકા વધી ગયું. મૂળ મહેસૂલ રૂ. ૫,૧૪,૭૬૨ હતું તેને બદલે તે રૂ. ૬,૭૨,૨૭૩ કરવાની ભલામણ થઈ. આ ભલામણનાં કારણો તેમણે નીચે પ્રમાણે જણાવ્યાં હતાં :

૧. ગયા રિવિઝન પછી ટાપ્ટી વેલી રેલ્વે નવી ખોલવામાં આવી અને તાલુકામાં અનેક પાકા નવા રસ્તાઓ થયા છે.

૨. વસ્તીમાં ૩,૮૦૦નો વધારો થયો છે.

૩. ખેતીવાડીનાં સાધનો, ગાડાં અને દૂઝણાં ઢોરોમાં વધારો થયો છે.

૪. પહેલા ‘રિવિઝન’ પછી અનેક પાકાં મકાનો વધ્યાં છે, જે ઉપરથી લોકોની સમૃદ્ધિનું માપ મળે છે.

૫. કાળીપરજ લોકોમાં કેળવણી અને દારૂનિષેધથી તેમની સ્થિતિમાં સુધારો થયો છે.

૬. અનાજ અને કપાસના ભાવમાં અસાધારણ ઉછાળો થયો છે.

૭. ખેતીની મજૂરી બમણી વધી ગઈ છે.

૮. જમીનની કિંમતમાં વધારો જ થતો જાય છે, અને ગણોતના પ્રમાણમાં જમીનના આકારમાં ઘટાડો થતો જાય છે.

પણ ૩૦ ટકાનો વધારો સૂચવવામાં જે કારણ શ્રી. જયકરને વધારેમાં વધારે મહત્ત્વનું લાગ્યું તે તો એ હતું કે ૩૦ વરસ ઉપર જમીનમાંથી ઉત્પન્ન થતા પાકની કિંમતમાં ઊંચા ભાવને લીધે સને ૧૯૨૪માં રૂ. ૧૫,૦૮,૦૭૭નો વધારો થયો છે.

આ રિપોર્ટ ૧૯૨૬ની શરૂઆતમાં પ્રસિદ્ધ થયો. ‘પ્રસિદ્ધ થયો’ કહેવામાં મારી ભૂલ થાય છે. આ રિપોર્ટો પ્રસિદ્ધ થતા જ નથી. એક અગાઉના ઍસિસ્ટન્ટ કલેક્ટર શ્રી. શિવદાસાનીએ ૧૯૨૮ના માર્ચ મહિનામાં ધારાસભામાં કરેલા પોતાના ભાષણમાં જણાવ્યું હતું તેમ: “સેટલમેન્ટ ઑફિસરના રિપોર્ટની નકલો લોકોમાં જોઈએ એટલી પ્રસિદ્ધ જ થતી નથી. તાલુકા કચેરીમાં એક નકલ રાખવામાં આવે છે, અને ખેડૂતો તે વાંચી લેશે અને તેના ઉપર પોતાના વાંધાઓ મોકલી આપશે એમ માની લેવામાં આવે છે. . . . આ રિપોર્ટ ઘણીવાર તો અંગ્રેજીમાં જ હોય છે. . . . અરે, એકવાર તો મને એવી ખબર મળી હતી કે કેટલાક તાલુકાઓમાં મામલતદારે લોકોને નકલ પણ લેવા દીધી નહોતી.” બારડોલી રિપોર્ટ પણ આ જ અર્થમાં પ્રસિદ્ધ થયો હતો, એટલે કે તાલુકા કચેરીમાં જઈને જેને એ જોવો હોય તે જોઈ આવે. બારડોલી તાલુકાની સમિતિએ આ રિપોર્ટની

તપાસ કરી તેના રદિયા તૈયાર કરવાને માટે એક કમિટી નીમી. તેના પ્રમુખ ભાઈ નરહરિ પરીખ હતા. કમિટીએ રિપોર્ટની નકલની ગમે એટલી કિંમત આપવાનું કહ્યું, પણ ભાઈ નરહરિને તાલુકા કચેરીમાં જઈને રિપોર્ટ વાંચવો હોય તો વાંચી જવો અને તેમાંથી ઉતારા કરવા હોય તો કરવા એમ કહેવામાં આવ્યું. આ પ્રમાણે ઉતારા લઈ, રિપોર્ટનો અભ્યાસ કરી, કમિટી તાલુકામાં ફરી વળી અને સેટલમેન્ટ ઑફિસરે જણાવેલી હકીકતોને ખોટી પાડનારો પુરાવો ભેગો કર્યો, અને ભાઈ નરહરિ પરીખે 'નવજીવન'માં એક લેખમાળા લખીને રિપોર્ટની વિસ્તીર્ણ સમાલોચના કરી. ગુજરાત મહાવિદ્યાલયના અધ્યાપક શ્રી. મલકાનીએ 'યંગ ઇંડિયા'માં એવા જ કેટલાક લેખો લખ્યા.

આટલું કરીને બેસી ન રહેતાં બારડોલીના ખેડૂતોએ ૧૯૨૭ના જાન્યુઆરી મહિનામાં એક પરિષદ ભરી અને રા. બ. ભીમભાઈ નાયક અને શ્રી. શિવદાસાનીની આગેવાની નીચે સરકારને એક ડેપ્યુટેશન મોકલવાનો ઠરાવ કર્યો. ૧૯૨૭ના માર્ચ મહિનામાં આ સભ્યો કેટલાક ખેડૂતોને લઈને રેવન્યુ મેમ્બર મિ. રૂને મળ્યા. મિ. રૂએ તેમને ગયા હતા તેવા જ વિદાય કર્યા. એ જ વરસના મે માસમાં રા. બ. ભીમભાઈ નાયકે સેટલમેન્ટ ઑફિસરના રિપોર્ટનો વીગતવાર જવાબ આપનારી એક લાંબી અરજ સરકારને મોકલી. તે પણ દફતરે નંખાઈ. ૧૯૨૭ના જુલાઈ મહિનામાં સરકારે એક ઠરાવ બહાર પાડ્યો. તેમાં તેમણે સેટલમેન્ટ કમિશનરની સૂચના પ્રમાણે ગામડાંનું નવું વર્ગીકરણ બહાલ રાખ્યું અને સેટલમેન્ટ અમલદારની માલના વધેલા ભાવની દલીલ સ્વીકારી અને સેટલમેન્ટ કમિશનરના સૂચવેલા ૨૯ ટકાના વધારાને બદલે અને સેટલમેન્ટ ઑફિસરે સૂચવેલા ૩૦ ટકા વધારાને બદલે ૨૨ ટકો વધારો સૂચવ્યો. ૨૨ ટકા વધારો સૂચવવાનું કારણ સરકારે એ જણાવ્યું કે રૂના ભાવમાં ભવિષ્યમાં થનારો ઘટાડો ધ્યાનમાં લેવામાં આવ્યો છે.

અત્યારસુધી જેમણે જેમણે આ વધારા સામે વાંધા ઉઠાવ્યા હતા તેમની પાસે શ્રી. જયકરનો રિપોર્ટ જ હતો, મિ. ઍંડર્સનના

રિપોર્ટની નકલો તો છેક ૧૯૨૮ના માર્ચ મહિના સુધી પ્રસિદ્ધ થઈ જ નહોતી. આ રિપોર્ટ જ્યારે સરકાર પાસે કઢાવવામાં આવ્યો ત્યારે ખબર પડી કે શા કારણે સરકારે એ જાણીબૂજીને દાબી રાખ્યો હશે. આપણે જોઈ ગયા છીએ કે શ્રી. જયકરે પોતાનો રિપોર્ટ મિ. ઍંડર્સનને જોવાને માટે મોકલ્યો હતો અને તેને તેમણે લગભગ આખો ફરી લખી કાઢ્યો હતો. છતાં પણ એ રિપોર્ટના ઉપર મિ. ઍંડર્સને ધરાઈને ટીકા કરી, અને તે રિપોર્ટના મુખ્ય ભાગના ટુકડેટુકડા કરી નાંખ્યા. આ રહ્યા મિ. ઍંડર્સનના સપાટા:

"શ્રી. જયકરે મહેસૂલવધારાને માટે જે સૂચના કરી છે તે ઉપર આવીએ. હું દિલગીર છું કે એમણે જમીનના પાકની કિંમત કેટલી વધતી જાય છે એના ઉપર જ બધો આધાર રાખ્યો છે. તાલુકાની સામાન્ય સ્થિતિનો સાર આપતાં ૫૭મા ફકરામાં પણ જમીનની કિંમત અને ગણોતમાં થયેલા વધારાનો માત્ર એક જ દાખલો આપે છે, અને કહે છે કે ભાવો એટલા બધા વધી ગયા છે કે ગણોતના પ્રમાણમાં આકારણી બહુ ઓછી થઈ છે. **આને માટે કશો પાયો નથી, અને પાયા વિના ઇમારત શી રીતે ચણાય? આવા સેટલમેંટ રિપોર્ટ ઘડાતા હશે?** આ પછી બે ફકરા ખાસા એ સિદ્ધ કરવાને માટે એમણે ભર્યા છે કે સરકાર જો પૈસાને બદલે પાક લઈને જ મહેસૂલ ઉઘરાવતી હોત તો મહેસૂલની રકમ કેટલી બધી વધી જાત — જાણે આમાં કાંઈ નવું કહેવાનું હોય ના! તે જણાવે છે કે તાલુકાની કુલ ઉત્પન્નમાં લગભગ ૧૫ લાખ જેટલો વધારો થયો છે, **અને એ જણાવ્યા પછી તેમની બુદ્ધિમાં ઉદય થતો જણાય છે કે એમ કહેવાનો કશો અર્થ નથી,** કારણ એવી રીતે ખેતીનું ખર્ચ પણ ૧૫ લાખ વધ્યું હોય તો વધારે મહેસૂલ લેવાનો કોઈ આધાર રહેતો નથી. વારુ, પણ ખેતીનું ખર્ચ ૧૫ નહિ પણ ૧૭ લાખ વધ્યું હોત તો તો મહેસૂલ ઓછું કરવું જોઈએ, વધારવાની તો વાત જ બાજુએ રહી! હવે શ્રી. જયકર કેવી રીતે બતાવી શકશે કે ખેતીના ઉત્પન્નમાં જે વધારો થયો છે તેના કરતાં ખેતીના ખર્ચમાં ઘટાડો થયો છે કે વધારો થયો છે. આને વિષે તો માત્ર તેઓ એક લીટી લખે છે: 'આ વાત પણ ધ્યાનમાં લેવી જોઈએ ખરી.' આમ તેઓ કિલ્લાનો મુખ્ય દરવાજો જ ખુલ્લો રાખે છે. એટલે કોઈને હુમલો કરવો હોય તો ઘડીકમાં તેના કાચા કિલ્લા ઉપર તૂટી પડી તેને તોડી પાડી શકે એમ છે, કારણ ખેતીખર્ચ ખેતીના ઉત્પન્ન કરતાં વધ્યું છે એમ કોઈ બતાવી દે એટલે શ્રી. જયકર પાસે કશો

જવાબ જ રહેતો નથી. આ સમજાયા પછી જ કદાચ સમજાશે કે મહેસૂલ-આકારણી ખેતીના કુલ ઉત્પન્ન અને ભાવ ઉપર ન બાંધી શકાય પણ ગણોત ઉપર જ બાંધી શકાય. . . . **શ્રી. જયકરના રિપોર્ટના ૫૭ થી ૬૫મા ફકરા તો તદ્દન નકામા છે એમ કહીએ તો ચાલે; અરે, એટલું જ નહિ એમણે જે વધારો સૂચવ્યો છે તેના બચાવ માટે નહિ પણ તેની વિરુદ્ધ દલીલ એમાંથી મળે છે, એટલે એ ફકરા તો ખરેખરા જોખમકારક છે.** . . . આમ ખેતીનું ખર્ચ બાદ કર્યા વિના ખેતીનું ઉત્પન્ન ગણીને તેની ઉપર આકારણી બાંધીએ તો માર્યા જ પડીએ. એમ કરવામાં કેવી સ્થિતિ થાય છે તે ૬૫મા ફકરામાં જોવાનું મળે છે. ૬૬મા ફકરામાં શ્રી. જયકરે વધારાની પોતાની જે સૂચના કરી છે તે કરતાં તેમની એ જ દશા થઈ છે. તેમણે બતાવ્યું છે કે ખર્ચ બાદ કર્યા વિનાનું ઉત્પન્ન એટલું બધું વધ્યું છે કે ૩૩ ટકા તો જરૂર વધારી શકાય. સાથે સાથે તેમને એમ પણ ખબર છે કે એના એ જ ભાવો કદાચ કાયમ ન રહે, અને તેમ થાય તો વધારેપડતો વધારો સૂચવ્યો એવો આરોપ આવે. એટલે તેમણે ડરતાં ડરતાં અને કશું કારણ બતાવ્યા વિના ૨૫ ટકા વધારો ‘યોગ્ય અને ન્યાયયુક્ત’ છે એમ જણાવ્યું છે. જો સરકારની વધારાની હદ ૭૫ ટકા હોત તો તેમણે કદાચ કહ્યું હોત કે ૬૫ ટકા વધારો ‘યોગ્ય અને ન્યાયયુક્ત’ છે.”

આમ શ્રી. જયકરના રિપોર્ટનો આખો પાયો જ નાબૂદ કરનારો રિપોર્ટ સરકાર શી રીતે પ્રસિદ્ધ કરવાની હિંમત કરી શકે ?

શ્રી. જયકરના રિપોર્ટને ઉડાડી દઈને ઍંડર્સને નવો જ પાયો શોધ્યો, એ પાયો તે ‘આપણું એક જ સાચું એંધાણ — ગણોત.’ આ પાયો શ્રી. જયકરના કરતાં કંઈ વધારે મજબૂત નહોતો, એટલો જ તે કાચો હતો. મિ. ઍંડર્સન કહે છે કે શ્રી. જયકરના રિપોર્ટની ખરી કિંમત એની પુરવણીમાં રહેલી છે. છતાં એ જ પુરવણી-માંની એક અગત્યની પુરવણી ૭ વિષે તેમની ટીકા જુઓ :

“પુરવણી ૭ (વેચાણના આંકડાવાળી) જેટલી કાળજીથી તૈયાર થવી જોઈએ તેટલી કાળજીથી તૈયાર નથી થઈ એથી મને ખેદ થાય છે. એમાં એટલા બધા વેચાણદસ્તાવેજો લીધા છે કે ઘડીભર વિચાર કરનારને જણાશે કે ૧૯૦૧ની અને ૧૯૧૦ વચ્ચે

જે વેચાણો થયાં તેની ૧૯૨૫માં સેટલમેંટ અમલદાર સાચી તપાસણી ભાગ્યે જ કરી શક્યા હશે.” અને છતાં એ જ અમલદારે તૈયાર કરેલી (ગણોતના આંકડાવાળી) પુરવણી એચને આંખ મીચીને કમિશનરે સ્વીકારી,—કારણ પોતે વધારો શી રીતે સૂચવે? પોતાને પણ કાંઈ પાયો મળવો જોઈએ ના!

આમ ખોટા આંકડાનો આશ્રય લેવા ઉપરાંત મિ. ઍંડર્સન એક બાબતમાં તો ભીંત જ ભૂલ્યા. પોતાની ૨૯ ટકા વધારાની ભલામણનું મંડાણ માંડતાં તેમણે પોતાના જેવા જવાબદાર અમલદારને ન છાજે એવી ગણતરીની ભૂલ કરી:

‘શ્રી. જયકરે ૪૨,૯૨૩ એકરનાં ગણોતો લીધાં છે. કુલ જમીન ૧,૨૬,૯૮૨ એકર છે, એટલે આખા તાલુકા અને મહાલની ત્રીજા ભાગ જેટલી જમીન ગણોતે અપાય છે: એમાં વળી આધભાગે અને બીજી રીતે અપાતી જમીન ગણીએ તો આ ગણોતે અપાયેલી જમીન અર્ધા ભાગની થઈને ઊભી રહે.”

મિ. ઍંડર્સન ભૂલી ગયા કે શ્રી. જયકરે સાત વર્ષોનાં ગણોતો લીધાં હતાં, અને આ ગણોતો જેટલાં વર્ષોનાં હોય તેટલાં વર્ષોએ ગુણીને પત્રક કર્યાં છે. એટલે ૪૨,૯૨૩ એકર જમીનનાં ગણોતો તે તો ૬,૦૦૦થી વધારે એકર જમીનનાં ગણોતો નથી. આમ પાંચદશ ટકા ગણોતની જમીનને બદલે મિ. ઍંડર્સને માની લીધું કે અર્ધોઅર્ધ જમીન ગણોતે અપાય છે!

આમ સરકારની આગળ બે ઢંગધડા વિનાના રિપોર્ટો જઈને પડ્યા. એમાંથી કયો પસંદ કરે? એક તરફ વાવ, બીજી તરફ કૂવો! સરકારે કૂવો અને વાવ બંને પસંદ કર્યાં; બંનેમાંથી કંઈક લીધું, ગણોતનું ધોરણ પણ સ્વીકાર્યું, ચડેલા ભાવનું ધોરણ પણ સ્વીકાર્યું, અને ૨૨ ટકાની ભલામણ કરી.

## ૪

# બારડોલીમાં શું બન્યું ?

## લોકપક્ષ

''બાદશાહે પૂછ્યું, 'દિલ્હીમાં કાગડા કેટલા ?' એકે તડાકો માર્યો, 'આ લાખ એંશી હજાર ત્રણસો બત્રીસ!' કેવો ઉસ્તાદ ગણતરીબાજ ! સરકારને એ ધંધો છે કે જૂઠાને સાચું મનાવવું હોય તો ખૂબ જોરથી કહેવું, અ આંકડાઓનો મારો કરવો.''

સરકારપક્ષ ગયા પ્રકરણમાં આપી ગયા. આમાં બે રિપોર્ટન પરસ્પર વિરોધીપણાની વાત ઘડીકવાર બાજુએ રાખીને બંને રિપોર્ટની દલીલોની સામે લોકોનો શો જવાબ હતો, સરકારી અમલદારોએ વારંવાર કરેલાં કથનનો લોક શો જવાબ આપત હતા એ આપણે સંક્ષેપમાં જોઈ લઈએ.

લોકોનો સૌથી મોટો જવાબ એ હતો કે શ્રી. જયકરે આખા તાલુકામાં લોકોને મળ્યા વિના, લોકની પાસેથી કશી હકીકત જાણ્યા વિના, લોકોને પોતાની વાતો સંભળાવવાની તક આપ્યા વિના તાલુકાનાં ગામોમાં ઘોડા દોડાવીને ઉપલકિયા નજરે જે દેખાયું તે ઉપર પોતાના 'રિવિઝન'ના દરો નક્કી કર્યા; કેટલીક વસ્તુ વિષે તો તેમણે કાળજીથી તપાસ કરી હોત તોયે તેમને ખબર પડત પણ તેમણે ન કરી. શ્રી. જયકરે ૩૦ ટકા દર વધારવાના જે કારણો બતાવેલાં તેના જવાબ તો લોકો પાસે જોઈએ તેટલા હતા. તાલુકા સમિતિએ નિમેલી કમિટીના પ્રમુખ તરીકે ભાઈ નરહરિએ એના જવાબ લેખમાળામાં આપ્યા, રા. બ. ભીમભાઈએ પોતાન કાગળો અને અરજમાં આપ્યા. શ્રી. જયકરનાં કારણો એક પછી એક લઈ લોકોએ તેના આપેલા જવાબનો સાર આપી જઈએ:

૧. ટાપ્ટી વેલી રેલ્વે ખોલવામાં આવી તેથી અમુક ગામડાંને ફાયદો થયો, અને તે કારણે શ્રી. જયકરે કેટલાંક ગામડાંના વર્ગો ચડાવ્યા. મિ. ઍંડર્સને પણ એ દલીલને ટેકો આપ્યો. પણ બંને ભૂલી ગયા કે મિ. ફરનાન્ડીઝે ૧૮૯૬ની જમાબંધી કરતી વેળા આ રેલ્વે ધ્યાનમાં લીધી હતી. તેમણે એ રિપોર્ટમાં

સ્પષ્ટ લખ્યું હતું : 'બી. બી. સી. આઈ. રેલ્વેના એજંટની પાસેથી મને ખબર મળી છે કે ટાપ્ટી લાઇન આવતે વર્ષે આ જ સમયે શરૂ થશે. ગમે તેમ હો, પાંચ વરસ પછી બારડોલી સૂરતની સાથે રેલ્વેથી સંકળાશે એમ માનવામાં કશી અડચણ નથી. અને રિવિઝન દાખલ થયા પછી ૩૦ વરસ સુધી ચાલશે, એટલે જમીનના આકારના દર નક્કી કરતી વખતે ભવિષ્યમાં થનારી રેલ્વેથી થનારા ફાયદા ધ્યાનમાં લેવામાં વાંધો નથી.'

રસ્તાઓના સુધારા વિષે તો કશું ન કહીએ તો સારું. બારડોલી તાલુકાનાં ગામડાંમાં ભટકનાર તાલુકાના પાકા રસ્તાઓની તારીફ કરે તો તે રસ્તા ઉપરથી તે ભટક્યો હોવા વિષે શંકા થાય. કર્નલ પ્રેસકોટના સમયમાં એ રસ્તા 'માણુસ અને પશુનાં કાળજાં તોડે એવા' હતા, તો તે આજે કાંઈ બહુ સુધર્યા નથી, અને આજે જે 'સેંકડ કલાસ રસ્તા' કહેવાય છે તેમના કરતાં તો ચોમાસાના ચાર માસ સિવાયના આઠ માસમાં ગામઠી ગરદ વધારે સારી. કર્નલ પ્રેસકોટે કેટલાંય વર્ષ ઉપર લખ્યું હતું: 'બારડોલી તાલુકો જ્યારથી આપણા હાથમાં આવ્યો છે ત્યારથી એ બહુ ભારે મહેસૂલ ભરતો આવ્યો છે, અને તેનો વિચાર કરીને પણ આપણે ત્યાં સારા રસ્તા કરવા જોઈએ.' આજે કહેવાતા સારા રસ્તા ઉપર મહેસૂલવધારો સૂચવાય છે.

૨. વસ્તીમાં ૩૦ વર્ષમાં ૩,૮૯૦ નો વધારો એ વધારો કહેવાતો હશે? ગામડાંની વસ્તી તો તૂટી છે, કસબાની વસ્તી વધી છે.

૩. ભેંસો સિવાય બીજાં કશાં સાધનોમાં વધારો થયો નથી. બળદોની સંખ્યામાં તો ઊલટો ઘટાડો થયો છે એમ શ્રી. જયકર પોતે કબૂલ કરે છે. વળી લોકો બીજે કમાઈ કરી લાવીને પણ બળદ, હળ, વગેરે ખરીદ કરે અને નવાં મકાન પણ બાંધે. વળી કુટુંબો વિભક્ત થાય એટલે પણ નવા હળની, નવી ગાલ્લીની અને નવી બળદજોડની જરૂર પડે. આ વાતનો સ્વીકાર સૂરતના કલેક્ટર મિ. લેલીએ પણ કર્યો હતો.

૪. લોકો સમૃદ્ધ ન હોય તો પાકાં મકાનો શી રીતે બાંધે છે એ સવાલ થાય છે. "આફ્રિકાથી ધન કમાઈ લાવે એટલે દેશમાં

આવીને ઘર બાંધે. તેનું જોઈ બીજા પાસે નાણાં ન હોય છતાં પેલાના જેવા મોટા કહેવડાવવા તે પણ ઘર બાંધે. અને હવે તો એટલે સુધી સ્થિતિ આવી ગઈ છે કે મોટું ઘર હોય તો જ છોકરાને કન્યા મળે. અમારી તપાસ દરમ્યાન એક દાખલો એવો મળ્યો કે છોકરો મોટી ઉંમરનો થયો. તે કુંવારો રહી ગયેલો એટલે કન્યા મળે તેની ખાતર જમીન ગીરો મૂકીને ઘર બાંધ્યું. પણ ઉપાડેલાં નાણાંથી ઘર પૂરું ન થયું એટલે છેવટે દેવું ભરવા અને ઘર પૂરું કરવા માટે કમાવા સારુ એ છોકરો પરદેશ ગયો! તાલુકામાં પાકાં મોટાં મકાન છે તેમાંના અર્ધાં ઉપર તો આફ્રિકા જવાવાળાનાં છે, અને બીજા પાકા મકાનોવાળા મોટેભાગે દેવાદાર હોય છે" (ભાઈ નરહરિકૃત 'બારડોલીના ખેડુતો').

૫. કાળીપરજ લોકોમાં મદ્યપાનનિષેધની ચળવળ ચાલી છે અને કેળવણીનો પ્રચાર થઈ રહ્યો છે એ એમની પ્રગતિ સૂચવે છે એવું કારણ આપીને એ લોકોને પણ ૨૫ ટકા વધારો લાગુ પાડવામાં હરકત નથી એમ શ્રી. જયકરે કહ્યું છે. આ મદ્યપાન-નિષેધની ચળવળ જ્યારે પૂરી સફળ થઈ ત્યારે ખરી. કેળવણી તો હજી દૂર છે, અને કરજનો બોજો એ લોકો ઉપર રોજ વધતો જાય છે અને તેઓ પોતાની જમીન ખોતા જાય છે.

૬. "માલના ભાવ ૧૯૧૪થી ૧૯૨૫ના ગાળામાં વધેલા તે લડાઈના કારણથી વધ્યા હતા એ સર્વવિદિત છે. આંકણી-અમલદારના રિપોર્ટની શાહી સુકાયા પહેલાં તો એ ભાવ ઘટી ગયા છે. એટલે આવા અપવાદરૂપ વર્ષોમાં વધેલા ભાવ ઉપરથી ત્રીસ વરસ સુધી મહેસૂલના દર વધારી મૂકવા એ ઉઘાડો અન્યાય છે. બીજું, માલના ભાવ તો ઊતરી પણ ગયા, પણ મજૂરીના ભાવ વધ્યા અને રહેણીકરણીનું ધોરણ ખરચાળ થયું. તેને ઊતરતાં વાર લાગવાની. માલના ભાવ વધ્યા તેની સાથે ખેતીનાં ખર્ચ વધી ગયાં છે એ ધ્યાનમાં નથી લેવાયું. જે બળદની જોડ પચીસ કે ત્રીસ વરસ ઉપર સો રૂપિયે મળતી તેના હાલ ચારસોથી પાંચસો રૂપિયા પડે છે, જે ગાડાં પચાસ કે પોણોસો રૂપિયે થતાં તેના આજે દોઢસો પડે છે. જે દૂબળો પચીસ કે ત્રીસ રૂપિયે

રહેતો તે આજે બસો કે ત્રણસો રૂપિયે પણ નથી મળતો. આ બધું ઝટ ઘટવાનું નહિ, અને માલના ભાવ તો ઘટતા ચાલ્યા જ છે” (ભાઈ નરહરિકૃત ‘બારડોલીના ખેડૂતો’).

૭. ખેતીની મજૂરી બમણી નહિ પણ ચારગણી વધી છે. પણ એ તો મહેસૂલ ઓછું કરવાના પક્ષમાં દલીલ છે, એ કોઈ પણ સામાન્ય અક્કલનો માણસ સમજી શકે.

૮. “જમીનની કિંમતમાં વધારો થયો છે તે લડાઈ પછીનાં વરસોમાં થયો છે. તે વખતે કપાસના ભાવ એટલા વધી ગયા કે લોકોને કપાસની ખેતીમાં મોટો નફો દેખાવા માંડ્યો. તેમાં વળી પરદેશથી ધન કમાઈ લાવ્યા હોય તે લોકો જમીન સંપાડવા ઉત્સુક હોય. જેની પાસે કાંઈ જમીન હોય તેની કોમમાં આબરૂ ગણાય. એટલે આવા લોકો મોંમાગ્યાં દામ આપીને જમીન ખરીદવા પાછળ પડ્યા. તેમાં ભારે ભાવની અંજામણ તો હતી જ. એટલે જમીનના ભાવ કૃત્રિમ રીતે વધેલા છે એમ કહી શકાય. ભાવ ઊતરતાંની સાથે આજે જમીનની કિંમતમાં ૨૫ ટકા ઘટાડો થઈ ગયો છે; પણ ખેતીમાંથી નફો ન હોય તો જમીનની કિંમત વધારે કેમ રહી શકે એ કોયડો સરકારી અમલદારને ઝટઝટ ન ઊકલી શકે. માનવલાગણીનો જેમાં વિચાર નથી કરવામાં આવતો એવા પશ્ચિમના અર્થશાસ્ત્રથી રંગાયેલા સરકારી અમલદાર તો જરૂર એવી દલીલ કરે કે જો જમીનમાંથી સારી પેદાશ ન થતી હોય તો લોકો શું કામ જમીનમાં પૈસા નાંખે? પોતાનાં નાણાં વ્યાજે કેમ ન ફેરવે? હકીકત એવી છે કે જે ખેડૂતના શહેરની બૅંકમાં પચાસ હજાર રૂપિયા પડ્યા હોય તેના કરતાં જે ખેડૂત પાસે પચાસ વીઘાં જમીન હોય તેની આબરૂ કોમમાં વધારે ગણાય છે. એટલે શહેરમાં ગમે તેટલું વ્યાજ મળતું હોય તોપણ ખેડૂત પોતાનાં નાણાં જમીનમાં જ રોકવાનું પસંદ કરે છે. ‘વતન’ શબ્દની પાછળ એક એવી ભાવના રહેલી છે જે ભાવના ખેડૂતને પોતાના વતનમાં જમીન સંપાડવા વાજબી કરતાં વધારે દામ આપવા પ્રેરે છે. પરંતુ આ વસ્તુ સરકારી અમલદારના સમજવામાં શી

રીતે આવે ? ગામેગામના વેચાણની તપાસ કરતાં મોટા ભાગનાં વેચાણ પરદેશ જઈ આવેલાઓએ કરેલાં જોવામાં આવે છે. આંકણીઅમલદાર લોકોની સ્થિતિ તપાસીને નિવેદન કર્યાનો દાવો કરે છે, પરંતુ આ તાલુકામાંથી પરદેશ જઈ ધન રળી આવનારની સંખ્યા મોટી છે તેનો પોતાના નિવેદનમાં ઉલ્લેખ સરખો નથી !" (ભાઈ નરહરિકૃત 'બારડોલીના ખેડૂતો.')

વેચાણ અને ગણોતના આંકડા કેવી રીતે તૈયાર થયા છે તે જાણવાને માટે એકબે વાત નોંધવી જરૂરની છે. સેટલમેંટ ઑફિસરે ગામેગામ ફરીને આ વેચાણ અને ગણોતના આંકડા તપાસવા જોઈએ, એમાં સાચાં ગણોત અને વેચાણ કયાં છે તે તપાસવાં જોઈએ, વ્યાજના દસ્તાવેજો, ગીરોના અને વેચાણ-ગીરોના દસ્તાવેજો કાઢી નાંખવા જોઈએ. પણ બારડોલીમાં આવું કશું બન્યું નહોતું. સેટલમેંટ રિપોર્ટની ઉપર ૩૦મી જૂન ૧૯૨૫ની તારીખ છે. રિપોર્ટ લખતાં પંદરેક દિવસ થયા હશે એમ માની લઈએ તો ૧૩૭ ગામના આંકડા તેમણે ૧૦ દિવસમાં તપાસી લીધા હશે એમ મામલતદારે પટેલ તલાટીઓ ઉપર મોકલેલા એક સર્ક્યુલર ઉપરથી જણાય છે. ૧લી જૂનને દિવસે કાઢેલા આ સર્ક્યુલરમાં તેમને એવું લખવામાં આવ્યું હતું: "આ દેખત તમારે બધાં પત્રકો લઈને તાલુકે આવવું. પ્રાંત સાહેબ (જયકર સાહેબ)નો મુકામ ૪થી જૂનથી તાલુકે થવાનો છે, અને તેઓ તમે કરેલાં પત્રકો તપાસશે. તે પહેલાં મારે પણ એ તપાસી જવાં જોઈએ. એટલે તમારે તમામ ચાલુ પત્રકો લઈને તાલુકે આવી રહેવું અને કામ પૂરું થાય ત્યાં સુધી અહીં રહેવું."

પ્રાંત અમલદાર તા. ૪થી ૧૫મી સુધીમાં ૧૩૭ ગામોનાં પત્રકો શી રીતે તપાસી શક્યા હશે તે સમજી શકાતું નથી. રવિવાર વગેરે ન ભોગવ્યા હોય તોયે એ કામ ૧૨ દિવસમાં પતાવવું એ મોટા અષ્ટાવધાનીને માટે પણ અશક્ય થઈ પડે. અને વળી એ બધી તપાસ કચેરીમાં બેસીને થાય શી રીતે એ પણ કલ્પનામાં નથી આવતું.

વળી મામલતદારનો એક હુકમ આ વસ્તુ ઉપર વધારે અજવાળું પાડે છે. આ હુકમની ઉપર ૨૩મી ઑક્ટોબરની તારીખ છે. એમાં ૨૭મી ઑક્ટોબરે બધાં પત્રકો લઈને પટેલતલાટીને તાલુકે હાજર થવાનો હુકમ કરવામાં આવ્યો છે. કારણ, ‘તમે તૈયાર કરેલાં વેચાણનાં પત્રકોની મારે મેળવણી કરવાની છે.’ વાંચનારે જો આ ચર્ચાનો બરોબર અભ્યાસ કર્યો હશે તો તેને યાદ હશે કે શ્રી. જયકરે પોતાનો રિપોર્ટ પહેલો મિ. ઍંડર્સનને જોવા મોકલ્યો હતો, પછી તે જોઈને તેને સુધારવાની તેમણે કેટલીક સૂચના કરી, તે પ્રમાણે સુધારીને તેમણે તે પાછો જોવા મોકલ્યો, અને આખરે નવેંબરમાં તે સરકારી રીતે રજૂ કરવામાં આવ્યો. પેલો સુધારીને મોકલવાનો હુકમ શ્રી. જયકરને આવ્યો ત્યારે તેઓ કલેક્ટરપદું કરતા હતા એટલે તેમનાથી કેમ તપાસણી થઈ શકે? એટલે તેમણે કર્યો મામલતદારને હુકમ, અને મામલતદારે પટેલ-તલાટીને તાલુકે બોલાવેલા. પણ એ તપાસણીને વિષે મિ. ઍંડર્સન કહે છે: “આ આંકડા મામલતદારે મેળવ્યા છે અને તપાસ્યા છે એમ તુમારમાંથી દેખાય છે. હવે મામલતદારની એ મેળવણીનો અર્થ તેમના એકાદ કારકુને અથવા સર્કલ ઇન્સ્પેક્ટરે કરેલી મેળવણી હોય છે. સેટલમેંટ અમલદાર તે પોતે વેચાણ અને ગણોતના આંકડા તપાસે એવી આશા રખાય છે તેને બદલે પેલા સર્કલ ઇન્સ્પેક્ટર કે કારકુનની તપાસણી કેમ ચાલે?”

છેવટે ખેતીના ઉત્પન્નના ભાવમાં વધારો થવાને લીધે ૨૫ લાખ રૂપિયાનો લાભ ખેડૂતોને થયો એ દલીલનું બેહૂદાપણું તો આપણે ગયા પ્રકરણમાં જોઈ ગયા તેમ મિ. ઍંડર્સને પોતાના રિપોર્ટમાં એવી સરસ રીતે બતાવ્યું છે કે તેને વિષે વધારે લખવાની જરૂર જણાતી નથી.

આ તો શ્રી. જયકરે આધાર રાખેલી હકીકતનું પૃથક્કરણ થયું. મિ. ઍંડર્સને તો ગણોતના આંકડા ઉપર જ આધાર રાખ્યો હતો. આજે જમાબંધીની જે કલમો છે તે મુજબ પણ એ આંકડાનો ઉપયોગ કરતાં પહેલાં એ આંકડા પુષ્કળ પ્રમાણમાં છે કે નહિ તે જોવું જોઈએ, અને આંકડા બરાબર તપાસેલા છે કે નહિ

તે જોવું જોઈએ. આંકડાની તપાસ કશી જ થઈ નહોતી એ આપણે જોઈ ગયા, અને આંકડા પુષ્કળ પ્રમાણમાં છે એમ પુરવાર કરવાને માટે મિ. ઍંડર્સન કેવી રીતે ભીંત ભૂલ્યા એ તો આપણે ગયા પ્રકરણમાં જ જોયું. મિ. ઍંડર્સને ૪૨,૯૨૩ એકર જમીન આખા તાલુકામાં ગણોતે અપાય છે એમ શ્રી. જયકરે આપેલા ૧૯૧૮થી ૧૯૨૫ના આંકડા ઉપરથી કહ્યું. એ તો સાત વરસના આંકડા હતા. જો એ સાત વરસના આંકડા લીધા તો કુલ જમીનને સાતે ગુણીને ગણોતે આપેલી જમીનનું પ્રમાણ કાઢવું જોઈતું હતું, પણ તેમણે તો સાત વર્ષમાં ગણોતે આપેલી જમીનનું પ્રમાણ એક વર્ષની કુલ જમીન પર કાઢ્યું, અને પછી દલીલ કરી કે લગભગ ૫૦ ટકા જમીન ગણોતે અપાય છે. જો ઍંડર્સનના આંકડા માનીએ તો કેવું વિચિત્ર પરિણામ આવે છે એ જોવા-જેવું છે. નીચેનાં ગામોમાં કુલ જેટલી જમીન છે તેના કરતાં ત્યાં ગણોતે આપવામાં આવેલી જમીન વધી જાય છે :

| ગામ | કુલ જમીન | સાત વર્ષમાં ગણોતે આપેલી જરાયત જમીન | | સાત વર્ષમાં ગણોતે આપેલી ક્યારી જમીન | |
|---|---|---|---|---|---|
| | એકર | એકર | ગુંઠા | એકર | ગુંઠા |
| ઉતારા | ૧,૩૧૭ | ૨,૮૬૨ | ૪ | ૦ | ૦ |
| વધાવા | ૭૯૪ | ૧,૧૮૬ | ૨૧ | ૩૬ | ૧૧ |
| મિયાવાડી | ૧,૦૫૭ | ૧,૧૮૫ | ૦ | ૧૮ | ૦ |
| ભૈસુદલા | ૭૫૧ | ૯૨૫ | ૩ | ૩૭ | ૩૩ |

દીવા જેવું છે કે ગણોતે આપેલી જમીનનું પ્રમાણ કુલ જમીનના સાતગણા કરીને કાઢવું જોઈએ.

પછી શું થયું તે તો ગયા પ્રકરણમાં વર્ણવ્યું છે. સરકારનો પક્ષ એટલો બધો ખોટો હતો, આંકડા અને હકીકતની પણ એટલી બધી દેખીતી ભૂલો હતી કે આખું નવું રિવિઝન રદ કરાવાની જ લોકો માગણી કરી શકતા હતા. પણ લોકોએ એવડી મોટી માગણી ન કરી. તેમણે તો તેમના નાયક તરીકે વીર છતાં ધીર નાયક વલ્લભભાઈને પસંદ કર્યા હતા. તેમણે ફરી તપાસ કરાવવાની માગણી ઉપર જ આગ્રહ રાખવાની સલાહ આપી.

પણ એ વાત તો આવતા પ્રકરણમાં કરશું.

# ૫
# બારમી ફેબ્રુઆરી

"સાબરમતીના સંતે મોટી શક્તિ પેદા કરી છે. તેની પાછળ તમે અમને ગાંડા કરો કે દીવાના કહો, પણ જ્યાં સુધી જીવતા છીએ ત્યાં સુધી આ ગાંડા ખેડૂતો માટે મરવા તૈયાર છે."

ત્યારે આ સંજોગોમાં લોકોએ શું કરવું? શ્રી. જયકરના રિપોર્ટ સામે તો તેમણે સને ૧૯૨૬થી હિલચાલ ઉઠાવી હતી. તેમની તાલુકા સમિતિએ નિમેલી તપાસસમિતિએ એ રિપોર્ટની એકેએક દલીલના રદિયા આપ્યા હતા, અને વધારો વાજબી ઠરે કે ચાલુ દર પણ વાજબી ગણાય એવા નફા ખેડૂતને થતા નથી એમ બતાવ્યું હતું. આ પછી સને ૧૯૨૭માં તેઓ તેમના ધારાસભાના પ્રતિનિધિઓને આગળ કરીને સરકારના મહેસૂલમંત્રી — રેવન્યુ મેમ્બર — ની પાસે ડેપ્યુટેશન લઈ ગયા. આ પછી આ સભ્યોએ સરકારને મોટી અરજીઓ કરી, જેમાં રિપોર્ટની દલીલોના જવાબ અને ખેડૂતોની ખરી સ્થિતિ આપવામાં આવી હતી. આ બધું છતાં ૧૯૨૭ના જુલાઈની ૧૯મી તારીખે સરકારે ૨૨ ટકા વધારો મંજૂર કર્યો, એટલે સપ્ટેમ્બર ૧૯૨૭માં તેમણે પરિષદ ભરી, જેમાં હજારો ખેડૂતોએ હાજરી આપી. આના પ્રમુખ રાવ સાહેબ દાદુભાઈ દેસાઈ એમ. એલ. સી. હતા. ખૂબ વિચાર અને ચર્ચા પછી તેમણે વધારાની રકમ ન ભરવાનો ઠરાવ કર્યો. આ ઠરાવની પણ કશી અસર ન થઈ, તલાટીઓને ફીસના હપ્તા નવા દર પ્રમાણે વસૂલ કરવાના હુકમ થયા.

હવે ખેડૂતોને નવી દિશામાં વિચાર કરવાનું સૂઝ્યું. અત્યારસુધી સૂઝેલું નહોતું એમ નહિ, પણ ૧૯૨૧ પછીની દેશની પરિસ્થિતિએ કષ્ટસહનના કાર્યક્રમ વિષે તેમની શ્રદ્ધા મોળી પાડી નાંખી હતી અને સત્યાગ્રહના નામથી તેઓ ભડકતા. પણ ધારાસભાના સભ્યોએ તેમને સાફ કહી દીધું કે અમારાથી હવે કશું થાય એમ નથી અને હવે તો તમારે બીજું જે કંઈ કરવું હોય તે કરો. ભાઈ કલ્યાણજી અને કુંવરજી — જે એ ભાઈઓનો ગાંધીજીની પાસે ૧૯૨૧માં સત્યાગ્રહના સ્થાન તરીકે બારડોલીને પસંદ કરાવવામાં મોટો હિસ્સો હતો તેઓ — તાલુકા સમિતિના મંત્રી ભાઈ ખુશાલભાઈ સાથે શ્રી. વલ્લભભાઈ પટેલ પાસે ગયા, અને તેમને બારડોલી આવી ખેડૂતો પાસે સત્યાગ્રહની લડત લડાવવાની વિનંતિ કરી. શ્રી. વલ્લભભાઈએ સાફ ના પાડી, એમ કહીને કે રાવબહાદુર ભીમભાઈ અને રાવ સાહેબ દાદુભાઈ જેવા નેતા તેમને દોરી રહ્યા છે ત્યાં તેમના કામમાં વચ્ચે પડવું એ પોતાને શોભે નહિ. આ પછી તેઓ પાછા ગયા, પણ આ વેળા તો ધારાસભાના એ સભ્યોની સલાહ અને સંમતિ મેળવીને ગયા. શ્રી. વલ્લભભાઈએ તેમને શાંતિથી સાંભળ્યા, કંઈક આશા આપી અને કહ્યું, 'તમે પાછા બારડોલી જાઓ, એકલો વધારો નહિ પણ આખું મહેસૂલ ન ભરવાને માટે ખેડૂતો તૈયાર હોય અને તેમ કરીને છેક ફના થવા તૈયાર હોય તો હું આવવા ખુશી છું. પણ તમે આખા તાલુકામાં ફરી વળો અને લોકો શું ધારે છે તે મને તમે ફરી પાછા આવીને જણાવો.'

આ વસ્તુ ૨૦મી જાન્યુઆરીના અરસામાં બની. કાર્યકર્તાઓ પાસે માત્ર આઠદશ દિવસ બાકી હતા. એટલામાં શું થાય? પણ તેમણે ન જાણ્યો દિવસ, ન જાણી રાત; તાલુકાના ઘણાખરા કાર્યકર્તાઓને ભેગા કર્યા, અને આખો તાલુકો ફરી વળવાનો કાર્યક્રમ ઘડી, ગાડાંમાં, મોટરબસમાં અને પગે ચાલી અનેક ગામો ખૂંદી નાંખ્યાં. આઠ દિવસમાં ઘણાંખરાં ગામોના લોકોનો અભિપ્રાય જાણી તેમણે પાછી અમદાવાદ કૂચ કરી. આ વખતની ટોળીમાં કલ્યાણજી, કુંવરજી, ખુશાલભાઈ, કેશવભાઈ તો હતા જ; પણ ખેડા, નાગપુર અને બોરસદમાં ખ્યાતિ પામેલા વીર યોદ્ધાઓ

દરબારસાહેબ, મોહનલાલ પંડ્યા અને રવિશંકરને પણ તેઓ પોતાની મદદમાં લાવ્યા હતા. શ્રી. વલ્લભભાઈ સાથે વાતો થઈ, તેમની રીત મુજબ તેમણે પોતાની મેડી ઉપર આંટા મારતાં મારતાં કહ્યું, 'ઠીક તમે જાઓ બાપુ પાસે. હું તમારી પાછળ આવ્યો.' 'બાપુ'ની સંમતિ વિના તો આવી લડત કેમ જ ઉપાડાય? ગાંધીજીને કાને તો બધી વાતના ભણકારા આવી ચૂકેલા હતા. તેમણે અત્યારસુધી ઉત્તેજન નહોતું આપ્યું, 'વલ્લભભાઈ કહે તે કરો,' એવી જ વાત જે મળ્યા તેને કરી હતી. આ વેળા તેમની સાથે ઠીકઠીક વાતો થઇ. વિદ્યાપીઠમાં ગાંધીજીને ત્રણ વાગે જવાનું હતું. આ આગેવાનોને ગાંધીજીએ વિદ્યાપીઠ જતાં રસ્તામાં વાત કરવાનો સમય આપ્યો હતો. કલ્યાણજીભાઈએ વાત માંડી, લોકો નરમગરમ છે એમ જણાવ્યું, વધારો ન ભરવાને તો સૌ કોઈ રાજી છે એમ પણ ઉમેર્યું.

ગાંધીજી: એટલે?

કલ્યાણજી: મહેસૂલમાં ૨૨ ટકા વધ્યા છે તો ૨૨ ટકા ભરવાના રાખી મૂળ મહેસૂલ ભરી દેવું એટલી વાત ઉપર લોકો તૈયાર છે.

ગાંધીજી: એ તો ભયાનક છે. તમારે જ પૈસે સરકાર તમારી સાથે લડી લેશે અને પૈસા વસૂલ લેશે. જો લડત માંડવી હોય તો તે એવી જ શરત કરીને મંડાય કે મૂળ મહેસૂલ ભરવાને તૈયાર છીએ પણ તમે વધારો રદ ન કરો ત્યાં સુધી એક પાઈ ન આપીએ. આ રીતે કરવાને લોકો તૈયાર છે?

કલ્યાણજી: કસબાનાં ગામોમાં કસ નથી, વાણિયા ભાઈઓને વસવસો છે, એવો ડર પણ રહે જ કે બધી જમીન ખાલસા કરી મૂળ માલિક રાનીપરજ લોકોને તે પાછી સોંપી દેવામાં આવે. બીજા લોકોમાંથી ઘણા પૂરું મહેસૂલ ન ભરવાને તૈયાર છે એમ અમને અમે જેટલાં ગામ ફર્યાં તે ઉપરથી લાગ્યું.

ગાંધીજી: વારુ, લડવાને તૈયાર છે એમ કબૂલ કરીએ. પણ મહેસૂલનો પ્રશ્ન એમનો સાચો છે કે? સરકાર ન કબૂલ કરે પણ દેશને સરકારનો અન્યાય ગળે ઊતરશે કે?

કલ્યાણજી: હા; નરહરિભાઈએ પોતાના લેખોમાં એ અન્યાયની વાત તો જાહેર આગળ મૂકેલી જ છે.

ગાંધીજી: નરહરિના લેખો વાંચેલા યાદ છે, પણ આ વધારાની સામેની દલીલો તેમાં વાંચેલી યાદ નથી. ગમે તેમ હોય, એટલું યાદ રાખવાનું છે કે લોકલાગણી આપણી સાથે હોવી જ જોઈએ, અને તે માટે અન્યાય ચોખ્ખો દેખાઈ આવવો જોઈએ. વળી એક બીજી વાત. લડવાને તૈયાર તો થયા છે, પણ સત્યાગ્રહના મુદ્દા સમજીને તૈયાર થયા છે? જો એ ન સમજ્યા હોય, અને વલ્લભભાઈના જોર ઉપર જ ઊભા થયા હશે તો વલ્લભભાઈને અને તમને બંનેને સરકાર ઉપાડી લે પછી તેઓ ટકી રહેશે ખરા?

કલ્યાણજી: એટલા ઊંડા ઊતરીને અમે તપાસ નથી કરી.

ગાંધીજી: એ જાણવું રહ્યું; પણ વલ્લભભાઈ શું કહે છે?

આ ચર્ચા ચાલતી હતી ત્યાં વલ્લભભાઈ રસ્તા ઉપર ભેળા થયા. વલ્લભભાઈએ જણાવ્યું કે પોતે કેસ તપાસી ગયા છે અને લડત વાજબી લાગે છે. વલ્લભભાઈએ નિશ્ચય કરી લીધો છે એમ લાગતાંની સાથે જ ગાંધીજી બોલ્યા: 'ત્યારે તો મારે એટલું જ ઇચ્છવું રહ્યું કે વિજયી ગુજરાતનો જય હો.'

પણ શ્રી. વલ્લભભાઈએ નિશ્ચય કરી લીધો હતો શું? અને કર્યો હતો તો તેમ કરતાં તેમને કેટલી ગૂંચવણ પડી હશે? નાગપુરબોરસદના વિજયી સેનાપતિને સત્યાગ્રહની વાત સાંભળી કે લડવાનું મન થઈ જાય એવું નહોતું. નાગપુર અગાઉ થોડા જ દિવસ પહેલાં જ્યારે તેઓ રંગૂન ગયા હતા તે દરમ્યાન તેમના કેટલાક સાથીઓએ સવિનય ભંગની વાત ઉપાડી હતી. તેમને દંડા પાડતાં તેઓ ચૂક્યા નહોતા. ૧૯૨૭માં નાગપુરમાં સવિનય ભંગ શરૂ થયો હતો અને તેની આગેવાની લેવાનો ઘણા મિત્રોએ આગ્રહ કર્યો હતો, એ બાબત મહાસભાના કાર્યવાહક મંડળે પણ કંઈક ઠરાવ કર્યો હતો, પણ તેમણે એ વાત ઉપાડવાની સાફ ના પાડેલી, કારણ તેમને એ લડત ઉપાડવાને કારણો પૂરતાં નહોતાં લાગેલાં. પ્રસ્તુત સમયે તો તેઓ છેક છૂટા હતા એમ પણ ન

કહેવાય. ચારપાંચ વર્ષ થયાં તેઓ મ્યુનિસિપાલિટીના પ્રમુખ હતા. સરકારી અમલદારોએ તેમનાં કાર્યનાં મુક્તકંઠે વખાણ કર્યાં હતાં. આમાંના કેટલાકની સાથે તો તેમને મીઠી મૈત્રીનો સંબંધ થયો હતો. એ મૈત્રી પ્રલયસંકટનિવારણના કાર્ય દરમ્યાન ઓછી નહોતી થઈ પણ વધી હતી. સરકારી અમલદારોની સાથે તેમણે આ કાર્યમાં સહકાર કર્યો હતો, પોતાની અજબ વ્યવસ્થાશક્તિની તેમણે અમલદારો ઉપર ખૂબ છાપ પાડી હતી, અને જિલ્લાના કલેક્ટરે તો એકવાર તેમને પૂછેલું પણ ખરું કે આટલા સારા કામ માટે તેમને અને તેમના સાથીઓને સરકાર કાંઈ માન એનાયત કરે એવી ભલામણ પોતે કરે તો તેમાં શ્રી. વલ્લભભાઈને કશો વાંધો છે?

આવી આવી મૂંઝવણો છતાં બારડોલીના ખેડૂતોનું દુઃખ તેમને વસી ગયું હતું એટલે તેમણે બારડોલી જવાનો નિશ્ચય કર્યો. હજી ખેડૂતોની નાડ તપાસવાનો કંઈક અવકાશ તો હતો જ. ૫ મી ફેબ્રુઆરીએ સરકારનો પહેલો હપ્તો લહેણો થાય, ૪ થી પહેલાં તો બારડોલી પહોંચવું તેમને અશક્ય હતું. ૪ થીએ તમામ ખેડૂતોની એક પરિષદ તેમના પ્રમુખપણા નીચે બારડોલીમાં બોલાવવી એવો નિશ્ચય થયો. એ પ્રમાણે બારડોલીમાં પરિષદ મળી. આ પરિષદમાં ધારાસભાના ત્રણ સભ્યો — રાવ બહાદુર ભીમભાઈ નાયક, રા. સા. દાદુભાઈ દેસાઈ અને શ્રી. દીક્ષિત — પણ પધાર્યા હતા. તેઓ તો પોતાની રીતે જેટલું થાય તેટલું કરી ચૂક્યા હતા. 'હવે બાજી અમારા હાથમાં નથી,' એમ કહીને તેમણે હાથ ધોઈ નાંખ્યા હતા, અને વલ્લભભાઈ જેવા સત્યાગ્રહી લડતો લડનારા સરદાર પાસે જવાની તેમણે લોકોને ભલામણ કરી હતી. શ્રી. વલ્લભભાઈએ પ્રથમ તો કામ કરનારાઓને તપાસ્યા, જોયું કે તેમને સત્યાગ્રહ કરવાની ચળ નહોતી, તેઓ તો હજાર વાતનો વિચાર કરીને પગલું ભરવા માગતા હતા. કેટલાકને લડત ચલાવવાની લોકોની શક્તિ વિષે સ્પષ્ટ અશ્રદ્ધા હતી. આ પછી શ્રી. વલ્લભભાઈએ ગામોના પ્રતિનિધિઓને બોલાવ્યા. ૭૯ ગામોના માણસો આવ્યા હતા, અને તાલુકાની ખેતી કરનારી બધી કોમો એમાં આવી જતી હતી. બધા કાંઈક

જવાબદારીવાળા માણસો હતા, સારા સારા ખાતેદારો હતા, ત્રણસેંથી પાંચસેં રૂપિયા સુધી ધારો ભરનાર ખાતેદારો હતા. એક પારસી સજ્જન તો ૭૦૦ રૂપિયા ભરનારા હતા. આ લોકોના મોટાભાગે આગ્રહપૂર્વક જાહેર કર્યું કે વધારેલું મહેસૂલ અન્યાય છે અને ન જ ભરવું જોઈએ. શ્રી. વલ્લભભાઈએ એક પછી એક માણસ લઈને સવાલ કર્યાં. પાંચ ગામોના માણસો એવા હતા કે જેમણે જાહેર કર્યું: 'અમે જૂનું મહેસૂલ ભરી દઈએ, અને બાકીનું ચાહે તે રીતે વસૂલ કરવાની સરકારને હાકલ કરીએ.' બીજા બધા સરકાર નમતું મૂકે નહિ, અથવા જૂનું લેવાને તૈયાર ન થાય ત્યાં સુધી કશું જ ન ભરવાની તરફેણમાં હતા. લોકો નિખાલસતાથી વાત કરતા: એક રાનીપરજ ખેડુત કહે: 'ટકી તો રે'હું, પણ છરકારનો તાપ નહીંઓ જીરવી હકાય.' બીજો એક જણ બોલ્યો: 'સરકાર થાય તે કરે; બીજાનું સૂઝે તે થાય, હું તો નહિ ભરું.' એક ગામવાળા કહે: 'અમારે ત્યાં અર્ધું ગામ અસહકારી છે, અર્ધું સહકારી છે. પેલા અમે કરીએ તેથી અવળું જ કરનારા રહ્યા.' એક જણ કહે: 'અમારા ગામમાં હિંદુમુસલમાનો બધા એક છે, માત્ર ૨૫ ટકા મુસલમાન નથી ભળ્યા.' બીજો એક જણ કહે: 'ચાર જણ પણ સાચા હશે તો આખો તાલુકો ટકશે.' 'ચાર જણ કોણ?' 'ચાર આગેવાન.' 'એમાં તમે ખરા કે નહિ?' 'ના, સાહેબ, હું તો ચાર પછી ચાલનારો.' એટલે શ્રી. વલ્લભભાઈ કહે: 'તો ચાર આગેવાન ઊભા થાઓ જેઓ મહેસૂલવધારા સામે થતાં ખુવાર થવાને તૈયાર હોય.' એટલે ટપાટપ ચાર જણ ઊભા થયા!

દરમ્યાન જૂનું મહેસૂલ ભરવાના પક્ષવાળા પેલાં પાંચ ગામના પ્રતિનિધિઓ બીજાની સાથે બેસીને ચર્ચા ચલાવી રહ્યા હતા, તેઓ આખરે નિર્ણય ઉપર આવ્યા કે આખું મહેસૂલ ન ભરવામાં આખા તાલુકાની સાથે રહેવું.

આમ બધાની ખૂબ તપાસ કર્યાં પછી પણ શ્રી. વલ્લભભાઈ પરિષદે જાહેર ભાષણમાં લોકોને ખૂબ ચેતવણી આપી: 'મારી સાથે ખેલ ન થાય. બિનજોખમી કામમાં હું હાથ ઘાલનારો નથી.

જેને જોખમ ખેડવાં હોય તેની પડખે હું ઊભો રહીશ. ૧૯૨૧માં આપણી કસોટી થવાની હતી, પણ ન થઈ. હવે સમય આવ્યો છે. પણ તમે તૈયાર છો? આ એક તાલુકાનો પ્રશ્ન નથી, અનેક તાલુકાઓ અને અનેક જિલ્લાઓનો છે. તમે હારશો તો બધાનું ભાવી બગડશે.' એવી એવી ખૂબ વાતો સંભળાવી, અને આખરે સાત દિવસ વધારે વિચાર કરવા, શાંતિથી બધાં જોખમોનો વિચાર કરી નિશ્ચય કરવા લોકોને સલાહ આપી.

દરમ્યાન તેમણે સરકારની સાથે મસલત કરવાનું પણ જણાવ્યું, અને નિષ્પક્ષ પંચ નીમવાની સૂચના સરકાર સ્વીકારે તો સત્યાગ્રહ કરવાનું પગલું લેવાની જરૂર ન પડે એમ જણાવ્યું. સભામાં હાજર રહેલા ધારાસભાના ત્રણ સભ્યોએ પરિષદમાં કેવળ હાજરી જ નહોતી આપી. તેમણે પોતાના ભાષણમાં જણાવ્યું કે તેમનાથી લઈ શકાય તેટલાં પગલાં તેઓ લઈ ચૂક્યા, અને તેમાં ન ફાવ્યા એટલે હવે સત્યાગ્રહને પંથે તેમને દોરી શકે એવા નેતાને ખેડૂતોને સોંપતાં તેમને આનંદ થાય છે.

આ પછી શ્રી. વલ્લભભાઈ અમદાવાદ ગયા, અને તા. ૬ ઠ્ઠી ફેબ્રુઆરીએ ગવર્નરસાહેબને કાગળ લખી આપી વસ્તુસ્થિતિ વર્ણવી, સરકારની જમીનમહેસૂલની નીતિને લીધે કમનસીબ ગુજરાતને કેટલું વેઠવું પડ્યું છે તે જણાવ્યું, અને લખ્યું : 'મારી વિનંતિ એટલી જ છે કે લોકોને ન્યાય આપવા ખાતર સરકાર ઓછામાં ઓછું એટલું કરે કે નવી આકારણી પ્રમાણે મહેસૂલ વસૂલ કરવાનું હમણાં મુલતવી રાખે અને આખો કેસ નવેસરથી તપાસી જાય. એ તપાસમાં લોકોને પોતાની હકીકત રજૂ કરવાની તક મળે, અને તેમની રજૂઆતને પૂરતું વજન આપવાની ખાતરી આપવામાં આવે.' સાથે સાથે એમ પણ જણાવ્યું : 'આ લડત જે તીવ્ર સ્વરૂપ પકડે એવો સંભવ છે તે અટકાવવી આપના હાથમાં છે, અને તેથી આપને માન સાથે આગ્રહ કરું છું કે લોકોને પોતાનો કેસ નિષ્પક્ષ પંચ સમક્ષ રજૂ કરવાની તક આપો. આપ નામદારને એમ લાગે કે આ બાબતમાં રૂબરૂ મળવા જેવું છે તો બોલાવો ત્યારે આપને મળવા આવવા હું તૈયાર છું.'

આ જ કાગળમાં શ્રી. વલ્લભભાઈએ એક કુશળ ધારાશાસ્ત્રીની રીતે સરકારે કેટલીક કાયદાની ભૂલો કરેલી તે તરફ પણ, તેમનું ધ્યાન ખેંચ્યું હતું. સેટલમેંટ કમિશનર મિ. ઍંડર્સને નવા જ ધોરણે અનેક ગામોના ગ્રુપ (વર્ગ) બદલ્યા હતા તેનો ઉલ્લેખ કરીને શ્રી. વલ્લભભાઈએ જણાવ્યું, “નવા વર્ગીકરણમાં કેટલાંક ગામો ઉપરના વર્ગમાં ચડાવવામાં આવ્યાં છે, એટલે એ ગામોને માથે તો ઉપરના વર્ગનો ઊંચો દર અને વધારેલું મહેસૂલ મળીને ૫૦થી ૬૦ ટકાનો વધારો પડ્યો છે. છેવટના હુકમો કાઢતાં પહેલાં આ બાબતની લોકોને ખબર આપવામાં આવેલી નથી. સરકારે તો સેટલમેંટ કમિશનરનું નવું વર્ગીકરણ સ્વીકાર્યું, અને ૧૯૨૭ની ૧૯મી જુલાઈએ છેવટના હુકમ કાઢ્યા. ચાલુ વર્ષમાં નવી આકારણીનો અમલ કરવો હોય તો તે પહેલી ઑગસ્ટ પહેલાં જાહેર થઈ જવી જોઈએ. આથીયે વિશેષ નિયમ બહાર એ બન્યું છે કે ૩૧ ગામોએ જુલાઈ માસના છેલ્લા અઠવાડિયામાં નોટિસો ચોડવામાં આવી કે જેમને વાંધા રજૂ કરવા હોય તો તે બે મહિનાની અંદર પોતાના વાંધા રજૂ કરે. એક રીતે તો ૧૯૨૭ની ૧૯મી જુલાઈનો સરકારી ઠરાવ નં. ૭૨૫૯/૨૪, જેની રૂએ જમીનમહેસૂલમાં વધારો થયો તે સરકારનો છેલ્લો હુકમ હતો. પરંતુ પેલી નોટિસ ચોડાઈ એટલે એ હુકમ છેવટનો રહી શકતો નથી. અને છેવટનો હુકમ કાઢતાં પહેલાં વાંધાઓનો વિચાર કરી લેવાને સરકાર બંધાય છે. વળી ૭ મહિનાની અગાઉથી નોટિસ આપ્યા સિવાય ચાલુ વરસમાં નવો વધારો અમલમાં મૂકી શકાય નહિ.”

કાગળમાંથી આટલો લાંબો ઉતારો હું એટલા ખાતર લઉં છું કે સરકાર પોતાની ભૂલ સમજી પણ તે કબૂલ કરવાને તૈયાર નહોતી. પણ એક મહિના પછી માર્ચમાં ધારાસભા મળી તેની બેઠકમાં જાહેર કર્યું કે ૨૨ ગામોના વર્ગ ઉતારવામાં આવ્યા છે. ઉપરના કાગળનો એક ટૂંકો અને ટચ જવાબ ગવર્નરના પ્રાઇવેટ સેક્રેટરીએ લખ્યો, અને તેમાં જણાવ્યું કે તમારો કાગળ નિકાલ માટે મહેસૂલખાતા તરફ રવાના કરવામાં આવ્યો છે. પેલી

કાયદાની ભૂલનો સ્વીકાર તો સરકાર જરૂર કરી શકતી હતી, તે પણ ન કર્યું. શ્રી. વલ્લભભાઈએ તો મળવાની પણ માગણી કરી હતી. ગવર્નરસાહેબને શ્રી. વલ્લભભાઈ અજાણ્યા નહોતા. પ્રલયસંકટ-નિવારણના કામને અંગે બેવાર તેમને તેઓ મળ્યા હતા, ખૂબ વાતચીત પણ થઈ હતી, અને પ્રલયસંકટનિવારણના તેમના કામની પણ તે સાહેબને ખબર હતી. પણ તેઓ આ ટાંકણે એવી રીતે વર્ત્યા કે જાણે શ્રી. વલ્લભભાઈ સાથે સીધી મસલત કરવાનો પ્રથમથી જ સરકારને અણગમો હોય ના!

દરમ્યાન શ્રી. વલ્લભભાઈ તા. ૧૧મી માર્ચ સુધી મહેસૂલ-ખાતાના જવાબની રાહ જોઈ બેઠા હતા. જવાબ ન આવ્યો એટલે અગાઉ ઠરાવ્યા પ્રમાણે તેઓ બારડોલી જઈ ૧૨મી તારીખે પાછા ખેડૂતોને મળ્યા, અને સૌની સાથે પાછી ગોષ્ઠી કરી. ખેડૂતોના સેવકો પણ આ વખત દરમ્યાન બેસી નહોતા રહ્યા. તેઓ ગામે-ગામ ફરી વળ્યા હતા, તેમણે એક પ્રતિજ્ઞા ઉપર ખેડૂતોની સહીઓ લીધી હતી, અને સહી કરનારા આગેવાનોને ભેગા કર્યા હતા. આ વેળા મસલતસભાનો રંગ જુદો જ હતો. પહેલી વેળા આવેલા તે ઉપરાંત પણ કેટલાંક ગામોના લોકો આમાં હાજર હતા.

શ્રી. વલ્લભભાઈએ એકેએક ગામના માણસોને ફેરવી ફેરવીને સવાલો પૂછ્યા. સૌના જવાબમાં સાચનો રણકાર હતો, શેખી નહોતી, પણ સાચી દૃઢતા અને મક્કમતા હતી, અને પરિસ્થિતિનું ભાન હતું. એક પછી એક પોતાના ગામની સ્થિતિ વર્ણવવા લાગ્યા. 'અમારા ગામના પટેલે ફીસ ભરી દીધી છે; અમારી પડોસના વાણિયાએ ભરી દીધી છે. પણ તેને ખબર નહોતી. તે બાકીના ન ભરે.' 'અમારા ગામમાં ૫૮ જણે સહી કરી છે. ૧૨ બાકી છે. પણ ૫૮ મક્કમ માણસો છે.' 'અમારે ત્યાં બધાએ સહી કરી છે, માત્ર પટેલ બાકી છે, પણ તેનો વિરોધ નથી.' 'અમારે ત્યાં થોડા મુસલમાન જોખમ ખેડવા તૈયાર નથી.' 'અમારું અર્ધું ગામ તો ગમે તે થાય તોપણ ઊભું રહેશે. બાકીના અર્ધા ખોટા છે. પણ એ અર્ધું ગામ જાણે

આપણું છે જ નહિ એમ આપણે વર્તવાનું.' ઘણાએ જણાવ્યું: 'અમારું ગામ મક્કમ છે. કાંઈ કરવાનું કારણ નથી.' ત્રણચાર ગામના લોકોએ કહ્યું: 'આખા ગામને માટે અમને જવાબદાર ગણજો.'

શ્રી. વલ્લભભાઈએ આ પછી સૌને ખૂબ ચેતવ્યા: 'જોખમભરેલું કામ ન કરવું એ સારું, પણ કરવું તો પછી પાર ઉતારવું. હારશો તો દેશની લાજ જશે, મજબૂત રહેશો તો આખા દેશને ફાયદો છે. વલ્લભભાઈ જેવો લડનારો મળ્યો છે તેના જોરે લડશું એવી વાત હોય તો લડશો મા. કારણ કે તમે જો તૂટી પડ્યા તો સો વર્ષ સુધી નથી ઊઠવાના એ ખચીત માનજો. હવે આપણે જે ઠરાવ કરવો છે તે ઠરાવ તમારે જ કરવાનો છે. અમે એ ઠરાવ ન કરીએ, એ ઉપર ભાષણ પણ ન આપીએ, તમે લોકો જ સમજીને એ કરવા ધારો તો કરજો.'

એક વાત અહીં નોંધવાજેવી છે. તા. ૪ થીએ તેમજ તા. ૧૨ મીએ ચોર્યાસી તાલુકામાંથી પણ ઘણા ખેડૂતો આવ્યા હતા. કફલેટા નામના એક ગામના મુસલમાનોને પોતાના ગામને અને તાલુકાને થયેલો અન્યાય બહુ જ ખૂંચતો હતો, અને ચોર્યાસી તાલુકાને લડતમાં જોડવામાં આવે એવી તેમની માગણી હતી. શ્રી. વલ્લભભાઈએ તેમની સાથે ખૂબ વાતો કરી. અને સમજાવ્યા: 'બારડોલીનો સત્યાગ્રહ કેવળ બારડોલીને જ મદદ નહિ કરે, ચોર્યાસીનું કામ અનાયાસે થશે, અમારાથી આજે એ તાલુકાને પહોંચાય એવી અમારી શક્તિ નથી. તમારે ત્યાંનો અન્યાય અને અમારે ત્યાંનો સરખા જ છે, અને છેવટે બારડોલીનું થશે તે જ ચોર્યાસીનું થશે. પણ આજે તો પિછોડી જોઈને જ સોડ તાણવી જોઈએ. તમારે ત્યાં ૪૦–૫૦ ટકા જેટલા ખાતેદારો તો સૂરત રાંદેરના ધનાઢ્ય માણસો. એ લોકો પૈસા પહેલાં ભરી આવે, એના ઉપર કમિશનરનું દબાણ પણ ચાલી શકે અને પછી તમે લોકો ગભરાઈ જાઓ. હું તમને કેમ આમ ખાડામાં ઉતારું? બાકી તમે ચોક્કસ સમજજો કે જે અમારું થશે તે તમારું થવાનું છે.' પેલા સમજ્યા અને શાંત થઈને ઘેર ગયા.

આ પછી વલ્લભભાઈ ભરી સભામાં ગયા. ઉપરની જ વસ્તુ જરા વધારે વિસ્તારથી સભાને સમજાવી:

"મેં સરકારને કાગળ લખ્યો હતો, અને તેમાં નિષ્પક્ષ પંચ નીમવાની તેમને ભલામણ કરી હતી. તેનો જવાબ મને એવો મળ્યો છે કે તમારો કાગળ રેવન્યુ ખાતામાં વિચાર અને નિકાલ માટે મોકલ્યો છે. એ જવાબ જ ન કહેવાય. સરકારનો જમીનમહેસૂલનો કાયદો ભારે અટપટો અને ગૂંચવણભરેલો છે. એ એવી રીતે ઘડેલો છે કે સરકાર તેનો જ્યારે જેવો ધારે તેવો અર્થ કરી શકે. જુલમીમાં જુલમી રાજ્યમાં થઈ શકે એવો આ કાયદો છે, એટલે કે તેમાંથી જેવો અર્થ જોઈતો હોય તેવો અમલદારો ઉપજાવી શકે.

ગઈ વખતે મહેસૂલવધારાનો અન્યાય મેં તમને સમજાવ્યો. પણ એ વધારો અન્યાય નહિ પણ ગેરકાયદેસર પણ છે. કલમ ૧૦૭ પ્રમાણે આજે મહેસૂલ આકારાય છે ને લેવાય છે. તે કલમની રૂએ ખેડૂતને નીપજ થાય તે ઉપર જે ફાયદો રહે તેના ઉપર મહેસૂલ આકારવાનું ધોરણ મૂકેલું છે. આ ધોરણની વિરુદ્ધ તે બધું કાયદાવિરુદ્ધ ગણાય. એટલે આ વર્ષે બારડોલી તાલુકા પર સરકારે જે નવી આકારણી કરેલી છે તે જમીન-મહેસૂલના કાયદાની વિરુદ્ધ જઈને કરેલી છે. મુદ્દાની વાત એ છે કે સેટલમેન્ટ ઑફિસરે, જેમણે આ તાલુકાની સ્થિતિની મૂળ તપાસ કરીને સરકારમાં રિપોર્ટ રજૂ કર્યો તેમણે તો કાયદાને વળગીને જ કામ કરેલું. જોકે મને પોતાને તો એની વિરુદ્ધ પણ ખૂબ ફરિયાદ છે. સેટલમેન્ટ ઑફિસરે પોતાનો જે રિપોર્ટ કર્યો તે ૧૦૭મી કલમને આધારે જ કરેલો, છતાં જ્યારે તે રિપોર્ટ સેટલમેન્ટ કમિશનર પાસે ગયો ત્યારે તેમણે તેને સાવ ફેરવી નાંખ્યો, ને કોડની કલમને ઊંચી મૂકી ભાડાની આંકણી અથવા ગણોતના દર વધ્યા છે એટલી જ બીના ઉપર આંકણીનું ધોરણ રચ્યું. સરકારે પણ આમ થઈ શકે કે નહિ તે કાયદાની દૃષ્ટિએ વિચારવાનું બાજુએ મેલી કમિશનરની ભલામણને ધોરણે જ ગામોનાં વર્ગીકરણની રચના ફેરવી નાંખી. તેમ થતાં જે ગામો નીચલા વર્ગમાં હતાં તે ઉપલા વર્ગોમાં મુકાયાં, અને પરિણામે મૂળ રિપોર્ટની આકારણીને ધોરણે જેમના ઉપર ૨૦ ટકા વધારો આવતો હતો તેમના ઉપર ૬૦ ને ૬૬ ટકા સુધી વધારો ચોંટ્યો. જે ગામડાં ઉપર આવો અણધાર્યો બોજો નાંખવામાં આવ્યો તેમને તો ખબર પણ નથી અપાઈ કે તમારું આમ થયું, નથી તેમની પાસેથી આ સામેના વાંધા માગવામાં આવ્યા. જે કંઈ કર્યું છે તેમાં માત્ર ઉતાવળ ને ભૂલો જ કરી છે. સરકારને ઓણસાલ જ નવી આકારણીનો અમલ કરવાની

ઉતાવળ હતી. તેણે ધાર્યું કે જે જમીનમહેસૂલના કાયદાની ઝીણવટો ભાગ્યે જ કોઈ સમજતું હોય તેમાં જેમ કરીશું તેમ ચાલશે. જ્યારે આમ કર્યું ત્યારે તમારી જોડે વિચાર કરી લઈને મેં સરકારને કાગળ લખ્યો કે આ બાબતમાં સરકાર તરફની ઘણી ભૂલો થઈ છે. પણ મને જવાબ મળે છે કે તમારો કાગળ વિચાર થવા મોકલ્યો છે! વિચારમાં ઢીલ થઈ શકે, પણ અહીં હપ્તો શરૂ થયો તેનો વિચાર કોણ કરે? કાગળનો નિકાલ થતાં સુધી હપ્તો મુલતવી રાખવાનું કહીએ તો સરકાર થોડું જ મોકૂફ રાખે તેમ છે? આ રાજ્યમાં પૈસો લેવાનો હોય તેમાં મીનમેખ ન થાય; તે તો વખતસર, નિયમસર અને વ્યાજસહિત જ લેવાય. આ સ્થિતિમાં મારે સરકારને વધુ શું કહેવાપણું હોય? હું તો તમને જ સલાહ આપી શકું ને તે તમારા પોતાના જ જોર પર. આપણે બીજા બધા જ ઉપાયો અજમાવી ચૂકયા, હવે કોઈ સાંભળે એ આશા ખોટી છે; તો છેવટનો એક જ ઉપાય હવે બાકી રહ્યો છે, અને કોઈ પણ પ્રજા માટે એ એક જ ઉપાય છેવટના તરીકે રહેલો છે. તે બળની સામે બળ. સરકાર પાસે તો હકુમત છે, તોપબંદૂક છે, પશુબળ છે. તમારી પાસે સાચનું બળ છે, દુ:ખ સહન કરવાની શક્તિ છે. આતો આ બે બળનો મુકાબલો છે. તમારી વાત સાચી છે એનું જો તમને બરાબર ભાન હોય, આ અન્યાય છે ને તેની સામા થવું એ ધર્મ છે એ વાત તમારા અંતરમાં ઊગી ગઈ હોય, તો તમારી સામે સરકારની બધી શક્તિ કશું કામ કરી શકવાની નથી. એમને લેવાનું છે ને તમારે દેવાનું છે. તમે સ્વેચ્છાએ હાથથી ઉપાડીને ન આપો ત્યાં સુધી એ કામ કોઈ કાળે બનવાનું નથી. ભરવું ન ભરવું એ તમારી ઇચ્છાની વાત છે. જ્યારે તમે એમ ઠરાવો કે અમે રાતી પાઈ ભરનાર નથી, આ સરકાર મરજીમાં આવે તે કરો, જપ્તી કરો, જમીનો ખાલસા કરો, અમે આ આકારણી સ્વીકારતા નથી, તો તે લેવાનું સરકારથી કદી બની શકવાનું નથી. એ કોઈ પણ રાજ્યથી બની શકે તેવું નથી. જુલમીમાં જુલમી રાજ્ય પણ પ્રજા એકત્ર થાય છે ત્યારે તે સામે ટકી શકતું નથી. જો તમે ખરેખર એકમત થઈને નિશ્ચય કરતા હો કે આ મહેસૂલ ખુશીથી કે સ્વેચ્છાએ નથી જ ભરવું તો હું ખાત્રી આપું છું કે આ રાજ્ય પાસે એવું કોઈ સાધન નથી કે જે તમારો નિશ્ચય તોડાવી શકે ને તમને ભાંગી શકે. એ નિશ્ચય કરવાનું કામ રા. બ. ભીમભાઈ તેમના કાગળમાં કહે છે તેમ તમારું પોતાનું છે. કોઈના ચડાવવાથી, કોઈના કે મારા જેવા ઉપર આધાર રાખીને નિશ્ચય ન કરશો. તમારા જ બળ ઉપર ઝૂઝવું હોય, તમારી જ હિંમત હોય, તમારામાં આ લડત પાછળ ખુવાર થઈ જવાની શકિત હોય તો જ આ કામ કરજો.

આમ લડતનાં જોખમો પૂરાં વિચારજો. એમાં જેટલાં મોટાં જોખમો છે તેટલાં જ મોટાં પરિણામો સમાયેલાં છે એ યાદ રાખજો. કામ જેટલું મુશ્કેલ છે તેટલું જ મહત્ત્વનું છે. જરા સખ્તાઈ થતાં જ જો તમે આમાંથી ખસી જવાના હો તો તેમાં તમને એકલાને જ નહિ પણ ગુજરાતને ને આખા હિંદુસ્તાનને નુકસાન પહોંચવાનું છે. માટે જે નિશ્ચય કરો તે ઈશ્વરને હાજર સમજીને પાકે પાયે કરજો કે પાછળથી કોઈ તમારા તરફ આંગળી ન ચીંધે. જો તમારા મનમાં એમ હોય કે મીણનો હાકેમ પણ લોઢાના ચણા ચવડાવે ત્યાં આવડી મોટી સત્તા સામે તો આપણું શું ગજું, તો તમે આ વાત છોડી જ દેજો. પણ જો તમને લાગે કે આવા સવાલમાં તો લડવું જ ધર્મ છે, જો તમને લાગે કે જે રાજ્ય કોઈ રીતે ઇન્સાફની વાત કરવા તૈયાર નથી તેની સામે ન લડવું ને પૈસા ભરી દેવા તેમાં આપણી ને આપણાં બાળબચ્ચાંની બરબાદી જ થાય છે, એટલું જ નહિ પણ આપણું સ્વમાન પણ જાય છે, તો તમે આ લડત માથે લેજો.

આ કંઈ લાખ સવાલાખના વધારાનો કે ૩૦ વરસના સાડત્રીસ લાખનો સવાલ નથી, પણ સાચજૂઠનો સવાલ છે, સ્વમાનનો સવાલ છે. આ સરકારમાં હમેશને માટે ખેડૂતનું કોઈ સાંભળનાર જ નહિ એ પ્રથાની સામે આમાં થવાનું છે. રાજ્ય આખાની મદાર ખેડૂત પર છે. રાજ્યતંત્ર બધું ખેડૂત પર ચાલે છે. છતાં તેનું કોઈ સાંભળતું જ નથી, તેને કોઈ દાદ દેતું નથી. તમે કહો તે બધું ખોટું જ. આ સ્થિતિ સામે થવું એ તમારો ધર્મ છે, અને તે એવી રીતે સામા થવું કે જેથી ઈશ્વરને ત્યાં જવાબ દેવો પડે તે દિવસે તમને ભારે ન પડે. મિજાજ કાબૂમાં રાખીને, સાચ ઉપર અડગ રહીને, સંયમ પાળીને, સરકાર સામા ઝૂઝવાનું છે. જપ્તી અમલદારો આવશે, તમને ખૂબ સતાવશે, ઉશ્કેરણીનાં કારણો આપશે, ગમે તેવી ભાષા વાપરશે, તમારી સતાવણી કરશે, અને જેટલી જેટલી તમારી નબળાઈઓ તેમના જોવામાં આવશે તેટલી મારફતે તમારા ઉપર હુમલા કરવા મથશે છતાં મુખ્ય વસ્તુ ઉપરથી તમે ન ડગશો, અહિંસાની પ્રતિજ્ઞા ઉપરથી ન ચળશો. શાંતિથી ને સંયમથી દૃઢ રહેજો કે અમારે હાથે કરીને સરકારને પાઈ પણ નથી આપવી, જોઈએ તો જપ્તીઓ કરો, ખાલસા કરો, ખેતર પર જાઓ, ઢોરાંઓ ખોલાવો, જે કંઈ કરવું હોય તે જબરદસ્તીથી કરો, મરજિયાત કંઈ નહિ કરાવી શકો; અમારે હાથે તમને કશું નહિ મળે. એ જ આ લડતનો મૂળ પાયો છે. આટલું જો તમે કરી શકો તો ધાર્યું પરિણામ આવે જ એ વિષે મને કંઈ શંકા નથી. કારણ તમારી લડત સાચ ઉપર મંડાયેલી છે.”

આ ઉપરાંત બીજી સમજ પાડવામાં આવ્યા પછી નીચલો ઠરાવ પરિષદ આગળ રજૂ થયો:

**સત્યાગ્રહનો ઠરાવ**

**બારડોલી તાલુકાના ખાતેદારોની આ પરિષદ ઠરાવ કરે છે કે અમારા તાલુકામાં લેવામાં આવતા મહેસૂલમાં સરકારે જે વધારો લેવાનો જાહેર કર્યો છે તે અયોગ્ય, અન્યાયી અને જુલમી છે એમ અમારું માનવું છે; એટલે જ્યાં સુધી સરકાર ચાલુ મહેસૂલને પૂરેપૂરા મહેસૂલ તરીકે લેવા, અગર તો નિષ્પક્ષ પંચ મારફતે આ આંકણી ફરી તપાસવા તૈયાર ન થાય ત્યાં સુધી સરકારને મહેસૂલ મુદ્દલ ન ભરવું; અને તેમ કરતાં સરકાર જપ્તી, ખાલસા વગેરે જે કંઈ ઉપાયો લે તેથી પડતાં સઘળાં કષ્ટો શાંતિથી સહન કરવાં.**

**જો વધારાવિનાના ચાલુ મહેસૂલને પૂરેપૂરા મહેસૂલ તરીકે લેવા સરકાર કબૂલ થાય તો તેટલું મહેસૂલ બિનતકરારે તુરત ભરી દેવું.**

આ ઠરાવ રજૂ કરનારા અને તેને ટેકો આપનારા ૧૨ ગામોના સારા સારા પ્રતિષ્ઠિત ખેડુતો હતા. એમાં અનાવલા, પાટીદાર, વાણિયા, પારસી, મુસલમાન, રાનીપરજ બધી કોમોના માણસો આવી જતા હતા. એત્રણ જણાએ ટૂંકાંટચ ભાષણો કર્યાં અને બાકીનાએ ઊભા થઈને ટેકો જાહેર કર્યો.

આ ગંભીર ઠરાવ ખુદાના પાક નામ વિના અને રામધુન વિના પસાર ન થાય. એટલે ઇમામસાહેબે કુરાનેશરીફમાંથી આયત સંભળાવી, અને નીચેનું કબીરનું સંગ્રામગીત આપી પરિષદ ઝીલે એવી રીતે સંભળાવવામાં આવ્યું અને રામધુન ચાલી:

શૂર સંગ્રામ કો દેખ ભાગે નહિ,
    દેખ ભાગે સોઉ શૂર નાહીં — શૂર૦
કામ ઔર ક્રોધ મદ લોભસે ઝૂઝના,
    મંડા ઘમસાણ તંહ ખેત માંહી — શૂર૦
શીલ ઔર શૌચ સંતોપ સાથી ભયે,
    નામ શમશેર તંહ ખૂબ બાજે,
કહત કબીર કોઉ ઝુઝિ હૈ શૂરમા,
    કાયરાં ભેદ તંહ તુરત ભાજે — શૂર

# ૬

# તંત્રરચના

"પાણીમાં પેઠા પછી હવે તરવા શીખ્યે જ છૂટકો છે, નહિ તો તળિયે જઈશું."

આમ સંગ્રામ તો મંડાયો, પણ પછી? સ્થિતિ તો સામાન્ય માણસને મૂંઝવે એવી હતી. લોકોની મનોદશામાં તત્કાળ પલટો કરવાની જરૂર હતી. આજ સુધી લોકોને એવું વિચારવાની તાલીમ મળી હતી કે વધારા જેટલી રકમ ન ભરવી; જે જે ભાષણો થયાં હતાં તેમાં, ધારાસભાના સભ્યો તરફથી જે સલાહ મળી હતી તેમાં, એ જ વાત કરવામાં આવી હતી, અને એ વાત મોટા ખાતેદારો ફરી ફરીને સંભળાવતા હતા. બારમી પહેલાં જ નબળાપાતળા જે આવતાં તોફાન સામે ટક્કર ઝીલી શકે એવા નહોતા તે મહેસૂલ ભરી ચૂક્યા હતા, અને બારમીના ઠરાવ છતાં પણ કેટલાક તો બારી શોધતા હતા. કેટલાક રાહ જોઈને બેઠા હતા: 'જોઈએ છીએ, એકાદ મહિનામાં તો ખબર પડી જશે કે લડત કેવી ચાલે છે, પછી આપણે પણ ઠરાવ કરશું.' આ બધાની પાસે પ્રતિજ્ઞા કરાવવાની હતી.

આખા તાલુકાની અનેક કોમો વચ્ચે પણ મેળ સાધવાનો હતો. પાટીદારોમાં તો નાતનાં બંધારણ હતાં, પણ તે બંધારણને લડતને માટે ઉપયોગમાં લેવાનાં હતાં. નાતના ઘરડાઓ લડતથી જ ડરતા હોય તો તેઓ બંધારણનો લડતને માટે ઉપયોગ કરવા દે ખરા? રાનીપરજ બિચારા ગરીબ ગાય જેવા — તેમના ઉપર જો સરકાર પહેલો જ હુમલો કરે તો તો તેઓ જ ચુરાઈ જાય. વાણિયાઓ પાસે તો સેંકડો એકર જમીન પડેલી — એ જમીન ખાલસા થાય ત્યાં સુધી તેઓ ટકી રહે ખરા? ઘણા તો સરકારદરબારે જનારા, સરકારી અમલદારોથી શરમાઈને કામ કરનારા રહ્યા. આ લોકોની પાસે રાનીપરજ લોકોની ઘણી જમીન રહેલી; રાનીપરજના તરફથી જ એ લોકો મહેસૂલ ભરી દે તો પેલા બિચારા શું કરે? અનાવલા બ્રાહ્મણોનાં થોડાં ગામો તે બધાં લડતમાં જોડાયાં નહોતાં. એ નાતને

અંધારણ જેવી તો વસ્તુ જ ન મળે! મોટા પ્રતિષ્ઠિત ગણાતા લોકો તો પોતાની પ્રતિષ્ઠાના તોરમાં અને મુત્સદ્દીપણાના મદમાં હજી રાહ જોઈને બેઠા હતા. મુસલમાનોમાંથી આગેવાનો બારમીએ હાજર હતા, પણ સુરતનું ઝેરી વાતાવરણ અહીં પણ ફેલાય તો? અને પારસીઓ વિષે તો શું કહેવાય? તેમને પણ લડતમાં મોટાં જોખમ હતાં. તેમનો દારૂ વેચવાનો ધંધો રહ્યો. અગાઉની દારૂનિષેધપ્રવૃત્તિને લીધે પણ કેટલાકનાં મન મોળાં હતાં.

શ્રી. મોહનલાલ પંડ્યા તાલુકાનાં ગામોમાં રખડવા મંડ્યા હતા. તેમણે એક ગામથી શ્રી. વલ્લભભાઈ ઉપર કાગળ લખ્યો હતો, તેનો ભાવાર્થ આ હતો: 'અહીંનાં ગામોમાં હું ભટકી રહ્યો છું, અને મારી આસપાસની સ્થિતિ જોઈને સમસમી રહ્યો છું. થોડા જ દિવસમાં સરકારની સાથે શૂરા સંગ્રામ માંડનારા આ લોકો હશે? આ લોકોને તો લડતની કશી ખબર હોય એમ લાગતું નથી. ગામમાં સભા શી રીતે થાય? અર્ધું ગામ જાનમાં ગયું હોય, અથવા નાત જમવા બેસવાની હોય! લગનગાળામાં એમને લડવાની ફુરસદ ક્યાં છે? અને કેટલાક તો એવા પક્કા છે છે કે જેમના મનમાં હજી રહ્યું છે કે સત્યાગ્રહ હોય કે ન હોય અમારે ઘેર લગન હોય અને મામલતદાર ન આવે એ બને? આ લોકોની મારફતે આપણે લડવાનું! મને નિરાશા નથી થતી, પણ આપણે કેટલાં પાણીમાં છીએ તે જાણી રાખવું ઠીક છે. ભગવાન તમારી લાજ રાખે!'

પણ લાખ વિચાર કરીને લડતનો નિશ્ચય કરનાર નાયક આ પરિસ્થિતિથી ડગે એવા નહોતા. તેમણે તો લોકોને કહ્યું હતું: 'તમારામાંથી ૧૦૦ મરણિયા મળે તોયે આપણે જીતશું.' પણ એ ૧૦૦ મરણિયાને બળે ૧૭,૦૦૦ ખાતેદારો જીતે એમ તે ઇચ્છતા નહોતા. તેમને તો કાયરને શૂરા બનાવવા હતા, મૂડદામાં પ્રાણ પૂરવા હતા. એટલે એમણે તો લડતની તૈયારી કરવા માંડી, આખું તંત્ર તૈયાર કરવા માંડ્યું. તાલુકામાં ચાર છાવણીઓ તો હતી જ — બારડોલીમાં શ્રી. કલ્યાણજી, જુગતરામ, કેશવભાઈ અને ખુશાલભાઈ હતા; સરભોણમાં ડા. ત્રિભુવનદાસ હતા; મઢીમાં

મકનજી દેશાઈ હતા, અને વેડછીમાં શ્રી: ચુનીલાલ મહેતા અને તેમનાં પત્ની હતાં. શ્રી. વલ્લભભાઈએ બધા કાર્યકર્તાઓને બોલાવ્યા અને નવી છાવણીઓ ખોલવાની સૂચના કરી. આ સૂચનાને પરિણામે વાણિયાઓના મોટા મથક વાલોડમાં, વાણિયાઓના બીજા મથક બુહારીમાં, તાલુકાના મધ્યમાં આવેલા પાટીદારોના મોટા મથક વાંકાનેરમાં, ઉત્તરમાં એવા જ મોટા મથક વરાડમાં અને બામણીમાં, અને રાનીપરજ વિભાગના બાલદા ગામમાં, અને એક બાજીપુરામાં એટલી નવી છાવણીઓ બનાવવામાં આવી.

હજી સુધી કાર્યકર્તાઓને માટે જાહેર માગણી કરવામાં આવી નહોતી, અને શ્રી. વલ્લભભાઈને એવી માગણી કરવી પણ નહોતી. સેવા કરવાને જે તત્પર હતા તે તો આવી ચૂકેલા હતા જ. ડા. ચંદુલાલ તો પોતાને સિપાઈ કહેવડાવવામાં ગૌરવ માનનારા, અને કહ્યું કામ ઉપાડી લેનારા. તેમણે વાલોડ અને બુહારીની છાવણી સંભાળી લીધી. શ્રી. મોહનલાલ પંડ્યા વરાડ અને એની આસપાસનાં ગામડાં સંભાળીને બેઠા. શ્રી. રવિશંકરભાઈ વિના ગુજરાતમાં ચાલતી સત્યાગ્રહની લડત શ્રી. વલ્લભભાઈ ચલાવે જ શાના? તેમણે સરભણમાં પડાવ નાંખ્યો. દરબારસાહેબ ગોપાળદાસ પણ શ્રી. વલ્લભભાઈને અમદાવાદથી બારડોલી બોલાવી લાવવામાં સામેલ હતા. બલ્કે દરબારસાહેબ, મોહનલાલ પંડ્યા અને રવિશંકર જેવા ભડ યોદ્ધા આવવાને તૈયાર છે એ તો ભાઈ કલ્યાણજી, ખુશાલભાઈ અને કેશવભાઈ પાસે શ્રી. વલ્લભભાઈને બારડોલી લઈ જવાને એક મજબૂત દલીલ હતી. દરબારસાહેબે બામણીનો કિલ્લો સંભાળ્યો. ભાઈ ગોરધનદાસ ચોખાવાળા તેમને કુશળ મદદનીશ તરીકે મળી ગયા. ભાઈ ચિનાઈ જેઓ સાબરમતી જેલમાં બે વર્ષ સરકારના મહેમાન થઈ આવેલા હતા, અને જેમણે સૂરતના રમખાણમાં બહાદુરીથી અને શાંતિથી ઘા ઝીલ્યા હતા તેમને બારડોલી તળ સોંપવામાં આવ્યું. ભાઈ કેશવભાઈ તો ખાદીના કામને વરેલા હતા, પણ તેમણે શ્રી. લક્ષ્મીદાસભાઈ પાસે લડતમાં જોડાવાની રજા માગી લીધી. તે ડા. ચંદુલાલ સાથે જોડાયા, અને વાલોડની આસપાસના રાનીપરજ ગામોને માટે

તેમણે જવાબદારી લીધી. નડિયાદવાળા ભાઈ ફૂલચંદ શાહ પણ પંડ્યાજી જેવા જૂના જોગી, ખેડા, નાગપુર અને બોરસદના અનુભવી, મઢી થાણા ઉપર ગયા. બોરસદવાળા અંબાલાલ પટેલ બાલદા, અને નારણભાઈ બુહારી છાવણી સંભાળીને બેઠા.

આખા તાલુકાના મુસલમાન ભાઈઓની ખાસ સેવામાં ૭૫ વર્ષના યુવાન અબ્બાસસાહેબ તૈયબજી અને દક્ષિણ આફ્રિકામાં સત્યાગ્રહનો અનુભવ મેળવી આવેલા અનુભવી ઇમામસાહેબ રોકાઈ ગયા.

આવી લડત પ્રકાશનખાતા વિના શી રીતે ચાલે? બધા ખેડૂતોની પાસે દૈનિક છાપાં લેવાની અથવા 'નવજીવન'ના પણ ગ્રાહક થવાની આશા ન રાખી શકાય, અને બહારનાં છાપાં તો લડતનો બાહ્ય ચિતાર આપે. એટલે ભાઈ જુગતરામ દવેના હાથ નીચે પ્રકાશનખાતું ખોલવામાં આવ્યું. શ્રી. કલ્યાણજીને પણ પ્રકાશનવિભાગમાં ગણીએ તો ખોટું નથી. કારણ ભાઈ જુગતરામની કરુણામય અને કસાયેલી કલમ અને ભાઈ કલ્યાણજીનો ચિત્રો ખેંચવામાં સિદ્ધ થયેલો હાથ એ બે પ્રકાશનખાતાના પ્રાણરૂપ હતાં. આ પ્રકાશનખાતામાંથી રોજ યુદ્ધની ખબર આપનારી એક પત્રિકા કાઢવાનું, શ્રી. વલ્લભભાઈનાં ભાષણો છૂટાં છાપવાનું, મુંબઈનાં દૈનિકોને ગુજરાતી અને અંગ્રેજીમાં ખબરો મોકલવાનું, ફોટોગ્રાફો મોકલવાનું યોજવામાં આવ્યું. લડત પૂરજોસમાં ચાલવા માંડી ત્યારે આ ખાતામાં 'યંગ ઇંડિયા'ના પાકા અનુભવી ભાઈ પ્યારેલાલ જોડાઈને અંગ્રેજી વિભાગ કુશળતાથી સંભાળી લીધો. ખબરની પત્રિકાઓ પહેલી સાઇક્લોસ્ટાઇલથી કાઢવામાં આવતી હતી, થોડા જ દિવસમાં સૂરતમાં તે છપાવવાની વ્યવસ્થા થઈ અને આરંભથી જ ૫,૦૦૦ નકલો ઊડી જવા લાગી. આ પત્રિકાઓ લોકોનો રોજનો ખોરાક થઈ પડી, તેમને રોજરોજ લડતનો રસ લગાડી શૂર ચડાવનાર રણશિંગું થઈ પડી. મુંબઈનાં દૈનિકો રોજરોજ એ પત્રિકાઓ સળંગ ઉતારવા લાગ્યાં, ગુજરાતના અનેક જિલ્લાઓમાં અને ગામોમાં એની નકલો જવા લાગી, અને લડતના બેત્રણ મહિનામાં તો એની ચૌદ હજાર નકલો ઊડી જવા લાગી.

સરદારની સાથે ચોવીસે કલાક રહી તેમને દરેક બાબતમાં મદદ આપનાર મંત્રીની ખાસ જરૂર હતી. એક પ્રકારનો ક્ષેત્ર-સંન્યાસ લઈ બેઠેલા છતાં સ્વામી આનંદે આ પદ આટોપી લીધું અને લડતના અંત સુધી એ પદને શોભાવ્યું.

મુખ્ય કાર્યકર્તાઓ ઉપરાંત, ખેડૂતોએ પોતામાંથી જ અનેક સ્વયંસેવકો ઉભા કર્યા. એ લોકોનું કામ પોતપોતાનાં ગામોમાં સેવા કરવાનું, ખબરો લાવવાનું અને પહોંચાડવાનું, સંદેશા લાવવા લઈ જવાનું, અને બીજું જે નાનુંમોટું કામ સોંપાય તે કરવાનું હતું. આમાંના કેટલાક સ્વયંસેવકો રાનીપરજ કોમમાંથી મળી રહ્યા હતા.

પત્રિકાઓમાં પહેલું ભાષણ તો શ્રી. વલ્લભભાઈનું ૧૨મીનું હતું, પણ શ્રી. વલ્લભભાઈ સત્યાગ્રહનો ઠરાવ કરીને બારડોલીમાં એક ઘડી પણ બેસે એમ નહોતું. તે જ રાત્રે તેઓ વાંકાનેર ગયા. પંડ્યાજીના કાગળના ભણકારા તો તેમના કાનમાં વાગતા જ હતા. એ ભણકારા અને આસપાસની પરિસ્થિતિને લીધે વાંકાનેરમાં એ જ રાત્રે એમણે જે ભાષણ કર્યું તે બારડોલીના ભાષણને ભુલાવે એવું હતું. એ ભાષણ આખી લડતના પાયારૂપ થઈ પડ્યું એમ કહેવાય. અને આ ભાષણથી જ સરદારે આખા તાલુકામાં લોકશિક્ષણ શરૂ કર્યું કહેવાય. આ લોકશિક્ષણનાં બધાં મૂળતત્ત્વો આ ભાષણમાં આવી જાય છે. એ પત્રિકા નં. ૪થી તરીકે છપાયું. એનો મહત્ત્વનો ભાગ અહીં આપી દઉં છું:

"બારડોલીમાં આજે હું એક નવી સ્થિતિ જોઉં છું. અગાઉના દિવસો મને યાદ છે. તે કાળે આવી સભાઓમાં પુરુષો જેટલી બહેનો પણ આવતી. હવે તમે પુરુષો એકલા જ સભામાં આવો છો. તમે કહેવાતા મોટાઓનું જોઈને મલાજો શીખતા જતા દેખાઓ છો, પણ હું કહું છું કે જો આપણી બહેનો, માતાઓ, સ્ત્રીઓ આપણી સાથે નહિ હોય તો આપણે આગળ ચાલી શકવાના નથી. કાલ સવારે જપ્તીઓ આવશે. આપણી ચીજો, વાસણો, ઢોરઢાંખર લઈ જવા જપ્તીદારો આવશે. જો આપણે બહેનોને આ લડતથી પૂરી વાકેફગાર નહિ રાખી હોય, તેમને આપણી જોડે જ તૈયાર કરી નહિ હોય, આ લડતમાં પુરુષના જેટલો જ રસ લેતી નહિ કરી હોય, તો તે વખતે તેઓ શું કરશે? ખેડા જિલ્લાના મારા આવા અનુભવોમાં મેં જોયું છે કે ઘરનું ઢોર છોડી જવામાં આવે ત્યારે સ્ત્રીઓને લડતમાં

કેળવવામાં ન આવી હોય તો મોટો આઘાત પહોંચે છે. માટે તમે બહેનોને લડતમાં બરાબર કેળવો. ગમે તેટલી હાડમારી, ગમે તેટલાં દુઃખ પડે, બધું સહન કરીને પણ આવી લડતો લડવી રહી. ભલે સરકાર જમીન ખાલસા કરવાના હુકમો કાઢે, ચાહે તેમ થાય, પણ આપણા હાથે ઉપાડીને એક પૈસો પણ ન આપવાના નિશ્ચયમાંથી ન ડગવું જોઈએ. . . .

તમે લગ્નો લઈ બેઠા છો તે બધાં ટૂંકમાં પતાવવાં પડશે. લડાઈ જગાવવી હોય ત્યાં બીજું શું થાય? કાલ સવારે ઊઠીને તમારે ઊગ્યાથી આથમ્યા સુધી ઘરને તાળાં મારી ખેતરમાં ફરતા રહેવું પડશે, છાવણી જેવી જિંદગી ગાળવી પડશે. બાળક, વૃદ્ધ, સ્ત્રી, પુરુષ સૌ આ સ્થિતિ સમજે, ગરીબતવંગર, બધી કોમ એકરાગ થઈ એકખોળિયે પ્રાણ હોય તેમ વર્તે, રાત પડ્યે જ સૌ ઘેર આવે. આવું થવું જોઈશે. જપ્તીઓ કરવા સરકારને ગામમાંથી જ અથવા તાલુકામાંથી જ માણસો લાવવા પડે છે ને? તે કામ માટે એક માણસ પણ શોધ્યો ન જડે એવી આખા તાલુકાની હવા થઈ જવી જોઈએ. જપ્તીઅમલદાર કોઈ ખભે ઊંચકીને વાસણો લઈ જનારો મેં હજુ જોયો નથી. સરકારી અમલદારો તો અપંગ હોય છે. પટેલ, મુખી, વેઠિયો, તલાટી કોઈ સરકારને મદદ ન કરે ને ચોખ્ખું સંભળાવી દે કે મારા ગામની અને તાલુકાની લાજઆબરૂ જોડે મારી લાજઆબરૂ છે. તાલુકાની આબરૂ જાય તો મુખીપણું શા ખપનું? તેના હિતમાં જ મારું હિત છે. તાલુકો ઘસાય, અપંગ થાય, એમાં પટેલનું હિત નથી. એટલે આપણે આખા તાલુકાની હવા એવી કરી મૂકીએ કે તેમાં સ્વરાજની ગંધ હોય, ગુલામીની નહિ; તેમાં સરકારની સામે ઝૂઝવાના ટેકનું તેજ ચહેરા પર દેખાઈ આવતું હોય.

હું તમને આજે ચેતવણી આપવા આવ્યો છું કે હવે રમતના ફંદમાં, મોજશોખમાં ઘડી પણ ન રહો. જાગૃત થાઓ. બારડોલીનું નામ ચારખંડ ધરતીમાં ગવાયું છે. આજે બપોરે જ પરિષદમાં એક મુસલમાન ભાઈએ આપણને સંભળાવ્યું કે બારડોલીના કોઈ પણ વતનીને જોતાં જ બંગાળામાં લોકો કેવા તેના પગની ધૂળ લેવા તૈયાર થતા. કાં તો આપણે, તાલુકાએ ખરાબ થવું છે ને મરી ફીટવું છે, ને કાં તો સુખી થવું છે. **હવે રામબાણ છૂટી ગયું છે. આપણે ભાંગશું તો આખા હિંદુસ્તાનને ભાંગશું; અને ટકશું તો તરશું.** ને હિંદુસ્તાનને પદાર્થપાઠ આપશું. તમારા જ તાલુકાએ ગાંધીજીને આખા દેશની લડતના પાયાની ઈંટ થવાની આશા આપી હતી. તે પરીક્ષા તો તે વખતે ન થઈ, જોકે દેશપરદેશ બારડોલીનો ડંકો વાગી ગયો. હવે એ પરીક્ષા આજે આપવાનો પ્રસંગ

આવ્યો છે. તમે હિંદુસ્તાનને સ્વરાજ અપાવવા નીકળ્યા હતા, તે હવે તમારા ઘરની લડત માટે શું કરો છો તેની પરીક્ષા થશે. આમાં પાછા પડીએ તો ઇજ્જતઆબરૂ જશે, ને હિંદુસ્તાન આખાને ભારે નુકસાન થશે.

આજે જ પરિષદ પૂરી કરીને તરત હું અહીં તમારી પાસે આવ્યો છું, કારણ હવે તાલુકાનાં જેટલાં ભાઈબહેનો મળે તેટલાંને મારો સંદેશો આપવા માગું છું કે હવે સૌ ચેતતા રહેજો, હવે પૂરેપૂરાં જાગૃત રહેજો, ગાફેલ ન રહેશો. સરકાર એકે ઉપાય બાકી નહિ રાખે, તમારામાં ફાટફૂટ પાડશે, કજિયા કરાવશે, કંઈ કંઈ ફેલ કરશે, પણ તમે તમારા બધા અંગત ને ગામના કજિયાને હમણાં લડત ચાલતાં સુધી કૂવામાં નાંખજો, લડત પૂરી થાય ત્યાં સુધી એવી એકેએક વાત ભૂલી જજો; પાછળથી બધું યાદ કરીને જોઈએ તો લડી લેજો. જોઈએ તો તેવી રીતે પાછળથી લડવાના તમારા નિશ્ચયના દસ્તાવેજો કરીને પેટીપટારામાં સાચવી મૂકજો! પણ અત્યારે તો બાપદાદાનાં વેર પણ ભૂલી જજો. જિંદગી સુધી જેની સાથે ન બોલ્યા હો ને અબોલા પાળ્યા હોય, તેની સાથે પણ આજે બોલજો; આજે ગુજરાતની ઇજ્જત તમે તમારા હાથમાં લીધી છે તે સંભાળજો. અને આપણે હાથેથી એક દમડી સરકારને નથી આપવી એ નિશ્ચયમાં કાયમ રહેજો; નહિ તો ઊગ્યું ન ઊગ્યું થઈ જશે, અને તાલુકો કાયમના ખોજમાં પડશે. કેટલાકને જમીન ખાલસા થવાનો બાઉ છે. ખાલસા એટલે શું? શું તમારી જમીનો ઉખાડીને સૂરત કે વિલાયત લઈ જશે? જમીન ખાલસા કરે કે ચાહે તે કરે, ફેરફાર થાય તે સરકારના દફતરનાં પાનાંમાં થાય, પણ તમારામાં સંપ હોય તો તમારી જમીનમાં બીજો કોઈ આવીને હળ ન નાંખે એમ કરવું એ તો તાલુકાનું કામ છે. પછી સરકારી દફતરે ભલે ખાલસા થાય. ખાલસાની બીક છોડી દો. જે દિવસે તમારી જમીનો ખાલસા કરાવવા તમે તૈયાર થશો તે દિવસે તો તમારી પાછળ આખું ગુજરાત ઊભું છે એમ ખચીત માનજો. ખાલસાની બીક હોય, એવી નામર્દાઈ હોય તો લડત લડાય જ નહિ. તમારા એક જ ગામમાં પાકો બંદોબસ્ત કરશો, તોપણ આખા તાલુકાને મક્કમ કરી શકશો, આખા પરગણાને જાગૃત કરશો.

લડતનું મંડાણ મંડાઈ ચૂક્યું છે. હવે ગામેગામ મોટી લશ્કરી છાવણીઓ છે એમ માનો. ગામેગામની હકીકત રોજ તાલુકાના મથકે પહોંચવી જોઈએ, અને મથકના હુકમો ગામેગામ પહોંચવા અને અમલમાં મુકાવા જોઈએ. આપણી તાલીમ એ જ આપણી જીતની કૂંચી છે. સરકારનો માણસ ગામેગામ એકાદ તલાટી કે મુખી હોય છે, આપણી પાસે તો આખું ગામ છે.”

## ૭
# સ્પષ્ટીકરણ

"આ લડત અંગ્રેજનું રાજ્ય ઉથલાવવા માટે છે એવું કોઈ કહેતું હોય તો તેને અક્કલ જ નથી. જે વખતે અમે હિંદુસ્તાન દેશમાં લડી મરીએ છીએ તે વખતે અમે રાજ્ય લઈએ તોપણ બાગોળે જઈને પાછું આપવું પડે."

આમ લડતની તૈયારી ચાલી રહી હતી ત્યારે સરકાર સાથે પત્રવ્યવહાર પણ ચાલી રહ્યો હતો. ગમે ત્યારે, ગમે તે દશાએ, સરકાર સુલેહ કરવાને તૈયાર હોય તો આપણે તૈયાર હોવું જોઈએ એ જ મનોદશા શ્રી. વલ્લભભાઈએ આખી લડત દરમ્યાન રાખી અને સરકારની કોઈ પણ રીતે ગેરસમજ ન થાય એ વખતોવખત સ્પષ્ટ કરવાની તેમણે તક લીધી.

તા. ૬ ઠ્ઠી ફેબ્રુઆરીએ લખેલા કાગળનો જવાબ આખરે ૧૭ મી ફેબ્રુઆરીએ આવ્યો. આમાં ફરી જણાવવામાં આવ્યું: "નવી જમાબંધીને મંજૂરી આપતાં સરકારી ઠરાવમાં કહેલું છે કે બીજી જમાબંધી સુધીનાં વર્ષોમાં આ તાલુકાનો ઇતિહાસ સતત વધતી જતી આબાદીનો હશે એ કથનને નામદાર ગવર્નર તો ભારપૂર્વક વળગી રહે છે. છેલ્લાં ત્રીસ વર્ષનો બારડોલી અને ચોર્યાસી તાલુકાનો ઇતિહાસ આ આગાહીનું પૂરતું સમર્થન કરે છે." આ આગાહી કરવી મહેસૂલ લેનારને માટે કેટલી સહેલી અને અનુકૂળ છે! આ પછી બીજું એક વચન શ્રી. જયકરને પ્રમાણપત્ર આપનારું હતું: "રેવન્યુખાતાના અનુભવી અમલદાર

શ્રી. એમ. એસ. જયકર દશ મહિના સુધી આ તાલુકામાં ફર્યા છે અને દરેક ગામની તેમણે બરાબર તપાસ કરી છે. તેમણે ગામેગામ ખેતરો ઉપર જઈ ખેડૂતો સાથે વાતચીત કરી છે તથા તેમની સાથે મસલત કરી છે.” આ ઉપરાંત જણાવ્યું કે ગણોતના આંકડા ઉપર આ ઇલાકાના જમીનમહેસૂલના ઇતિહાસમાં પહેલીવાર આધાર રાખવામાં આવ્યો છે એ કથન પાયાવિનાનું છે, સરકારે સેટલમેંટ ઓફિસર અને સેટલમેંટ કમિશનરે સૂચવેલા દરોમાં ખૂબ ઘટાડો કરી નાંખ્યો છે, અને “હવે નવી આકારણી પ્રમાણે વસૂલ લેવાનું મુલતવી રાખવા, અથવા આકારણીનો ફરી વિચાર કરવા, અથવા બીજી કોઈ પણ જાતની વિશેષ રાહત આપવા તૈયાર નથી. આ પ્રમાણે જાહેર કરવા છતાં બારડોલીના લોકો પોતાની જ બુદ્ધિએ ચાલીને **અથવા બહારનાઓની શિખામણને વશ થઈને, મહેસૂલ ભરવામાં કસૂર કરશે તો લૅન્ડ રેવન્યુ કોડ અનુસાર જે પગલાં લેવાં જોઈશે તે લેતાં ગવર્નર અને તેની કાઉંસિલને જરા પણ સંકોચ નહિ થાય, અને તેને પરિણામે નહિ ભરનારાઓને જાણીબૂજીને જે નુકસાનમાં ઊતરવું પડશે તેને માટે સરકાર જવાબદાર નહિ રહે.”** આ કાગળની કેટલીક વિચિત્ર વાતોનો જવાબ શ્રી. વલ્લભભાઈ આપ્યા વિના ન રહી શક્યા. તા. ૨૧ મીએ તેમણે ઉપરના પત્રનો જવાબ આપ્યો, તેમાં ગણોતના આંકડાનો આધાર પહેલીવાર રાખવામાં આવ્યો છે એ પોતાના કથનના આધારમાં અનેક અમલદારોનાં કથન ટાંક્યાં, ૨૨ ટકા વધારો કયા આધારે ઠરાવવામાં આવ્યો એ સરકાર પાસે જાણવા માગ્યું, અને સરકારે આપેલી ધમકી માટે આભાર માનીને તેમને જણાવ્યું: “તમે મને અને મારા સાથીઓને ‘બહારના’ ગણતા જણાઓ છો. હું મારા પોતીકા લોકોને મદદ કરી રહ્યો છું એના રોષમાં તમે એ વાત ભૂલી જાઓ છો કે જે સરકારની વતી તમે બોલો છો તેના તંત્રમાં મુખ્યપદે બહારના જ લોકો ભરેલા છે. હું તમને કહી જ દઉં કે જોકે હું મને પોતાને હિંદુસ્તાનના કોઈ પણ ભાગ જેટલો જ બારડોલીનો પણ રહીશ સમજું છું, છતાં ત્યાંના દુઃખી રહેવાશીઓનો

બોલાવ્યો જ હું ત્યાં ગયો છું અને કોઈ પણ ક્ષણે મને રજા આપવી એ એમના હાથમાં છે. એમના હીરને અહોરાત્ર ચૂસનાર અને બહારથી આવીને તોપબંદૂકના જોરે લદાયેલા આ રાજ્યતંત્રને પણ તેટલી જ સહેલાઈથી વિદાય દેવાનું એમના હાથમાં હોત તો કેવું સારું !” આટલાથી કોઈ શાણો માણસ ચેત્યો હોત. પણ સરકારના રેવન્યુખાતાના મંત્રી મિ. સ્માઇથ વધુ ઉશ્કેરાયા, આગલા પત્રને ટપી જાય એવો બીજો કાગળ લખ્યો, તેમાં જણાવ્યું, “બારડોલીની પ્રજાએ દેવાળું કાઢ્યું નથી, તેમજ તે દેવાળું કાઢવાની અણિ પર આવેલી નથી. તાલુકાની વસ્તી વધી છે અને હજુ પણ વધતી જાય છે અને દેવાળાનું એક પણ ચિહ્ન નજરે દેખાતું નથી;” શ્રી. વલ્લભભાઈએ ટાંકેલા સરકારી અમલદારોના અભિપ્રાયો “સરકારના સત્તાવાર ઉદ્‌ગારો ન ગણાય,” અને શ્રી. વલ્લભભાઈ અને તેમના સાથીઓને ‘બહારનાઓ,’ કહેવામાં તેમણે સરકારના રેવન્યુ મંત્રી તરીકે નહોતું લખ્યું પણ “આ કાગળથી હું સ્પષ્ટ કરું છું કે આ કાગળની માફક પેલા કાગળમાં પણ નામદાર ગવર્નર અને તેની કાઉન્સિલના જ પાકા વિચારો મૂકવામાં આવ્યા હતા અને છે એમ જ આપ સમજશો;” અને “હજુ આ સબંધી વિશેષ પત્રવ્યવહાર કરવાની તમને જરૂર લાગે તો જિલ્લાના કલેક્ટર મારફત પત્રવ્યવહાર કરશો.”

સરકારની સંમતિ લઈને શ્રી. વલ્લભભાઈએ આ આખો પત્રવ્યવહાર વર્તમાનપત્રોને પ્રસિદ્ધ કરવાને આપ્યો, અને એ આપતાં તેમને એક પત્ર લખ્યો તેમાં સરકારની અવળાઈને સારી રીતે ઉઘાડી પાડી, અને બારડોલી સત્યાગ્રહનો ઉદ્દેશ કેટલો પરિમિત હતો તે જાહેર કર્યું : “બારડોલી સત્યાગ્રહનો હેતુ પરિમિત છે. જે બાબત વિવાદાસ્પદ છે એમ આ પત્રવ્યવહારથી પ્રગટ થાય છે તે બાબતમાં નિષ્પક્ષ પંચ માગવાનો સત્યાગ્રહીઓનો હેતુ છે. લોકો તો કહે છે કે બારડોલી તાલુકામાં મહેસૂલ વધારવાને માટે કશું જ કારણ નથી. પણ એ આગ્રહ રાખવાને બદલે મેં તો નિષ્પક્ષ પંચની જ લોકોની અનિવાર્ય માગણી ઉપર આગ્રહ રાખ્યો છે. સેટલમેંટ ઑફિસરના રિપોર્ટના વાજબીપણાનો મેં ઇનકાર કર્યો

છે, સેટલમેંટ કમિશનરે જે ધોરણે કામ લીધું છે તે ધોરણના વાજબીપણાનો મેં ઇનકાર કર્યો છે. સરકારની ઇચ્છા હોય તો એની તપાસ કરીને મને ખોટો ઠરાવે. સત્યાગ્રહપ્રતિજ્ઞાથી પણ ખેડૂતો બે શરતે બંધાયા છે — એક તો એ કે સરકાર જૂનું મહેસૂલ લઈને પૂરી પહોંચ આપે તો જૂનું મહેસૂલ ભરી દેવું, અથવા તો નિષ્પક્ષ પંચ નીમીને લોકોની પાસે જૂનું મહેસૂલ ભરાવી દે તો ભરી દેવું, અને પંચના નિર્ણયની રાહ જોવી. આ બેમાંથી એક રસ્તો કોઈ પણ આબરૂદાર સરકાર માટે કઠણ હોવો ન જોઈએ.”

એ વસ્તુ જોવાજેવી છે કે સરકારના રેવન્યુખાતાના મંત્રી મિ. સ્માર્ટ જ્યારે શ્રી. વલ્લભભાઈની સાથે પેલો અપમાનભર્યો પત્રવ્યવહાર ચલાવી રહ્યા હતા અને તેમને ‘બહારના’ કહીને પોતાનું પોત પ્રકાશી રહ્યા હતા તે જ વખતે સરકારના અર્થસચિવ (ફાઈનેન્સ મેમ્બર) સર ચુનીલાલ મહેતા એ ‘બહાર’નાની ગુજરાત પ્રલયસંકટનિવારણને અંગે કરેલી સેવાની ભારે તારીફ કરી રહ્યા હતા. આ રહ્યા તેમના શબ્દો:

“ધંધારોજગારમાં સ્થપાયેલો રહેલો ગુજરાત પ્રાંત થોડાં વર્ષ ઉપર તો આત્મત્યાગભર્યાં લોકકાર્ય કરનારા સેવકો ધરાવવાની મગરૂરી લઈ શકતો નહોતો. પણ આજે મહાત્મા ગાંધીને અતિશય આનંદ થતો હશે કે ગ્રામ્ય પ્રદેશોમાં સમાજસુધારા અને લોકસેવાનાં કામ કરનારા સેવાવ્રતીઓનું મંડળ ઊભું કરવાના તેમના પ્રયાસને સારી સફળતા મળી છે, અને આવી અણધારી આફત વખતે પોતાના વહાલા નેતાની ગેરહાજરીમાં વિદ્યાપીઠના સ્વયંસેવકોએ આટલું સરસ કામ કરી બતાવ્યું. ગાંધીજીની ગાદી શ્રી. વલ્લભભાઈ પટેલે કેવી રીતે સાચવી અને પ્રલયસંકટનિવારણનું કામ એમણે કેટલા ઉત્સાહથી ઉપાડી લીધું અને પાર પાડ્યું એ તો હવે સૌ જાણે છે.” (ફેબ્રુઆરી ૨૦, ૧૯૨૮નું ભાષણ.)

પણ સરકારના કારભારી મંડળમાં મુખ્ય સચિવનું પદ ભોગવનારા, સમાજમાં મોટી પ્રતિષ્ઠા ધરાવનારા, અને શ્રી. વલ્લભભાઈ જેવાને માટે આટલું માન ધરાવનારા અને તેમની કાર્યપ્રણાલી સારી રીતે જાણનારા સર ચુનીલાલ મહેતા સરકારની પાસે તેની હઠ ન છોડાવી શક્યા.

## ૮

# ગાંધીજીના આશીર્વાદ

"આપણે સરકાર જોડે કજિયો બાંધવાની ખાતર આ લડત નથી માંડી. તેનું વાજબી લહેણું આપણે હૃદ્યે ધોઈને ચૂકવી આપવું છે."

શ્રી. વલ્લભભાઈએ સત્યાગ્રહનો ઉદ્દેશ આવી રીતે સ્પષ્ટ કર્યો એ જરૂરનું હતું, કારણ લડત શરૂ થઈ કે તરત વર્તમાનપત્રો પોતાની ઇચ્છા મુજબ એનું વર્ણન આપવા લાગ્યાં. આ વર્ણનમાં પ્રામાણિક અને અપ્રામાણિક અતિશયતા રહેલી હતી. લડતના પક્ષનાં કોઈ વર્તમાનપત્રો લડતને 'જૂના બારડોલી કાર્યક્રમના પુનરુદ્ધાર' તરીકે અને 'સવિનય ભંગ'ની અને કર ન ભરવાની લડત તરીકે વર્ણવતાં, તો 'ટાઇમ્સ' જેવાં વિરોધી વર્તમાનપત્રો, ગુજરાત પ્રલયસંકટનિવારણ જેવાં ઉત્તમ કાર્યમાં શ્રી. વલ્લભભાઈએ કરેલી ઉત્તમ સેવા કબૂલ કરતાં છતાં, "સરકારને મદદ કરવાને બદલે સરકારને ગૂંચવનારી અથવા સરકારના તંત્રને અટકાવનારી હિલચાલના નેતા" તરીકે, અને "ગેરકાયદેસર હિલચાલમાં ગુજરાતના ખેડૂતોને ઉત્તેજન આપીને તેમની ભયંકર અસેવા કરનાર" તરીકે શ્રી. વલ્લભભાઈને વર્ણવવા લાગ્યાં. આની સાથેસાથે આ જ વર્તમાનપત્રે અનેક જૂઠાણાંમાં એક બીજું પણ જૂઠાણું ચલાવ્યું હતું કે ગાંધીજીએ આ લડતમાં ભાગ લીધો નહોતો કારણ તેમને એ લડત પસંદ નહોતી. હિલચાલને હલકી પાડવાને માટે અનેક સાધનોમાં જૂઠાણું તો એક સાધન હોય જ. ગાંધીજી હિલચાલને આશીર્વાદ તો આપી ચૂકેલા હતા એ સૌ જાણે છે,

પણ હવે 'યંગ ઇંડિયા' અને 'નવજીવન' દ્વારા પ્રસંગેપ્રસંગે તેઓ માર્ગદર્શન કરવા લાગ્યા, અને ઉત્તેજન આપવા લાગ્યા. આ લડતમાં ગાંધીજીએ આપેલો હિસ્સો દક્ષિણ આફ્રિકામાં બેઠા બેઠા શ્રી. શ્રીનિવાસ શાસ્ત્રી સમજી શક્યા હતા, અને તેનું વર્ણન સત્યાગ્રહના વિજય પછી તેમણે જેવું આપ્યું છે તેવું કોઈએ નથી આપ્યું: 'ભગવાન સંસારચક્ર ચલાવી અળગો રહે છે, કોઈ જાણતુંયે નથી કે એ ચક્ર ભગવાન વડે ચાલે છે. પણ તે ન હોય તો ચક્ર બંધ થાય. તેમ જ તમે અદૃશ્ય રહીને, અલિપ્ત રહીને, આ લડતને દોરી છે.' શ્રી. વલ્લભભાઈ અને સરકારની વચ્ચે ચાલેલો પત્રવ્યવહાર જે 'નવજીવન'ના અંકમાં આખો પ્રગટ થયો તે જ 'નવજીવન'ના અંકમાં ગાંધીજીએ સત્યાગ્રહની લડતને જાહેર આશીર્વાદ આપ્યા અને સરકારની પણ આંખો ઉઘાડી. એ લેખ અક્ષરશ: અહીં ઉતારું છું:

"આ અંકમાં વાચક સરકાર અને શ્રી. વલ્લભભાઈની વચ્ચેનો પત્રવ્યવહાર જોશે. આ પત્રવ્યવહાર એક દૃષ્ટિએ દુ:ખદ પ્રકરણ છે. હું જ્યાં સુધી જોઈ શકું છું ત્યાં સુધી તો શ્રી. વલ્લભભાઈએ રજૂ કરેલી હકીકતો કે તેની ઉપર રચેલી દલીલોમાં ક્યાંયે ઊણપ નથી. સરકારના ઉત્તરમાં ચાલાકી, ઉડાઉજવાબી અને તોછડાઈ છે. આમ અમલ માણસને આંધળો બનાવે છે, ને તેના અભિમાનમાં તે મનુષ્યત્વ ખોઈ ભાન ભૂલી જાય છે, એ દુ:ખદ પ્રકરણ છે. માણસની આવી ભૂલોનાં હજારો પ્રકરણો અનુભવવામાં આવે, તોપણ દરેક નવા પ્રકરણ વેળા તેનું દુ:ખ તો લાગશે જ. કેમકે પોતે દોષ કરતો છતો મનુષ્ય ઊંડે ઊંડે સારું જ ચાહનારો છે, તેથી બીજાનાં ઉદ્ધતાઈ, અવિવેક, ઇત્યાદિથી દુ:ખ જ પામશે.

હું હકીકત અને દલીલોના ગુણદોષોમાં નહિ ઊતરું. વાંચનારની આગળ ગુણદોષો તપાસવા વિચારવા પૂરતું સાહિત્ય ન હોય; હોય તો તે વાંચવા વિચારવા પૂરતી તેને ધીરજ ન હોય. પણ કેવળ ન્યાયને માર્ગે જ જનાર તટસ્થ વાંચનારને પણ વલ્લભભાઈની માગણી વાજબી જણાયા વિના નહિ રહે. વલ્લભભાઈ નથી કહેતા: 'મારી દલીલ સરકારે કબૂલ રાખવી જ જોઈએ.' તે તો કહે છે: 'સરકારનો એક પક્ષ, લોકનો બીજો પક્ષ છે. બન્નેની વચ્ચે હકીકત વિષે જ મતભેદ છે. આ મતભેદનો નિવેડો કરનાર એક તટસ્થ પંચ હોવું જોઈએ. તે જે ચુકાદો આપે તે લોકો વતી વલ્લભભાઈ કબૂલ રાખશે.'





‘ અળગા રહી દોરનાર ’

વલ્લભભાઈના પત્રનું મધ્યબિંદુ, તેનો નિચોડ આ છે. સરકાર અને લોકોની વચ્ચે આમ પંચ હોય? સરકાર સર્વોપરી નથી? આ પ્રશ્ન ઊભો થાય છે. કાયદાના પ્રશ્નોમાં તો આ સરકાર પણ કહેવાતી રીતે અદાલતના પિંજરામાં ઊભવા તૈયાર ગણાય છે. મહેસૂલને સરકાર અદાલતની બહાર રાખે છે. આનું કારણ સમજવું સામાન્ય મનુષ્યની અક્કલ બહાર છે. આપણે અત્યારે એ કારણની પંચાતમાં ન ઊતરીએ.

પણ જ્યારે મહેસૂલના પ્રશ્નો સામાન્ય રીતે કાયદા બહાર છે, ત્યારે લોકો વતી વલ્લભભાઈ પંચ ન માગે તો શું કરે? સરકારને અરજી કરીને બેસી રહેવાની સલાહ આપે? એવી સલાહ આપવી હોય તોયે લોકોએ જ તેવી બારી વલ્લભભાઈ સારુ ઉઘાડી નહોતી રાખી. તેઓ અરજીઓ કરી ચૂક્યા. અરજી કરી આપવાનું કામ વલ્લભભાઈનું ન મળે, તેથી તેઓ અરજી કરી આપનાર પાસે ગયા. ત્યાં ન ફાવ્યા એટલે વલ્લભભાઈ પાસે સત્યાગ્રહના યુદ્ધમાં સરદારી કબૂલ કરાવવા ગયા.

સત્યાગ્રહના કાનૂન પ્રમાણે વલ્લભભાઈએ સરકારની પાસે વિનય-વિધિ કરી: 'તમે ખોટા ન હો એમ સંભવે, લોકોએ મને ભોળવ્યો હોય એમ બને. પણ તમે પંચ નીમો ને તેની પાસે ઇન્સાફ કરાવો. તમારી ભૂલ થઈ ન જ હોય એવો દાવો તમે નહિ કરો.' આ વિધિનો સરકારે અનાદર કરવાની ગંભીર ભૂલ કરી લોકોને સત્યાગ્રહ કરવાનો માર્ગ સાફ કરી આપ્યો છે.

પણ સરકાર તો કહે છે કે વલ્લભભાઈ તો પરાયા છે, બહારના છે, પરદેશી છે. તે અને તેમના પરદેશી સાથીઓ જો બારડોલી ન ગયા હોત તો લોકો મહેસૂલ ભરી જ દેત, એવો તેના કાગળનો ધ્વનિ છે. ઊલટો ચોર કોટવાળને દંડે છે. બારડોલી જ્યાં લગી હિંદુસ્તાનમાં છે, ત્યાં લગી વલ્લભભાઈને કે કાશ્મીરથી માંડી કુમારિકા લગીમાં અથવા કરાંચીથી માંડી દિબ્રુગઢ લગીમાં રહેનાર હિંદીને બહારનો કેમ કહેવાય, તે નથી વલ્લભભાઈ સમજતા કે નથી બીજા કોઈ આપણામાંના સમજી શકવાના. પરદેશી, પરાયા, બહારના તો સરકારના અંગ્રેજી અમલદારો છે; અને વધારે સ્પષ્ટ રીતે કહીએ તો આ પરાઈ, બહારની સરકારના બધા અમલદારો, પછી તે કાળા હો કે ધોળા. સરકારનું 'લૂણ' ખાનારા સરકારનો જ પક્ષ લે. દ્રોણ ભીષ્માદિ જેવાને પણ યુધિષ્ઠિરને જવાબ આપવો પડ્યો: 'જેનું લૂણ અમે ખાઈએ છીએ તેના અમે તો કહેવાઈએ.' આ પરાઈ સરકાર વલ્લભભાઈ જેવાને બારડોલી પરત્વે 'પરદેશી' કહે એ કેવી વક્રતા? ધોળે દીએ અંધારું થયું ગણાય. આવાં જ કારણે મારા જેવાએ સરકારને

વફાદાર રહેવામાં પાપ સમજી અસહકાર સાધ્યો. જ્યાં અવિનય આટલી હદ સુધી પહોંચે ત્યાં ન્યાયની આશા શી રાખવી ?

આ સરકારને ન્યાય કોણ શીખવે ? કેવળ સત્યાગ્રહી. બુદ્ધિવાદથી સરકાર અપરાજિત છે. બળિયાનું બળ જ તેની બુદ્ધિ હોય છે. તે તલવારની અણીએ ન્યાય જોખે છે. આ તલવાર સત્યાગ્રહની એધારી તલવાર આગળ બુઠ્ઠી છે. જો બારડોલીના સત્યાગ્રહીઓમાં સત્યનો આગ્રહ હશે, તો કાં તો પંચ નિમાશે, અથવા વલ્લભભાઈની દલીલનો સ્વીકાર થશે, અને વલ્લભભાઈ પરદેશી મટી સ્વદેશી ગણાશે.

બીજા પ્રશ્નો આ પત્રવ્યવહારમાંથી નીકળે છે તેનો વિચાર હવે પછી. આજ બારડોલીના લોકોના હાથમાં છે એટલું તેઓ યાદ રાખશે તો બસ છે.”

## ૯

# ખુમારીના પાઠ

"તમારી શાહુકારી જ તમને નડી છે, તમારી આંખમાં ખુમારી આવવા દો ને ન્યાયને ખાતર અને અન્યાયની સામે લડતાં શીખો."

'તંત્રરચના'વાળા પ્રકરણમાં આપણે જોઈ ગયા કે શ્રી. વલ્લભભાઈ લશ્કરી છાવણીઓ રચવાની સૂચના રામબાણ છૂટ્યા પછીના પોતાના પહેલા જ ભાષણમાં કરી ચૂક્યા હતા. બીજા ભાષણોમાં આ સૂચનામાં વધારે વીગતો તેઓ પૂરતા જતા હતા. મહિનાની આખરે તો આ સૂચનાનો અમલ સરસ થઈ રહ્યો હતો એમ સૌ કોઈ જોઈ શકતું હતું. બામણી વિભાગનો કિલ્લો દરબારસાહેબ પાસે હતો એ આપણે જોઈ ગયા. એ વિભાગનાં ૧૫ ગામોના લોકો એકઠા થયા હતા. ભાઈ ગોરધનદાસ ચોખાવાળાએ તે વખતે વાંચેલું નિવેદન, બીજા બધા વિભાગમાં પણ એ જ પ્રકારની તાલીમ અને શિસ્ત કેવી રીતે જળવાતી હતી, અને સરદારને માટે કેવી રીતે ખબરો તૈયાર રખાતી હતી એ બતાવવાને માટે, કંઈક ટૂંકાવીને, અહીં આપું છું. તંત્રરચના કેટલી સફળ થઈ હતી, સરદારને કેવા સેવાનિષ્ઠ સૈનિકો મળી રહ્યા હતા એ પણ એમાં જોઈ શકાય છે:

"અમારા વિભાગમાં કુલ સત્તર ગામો છે. તેમાં બે ગામો મિયાવાડી અને કલસાડ ઊજડ છે, એટલે વસ્તીવાળાં પંદર ગામ છે. આજ આપની સમક્ષ એ પંદરે ગામના લોકો ભેગા થયા છે. એ પંદર ગામો નીચે પ્રમાણે છે:

બામણી, કડોદ, અકોટી, સિંગોદ, હરિપરા, મંગરોળિયા, રાજપરા, મોરી, ભામૈયા, ઓરગામ, મસાડ, નસૂરા, સમથાણ, જુનવાણી અને

નાની ભટલાવ. છેલ્લાં બે જુનવાણી અને નાની ભટલાવ રાનીપરજનાં ગામો છે.

આ વિભાગમાં કરોદ સિવાય બાકીનાં બધાં ગામોમાં ક્યારની પ્રતિજ્ઞાપત્ર પર સહી થઈ ગઈ છે. એ ત્રણ ગામ સિવાય બીજે કોઈ પણ ઠેકાણે પ્રતિજ્ઞાપત્ર પર સહીઓ થવામાં વિલંબ થયો નથી અને મુશ્કેલી આવી નથી. અત્યારે તો કડોદ સિવાય બધાં ગામો સરકાર સામે ગમે તેવી સખત લડત લડવા તૈયાર છે.

બામણી ગામે સત્યાગ્રહનો પ્રથમ પડકાર આ તાલુકામાં કરેલો અને તે આ લડતને અંત સુધી શોભાવશે. બીજાં બધાં ગામો પણ ખુવાર થઈને ટેક પાળે એવાં છે. અમારા સુંદર વિભાગમાં કોઈ કાળો ડાઘ હોય તો તે કરોદ છે. કડોદના કેટલાક લોકો મોળા જ નહિ પણ ઊલટી સલાહ આપી લડતને નુકસાન પહોંચાડે એવા છે. પણ ત્યા પણ ચાર જણને ચોથાઈ દંડની નોટિસ મળી છે અને તેઓ તો તાળાં મારીને બેઠા છે.

સ્વયંસેવકોનું કાર્ય મુખ્ય થાણાએ નિવેદન લાવવાનું તેમજ પત્રિકા-ખબરપત્રો લઈ જઈ પોતાનાં ગામોમાં વહેંચવાનું છે. હવે તો તેમને ભાગે અતિ રસવાળું કામ આવી પડ્યું છે. સરકારે હવે કેટલાક ભાગમાં જપ્તીઓ શરૂ કરી છે. લોકોએ પણ સરકારને તેમના આ કાર્યમાં નહિ ફાવવા દેવા બધા ચાંપતા ઉપાયો લીધા છે. બધી અગવડ વેઠીને પણ આખો દિવસ ઘેરઘેર તાળાં લગાવી રાખે છે. સ્વયંસેવકો નાકાંઓ ઉપર બેસી અમલદાર આવ્યાની ખબર નગારું વગાડી અથવા શંખ ફૂંકી આપે છે. આમ સ્વયંસેવક ભાઈઓ પણ પોતાનો ભાગ અતિ ઉત્સાહથી અને સુંદર રીતે ભજવી રહ્યા છે."

આ તો એક મહિનાને અંતે તાલુકો કેવી રીતે તૈયાર થઈ રહ્યો હતો તે જણાવી દીધું. દરમ્યાન મહિનામાં શું શું બન્યું તે જોઈએ.

સરકારની સાથે સત્યાગ્રહની લડતમાં પહેલો હુમલો તો સરકારનો જ હોય. તા. ૨૫ મી ફેબ્રુઆરીએ સરકારે પહેલો ભડાકો કર્યો. જે તાલુકામાં મહેસૂલ ન ભરવાને માટે ચોથાઈ દંડની નોટિસો ભાગ્યે જ આપવામાં આવતી હતી ત્યાં વાલોડ અને બાજીપરાના પંદર પ્રતિષ્ઠિત વણિક સજ્જનો ઉપર દશ દિવસમાં નવું મહેસૂલ ભરી દેવાની નોટિસ પહોંચાડવામાં આવી. આ પછી પચાસસાઠ વણિકો

ઉપર આવી નોટિસોનો સામટો મારો થયો. આ આરંભકાળની કેટલીક પત્રિકાઓ જોવાજેવી છે:

"વાલોડના પચાસસાઠ વાણિયા ખાતેદારો ઉપર નોટિસો છૂટી છે. સરકારે વાણિયાને પોચા માની ઠીક શરૂઆત કરી છે.

સરભણ વિભાગમાં કોઈ ગામમાં મહેસૂલ ભરાયું નથી.

કડોદના કેટલાક વાણિયાએ ખોટી સમજથી રાનીપરજ ભાગમાંની થોડી જમીનના પૈસા ભર્યા છે. પણ તા. ૧૪ મીએ શ્રી. વલ્લભભાઈ અને અબ્બાસસાહેબ ગયા બાદ અસર ઠીક થઈ છે, અને એ દિવસથી મહેસૂલ ભરાતું નથી.

ટીંબરવામાં તલાટીએ વગરમાગ્યો ઉપદેશ લોકોને આપવાની મહેરબાની કરી છે, તે સંવાદરૂપે:

તલાટી — તાલુકો તૂટશે ત્યારે ભરશો તેના કરતાં આજે જ ભરો ને?

લોકો — એ વાત જ ન કરો. તાલુકો તૂટે તો ભલે, પણ આ ગામ થૂંક્યું નહિ ગળે.

તલાટી — અમારું માન ન રાખો પણ મોટા અમલદાર આવે ત્યારે તેમનું માન રાખી ચાર છ આની તો ભરજો.

લોકો — મોટા અમલદારની મોટાઈ અમારે શા ખપની? હવે તો વલ્લભભાઈસાહેબનો હુકમ થાય ત્યારે જ ભરાય.

બુહારીના અગિયાર વણિક ભાઈઓએ પોતાના ખાતામાંના રૂ. ૫૨૫ મહેસૂલ ભરેલું. તેઓ શ્રી. અબ્બાસસાહેબના ઉપદેશ પછી પસ્તાય છે. ત્યાંના એક વણિક અગ્રેસર કહે છે, હવે વલ્લભભાઈસાહેબને મોઢું બતાવતાં મને શરમ થશે."

આમ રોજરોજ લડતના વાતાવરણના પારામાપક યંત્રની જેમ પત્રિકાઓ લોકોની પાસે પડતી હતી. સરકારના સામ, દામ, ભેદ, દંડ બધા ઉપાયો એમાં પ્રગટ કરવામાં આવતા હતા, કોઈ મહેસૂલ ભરી આવે તો તે હકીકત પણ ગુપ્ત રાખવામાં આવતી નહોતી.

શ્રી. વલ્લભભાઈનો હજી બારડોલીમાં કાયમનો મુકામ નથી થયો. અવારનવાર તેઓ આવજા કરે છે. લડતની કળાનું જ્ઞાન ધરાવનારા રવિશંકરભાઈ અને મોહનલાલ પંડ્યા જ્યાંત્યાં પહોંચી જઈ લોકોને શૂર ચડાવી રહ્યા છે. પહેલા જ મહિનામાં 'જાગતપુરી કનસેશન'ના હુકમ સરકારે કાઢ્યા હતા, જેથી પચાસ ટકાથી વધારે જેમનું મહેસૂલ વધ્યું હોય તેમને દર પચીસ ટકે એ વરસ

વધારો ન ભરવાની છૂટ જાહેર થઈ હતી. ભોળા ખેડૂતો આ કનસેશનને શું સમજે? એ ખેડૂતોને આવી લાલચમાં ન ફસાવવાનો ઉપદેશ આપતાં રવિશંકરભાઈએ વાલોડની એક સભામાં પોતાની રમૂજી ભાષામાં આ પ્રમાણે સમજ આપી હતી:

"એ સરકારના કાયદા આપણે ન સમજીએ. આપણો તો સત અને ધર્મનો કાયદો. સતને પંથે ચાલીએ અને અનીતિ અને અન્યાયની સામા થઈએ. કાયદા સરકારી અમલદારો માટે; તે તેને સમજે અને અમલ કરે. બક રાક્ષસે કાયદો કર્યો હતો કે મારે રોજ આટલા મણ આહાર જોઈએ. આટલાં બકરાં, આટલાં ઘેટાં, આટલાં માણસો જોઈએ. એ બક રાક્ષસનો કાયદો હતો. એ તેને માટે હતો. એ જુલમી કાયદાને જે વશ થતા હતા તેમને માટે હતો. ભીમને માટે એ કાયદો થોડો જ હતો?"

લોકો પણ સરકારથી ઝટ ભોળવાય એમ નહોતું. બારડોલીના થાણામાં અનેક જણ કંઈક નહિ તો કંઈક સલાહ માટે આવ્યા જ હોય. 'મારી જમીન ખેતીની નથી. મેં તો મકાન બાંધવા થોડી જમીન સરકાર પાસે ભાડે લીધી હતી. એનું એક રૂપિયો ત્રણ આના ભાડું છે એ ભરાય?' એમ પૂછતો એક ભાઈ આવે છે. તો બીજો પૂછે છે: 'મારી વાવલાની જમીન છે. ફલાણો કહે છે કે એનું ભરાય. મને લાગે છે ન ભરાય. એની સલાહ આપશો?' ત્રીજો એક માતબર પટેલ આવીને કહે: 'આ જમીનનાં કાગળિયાં જુઓ. હાઈકોર્ટમાં એને માટે ત્રણ વર્ષ લડ્યો અને જમીન મેળવેલી છે. એનું ભરવું જોઈએ?' આવાને વલ્લભભાઈ સલાહ આપે છે, સાંત્વન આપે છે, ધીરજ અને હિંમત આપે છે. લોકો એકબીજાને પણ હિંમત આપી રહ્યા છે. બાજીપરાના એક મક્કમ ખેડૂત કહે: 'જમીન ખાલસા થશે ખાલસા, શું કરશો? આ શરીર એક દહાડો ખાલસા થઈ જવાનું ને! આ લડત તો આપણા સવારથની છે. વલ્લભભાઈને શો સવારથ છે? ગાંધી ડોસા તો અઘરી લડત લડાવતા હતા. તે તો સ્વરાજ લેવા માટે લડવાનું કહેતા હતા. તે આપણને અઘરું પડતે. આ વેળા આપણે સમજીએ તો સહેલી બાજી છે. વલ્લભભાઈનું નાક ન કાપશો.'

બીજી તરફ સરકારના અમલદારો પણ પોતાના કામમાં આગળ વધ્યા જાય છે. ખેડકૂવા નામના ગામમાં તલાટીએ એક રાનીપરજ ખેડૂતને મુક્કાપાટુ મારીને પૈસા કઢાવ્યા. મોટા અમલદારો વધારે કુશળતાભરેલી રીતો વાપરવા લાગ્યા. એક ગામના શેઠને પોતાને મુકામે બોલાવી જુવાન ડેપ્યુટી કલેક્ટર કહે છે:

'મારા માનની ખાતર તો કંઈ આપો. કાંઈ નહિ તો એક રૂપિયો આપો.'

ડોસા કહે: 'ના સાહેબ, તમારે માટે માન તો ઘણુંયે છે પણ શું કરીએ? ગામમાં રહેવું ખરું ને!'

'પણ તમને જેલમાં પૂરું તો?'

'શા સારુ? મેં શો ગુનો કીધો છે? મેં કંઈ રાજદ્રોહ તો નથી કર્યો.'

એટલે ડોસાને સતાવ્યા બદલ અમલદારસાહેબ સભ્યતાથી માફી માગે છે, અને ડોસાને રજા આપે છે. કોઈ ઠેકાણે ઊંધું-ચતું સમજાવવાની પ્રપંચજાળ પથરાય છે, તો કોઈ ઠેકાણે વાણિયાઓ મારફતે ગરીબ રાનીપરજના પૈસા ભરાવી દેવડાવવામાં આવે છે.

પણ લોકો આ પ્રપંચો સામે ઠીક ટક્કર ઝીલી રહ્યા છે. પોચા કહેવાતા વાણિયા પણ સરકારી અમલદારોને જડબાંતોડ જવાબ વાળે છે, અને બુજરગ ડોસાઓને પણ લડતનો રંગ ચઢતો જાય છે. એક ગામે અમે સાંજે સભા પૂરી કરીને બેઠા હતા, ત્યાં તો બે ડોસાઓ ગાડીમાંથી ઊતરીને વલ્લભભાઈ પાસે આવ્યા. આવીને કહે: 'કાલે ખબર સાંભળી કે આપનું ભાષણ આ ગામે છે. આજે સાંજ પડી ગઈ પણ તકદીરમાં મળવાનું એટલે તમે જાઓ તે પહેલાં અમે પહોંચી ગયા.' શ્રી. વલ્લભભાઈએ પૂછ્યું: 'કેમ જોર છે ને?' એટલે ડોસા કહે: 'અમારું તો જેટલું તેજ પહોંચે તેટલું અજવાળું રહેવાનું. પણ હવે તમારા જેવા ગરુ મળ્યા એટલે અમારો ભો ભાંગી ગયો. આટલું જોર અમારામાં નહોતું તે હવે તમે પડખે ઊભા એટલે આવ્યું. હવે સરકારને મનમાં આવે તે કરે. જે ડગી જાય તેને અમે તો નાતબહાર મૂકશું.'

કોઈ ગામના વાણિયાએ પૈસા ભરી દીધા એમ સાંભળ્યાથી લોકોના ઉપર કશી માઠી અસર થતી નથી. સ્વયંસેવકો પ્રતિજ્ઞાપત્રો ઉપર સહીઓ કરાવવા ફરી રહ્યા છે, અને દરરોજ નવાંનવાં ગામ જોડાયાની ખબર આવ્યે જાય છે. આ પ્રતિજ્ઞાપત્ર ઉપર સહેલાઈથી સહીઓ થતી નહોતી એ અહીં જણાવવું જોઈએ. પહેલી માર્ચ સુધી બેત્રણ ગામો એવાં રહ્યાં હતાં કે જે આગ્રહપૂર્વક સત્યાગ્રહપ્રતિજ્ઞા ઉપર સહી કરતાં નહોતાં, તેમજ પૈસા પણ ભરતાં નહોતાં. નાના જમીનદારો તો માગી માગીને સહીઓ કરે, મોટાઓ ડરતા ફરે.

શ્રી. વલ્લભભાઈનાં ભાષણોનો રસ હવે લોકોને લાગવા માંડ્યો હતો. ખેડૂતોની બુદ્ધિ અને હૈયામાં સોંસરી પેસી જાય એવી તળપદી ભાષામાં તેઓ તેમને પ્રેરવા લાગ્યા. એક ગામે તેઓ કહે:

"હું તાલુકાનાં ગામો ફરતો જાઉં છું તેમ જોતો જાઉં છું કે આ પંદર દિવસમાં લડતનું રૂપ સમજતાં લોકોની ભડક ભાંગી ગઈ છે. હજુ બે આની ચાર આની રહી હોય તો તે કાઢી નાંખજો, ને ડર કૂવામાં ફેંકી દેજો. ડરવાનું તમારે નથી, સરકારને છે. કોઈ સુધરેલી સરકાર પ્રજાની સંમતિ સિવાય રાજ કરી શકે નહિ. અત્યારે તો તે તમારી આંખે પાટા બાંધી રાજ કરવા માગે છે. સરકાર કહે છે: તમે સુખી છો. મને તો તમારાં ઘરોમાં નજર નાંખતાં તમે બીજા જિલ્લાના ખેડૂતો કરતાં સુખી હો એવું કશું જોવા મળ્યું નથી. તમે ડરી ડરીને સુંવાળા થઈ ગયા છો. તમને તકરાર-ટંટો આવડતાં નથી, એ ગુણ છે. પણ તેથી અન્યાયની સામે થવાની ચીડ પણ આપણામાં ન રહે એવા સુંવાળા ન થઈ જવું જોઈએ. એ તો બીકણપણું છે. આ તાલુકામાં રાતના બાર એકેક વાગે હું ફરું છું, પણ મને કોઈ 'કોણ' કરીને પૂછતું નથી! રવિશંકર કહે છે: આ તાલુકાનાં ગામોમાં અંત્યજાને કૂતરું પણ કરડતું નથી, કે કોઈ બેંશ શિંગડું મારતી નથી! તમારી શાહુકારી જ તમને નડી છે, માટે આંખમાં ખુમારી આવવા દો ને ન્યાયને ખાતર ને અન્યાયની સામે લડતાં શીખો."

આ પ્રથમના દિવસોનાં બધાં ભાષણોને 'ખુમારીના પાઠ' તરીકે વર્ણવી શકાય. તાલુકાની સુંવાળી કોમને લડતને માટે તૈયાર કરવાની હતી. લડતને માટે તૈયાર કર્યા પછી, તેમનું નવું પ્રગટેલું જોમ અવળે માર્ગે ન ચડી જાય એ જોવાનું હતું.

બારડોલી સત્યાગ્રહનાં શ્રી. વલ્લભભાઈનાં ભાષણો તારીખવાર કોઈ લઈને બેસે તો તેને ખબર પડે કે શ્રી. વલ્લભભાઈ કેવી રીતે લોકોની નાડ પારખતા ગયા, અને તેમને પચે એવી દવા વખતોવખત આપતા ગયા અને બદલતા ગયા.

રાનીપરજ લોકો, જેમના ઉપર નાના નાના સરકારી નોકરો પોતાનાં પ્રપંચ અને ધમકી ખૂબ અજમાવતા હતા અને જેમને તેમના શાહુકારો પણ ઠગતાં પાછા ન હઠતા તેમનામાં પણ તેજ આવતું જતું હતું. જ્યાં ખાદીનાં પગલાં થઈ ચૂક્યાં હતાં ત્યાં તો તેજ હતું જ, પણ જેમને ખાદી અને દારૂનિષેધનો સ્પર્શ નહોતો થયો તેમને પણ ખાદીવાળાઓની સંગાથે જોડાવામાં લાભ દેખાવા લાગ્યો. વેડછી ગામમાં આ લોકોની એક સભા થઈ હતી. ગાંધીજીની આગળ ચાર વર્ષ ઉપર ખાદીની પ્રતિજ્ઞા લેનાર અને પોતાનાં કાચ અને પિત્તળનાં અનેક ઘરેણાં ઉતારનાર બાળાઓ અને સ્ત્રીઓ પોતાની સ્વચ્છ જાડી ખાદીની સાડી પહેરી સભ્ય સ્ત્રીઓને આંજે એવી સ્વચ્છતા અને સરળતાભરી સભામાં બેઠી હતી. આ બધી સ્વયંસેવિકાઓ હતી. સત્યાગ્રહનાં ગીતો લલકારતી ગામેગામ ફરવા લાગી, અને લોકોને શૂર ચડાવવા લાગી.

પણ સત્યાગ્રહનાં ગીતોની વાત કરતાં આ પ્રથમ માસમાં જ બનેલી એકબે ઘટનાઓ લખવાનું પ્રાસ થાય છે. સ્થાનિક સ્વયંસેવકો તો વધતા જતા જ હતા, પણ કાઠિયાવાડ અને બીજે સ્થળેથી પણ સ્વયંસેવકોની અરજીઓ આવતી જતી હતી. કાઠિયાવાડથી પહેલી જ ટુકડી એવી આવી કે જેને શ્રી. વલ્લભભાઈએ પ્રેમથી વધાવી લીધી. એ ટુકડીમાં મૂળ સત્યાગ્રહાશ્રમના અને પછી વઢવાણમાં રાષ્ટ્રીય શિક્ષણનું કામ કરનારા ફૂલચંદભાઈ અને તેમનાં પત્ની ધીલીબહેન, ભાઈ શિવાનંદ અને રામનારાયણ હતાં. ભાઈ ફૂલચંદે બારડોલી પહોંચતાં પહેલાં જ પોતાનું કામ નક્કી કરી લીધું હતું. રસ્તે આવતાં જ તેમણે ગામડી ભાષામાં ટૂંકાં અને ટચ, તરત મોઢે ચડે એવાં સત્યાગ્રહગીતો તૈયાર કરી રાખ્યાં હતાં. તાલુકામાં આવીને તેમને બીજાં ઘણાં બનાવવાની પ્રેરણા થઈ. બસ પછી તો ફૂલચંદભાઈની ભજનમંડળીની દરેક ઠેકાણે

માગણી જ થાય. આબાલવૃદ્ધ સૌને એ ભજનોની ધૂન ગમી ગઈ અને ચોરે અને ચકલે, ખેતરોમાં અને શેરીમાં બાળકો અને બાળાઓ એ ધૂન લલકારવા લાગ્યાં:

અમે લીધી પ્રતિજ્ઞા પાળશું રે
ભલે કાયાના કટકા થાય — અમે૦

ડંકો વાગ્યો લડવૈયા શૂરા જાગજો રે
શૂરા જાગજો રે કાયર ભાગજો રે — ડંકો૦

માથું મેલો સાચવવા સાચી ટેકને રે
સાચી ટેકને રે, સાચી ટેકને રે — માથું૦

ધીમેધીમે અળગા રહેલાઓ સૌ પાસે આવતા જતા હતા. સરભોણ એ પોતાને કેળવાયલા અને મુત્સદ્દી માનનારા અનાવલાઓનો કિલ્લો. એ હજી જોડાયા નહોતા. શ્રી. વલ્લભભાઈના ભાષણને પરિણામે ત્યાં ચમત્કારિક અસર થઈ. પહેલા બધા નાના ખાતેદારો આવ્યા અને એક પછી એક સહીઓ કરી ગયા, મોટાઓ જે થોડો વખત રાહ જોવામાં ડહાપણ સમજતા હતા તેઓ પાછળ પાછળ આવ્યા અને તેમણે પણ સહી આપી. આખરે રહી ગયા માત્ર એકબે પેન્શનરો — જેઓ પણ આખર સુધી તાલુકા સાથે જ રહ્યા એમ આગળ ઉપર જોશું.

મુસલમાન વર્ગમાંના કેટલાક પ્રતિજ્ઞાપત્ર ઉપર સહી કરવામાં ધર્મનો વાંધો કાઢતા હતા. બાર વર્ષની ઉમરથી એક પણ રોજો ચૂકયા નહોતા એવા પાક મુસલમાન ઇમામસાહેબ બારડોલીમાં રોજા કરતા હોઇ, રોજા છતાં પણ વાલોડ સુધી જતા અને મસ્જિદમાં જઈને વાઝ આપી આવતા, એની કાંઈ જેવી તેવી અસર નહોતી થઈ. તેમની જ સમજૂતીથી વાલોડના મુસલમાન ભાઈઓએ સત્યાગ્રહપ્રતિજ્ઞા ઉપર સહી આપી.

સ્ત્રીઓ પણ હવે સભામાં ખૂબ ઉત્સાહથી ભાગ લેવા લાગી. આજ સુધી તેમને શૂર ચડાવનાર નેત્રીઓ હજી આવી નહોતી. હવે બહેન મીઠુબહેન, ભક્તિબહેન, શેલીબહેન, અને સૂરજબહેને એ કામ ઉપાડી લીધું. મીઠુબહેનની પાસે લડત ઉપરાંત ખાદીનો

મંત્ર તો હતો જ. જ્યાં જાય ત્યાં તેઓ ખાદી લઈને જાય અને ખાદી વેચતાં વેચતાં પણ બધે નિર્ભયતાનો ઉપદેશ આપતાં જાય. મુંબઈના મહાધનાઢ્ય પારસી કુટુંબની આ બહેન પોતાના નાજુક શરીર છતાં જ્યારે આ ગામોમાં ફરવા લાગી ત્યારે લોકોને થઈ ગયું કે આ લડત એકએ કુસ્તીઓમાં નહિ પતે, સરકાર પણ હઠે ચડશે, અને લોકોએ પણ બરોબર કમર કસવી જોઈશે.

દરમ્યાન સરકારના અમલદારોની પ્રપંચજાળમાં ક્યાંક ક્યાંક લોકો ફસાતા જતા હતા. વાલોડના કિસ્સામાં તેમણે પહેલું નોંધવાજેવું ગાબડું પાડ્યું. બે વાણિયાઓને તેમણે સાધ્યા અને લોકોની આંખમાં ધૂળ નાંખવાની તેમણે બતાવેલી તરકીબને પણ તેઓ વશ થયા. ઘરમાં સહેજે હાથ લાગે એવી રીતે નાણું રાખીને જપ્તી થવા દેવાની સલાહ તેમણે માની, અને મહાલકરી જ્યારે જપ્તીહુકમ લઈને તેમને ત્યાં ગયા ત્યારે રૂ. ૧,૫૦૦ અને રૂ. ૭૮૫ ની નોટો તેમને સહેજે મળી રહી. લોકોને આ બાજીની ગંધ મળી ગઈ હતી. આવા બે જબરદસ્ત સ્થંભો ભાંગવાની ખબર વાયુવેગે ગામેગામ ફરી વળી. વાલોડમાં તો લોકોના પ્રકોપનો પાર ન રહ્યો. બંને જણનો આકરો બહિષ્કાર કરવાનો તેમણે નિશ્ચય કર્યો. શ્રી. વલ્લભભાઈને ખબર પડી કે મોડી રાત્રે તેઓ વાલોડ પહોંચ્યા અને લોકોને તેમણે શાંત પાડ્યા:

"તમને આ કૃત્યથી બહુ રોષ ચડ્યો છે એ સ્વાભાવિક છે, પણ રોષના આવેશમાં કશું કરશો નહિ. ટેકા દઈને તમે જેમને ઊભા રાખવા મથશો તે ઠેઠ સુધી કેમ ચાલશે? . . . આપણે સરકાર જોડે લડવા નીકળ્યા છીએ, આપણા જ નબળા માણસો સાથે અત્યારે આપણે લડવું નથી. એમની સાથે લડીને તમે શું કરશો? . . . હું સાંભળું છું કે હજી બીજા બેચાર આવા નબળા છે. તેમને તમે સંભળાવી દો કે પ્રતિજ્ઞા તોડી ભરવું હોય તો સીધી રીતે ભરી દો, આ ભાઈઓ જેવો પ્રપંચ કરશો તેમાં તો સરકાર પાસે પણ તમારી આબરૂ જવાની.

છેવટમાં મારી તમને એટલી જ વિનંતિ છે કે આ કિસ્સાથી આપણે ધડો લઈએ અને આપણી પોતાની જાતને વિષે વધારે જાગૃત રહીએ; આપણા ભાઈઓ માટે વધારે કાળજી રાખીએ. આ કિસ્સાને ચેરચેર કરવામાં કંઈ સાર નથી. ગંદી ચીજને ચૂંથીએ તો તેમાંથી બદબો જ છૂટ્યા કરે.

ડાહ્યો માણસ તેના ઉપર ધોબો ભરી ધૂળ નાંખે ને આગળ જાય. એમાંથી ફરી સારું પરિણામ નીપજે. કોઈ બૂરું કામ કરે તેના તરફ ભલા થશો તો એ ભવિષ્યમાં સુધરશે. માટે આપણે બૂરાને મૂઠી માટી આપી ભલીએ ને ઈશ્વર આપણે માથે આવો વખત ન આણે, ને આવતાં પહેલાં મોત આપે એવું માગીએ. લડાઈમાં તો સિપાઈ હોય છે, મરનારા હોય છે ને ભાગી જનારા પણ હોય છે. એમનાં નામ પણ ઇતિહાસમાં લખાય છે. ને મરનારાનાં, ફાંસી જનારાનાં પણ લખાય છે. પણ બેઉનાં કઈ રીતે લખાય છે તે તમે જાણો છો. માટે આ બનાવ ઉપર તમે મૂઠી મૂઠી ધૂળ નાંખી ઢાંકી દો ને એની બદબોને ફેલાવા ન દો."

લોકો શાંત તો પડ્યા પણ પડેલાઓની સાથે તેઓ સમાધાન કરવાને માટે તૈયાર નહોતા. 'આમને આવી રીતે જવા દઈએ તો બીજાના ઉપર ખોટી અસર પડે અને બંધારણ નબળું પડે. એ લોકોએ પ્રાયશ્ચિત્ત કર્યે જ છૂટકો છે.' આ પ્રાયશ્ચિત્ત કરાવવાની વાત લોકોને જ સૂઝી હતી. શ્રી. વલ્લભભાઈ તો તેમને ભૂલી જવાનું કહીને નીકળ્યા હતા. લોકો પેલાઓ પાસે ગયા, તેમને ખૂબ સમજાવ્યા, જાહેર માફી માગી ને બાકીનું મહેસૂલ ન ભરવાની પ્રતિજ્ઞા કરીને પ્રાયશ્ચિત્ત કરવાનું કહ્યું. એમાંથી એકને વાત ગળે ઊતરી ગઈ, તેમને શુદ્ધ પશ્ચાત્તાપ થયો અને તેમણે એ શુદ્ધતાના પ્રમાણ તરીકે રૂ. ૮૦૦નું સત્યાગ્રહ લડતને માટે પ્રાયશ્ચિત્તરૂપે દાન કર્યું. બારડોલી સત્યાગ્રહફાળાનો મંગળ આરંભ આ દાનથી થયો.

આમ અશુભમાંથી શુભ પરિણામ આવ્યું. અશુભ ઉપર ધૂળ નંખાઈ ગઈ, અને શુભની સુવાસ ગામેગામ ફેલાવા લાગી. આખા મહિનામાં આવી રીતે ખરી પડનારાઓની સંખ્યા આંગળીને વેઢે ગણી શકાય એટલી હશે. એ વાતથી પણ લોકોનું બળ વધ્યું. અને નાતનાં બંધારણો મજબૂત થવા લાગ્યાં.

પટેલ, તલાટી, વેઠિયાને પણ પ્રસંગેપ્રસંગે શ્રી. વલ્લભભાઈ સંભળાવી લેતા હતા. જપ્તીની નોટિસની મુદત પૂરી થઈ હતી, અને જપ્તી કરવાનું કામ તેમના ઉપર ઝઝૂમી રહ્યું હતું. આ ટાણે શું કરવું? જેમજેમ લોકોમાં જોર આવતું જતું હતું તેમતેમ તેમનો અમલદારોનો ભય ભાગતો જતો હતો. શ્રી. વલ્લભભાઈની

આરંભની આકરી વાણી પોતાનું કામ કર્યે જતી હતી. "તમારા આસિસ્ટંટ કલેક્ટર ગામબહાર મુકામ કરે છે અને ચિઠ્ઠી લખીને લોકને બોલાવે છે. તેની પાસે જવાની તમારે શી મતલબ? તેને જવાબ લખી આપો કે ભૂખ્યા હો તો જુવારનો રોટલો તૈયાર છે, અમારા ગામને પાદરથી કોઈ ભૂખ્યો ન જાય. એ અમલદાર તમને કહે છે: 'મારી ખાતર તો એક રૂપિયો ભરો.' એને તમે કહોની કે અમારી ખાતર તુંયે રાજીનામું આપી દેની. 'દુઃખને વખતે રૈયતને પડખે ઊભો રહે તે અમલદાર, બાકી બધા હવાલદાર.' "

આમ જ્યાં ડેપ્યુટી કલેક્ટર હવાલદાર ઠરતા હતા ત્યાં પટેલતલાટીનાં તો ગજાં શાં? "પટેલ તો ગામનો ધણી છે, ગામનું મુખ છે, એ સરકારને લોકો તરફથી સંભળાવનાર છે. પટેલ કાંઈ સરકારનો વેચાણ થયેલો સાત રૂપિયાનો દૂબળો નથી. સાત રૂપિયા ખાતર જે માણસ પોતાના કુટુંબીઓનાં ઘરનાં ગોદડાં ચૂંથવા જાય એને દૂબળો ન કહીએ તો શું કહીએ? અરે, દૂબળો પણ પોતાના ધણિયામાના ઘરમાં એવું કામ કરવા ન પેસે. પટેલ વેઠિયો નથી. અને એવાં કામ કરાવે એ પટલાઈ ઉપર પૂળો મૂકોની. તમારા કરતાં તો મજૂરી કરનારને મજૂરી વધારે મળે છે.' તલાટીઓ વિષે બોલતાં: 'તમારું વાલોડ તલાટીઓ પેદા કરનારી એક ખાણ છે. તમે પૈસા ખરચી ખરચીને છોકરાઓને ભણાવો છો તેના આવા તલાટી પાકે છે. એવા ભણ્યા કરતાં આ રવિશંકર જેવો વગર-ભણ્યો બ્રાહ્મણ શો ખોટો? તમને મનમાં મોટાઈ આવે છે કે અમારો છોકરો ભણીને પછી તલાટી થશે, બજારમાં નીકળે તો પાછળ વેઠિયા ચાલતા હશે. પણ એ જ છોકરાને સરકારનો હુકમ થશે ત્યારે સગા બાપને ઘેર જપ્તી કરવા જવું પડશે. આ બધી સરકારની અને તેની કેળવણીની માયાના ખેલ છે."

લગભગ ૬૦ પટેલોએ બારડોલીમાં ભેગા થઈ શ્રી. વલ્લભભાઈ આગળ પ્રતિજ્ઞા કરી કે જપ્તીના મેલા કામમાં ભાગ ન લઈએ. ઢેડ લોકો અને બીજાઓ વેઠિયા તરીકે જપ્તીની વસ્તુ ન ઉપાડવાની પ્રતિજ્ઞાના ઠરાવો કરવા લાગ્યા.

આમ માસને અંતે તાલુકો સારી રીતે સંગઠિત થઈ ગયો હતો, તાલુકાના લોકોમાં પોતાના બળનું ભાન આવતું જતું હતું, પોતાના નાયકની સાથે તેમનો નેહ વધતો જતો હતો. બીજા તાલુકાઓ આ તાલુકાની સહાનુભૂતિના ઠરાવો કરવા લાગ્યા હતા, તાલુકાની મદદમાં ફાળા ઉઘરાવવાના વિચાર કરવા લાગ્યા હતા. જલાલપુર તાલુકામાં મળનારી આવી એક પરિષદમાં શ્રી. વલ્લભભાઈએ જવાની ના પાડી, અને સંદેશો મોકલ્યો કે હજી અમે અભિનંદનને લાયક નથી થયા, અમને કંઈક કામ કરવા દો, તાવણીમાં તવાવા દો, પછી જેટલી મદદ થાય તેટલી કરજો. સુરત જિલ્લાની એક પરિષદ ભરવાનો ઠરાવ થયો હતો તે ઠરાવને પણ શ્રી. વલ્લભભાઈએ રદ કરાવ્યો, અને લોકો ઉપર જમીનખાલસાની નવાજેશ થાય નહિ ત્યાં સુધી એ પરિષદ ન ભરવાની સલાહ આપી.

# ૧૦

# ભૂલો અચાવ

"ઍંડર્સન એ જ અમલદાર કે જેણે સરકારને ગબ્બેડે બેસાડી હતી. ધારાસભામાં એને પાણીપતની વાત કરવાનું સૂઝ્યું. મેં કહ્યું, 'કોઈનું રાજ રહ્યું નથી, તમારુંયે જશે તેમાં મારે શું?' "

વાચકને યાદ હશે કે શ્રી વલ્લભભાઈ પટેલે ગવર્નરને લખેલા પોતાના પહેલા જ પત્રમાં એકત્રીશ ગામોને વિષે થયેલા વિશેષ અન્યાયનો ઉલ્લેખ કર્યો હતો. આમાંનાં ૨૨ ગામના વર્ગો (ઝૂપો) ઉતારવાનું ધારાસભાની માર્ચ મહિનાની બેઠકમાં સરકારે જાહેર કર્યું. લોકોનું બળ જોઈને આ પગલું લેવામા આવ્યું એમ કહેવામાં કંઈ હરકત નથી. આ જાહેરનામાને લીધે ત્રણ ગામો જેમનો વર્ગ ચડ્યો હતો અને ૨૦ ટકા વધારો થયો હતો તેમનો વર્ગ ઊતરવાને લીધે એ વધારો ૨૬ થયો, ત્રણ ગામો જ્યાં મહેસૂલનો વધારો ૪૫થી ૫૦ ટકા કરવામાં આવ્યો હતો તે ઓછો થઈ ૧૮¾ ટકા અને ૨૦ ટકા થયો, બે ગામનો વધારો ૫૮ ટકાને બદલે ૨૦ ટકા થયો, અને ૧૪ ગામ ૫૦ ટકાના વધારામાંથી ૨૫ ટકાના વધારામાં આવ્યાં. આમ એક ભૂલ સહેજ સુધારવામાં આવી, પણ તેથી કંઈ સરકારમાં ડહાપણનો ઉદય થયો હતો એમ નહિ કહી શકાય. સરકારે તો આ જાહેરનામું કાઢીને સાથે સાથે એમ પણ જાહેર કર્યું કે વર્ગ ઉતારવાની સાથે આકારનો વધારો થયો છે તેને કશો સંબંધ નથી, તે વધારાનું પ્રમાણ તો તેટલું જ રહેશે. બારડોલીના ખેડૂતોની લડત તો કશી તપાસ વિના કરવામાં આવેલા મહેસૂલવધારાની સામે હતી. આ જાહેરનામાંથી તો માત્ર ૨૨ ગામ જ્યાં વિશેષ અન્યાય થયો હતો તે બીજાં ગામોની સમાન કક્ષામાં મૂકવામાં આવ્યાં.

ધારાસભાની આ બેઠકમાં ભાઈ નરીમાને બારડોલી તાલુકાના મહેસૂલવધારા સંબંધી સરકારના ઉપર તિરસ્કારનો ઠરાવ રજૂ કર્યો હતો. આ ઠરાવ ઉપર બોલતાં સરકારે અખત્યાર કરેલી નીતિના બચાવમાં આ આખી લડતમાં સરકારને ભમાવનાર સેટલમેન્ટ કમિશનર મિ. ઍંડર્સને એક જૂઠું ભાષણ કર્યું. તેનો એક બચાવ એવો હતો કે સરકારની 'રેશનિંગ' નીતિને પરિણામે દારૂની ખપત ઓછી થયાથી લોકોને બચત થઈ છે, તેટલા પૂરતું વધારે મહેસૂલ તેઓ સુખે આપી શકે. બીજી દલીલ ટાપટી વેલી રેલ્વેથી થએલા મોટા લાભની કરવામાં આવી. "આ રેલ્વે પાછળ સરકારના આશરા તળે લ.બો રૂપિયા રેડાયા છે, જેનું વળતર બારડોલીની જમીનના કેટલાંયે વર્ષના મહેસૂલ બરાબર થવા જાય." રેલ્વે બાંધવામાં આવી તે કેવળ પારમાર્થિક હેતુથી જ એમ કહેવું એ કેટલું બેહૂદું છે? રેલ્વેઓએ ભારતનો કસ કેટલો ચૂસી લીધો છે તે બાબતની ચર્ચા કરવાનું આ સ્થળ નથી. પણ એ વાત કોરે મૂકીએ તોપણ અજબ વાત તો એ છે કે આ રેલ્વેની દલીલ કરવામાં મિ. ઍંડર્સન તાલુકાનો આખો ઇતિહાસ જ ભૂલી ગયા. ૧૮૯૬ની જમાબંધી વેળા તે વખતના અમલદાર મિ. ફરનાન્ડીઝે મહેસૂલના દરની ભલામણ કરતાં રેલ્વેથી થનારા લાભને ધ્યાનમાં લીધા હતા. એ અમલદારના શબ્દ તો ચોથા પ્રકરણમાં ટાંકી ચૂક્યો છું. પણ ખૂબી તો એ છે કે એ રેલ્વે થવાથી જે લાભની આશા રખાતી હશે તે લાભ પણ થયા છે કે નહિ એની શંકા છે. બારડોલી અને મઢી સિવાયનાં બીજાં કોઈ પણ સ્ટેશને માલ ચડાવવાનું તો કશું સાધન નથી, અને બારડોલીના સ્ટેશન છતાં લોકો નવસારીના બજારનો ઘણો મોટો ઉપયોગ કરે છે.

એક બીજી દલીલ મિ. ઍંડર્સનના પેલા ૪૨,૯૨૩ એકરના ગણોતે આપેલી જમીનના આંકડા જેવી જ પોકળ હતી. પણ આંકડાનો દુરુપયોગ કેવી રીતે થાય છે, આંકડાને કેમ ઉલટાવવામાં આવે છે તે જણાવવા ખાતર તે અહીં આપવાની જરૂર લાગે છે. એ દલીલ આ હતી: 'આ વર્ષે જે નવો આકાર ઠરાવવામાં આવ્યો

છે તેની સાથે સને ૧૮૩૩માં લેવામાં આવતા આકારનું પ્રમાણ ૧૧૭ અને ૧૦૦નું છે. એટલે સો વર્ષમાં માત્ર ૧૭ ટકાનો વધારો થયો છે.’ હવે આમાં કેટલું ખોટાણું રહેલું છે તે જોઈએ. ૧૮૩૩માં મિ. ઍંડર્સનના કહેવા પ્રમાણે ખેડાણને લાયક જમીન ૩૦,૦૦૦ એકર હતી, આજે તે ૧,૩૦,૦૦૦ જેટલી છે. આ ખેડાણની જમીન શી રીતે વધી? નવી જમીન જે ખેડાણને લાયક જમીનમાં ગણાઈ તેમાં કેટલીક ખરાબાની હતી અને કેટલીક ચરણ અને ‘વાડા’ની હતી. ૧૮૩૩ પહેલાં એવો રિવાજ હતો કે ખેડુત જેટલી જમીન ખેડે તેના પ્રમાણમાં તેને અમુક જમીન ચરણને માટે મફત મળે. ૧૮૩૩ પછી ૧૮૬૬ સુધી આ ચરણની જમીન ઉપર વીઘે ૧ રૂપિયો લેવાનો શરૂ થયો, અને ૧૮૬૬થી આ બધી જમીન જરાયત ગણાવા લાગી અને તેની ઉપર મહેસૂલ પણ બીજી જરાયત જમીનના દરે જ લેવાવા લાગ્યું. હવે આપણે જોઈએ કે જે વધારાને મિ. ઍંડર્સન સેંકડે ૧૭ ટકા તરીકે વર્ણવે છે તે વધારો ખરી રીતે કેટલો છે. બારડોલી તાલુકાના સરભોણ પરગણામાં ખેડુતને ૨૦ વીઘાં ખેડાણની જમીન સાથે ૬ વીઘાં ચરણની અથવા વાડાની જમીન મળતી. એટલે કે વીઘાનો આકાર રૂ. ૫ ગણીએ તો એ ખેડુતને ૨૬ વીઘા જમીનને માટે ૧૮૩૩ સુધી

(૨૦ × ૫) + (૬ × ૦) = ૧૦૦ રૂપિયા

ભરવા પડતા. અને ૧૮૩૩ પછી એટલે ૧૮૬૬ સુધી

(૨૦ × ૫) + (૬ × ૧) = ૧૦૬ રૂપિયા

ભરવા પડતા. પણ ૧૮૬૬થી પેલા ૬ વીઘાના પણ રૂા. ૫ લેખે ૩૦ રૂપિયા ચડવા લાગ્યા, અને જૂના દર ઉપર મિ. ઍંડર્સન ૧૭ ટકા ચડ્યા છે એમ કહે છે એટલે ૨૬ વીઘાનું મહેસૂલ આજે

(૨૦ × ૫.૮૫) + (૬ × ૫.૮૫) = રૂ. ૧૫૨.૧૦

થવા જાય છે. એટલે કે ૧૮૩૩માં એ ખેડુતને જેટલી જમીનના ૧૦૦ રૂપિયા પડતા હતા તેટલી જ જમીનના આજે ૧૫૨ રૂપિયા પડે છે. એટલે મહેસૂલ ૧૭ ટકા નહિ પણ ૫૨ ટકા વધ્યું છે. પણ ખેડુતની ખોટ તો એ ઉપરાંત ઘણી છે. અસલ વાડા મફત

અથવા જૂજ મહેસૂલે મળતા ત્યારે ખેડૂત ઘણાં ઢોર રાખી શકતો, અને ઢોરની સ્થિતિ પણ બહુ સારી હતી. આજે ચરણની સારી પેઠે કિંમત આપવી પડે છે અને પરિણામે ઢોરની સ્થિતિ ખેડૂત જેવી થવા બેઠી છે.

જો મહેસૂલ આકરું હોય તો ખેડૂત જમીન કેમ નથી છોડી દેતો એમ મિ. ઍંડર્સન પૂછે છે. પણ એણે પોતે જ શ્રી. જયકરના રિપોર્ટ ઉપર કરેલી પોતાની ટીકામાં લખ્યું હતું તે આ વેળા એ ભૂલી ગયા હતા: “બધા આંકડા ઉપરથી એ અનુમાન ઉપર આવી શકાય છે કે ૧૮૯૬માં તાલુકામાં વધારે પડતો મહેસૂલનો દર હતો અથવા તો નફાના ઠીક ૫૦ ટકા જેટલો દર હતો.” આ આકરા દર છતાં ખેડૂત જમીન કેમ નથી છોડી દેતો એનો જવાબ તો એ જ હોઈ શકે કે બ્રિટિશ રાજ ભૂંડું છે એમ જાણતા છતાં, અથવા મિ. ઍંડર્સન અને જયકર જેવા રેઢિયાળ અમલદારો હોવા ન જોઈએ એમ જાણતાં છતાં, ખેડૂત બ્રિટિશ રાજને અને પેલા રેઢિયાળ અમલદારોને નભાવી લે છે. ખેડૂત આકરા દર છતાં જમીનને વળગી રહે છે કારણ તેની પાસે બીજું સાધન નથી, અને જમીનમાંથી પૂરતું પેદા નથી થતું છતાં જમીન છોડતો નથી તેનું કારણ તો સત્યાગ્રહની લડત દરમ્યાન સરકાર તરફથી કાગળો લખનાર મિ. સ્માઇથે પોતે જ આપેલું છે. ૧૯૨૪માં ખેડાના કલેક્ટર તરીકે એણે જમીનમહેસૂલકમિટી આગળ જુબાની આપતાં જણાવ્યું હતું: ‘જો એમ પૂછતા હો કે લોકો ગુજારો કેમ કરતા હશે તો એનો જવાબ એ છે કે મોસમ વીત્યે નવરાશના દિવસોમાં એ લોકો દહાડીદપાડી કરે છે, બળદ અને ગાડાંની મદદથી ભાડાં કરે છે, ઢોર રાખી ઘીદૂધ વેચે છે.’

પણ હવે આ બચાવના પોકળપણામાં બહુ ઊતરવાની જરૂર નથી. દલીલો તો ગમે તે કરવાનો મિ. ઍંડર્સનને હક હતો, પણ એક વસ્તુ એના ભાષણમાં એવી હતી કે જે એના જેવા અમલદારના મોંમાં પણ શોભતી નહોતી. પોતાના એ ઐતિહાસિક થઈ જનારા ભાષણનો ઉપસંહાર કરતાં મિ. ઍંડર્સન બોલેલા: “આપણને કહેવામાં આવે છે કે થોડાં વરસ ઉપર બારડોલી.

તાલુકા સવિનય ભંગની એની ભવ્ય તૈયારી માટે જગપ્રસિદ્ધ થયો હતો. મારે કબૂલ કરવું જોઈએ કે એ પ્રસિદ્ધ થયો હતો ખરો, પણ એ પ્રસિદ્ધિનો મારા તમારા જેવાને લોભ થાય એમ નથી—એ પ્રસિદ્ધિ નિષ્ફળતાની અને હાસ્યપાત્રતાની પ્રસિદ્ધિ હતી. આ વખતે લડત ચલાવી રહ્યા છે તેમને મારે જણાવવું જોઈએ કે એ જમીન ખાલસા થશે. તેને વેચવાનો વખત આવશે ત્યારે તેને લેનારા ઘણા લોકો મળી આવવાના છે. સત્યાગ્રહીઓની હિંસા કે અહિંસા આ લોકોને સોના જેવી જમીન ખરીદતાં અટકાવી શકવાની નથી. એટલે હું તેમને વીનવીને ચેતવું છું કે થર્મોપિલી તરફ કૂચ કરતાં જોજો તમે પાણીપત નહિ પહોંચી જાઓ.”

મિ. ઍંડર્સન ગમે તેટલા જમીન ખરીદનારા ઊભા કરે તેમાં તેમની સાથે કોને તકરાર હોય? બડાશ જેને જેટલી મારવી હોય તેટલી મારવાનો હક છે. પણ પાણીપતની બેવકૂફીભરેલી વાત કરવાની મિ. ઍંડર્સનની હિંમત ચાલી અને એ ભાષણ જેમનું તેમ સરકારી હેવાલોમાં છપાયું એ આ જમાનાની સરકારની બલિહારી છે. બારડોલીએ તો કદી પોતાની ‘પ્રસિદ્ધિ’નો ગર્વ કર્યો નહોતો, પ્રસિદ્ધ થવાનું તેના નસીબમાં તે વેળા નહોતું લખેલું એ વાતનો બારડોલીને ખેદ રહી ગયો હતો. પણ પાણીપતના શાપ દેતી વેળા મિ. ઍંડર્સનની અક્કલ કેમ એટલી બધી બહેર મારી ગઈ હશે કે તે અજાણતાં હાલની સરકારને અહમદશાહ અબદલી દુરાની સાથે સરખાવી દેતા હતા એ ભૂલી ગયા? અહમદશાહના દહાડા તો પાણીપત પછી હિંદુસ્તાનમાં ગણ્યાગાંઠ્યા જ હતા એ વાત ઍંડર્સન કેમ ભૂલી ગયા હશે? બારડોલી તો પાણીપતના પાઠ ભૂલે એમ નહોતું જ, પણ તે ઉપરાંત બારડોલીની આગળ તેને ઉત્તેજન આપનારી ચંપારણ, ખેડા, નાગપુર અને બોરસદની તાજી યાદ પણ હતી.

# ૧૧
# 'નાદીરશાહી'

"સરકારે ધાર્યું છે કે અહીંના સુંવાળા અને પોચા વાણિયાઓને જ સૌથી પહેલા જ ચાંપી જોવા. ગાબડું એકવાર પડ્યું તો ધીરેધીરે આખી ઇમારત ગબડી પડશે."

જપ્તીનાં કાગળિયાં તો જાણે જીનતાનની જાહેરખબરના જેવાં નકામાં હોય એમ લોકો ગણવા લાગ્યા. શ્રી. વલ્લભભાઈ કહે: 'પેલાં પીળાં કાગળિયાં આવે એને તમારી લડતનાં સંભારણાં તરીકે આયનામાં મઢાવીને ઘરમાં લટકાવી રાખો. તમારી ભવિષ્યની પ્રજા પણ એને જોઈને અભિમાન લેશે કે અમારા બહાદુર બાપદાદાએ સરકાર સાથે લડત માંડી હતી.'

બસ થયું. આમ સરકારના દરેક પગલાને હસી કાઢવામાં આવતું જાય, અને લોકોની ભડક ભાંગતી જાય. પત્રિકાઓમાં અમુક ઠેકાણે પીળાં પતાકડાં ચોડાયાં છે એમ ટોળથી રોજ ઉલ્લેખ થાય અને લોકો ચોરા ઉપર બેસીને તલાટીના ઉત્સાહ ઉપર હસે. તલાટી જપ્તી કરવા નીકળતા નહિ એમ નહિ. નીકળતા તો ખરા, પણ જપ્તીની રીતોથી અજાણ તલાટીઓ હજી જપ્તી કરતાં બરોબર શીખ્યા નહોતા. અને ભલભલા જપ્તીવાળાઓને પાણી પાવાની કળામાં પ્રવીણ શ્રી. મોહનલાલ પંડ્યા અને દરબારસાહેબની પાસે લોકો તે કળા શીખવા લાગ્યા હતા. બાળકો પણ જાણતાં હતાં કે તલાટી વેઠિયો લઈને ઘર તરફ આવે ત્યારે શું કરવું. સ્વયંસેવકો તો તલાટીની પાસે જઈને શ્રી. વલ્લભભાઈના ભાષણમાંથી તેમને તેમના કર્તવ્ય વિષેના ફકરા વાંચી સંભળાવે. રવિશંકરભાઈ લોકોને કહે: 'બાબર દેવાના જેવું એક કોળું સરકારને ડરાવતું હતું, લોકો પણ તેનાથી ત્રાહિ ત્રાહિ પોકારતા હતા. પણ વલ્લભભાઈસાહેબે બોરસદમાં લડત ઉપાડી તેને પ્રતાપે

લોકોમાં એવું બળ આવ્યું કે બાબર દેવો ભાગતો ફરવા લાગ્યો.’ આ બળ ગરીબડી રાનીપરજ કોમમાં આવવા લાગ્યું. એક રાનીપરજ પટેલે મહાલકરીને જમીમાં મદદ કરવાની ધસીને ના પાડીને કહ્યું, ‘ મારી પાસે પટાવાળા કે વેઠિયા નથી, હું શું કરું ? ’

છાવણીઓમાં રોજરોજ સ્વયંસેવક વધતા જતા હતા. બામણીની દરબારસાહેબની છાવણી દરબારને શોભે એવી હતી. એક સજ્જને પોતાનું રાચરચીલાવાળું ઘર તેમને સોંપ્યું હતું. સાયંકાળે ત્યાં ‘ નવજીવન,’ ‘ આત્મકથા,’ ‘ પત્રિકાઓ,’ વલ્લભભાઈસાહેબનાં ભાષણો વંચાય, પ્રાર્થના થાય, અને મોડા મોડા રાત્રે લોકો છૂટા પડે. ફૂલચંદભાઈનાં ભજનથી રસ જામે તે જુદો. આ ‘ દરબારી ’ છાવણીની વાત થઈ. ગરીબની છાવણીમાં ગરીબને છાજે એવો ઠાઠ રહેતો. જુવારની કડબ અને પરાળનાં છાયેલાં છાપરાંમાં બાલદાની છાવણી હતી. પણ ત્યાં પણ રંગ તો બીજી છાવણી જેટલો જ જામતો.

વાલોડના બીજા જે વણિક સજ્જન આજ સુધી પશ્ચાત્તાપ કર્યા વિના બેઠા હતા તેમને હવે પશ્ચાત્તાપ થયો અને તેમણે રૂ. ૬૫૧નું દાન પ્રાયશ્ચિત્તરૂપે કર્યું. આ અને એવા દાખલાઓથી લોકો કંઈક હદ ઓળંગવા લાગ્યા. બહિષ્કારનું શસ્ત્ર જ એવું છે કે જેમાં હદ ચાતરવાનો ભય હમેશાં રહે છે. તેમાં બારડોલીના લોકો જેમણે પોતામાં રહેલા બળનો આ પહેલી જ વાર અનુભવ કર્યો હતો તેનું શું પૂછવું ? અત્યાર સુધી ‘ કડોદનો કાળો ડાઘ ’ તાલુકાને નામોશીરૂપ હતો. કડોદ લડતમાં નહોતું જોડાયું એટલું જ નહિ પણ ત્યાંના પૈસા ભરી દેનારા શ્રીમંતો બીજાને સતાવતા પણ ખરા. તેઓ પોતાના ગામની પોતાની જમીનનું જ નહિ પણ બહારગામની જમીનનું મહેસૂલ પણ કટકે કટકે, લોકોને સતાવવાની ખાતર જ જાણે, ભર્યે જતા હતા. આવા માણસોની જમીન ગણોતે કદી ન ખેડવાનો ઠરાવ કરવાને માટે આસપાસના ગામના ખેડૂતોની સભા ભળી. તેને ત્યાં મજૂરોને કામ કરવા ન જવા દેવાનો પણ ઠરાવ વિચારમાં આવ્યો, અને કડોદ ઠેકાણે ન આવે ત્યાં સુધી આખા કડોદની સાથે અસહકાર

કરવાનો ઠરાવ પણ વિચારમાં આવ્યો. છેલ્લા બે ઠરાવો છોડી દેવાનું સમજાવતાં શ્રી. મોહનલાલ પંડ્યાને મહામુસીબત પડી. પાટીદાર કોમનાં જુદાંજુદાં મંડળોનાં પંચ મળતાં હતાં અને બહિષ્કારના આકરા ઠરાવો થતા હતા. ચાલી રહેલા આ નવા પવનને મર્યાદામાં રાખવાને માટે ગાંધીજીને બહિષ્કારના શસ્ત્ર વિષે નીચે પ્રમાણે સાવચેતીની નોંધ લખવાની ફરજ પડી. આમ વારંવાર ગાંધીજીની સલાહસૂચના તો બારડોલીના સત્યાગ્રહીઓને મળ્યા જ કરતી હતી:

"જેઓ સરકારવેરો ભરવા તૈયાર થાય છે તેમની સામે બારડોલીના સત્યાગ્રહીઓ બહિષ્કારનું શસ્ત્ર વાપરવા તૈયાર થઈ જતા સાંભળ્યા છે. બહિષ્કારનું શસ્ત્ર જલદ છે, ને મર્યાદામાં રહીને સત્યાગ્રહી વાપરી શકે છે. બહિષ્કાર હિંસક અને અહિંસક હોઈ શકે છે. સત્યાગ્રહીથી અહિંસક બહિષ્કાર જ વપરાય. અત્યારે તો હું બન્ને બહિષ્કારનાં થોડાં દૃષ્ટાંતો જ આપવા ઇચ્છું છું:

સેવા ન લેવી તે અહિંસક બહિષ્કાર. સેવા ન દેવી એ હિંસક હોઈ શકે.

બહિષ્કૃતને ત્યાં જમવા ન જવું, તેને ત્યાં વિવાહાદિના પ્રસંગોમાં ન જવું, તેની સાથે સોદો ન કરવો, તેની મદદ ન લેવી એ અહિંસક ત્યાગ છે.

બહિષ્કૃત માંદો હોય તો તેની સારવાર ન કરવી, તેને ત્યાં દાક્તર ન જવા દેવો, તેનું મરણ થાય તો મરણક્રિયામાં મદદ ન કરવી, તેને કૂવા, મંદિર, વગેરેના ઉપયોગથી દૂર કરવો એ હિંસક બહિષ્કાર છે. ઊંડો વિચાર કરતાં માલૂમ પડશે કે અહિંસક બહિષ્કાર લાંબો સમય નભી શકે છે, ને તે તોડાવવામાં બહારની શક્તિ કામ નથી કરી શકતી. હિંસક બહિષ્કાર લાંબો વખત ન ચાલે, ને તેને તોડવામાં બહારની શક્તિનો પુષ્કળ ઉપયોગ થઈ શકે. હિંસક બહિષ્કાર લડતને છેવટે નુકસાન જ કરે છે. આવા નુકસાનના દાખલા અસહકારના યુગમાંથી ઘણાયે આપી શકાય છે. પણ આ પ્રસંગે મેં ભેદ પાડી બતાવ્યો છે, તે જ બારડોલીના સત્યાગ્રહીઓ અને સેવકોને સારુ બસ હોવું જોઈએ."

પેલાં પીળાં પતાકડાંની સંખ્યા હવે સેંકડાઓથી ગણાય એટલી થઈ હતી. ભયનું નામ નિશાન ન રહ્યું હોય એમ સૌ કોઈ વર્તતા હતા. રાનીપરજનો માણસ ડેપ્યુટી કલેક્ટર જોવાની સાથે

પેલાની આંખ અને કાન ચોળાવે, અરે બુદ્ધિને ચોળાવે, એવા સવાલજવાબ કરી શકે એવી કલ્પના મહિના ઉપર કોઈએ કરી નહોતી.

સ૦ કેમ ભરતા નથી?

જ૦ વધારો રદ કરો એટલે ભરીએ.

સ૦ તમારા ગામો ઉપર તો જૂજજાજ વધારો જ આવે છે.

જ૦ જૂજજાજ પણ ક્યાંથી લાવીએ? પોણો મણ પાણીમાં ત્રણ શેર લોટ નાંખી રાબડો બનાવીએ તેમાંથી તમે અચ્છેર લોટ લઈ લેવા માગો છો.

સ૦ વધારો તો સાચો જ છે. ધારાસભામાંયે કાયમ રહ્યો છે. માટે નહિ ભરો તો જમીન ખાલસા થશે.

જ૦ અરે સાહેબ, ધારાસભાની વાત અમે નહિ સમજીએ.

કૂલમાં કૂલ કપાસકા, ઔર કૂલ કાયકા?
રાજામાં રાજા મેઘરાજા, ઔર રાજા કાયકા?

સ૦ એટલે શું?

જ૦ ખાલસા તો મેઘરાજા કરવા માગે તો થાય. બીજા કોઈ રાજાથી ન થાય.

આ વધતા જતા બળને કેમ સાંખી રહેવાય? ડેપ્યુટી કલેક્ટરે તો ઉત્સાહમાં માનેલું હશે કે આ 'વાણુગાં'ઓ અને 'ઢોડિયાં ચોધરાં' જપ્તીની નોટિસથી જ ડરીને પૈસા ભરી દેશે. મિ. ઍંડર્સને પણ ધારાસભામાંથી સંભળાવ્યું હતું કે 'સરકાર આ બાબતમાં જરાય પાછું ફરીને જોવાની નથી.' પણ પહેલા બહાર ખાલી ગયા, અને હવે તો વધારે જલદ ઉપાય લીધે જ છૂટકો છે એમ સરકારી અમલદારોને લાગવા માંડ્યું. એટલે વળી પાછા જલદ ઉપાયને માટે પણ વણિકો જ શોધવામાં આવ્યા. તા. ૨૬મી માર્ચે બાજીપરાના શેઠ વીરચંદ ચેનાજીને બારણે મહાલકારીની સહીની એક નોટિસ ચોડવામાં આવી, જેમાં જણાવ્યું હતું કે જો તે વાલોડ ખાતાની પોતાની જમીનનું રૂ. ૧૬૦—૫—૪ મહેસૂલ તા. ૧૨—૪—૨૮ સુધીમાં ન ભરે તો જમીન ખાલસા કરવામાં આવશે. એ જ દિવસે વાલોડના

સાત ગૃહસ્થો શેઠ ઘેલાભાઇ, શેઠ ગુલાબદાસ, શેઠ ભૂખણદાસ, ડાહ્યાભાઈ, દામોદરદાસ, ચુનીલાલ અને સોની ચુનીલાલ અને ગં. સ્વ. ઇચ્છાબહેન ઉપર એવી જ ખાલસા નોટિસો કાઢવામાં આવી. આથી જરાય ડગ્યા વિના શેઠ વીરચંદે મહાલકરીને એક વીર કાગળ લખ્યો જેમાં તેણે જણાવ્યું:

"આવી નોટિસ આપવાને આપ સાહેબે આખા મહાલમાં મને પ્રથમ પસંદ કર્યો તે ઉપરથી એમ માનવાને કારણ રહે છે કે આખા મહાલની અંદર મને આપ છેક જ નબળામાં નબળો સમજો છો. આવું માનવાને મેં આપને શું કારણ આપ્યું હશે એ મારા ખ્યાલમાં આવતું નથી. પરંતુ મારે આપને જણાવવું જોઈએ કે આખો તાલુકો ખાલસા થાય તોપણ જે અન્યાયી વધારો કરવામાં આવ્યો છે તે રદ ન થાય અથવા તો તેની યોગ્ય તપાસ ફરીથી ન થાય ત્યાં સુધી તાલુકામાં હવે કોઈ પૈસા ભરનાર નથી અને હું પણ ભરવાનો નથી.

આપ જો સરકારના સાચા વફાદાર નોકર હો તો આપનો ધર્મ છે કે તાલુકાની ખરી સ્થિતિથી આપે સરકારને વાકેફ કરવી જોઈએ, અને પ્રજાને જે અન્યાય થયો છે તે દૂર કરાવી ન્યાય મેળવવામાં પ્રજાને મદદ કરવી જોઈએ. જે તાલુકાનું કેટલાંયે વરસ સુધી આપે લૂણ ખાધેલું છે તે તાલુકાની પ્રજા ઉપર નોકરીની આખર વેળાએ આપને પ્રજાને રંજાડવાનો પ્રસંગ આવી પડ્યો છે તેમાંથી આપે કોઈ પણ રીતે ઊગરી જવું જોઈએ એવી મારી આપને નમ્ર વિનંતિ છે.

ચાકરીની આખર વખતે ખાતેદારોની જમીન ખાલસા કરવાની આપને સત્તા આપવામાં આવી હોય અને તે પ્રમાણે જો આપે આ નોટિસમાં સહી કરી તે મારે બારણે ચોડાવી હોય અને હવે પછી ખેડૂતોની જમીન ખાલસા કરવાનું કામ આપને હાથે થવાનું હોય તો એવી નોકરીમાંથી છૂટી જવું એ શોભાભરેલું છે. આપની નોકરીના ટૂંક દિવસ બાકી રહેલા છે અને એટલી રજા આપની સરકારમાં ચડી હશે. આપના હિતેચ્છુ તરીકે હું આપને સલાહ આપું છું કે આપના હાથની નોટિસો આપના તાલુકાની રૈયતને મળે તે કરતાં આપ નોકરીમાંથી છૂટા થઈ જશો તો વળતી વેળાએ આબરૂ સચવાશે."

વાલોડના પેલા સાત સજ્જનોએ શ્રી. વલ્લભભાઈને કાગળ લખીને ખાતરી આપી: "જે પ્રમાણે નોટિસ અને જમીના મારાની પહેલી શરૂઆત અમારા ગામ ઉપર કરવામાં આવેલી હતી, પરંતુ

તેમાં જેમ સરકારને નિષ્ફળતા મળી છે તેમ આ ખાલસાની નોટિસની બાબતમાં પણ સરકારને નિષ્ફળતા જ મળશે એ વિષે આપ નિશ્ચિંત રહેશો." સામાન્ય રીતે મહાલકરીની સાથે ઘણી બેઠક અને ઘરોબો રાખનારા શેઠ વીરચંદ ખાલસાની નોટિસથી ગભરાયા વિના કે મહાલકરીની સાથેની મહોબતથી અંજાયા વિના તેને સામી નોટિસ આપે એ વાત જ તાલુકાના લોકોને માટે અસાધારણ હતી. વાણિયાઓ પહેલા ગગડી જશે એવો ડર સરકારને જ હતો એમ નહિ, પણ લોકોમાંના ઘણા જણને હતો. એ ડર ખોટો પડ્યો એટલું જ નહિ પણ કણબીઓ અને બીજાઓમાં એકબીજા વચ્ચે વાતચીત થવા લાગી કે હવે વાણિયા ખાલસાથી ન ડર્યા એટલે આપણે ડગશું તો આપણે તો કાચલીમાં પાણી લઈને ડૂબી મરવા જેવું જ થવાનું છે.

તાલુકામાં આ ખાલસા નોટિસોની ચમત્કારિક અસર થઈ. દેશમાં આ વસ્તુ 'નાદીરશાહી' તરીકે પ્રગટ થઈ, ગાંધીજીએ દેશને આ 'નાદીરશાહી' વિષે જાગ્રત કરનારા લેખો 'યંગ ઇંડિયા' અને 'નવજીવન'માં લખ્યા, અને પરિણામે બારડોલી સત્યાગ્રહને વિષે હજી કોઈ ઉદાસીન રહ્યા હતા તેમણે તે ઉદાસીનતા છોડી. ગાંધીજીનો નીચેનો લેખ બારડોલીનાં ગામેગામમાં વધાવી લેવામાં આવ્યો. લોકોએ તે વારંવાર વાંચ્યો :

"જનરલ ડાયરને જ્યારે માજી હંટર કમિટિના એક સભ્યે જલિયાંવાલાની કતલ બાબત સૂચક પ્રશ્ન પૂછ્યો, 'તમારો વિચાર નાદીરશાહી ચલાવી લોકોના મનમાં સરકારનો રુઆબ પેદા કરવાનો હતો?' ત્યારે તેણે તે સૂચનાનો ઉત્સાહપૂર્વક સ્વીકાર કરી, 'હા' કહી હતી. પણ નાદીરશાહીનો આરંભ કંઈ જનરલ ડાયરથી નહોતો થયો. એ તો હિંદી નોકરશાહીનો પરંપરાનો વારસો ને ઇજારો છે. પણ આ નાદીરશાહીને જનરલ ડાયરે પ્રખ્યાતિ આપી એમ કહી શકાય. તેથી આપણે તેને ડાયરશાહીને નામે પણ ઓળખીએ છીએ. ડાયરશાહીની નીતિ ઉપર નોકરશાહીની હસ્તી નિર્ભર છે તેથી પ્રસંગ આવ્યે નોકરશાહી તેનો આશ્રય લેતાં ચૂકતી નથી. તેને મન બારડોલીમાં આ પ્રસંગ આવી પહોંચ્યો જણાય છે. તેથી બીકણ ને દોચા ગણાતા વાણિયા સત્યાગ્રહીઓની ઉપર નાદીરશાહીનો આરંભ થયો છે એમ કહેવાય. આઠ

વણિક સત્યાગ્રહીઓ ઉપર નોટિસ પહોંચી છે કે જો તેઓ ૧૨મી એપ્રિલ પહેલાં તેમની નોટિસોમાં જણાવેલી જમીનનું મહેસૂલ નહિ ભરી જાય તો તે બધી જમીન ખાલસા થશે. એક વણિક ગૃહસ્થની ઉપર નોટિસમાં ૧૬૦ રૂપિયાના આકારની જમીન બતાવી છે. સરકાર રૂ. ૧૬૦ની જપ્તી લાવત તો આપણને કદાચ બહુ દોષ કાઢવાપણું ન હોત. પણ રૂ. ૧૬૦ને સારુ હજારો રૂપિયાની કિંમતની જમીન ખાલસા કરવી એટલે જ નાદિરશાહી. આ રાજનીતિમાં અમુક પ્રસંગોમાં તમાચાનો ઉત્તર તમાચો નહિ પણ ફાંસી હોય છે. એક રૂપિયાના લેણાને પેટે એક હજાર લેનારને આપણે જાલિમ કહીએ. તેને દશ માથાંવાળો રાવણ કહીએ.

આગળબુદ્ધિ ગણાતા વાણિયા આનો જવાબ છેવટે શો આપશે? પોતાની ભીરુતા સિદ્ધ કરી બતાવશે કે સત્યાગ્રહી સેનામાં જોડાયાની યોગ્યતા સિદ્ધ કરી બતાવશે?

વલ્લભભાઈએ એકવાર નહિ પણ અનેકવાર ચેતવણી આપી છે કે સરકારે જમીન ખાલસા કરવાના, જેલમાં મોકલવા વગેરે અધિકાર કાયદા વડે લઈ રાખ્યા છે, અને એ અધિકારોનો અમલ કરતાં તે મુદ્દલ અચકાય એવી નથી એમ તેણે અનેકવેળા સિદ્ધ કરી આપ્યું છે. એટલે ખાલસાની નોટિસથી તેમણે કે બીજા કોઈએ હેબતાઈ જવાનું નથી. તેમણે વિશ્વાસ રાખવાનો છે કે ખાલસા થયેલી જમીન સરકારને નથી પચવાની કે નથી તે જમીન લિલામવેચાણમાં લેનાર કોઈ દ્રોહી નીકળી પડે તો તેની થવાની. આમ લૂંટેલી જમીન કાચો પારો છે ને તે ફૂટી નીકળ્યા વિના ન જ રહે.

પોતાની ટેકના કરતાં કે આબરૂના કરતાં જમીન વધારે નથી. જમીન નથી તેવા અસંખ્ય મનુષ્યો આ દેશમાં પડ્યા છે. જમીનવાળાની જમીન ગઈ રેલમાં ધસાઈ ગઈ ને તેની ઉપર રેતીના ઢગ જામ્યાં છે. ગુજરાતીઓ જેમ આસમાનીને ધીરજ ને વીરતાપૂર્વક વશ થયા, તેમ બારડોલીના સત્યાગ્રહીઓ આ સુલતાની રેલને વશ થાઓ ને પોતાની પ્રતિજ્ઞાનું પાલન કરો."

## ૧૨

# ૧૯૨૧ની યાદ

“તમે જેમજેમ લડતા જશો તેમતેમ લડતની મીઠાશ સમજતા જશો. આ લડતમાં મીઠાશ છે તેટલી કોઈ ચીજમાં નથી. તમે ખેતર વાવો છો અને પછી પાક થાય છે ત્યારે લણવામાં તમને જે રસ આવે છે તેના કરતાં આ લડતમાં વધારે રસ છે.”

એપ્રિલ મહિનો શરૂ થઈ ગયો છે, અને ‘ટાઇમ્સ ઑફ ઇંડિયા’ જેમાંથી કોકકોકવાર સરકારની મનોદશાના ભણકારા મળી આવે છે તે કપાળ કૂટીને લખે છે: “સત્યાગ્રહની લડતનું જોર ઓછું થતું જણાતું નથી. ખાલસાની નોટિસો અપાઈ ગઈ છે, પણ જમીનમહેસૂલના કાયદા પ્રમાણે જમીન ખાલસા કરવાની રીત એટલી અટપટી છે કે સરકારનાં પગલાંનું પ્રત્યક્ષ પરિણામ દેખાતાં કદાચ થોડાં અઠવાડિયાં વીતે. થોડી જંગમ મિલકત જપ્ત કરવામાં આવી છે ખરી પણ તેની કશી અસર નથી. સરકારે જમીન ખાલસા કરવાની જે ધમકી આપી છે તેથી ખેડૂતો ડરશે ખરા, અને સત્યાગ્રહથી પોતે ધારેલાં ફળ આવતાં નથી એમ તેઓ જોશે ત્યારે આખી લડત કડડભૂસ કરતી તૂટી પડશે.”

પણ સરકારની એ આશા દહાડેદહાડે વ્યર્થ જતી હતી. એક મહિના પછી બારડોલી જનારને બારડોલીની નવી જ રોનક નજરે પડતી હતી.

બારડોલી તાલુકો હવે ચારે દિશાઓમાંથી સહાનુભૂતિ મેળવી રહ્યો છે. એ સહાનુભૂતિને માટે તેણે લાયકાત મેળવી છે, લડતના બે મહિનામાં તેણે પોતાનું બળ નિત્ય વધારે ને વધારે દાખવ્યું છે. એટલે સૌ એ લડત જોઈને હેરત પામે અને સહાનુભૂતિના ઠરાવ કરે તેમાં આશ્ચર્ય શું? ડા. સુમંત મહેતાએ તો આખા ગુજરાતને હાકલ કરી હતી. શ્રી. વલ્લભભાઈ જ્યાં સુધી લડતનો રંગ જામે

નહિ ત્યાં સુધી કશી હાકલ કરવાને તૈયાર નહોતા. ‘પહેલાં લડી બતાવો પછી સહાનુભૂતિની આશા રાખો’ એ જ સૂત્ર તેઓ જ્યાં-ત્યાં સંભળાવતા હતા. હવે સહાનુભૂતિને તેમનાથી પણ ઠેલી શકાય એમ નહોતું. તાલુકાની ત્રણ દિશામાં ગાયકવાડી સરહદ લાગી રહેલી છે, એ વસ્તુ યાદ રાખવાનું પ્રથમ પ્રકરણમાં જ મેં વાચકનું ધ્યાન ખેંચ્યું હતું. બારડોલી આસપાસના બધા ગાયકવાડી તાલુકાઓએ ઠરાવ કર્યો કે સરકાર બારડોલીમાં જપ્તી કરે તેમાં વેઠ કરી, ગાડાં ભાડે આપી, અથવા બીજી કોઈ પણ રીતે મદદ ન કરવી; તથા ખાતેદારોની જમીન ખાલસા કરી વેચે તો તે કોઈએ લેવી નહિ અથવા ખેડવી નહિ. આમ આપોઆપ ગુજરાતનું સંગઠન થતું જતું હતું. રેલ વખતે સંગઠન કંઈ નહોતું? એ જ સંગઠન ક્ષણવારમાં આ બીજી રેલ સામે ઊભું થયું. પણ ગુજરાત-બહારથી પણ સહાનુભૂતિ આવવા લાગી. પૂનામાં બારડોલી માટે જ ખાસ સભા કરવામાં આવી હતી, અને સત્યાગ્રહીઓને સફળતા ઇચ્છવામાં આવી હતી. મુંબઈમાં હજી સભા થઈ નહોતી. પણ મુંબઈથી તો નાણાં આવવા લાગ્યાં. ભાઈ મણિલાલ કોઠારી મારફતે ૧,૦૦૦ રૂપિયા આવી ગયા હતા.

પણ આ ઉપરાંત અણધારી દિશામાંથી પણ સહાનુભૂતિ મળી રહી હતી. મુંબઈનું પ્રેસિડંસી એસોસિયેશન પણ બેસી નહોતું રહ્યું. એ તો વિનીત પક્ષનું મંડળ રહ્યું, એ સત્યાગ્રહીઓથી દોઢ ગાઉ દૂર ભાગનારા, એમનું પણ બારડોલીએ ધ્યાન ખેંચ્યું. એ મંડળે ખાસ બેઠકમાં ઠરાવ કર્યો:

“મુંબઈ સરકાર બારડોલી, ચાસી, અલીબાગ વગેરે તાલુકાઓમાં સરકારી હુકમો દ્વારા મહેસૂલ વધારવાની નીતિ આદરી રહી છે તેને માટે આ મંડળની કાર્યવાહક સમિતિ સખત નાપસંદગી બતાવે છે, અને જણાવે છે કે જમીનમહેસૂલકમિટીએ ભલામણ કર્યા મુજબ આ બાબતમાં આખરી અવાજ તો ધારાસભાનો હોવો જોઈએ; એટલે આ સભા આગ્રહ કરે છે કે મુંબઈ ઇલાકામાં લૅંડ રેવન્યુ કોડનો સુધારો કરી મહેસૂલનો આખો પ્રશ્ન ધારાસભાની હકૂમતમાં ન મુકાય ત્યાં સુધી મહેસૂલ વધારવાનું બંધ કરવું.”

એ તો ‘રાજમાન્ય’ મંડળ રહ્યું એટલે એમાં બારડોલીના ‘સત્યાગ્રહી’ઓનું નામ શી રીતે આવે? પણ સત્યાગ્રહીઓને

સત્યાગ્રહ ઉપર મુંબઈ પ્રેસિડંસી એસોસિયેશનની પસંદગીનો સિક્કો નહોતો જોઈતો; તેમને તો ન્યાય જોઈતો હતો. પ્રેસિડંસી એસોસિયેશને પોતાની રીતે બારડોલી માટે ન્યાય માગ્યો.

પણ સરકારે આથી ચેતવાની ના પાડી. સરકારે તો પોતાનો કક્કો ખરો છે એ જ મનાવવાના મિથ્યા પ્રયત્નો શરૂ કર્યા. ધારાસભામાં કોઈને આમ સમજાવ્યા, કોઈને તેમ સમજાવ્યા, અને મિ. નરીમાનના ઠરાવ વિરુદ્ધ ૪૪ મત મેળવ્યા તેની સરકારે ઠેરઠેર જાહેરખબર ચોડવા માંડી. ધારાસભાના ભારે બહુમતથી થયેલા ૧૯૨૪ અને ૧૯૨૭ના ઠરાવોને ગળી જનારી સરકાર આજે ધારાસભાને અહિંગીને પોતાનો કક્કો ખરો છે એમ સિદ્ધ કરવા મંડી. એ જાહેરખબર સમજાવવામાં જૂઠાણાંનો આશ્રય લેવામાં પણ નાના અમલદારો ચૂકતા નહોતા.

રાજા અને પ્રજાના લડતના રસ્તા ન્યારા રહ્યા. એક બાજુ લડતમાં બધું થઈ શકે એ ન્યાયથી સરકાર લડે છે, બીજી બાજુ ગમે તે સંજોગોમાં પણ ખોટું ન થાય એ ધ્રુવતારાને વળગી શૂરી પ્રજા લડે છે. સરકારના આડતિયાઓની જાહેરમાં કામ કરવાની હિંમત શેની ચાલે? માત્ર કાયદા પ્રમાણે જપ્તી તો જાહેરમાં જ થઈ શકે, એટલે તેટલું જાહેર કરવામાં આવે. બાકી લોકોને ફોસલાવવા, ફોડવાના પ્રયત્ન કરવા, ધમકીઓ આપવી, ખોટી સમજ પાડવી એ જ તેમનાં માનીતાં સાધનો. 'ફલાણા ભાઈએ પૈસા ભરી દીધા, તમે કેમ હજી બેઠા છો, હવે તો ભર્યે જ છૂટકો,' કહીને તેઓ ભોળી રાનીપરજને ભોળવે. મહાલકરી પટેલને કહે, 'વેઠિયાઓ ન લાવી આપે તો તારે વેઠ કરવી પડશે.' કોઈ તલાટી બિચારા ધોબીના હપ્તાના થોડા આના પોતાના ખિસ્સામાંથી ભરી દે — એ આશાએ કે પેલાની પાસે કપડાં ધોવડાવીને તેટલું તો વસૂલ થશે.

આથી ઊલટું પ્રજાના રસ્તા ન્યારા હતા. પ્રજાની એકે પ્રવૃત્તિ ચોરીછૂપીથી થતી નહોતી — ભાષણો થાય તો સરકારને રિપોર્ટ મળે તે પહેલાં છપાય, લોકોને ધોળે દહાડે સમજાવવામાં આવે, સભામાં સરકારી લોકોને પણ આમંત્રણ આપવામાં આવે.

ફૂલચંદભાઈનાં લોકપ્રિય ગીતો આબાલવૃદ્ધ સૌને મોઢે ચડી ગયાં હતાં, તે નીડર રીતે સૌ ગાતાં ફરે :

અમે લીધી પ્રતિજ્ઞા પાળશું રે
બારડોલીનું રાખશું નાક અમે ૦

અથવા

પરદેશી સૂબા કીસને વધારો નહોતો રે નાંખવો—

અથવા

અમે ડરતા નથી સરકારથી રે અમે ૦
સરકાર જૂઠી, સરકાર દંભી
એ તો રૂબશે એના પાપભારથી રે અમે ૦

આવાં સહેલાં, થોડા જ ફેરફારવાળા પલટા જેમાં એક પછી એક ચાલ્યા આવે એવાં, ગીતો સૌને સહેજે મોઢે થઈ જાય તેમાં નવાઈ શી? દરેક ગામ પોતાની સ્વયંસેવક સેના ઊભી કરી પોતાનાં ઢોલ અથવા બ્યુગલ રાખવા લાગ્યું, અને જપ્તીનો હુમલો લઈ આવતા કોકને જોયા કે તરત ઢોલ વાગ્યું જ છે. આ ઢોલ વગાડનાર સ્વયંસેવકો બધા બાળકો. જપ્તીવાળા આવ્યા કે ટપોટપ તાળાં પડયાં જ છે, અને ખડખડાટ હસતી સ્ત્રીઓ બારણાં વાસી ઊભી જ છે!

અને એ સભાઓ! કલેકટર કમિશનર શા સારુ આવી સભામાં ન જતા હોય? લોકોનું જોમ જોવાનું તેમને ન ગમતું હોય! સ્વતંત્ર હવાથી પ્રફુલ્લિત થઈ આનંદસાગરમાં મહાલતા ખેડૂતો તેમની આંખે દેખ્યા ન જતા હોય!

જ્યાં મહિના ઉપર એકે સ્ત્રી જોવામાં નહોતી આવતી ત્યાં હવે ઢગલેઢગલા સ્ત્રી દેખાતી હતી. ક્યાંક તો એમ થઈ જાય કે સ્ત્રીઓ વધારે હશે કે પુરુષ! દૂરદૂરનાં ગામડાંમાંથી ચાલ્યાં ચાલ્યાં સભાને સ્થાને જાય. ન જુએ બળતા બપોર કે કાળી રાત — જોકે હું ગયો ત્યારે તો શીતળ ચંદ્રિકા આંખો ઠારતી હતી. અને સ્ત્રીઓ કાંઈ ઓટલા ભાંગવા, કે વાતોના ચાપડા મારવા, કે બચ્ચાંના કોલાહલથી સભાને અશાંત કરવા નહોતી જતી. તેઓ તો સંપૂર્ણ રસથી વલ્લભભાઈને સાંભળતી હતી, વાક્યેવાક્યે હોકારા પૂરતી.

હતી, અને કોકવાર વલ્લભભાઈના મોંમાંથી પૂરું વાક્ય નીકળે તે પહેલાં તે બહેનોનાં મુખમાંથી બાકીના શબ્દો નીકળતા મેં સાંભળ્યા છે. એક સુંદર દાખલો લઉં. જમીન ખાલસા થાય તો શું? એક-બે વરસ પડતર મૂકશું, એ વાત વલ્લભભાઈ કરતા હતા. તેમાં પડતર મૂકવાની વાત તો આવી નહોતી. વલ્લભભાઈએ આરંભ કર્યો: 'આપણે આપણી માતાનું દૂધ એક વર્ષ બહુબહુ તો બે વર્ષ ધાવીએ છીએ,' એટલું બોલ્યું ત્યા તો પાછળ બેઠેલી બહેનો બોલી, 'ને ધરતી માતાને તો એક વર્ષ છોડતા નથી.'

નાની ફરોદ કરીને એક નાનકડું ગામડું છે. રાત્રે ૯ વાગે અમે ત્યાં પહોંચ્યા હતા. ત્યાંનો ઉત્સાહ તો ૧૯૨૧ની યાદ આપે એવો હતો — ઉત્સાહ જ નહિ, પણ ભક્તિ, શૂર બધુંયે! પુરુષો ફૂલચંદભાઈનાં ગીતો ગાતા હતા, બહેનો 'આજે ગુરુજી આવ્યા' એ ભાવભાવવાળા ગરબાનો આધ્યાત્મિક ભાવ ધર્મયુદ્ધની ઉપર આરોપતી હતી અને વલ્લભભાઈને ગુરુજી તરીકે વધાવતી હતી! સભામાં જે શાંતિ, વ્યવસ્થા, ખાદી જોવામાં આવી તે જોઈને તો ગાંધીજીની પણ આંતરડી ઠરે. અને પછી સભાનું કામ શરૂ થાય તે પહેલાં તો નાની, મોટી, વૃદ્ધ બહેનોની હાર ચાલી. એક પછી એક વલ્લભભાઈની પાસે આવી, પગે પડી, રૂપિયો ધરી તેમને ચંદનપુષ્પ આપી જતી હતી, અને કપાળે અક્ષતકુંકુમ લગાડી પગ આગળ ભેટ ધરતી હતી. પાપીનાં પાપ ભગાડે એવું એ દૃશ્ય હતું. એ નિર્મળ પ્રેમના નીરમાં નાહ્યા જ કરીએ એમ થઈ જતું હતું — જોકે શ્રી. વલ્લભભાઈને તો પારાવાર મૂંઝવણ થઈ રહી હતી એમ તેમની ગંભીર મુખમુદ્રા કહેતી હતી. એક બહેને પોતાનો અર્ઘ્ય ધરી નાનકડી ચિઠ્ઠી પણ વલ્લભભાઈના પગ આગળ મૂકી, જેનો ભાવ એ હતો કે 'મારા પતિને આ લડતનો રંગ લગાડ્યો તે માટે ધન્યવાદ. અમે ખુવાર થવા તૈયાર છીએ, પતિને જેલમાં જવું પડે તો સુખે મોકલશું. આમાં અમે શું ભારે કરીએ છીએ? એ તો અમારા સ્વાર્થની લડત છે!'

અને વલ્લભભાઈની વાણી! મેં તો ચાર વર્ષો ઉપર બોરસદમાં એ રણે ચડેલા સરદારની સાથે ચોવીસે કલાક ગાળ્યા હતા.

ત્યારપછી પણ ઘણીવાર તેમને બોલતા સાંભળ્યા હતા, પણ આ વેળા એમની વાણીમાં જે તેજ ભાળ્યું, આંખમાંથી કેટલીકવાર જે વહ્નિ વરસતો જોયો તેવો કદી નહોતો જોયો. લોકોની જમીન ખાલસા થાય તેમાં જાણે પોતાના શરીરના કટકેકટકા થતા હોય ને જે તીવ્ર વેદના થાય તેવી વેદનાથી ભરેલા તેમના ઉદ્‌ગારો નીકળતા હતા. એ ભાષણોની તળપદી ભાષા, એમાં ક્ષણેક્ષણે ઝબકી ઊઠતા, ભૂમિમાંથી પાકેલા, ભૂમિની સુગંધ ઝરતા પ્રયોગોએ ગામડિયાઓને હલાવવા માંડ્યા. અંગ્રેજીના સ્પર્શ વિનાનું, સ્વતંત્ર જોમવાળું એમનું ભાષા ઉપરનું પ્રભુત્વ આ સભાઓમાં પ્રગટ થતું મેં પહેલું ભાળ્યું. ભાષાની મકદૂર અને લહેજત જોવી હોય તો દીવાનખાનામાં બેસીને ફરસબંધી કરનારા સાહિત્યના રસિયાઓ જાય બારડોલીમાં, એમ મેં એ દિવસોમાં ‘નવજીવન’ના અંકમાં લખ્યું હતું.

વાલોડના વણિકોને અભિનંદન આપવા માટે મળેલી ભારે સભામાં તેમણે લોકોને વધારે આકરી લડત માટે આ પ્રમાણે તૈયાર કર્યા:

“આ લડતમાં હું ફક્ત તમારા થોડા પૈસા બચાવવા ખાતર નથી ઊતર્યો. બારડોલીના ખેડૂતોની લડત મારફત હું તો ગુજરાતના તમામ ખેડૂતોને પાઠ આપવા માગું છું. હું એ શીખવવા માગું છું કે આ સરકારનું રાજ્ય કેવળ તમારી નબળાઈ ઉપર જ ચાલે છે. નહિ તો જુઓને, એક તરફથી તો વિલાયતથી મોટું કમિશન પ્રજાને શી રીતે જવાબદાર તંત્ર આપવું તેની તપાસ કરવા આવ્યું છે, બે વરસમાં મુલકી ખાતું લોકોને સોંપી દેવાની વાતો ચાલે છે અને બીજી તરફથી અહીં જમીનો ખાલસા કરવાની સરકાર બાજી ગોઠવે છે. એ બધા ખાલી તડાકા છે. જેને સરકારી નોકરી કરવી છે એને ભલે એમાં ડર લાગે. ખેડૂતના દીકરાને એવાં ડરવાનું કારણ નથી. તેને તો વિશ્વાસ હોવો જોઈએ કે આ જમીન અમારા બાપદાદાની હતી અને અમારી જ રહેશે. ખેડૂતની જમીન એ તો કાચો પારો છે, જે તેને આવી સ્થિતિમાં લેશે તેને ફૂટી નીકળશે. દશ વરસ પર દેશમાં સુધારાનું તંત્ર નહોતું ત્યારે પણ ખેડા જિલ્લામાં એક વીઘું જમીન સરકારથી ખાલસા થઈ શકી નહોતી, તો હમણાં થઈ શકશે? નાહકનાં દફતરો બગાડે છે. એમ જમીનો ખાલસા થશે ત્યારે તો આ કચેરીના મકાનમાં મહાલકરી નહિ રહેતો હોય, ને અહીં અંગ્રેજી

રાજ્ય નહિ હોય, પણ લૂંટારાનું રાજ્ય હશે.' હું તો કહું છું કે લૂંટારાને આવવા દો. આવા વાણિયાના રાજ્યમાં રહેવા કરતાં તેના રાજ્યમાં રસ પડશે. તાલુકાના લોકોને હું કહું છું કે કોઈ ડરો નહિ. દોઢ મહિનામાં તમારામાં કેટલો ફેર પડી ગયો તે તપાસો. પહેલાં તમારા ચહેરા પર કેટલી બડક ને ફફડાટ હતાં? એકબીજા જોડે બેસતા પણ નહિ. અને આજે? આજે મહાલકરી તો માત્ર આ ડેલાનો જ મહાલકરી છે; મકાનની બહાર તેનો અમલ રહ્યો નથી. હજી જુઓ તો ખરા, આમ ચાલ્યું તો વખત ગયે એને ચપરાસી પણ નહિ મળે.

તમારી જમીનો માટે બહારના ઘરાકો લાવવાની સરકાર વાતો કરે છે, પણ તાલુકાના લોકો બધી ગણત્રી ગણીને બેઠા છે. ૧૯૨૧ની ગર્જના કરી હતી તે ડરનારી મજાના જોર પર કરી હતી શું? તે વખતે સંજોગ વીફર્યા ને કસોટી ન થઈ. આજે એ કસોટી ભલે થાય. અને એમાં કયું જોર જોઈએ છે? **પંદર રૂપિયાના ભાડૂતી માણસોને ભેગા કરીને જો સરકાર એનાં લશ્કરો ઊભાં કરે છે, અને એ જ લશ્કરો સમજણ વગર, સ્વાર્થ વગર લડાઈના મેદાનમાં જઈને ભરોભર મરે છે, તો તમે તો હજારોના ખાતેદારો છો, ને તમારે તો તમારા વતનને ખાતર અને તમારાં છોકરાંના રોટલાને ખાતર લડવું છે.** આવી લડત તો કોણ અભાગિયો હોય કે ન લડે? હું તો ઇચ્છું છું કે આ લડત ભલે લાંબી ચાલે. અહીં બેઠા આપણે આખા ગુજરાતના ખેડૂતોને પાઠ શીખવીશું."

બોરગામના ભાષણમાંની ગામઠી ઉપમાઓ કયો ખેડૂત ભૂલી શકે?

"જે દિવસે સરકારી દફતરમાં ખેડૂત પોતાને માટે આબરૂદાર, ઇજ્જતદાર લેખાશે ત્યારે જ તેનો દહાડો વળશે. આજે તો સરકાર જંગલમાં કોઈ ગાંડો હાથી ફરે અને તેની હડફેટમાં જે કોઈ આવે તેને રેંસી નાંખે તેવી મદમત્ત બની છે. ગાંડો હાથી મદમાં માને છે કે જેણે વાઘસિંહોને માર્યા તેવા મને મગતરાનો શો હિસાબ? પણ હું મગતરાને સમજાવું છું કે એ હાથીને ફરવું હોય એટલું ફરી લેવા દે, અને પછી લાગ જોઈને કાનમાં પેસી જા! કારણ કે એટલી શક્તિવાળો હાથી પણ જો મગતરું કાનમાં પેસી જાય તો તરફડિયાં મારી, સૂંઢ પછાડી જમીન પર આળોટે છે. મગતરું ક્ષુદ્ર છે તેથી તેણે હાથીથી બીવું જ જોઈએ એમ નથી. મોટા ઘડામાંથી સંખ્યાબંધ ઠીકરીઓ બને છે, છતાં તેમાંની એક જ ઠીકરી આખા ઘડાને ફોડવા પૂરતી છે. ઘડાથી ઠીકરી શા સારુ ડરે? તે ઘડાની પોતાના જેવી

દીકરીઓ બનાવી શકે છે. લૂટવાનો ભય કોઈએ રાખવો જોઈએ તો તે ઘડાએ રાખવાનો છે, ઠીકરીને શો ભય હોઈ શકે ?"

અથવા સરભોણમાં ખેડુતોને કુદરતનો કાયદો શીખવનારૂં ભાષણ લો :

"હું તો તમને કુદરતનો કાયદો શીખવવા માગું છું. તમે બધા ખેડુતો હોવાથી જાણો છો કે જ્યારે થોડા કપાસિયા જમીનમાં દટાઈ, સડી નાશ પામે ત્યારે ખેતરમાં ઢગલાબંધ કપાસ પેદા થાય છે. આપ મૂઆ વિના સ્વર્ગે જઈ શકાય તો જ કેવળ ધારાસભામાં ઠરાવ પસાર કરે આપણને મુક્તિ મળી શકે.

કષ્ટ તો તમે ક્યાં નથી વેઠતા ? ખેડૂત જેટલાં ટાઢતડકો, વરસાદ, ચાંચડમચ્છર વગેરેના ઉપદ્રવ કોણ સહન કરે છે ? સરકાર એથી વધારે શું દુઃખ નાંખી શકે તેમ છે ? પણ દુઃખ સમજપૂર્વક ખમો એ હું માગું છું, એટલે જુલમની સામે થતાં શીખો. તેનો ભયથી સ્વીકાર ન કરો.

જો ઘેટામાંથી જ તેને સાચવનારો ઘેટો નહિ નીકળે તો શું એ વિલાયતથી સાચવનારા લાવી શકશે ? લાવી શકે તોયે તેને પોસાય નહિ. એ કાંઈ અહીં આનામાં રહે નહિ, આવાં છાપરાંમાં રહે નહિ; તેને બંગલો જોઈએ, બાગબગીચા જોઈએ; તેનો ખોરાક જુદો, હાજતો જુદી; જુદો ધોબી, જુદો ભંગી વગેરે જોઈએ. એ રીતે તો સરકારને માથા કરતાં મુંડામણ મોંઘું પડી જાય. દર ગામે બબ્બે અંગ્રેજ રાખે તો આ તાલુકાના પાંચ લાખ વસૂલ કરતા કેટલા ગોરાઓ રાખવા જોઈએ અને તેનું કેટલું ખર્ચ પડે એની ગણત્રી કરવી મુશ્કેલ નથી.

પટેલોને આટલું કહેતાં શું મને સારૂં લાગે છે ? મને તો ઊલટી શરમ લાગે છે. આપણા પટેલોનો મોભો વધે એ હું ઇચ્છું છું. પટેલો તો રૈયતના રક્ષકો હોય. તેવા પટેલોને તો હું મારા ભાઈઓ ગણું અને તેમની સાથે હાથ મિલાવતાં મને અભિમાન થાય.

મને શરૂઆતમાં કોઈ કોઈ કહેતા કે આવા ઝગડામાં ઊતરીને જોખમમાં પડવું તે કરતાં સવારમાં બે કલાક વહેલા ઊઠી વધારે મજૂરી કરીશું. આવા માણસોએ જગત ઉપર જીવવાનું શું કામ છે ? તેઓ માણસને રૂપે બળદનું જીવન ગુજારે એ કરતાં મરીને બળદનો જ જન્મ ધારણ કરે. ગુજરાતની પ્રજાને હું તેજસ્વી જોવા ઇચ્છું છું. કોઈ એમ ન કહે કે કંગાળ કે ખોટી વણિકવૃત્તિનો ગુજરાતી શું કરી શકે? બીજા કોઈ પણ જેટલા બહાદુર થઈ શકે તેટલો ગુજરાતી પણ થઈ શકે. માત્ર તેણે પોતાના માન ખાતર મરતાં શીખવું જોઈએ. હું ગુજરાતીઓને કહું છું કે શરીરે

તમે ભલે દૂબળા હો, પણ કાળજું વાઘસિંહનું રાખો; સ્વમાન ખાતર મરવાની તાકાત હ્રદયમાં રાખો. કોઈ તમને અંદરઅંદર લડાવી ન શકે એટલી સમજણ રાખો. એ બે વસ્તુઓ લાખો ખરચતાં તમે મેળવી ન શકો તે આ લડતમાં તમે સહેજે મેળવી રહ્યા છો. તમને સાક્ષાત લક્ષ્મી ચાંલ્લો કરવા આવી છે. તમારાં ધન્યભાગ્ય છે કે સરકારે તમારા ઉપર આ વધારો કર્યો.”

આ બધાં ‘ઉજળિયાત’ કહેવાતી કોમોવાળાં ગામોમાં કરેલાં ભાષણ લીધાં. રાનીપરજ લોકોની આગળનાં એમના ભાષણનો સૂર ઉપર ટાંકેલા ભાષણ કરતાં કંઈક હળવો રહેતો હતો. રાનીપરજ બહેનોની પિત્તળ અને કાંસાની બંગડીઓ તરફ આંગળી ચીંધીને તેમણે કહ્યું:

“તમારી માલમિલકત જપ્ત કરવા આવે તો તેમને આવકાર આપજો અને તમારી બંગડી કાઢી આપજો અને કહેજો: લો, આ પહેરવી હોય તો ભલે પહેરો. (પુરુષો તરફ વળીને) તમને ભય લાગે છે કે તમને જપ્તી કરવા બોલાવશે તો શું કરશો. એ ડર જ કાઢી નાંખો. તમે મરદો છો, દૂબળા નથી. દૂબળો એટલે નબળો અને કાયર અને બાયલો. કાયર અને બાયલા તો તે જ કે જેમનાં હાડકાં ભાંગેલાં છે, અને જેઓ તમારી મહેનતમજૂરી ઉપર આધાર રાખે છે. તમે ખેતરમાં મજૂરી કરો છો, તમે મોટી ગૂણો ઉપાડીને ચાર ગાઉ ચાલ્યા જાઓ છો, તમને કોણ દૂબળા કહે? એક ગામના પટેલને મહાલકરીએ કહ્યું કે જપ્ત કરેલો માલ ઉઠાવવા વેઠિયા ન મળે તો પટેલને જ માલ ઉપાડવો પડશે. એ પટેલે તુરત એને કહેવું જોઈતું હતું કે ‘એ મારું કામ નથી. વેઠિયા એ કામ કરવા તૈયાર નથી, હુંયે નથી. તમને મોટા પગાર મળે છે સાહેબ, તમે જ એટલું કામ કરી લો તો?’”

લડતને અંગે આડકતરાં પરિણામો તો એવાં આવી રહ્યાં હતાં કે જેથી લડતની જવાળાથી ડરીને લડતને વગોવનારાઓને પણ સંતોષ થાય. આ લડત વિના ‘વર્જિત’ અને ‘અવર્જિત’ (એટલે દારૂ પીનારા અને ન પીનારા) રાનીપરજ બિચારા શી રીતે ભેગા થાત? હવે તો બંને એકબીજાને ભેટવા લાગ્યા હતા. સ્વચ્છ ખાદી પહેરેલી, રોજ સ્નાન કરતી, મુગ્ધ નિર્મળ બાળાઓ અવર્જિત વર્ગની મૂઢ જેવી મેલીઘેલી દેખાતી બહેનો ઉપર ખૂબ અસર પાડવા લાગી હતી. દારૂડિયાને સ્પષ્ટ પદાર્થપાઠ મળતો

હતો કે દારૂ છોડવામાં કેવો ચમત્કાર છે અને દારૂ પીવામાં કેવી તેજોહીનતા અને નામર્દાઈ આવી જાય છે.

અને દૂબળા ને તેમના શેઠ ધણિયામા પણ ભેળા થતા હતા, એમના પાશમાં બંધાતા જતા હતા. દૂબળો વેઠ કરવાની ના પાડે તો ધણિયામાના કરતાં એ લડતમાં તેનો હિસ્સો વધી ન જાય?

બારડોલીના સત્યાગ્રહને વિષે જરા પણ જે કોઈ જાણે છે તે જાણે છે કે શ્રી. વલ્લભભાઈએ બારડોલીમાં બીજાને બોલવાની બંધી કરી હતી. હજી આ બંધી અમલમાં આવી નહોતી. રવિશંકર-ભાઈ જેવા ક્યાંકક્યાંક બોલતા. વલ્લભભાઈનાં ભાષણો તો હું આપતો ગયો છું અને આપીશ. પણ રવિશંકરનાં ભાષણોમાંથી એક નમૂનો આપવાનું મન થાય છે. બારડોલી વિષે હવે બહાર ઠેરઠેર સભા થઈ રહી હતી. જલિયાંવાલા દિનને નિમિત્તે ૧૩ મી એપ્રિલે સુરતમાં થયેલી સભામાં રવિશંકરભાઈએ બારડોલીની લડતનું રહસ્ય આમ સમજાવ્યું:

"કલ્યાણજીભાઈએ મને સરભોણથાણાના થાણદાર તરીકે વર્ણવ્યો તેથી હું શરમાઉં છું. હું થાણદાર નહિ, પણ એક તેડાગર છું.

આજે જલિયાંવાલા બાગનો દિવસ છે. એવા જબરા પહાડી પંજાબીઓએ એ બધાં અપમાનો કેમ સહન કર્યાં હશે? એનું કારણ એ હતું કે તેમને વર્ષો થયાં આ સરકારે મનુષ્યત્વ હરણ કરનારી શિક્ષા આપી હતી. એ ભણતરથી તેમનાં હૃદયો એટલાં ભારુ થઈ ગયાં હતાં કે ગાંધીજી ત્યાં તપાસ કરવા ગયા ત્યારે કોઈ તેમને પોતાને બારણે ઊભા રહેવા દેવાની પણ હિંમત નહોતું કરી શક્યું. તેમને રાષ્ટ્રીય કેળવણી નહોતી મળી.

ત્યારે રાષ્ટ્રીય કેળવણી કેવી હોય? હું કોઈ પંડિત નથી, એટલે રાષ્ટ્રીય કેળવણી ઉપર મોટું ભાષણ આપીને આજે તમને હેરાન કરીશ એમ કોઈએ ડરવાનું કારણ નથી. એટલું તો ખરું જ કે રાષ્ટ્રીય કેળવણી એ જે જાતનું આપણે આજ સુધી ભણીએ છીએ તેનાથી જુદી જ છે.

મને એક પ્રસંગ યાદ આવે છે. હું એકવાર કંઈક કામસર ગાંધીજીની પાસે ગયો હતો. તે વખતે વિદ્યાપીઠની સ્થાપના કરવાના વિચારો ચાલતા હતા, અને ગુજરાતનું વિદ્વાન મંડળ ગાંધીજી સાથે બેસીને મહાવિદ્યાલયના આચાર્યપદ માટે કોને નિયુક્ત કરવો એની ચર્ચા ચલાવી રહ્યું હતું. મારા જેવાને તો એમાં શી સમજણ પડે? પણ તે વખતે

સાંભળેલું તે મને યાદ રહી ગયું છે. શ્રી. વલ્લભભાઈએ કહેલું કે 'બીજો કોઈ ન મળે તો મને આચાર્ય બનાવજો; છોકરાઓને ભણેલું ભુલાવી દઈશ.' એ સાંભળી ગાંધીજી અને આખું મંડળ હસી પડેલું. પણ મને ખબર પડી ગઈ કે બીજા હસ્યા અને ગાંધીજી હસ્યા એમાં તફાવત હતો. જ્યારે બીજાઓ મશ્કરી સમજીને હસ્યા, ત્યારે ગાંધીજી તો એમ સમજીને હસ્યા હતા કે વલ્લભભાઈ કહે છે તે જ તદ્દન ખરી વાત છે.

ત્યારપછી આપણે જોયું છે કે અનેક રાષ્ટ્રીય શાળાઓ દેશમાં નીકળી અને થોડાથોડા વખત રહીને ઊઠી ગઈ. એ ઊઠી ગઈ એમાં મને જરાયે નવાઈ લાગી નથી. કારણ કે એ શાળાઓ બધી સરકારી શાળાઓનાં જ બીબાં જેવી હતી, એના શિક્ષકો સરકારને ભણેલા હતા, રાષ્ટ્રીય કેળવણીને ભણેલા નહોતા; સરકાર પાસેથી જે ભણેલા તેને ભૂલીને આવેલા નહોતા.

એ વખતે જેના આચાર્યપદની લાયકાતને હસી કાઢવામાં આવી હતી તે જ આચાર્યે આજ બારડોલી તાલુકાની ૮૮ હજાર પ્રજાને ભણાવવાની શાળા કાઢી છે. તા. ૪ થીથી ૧૨ મી ફેબ્રુઆરી સુધી તેનો ઉપનયન સંસ્કાર થયો, વચ્ચે પ્રાયશ્ચિત્ત સંસ્કાર પણ થઈ ગયો, અને વેદારંભવિધિ તો હજુ હવે શરૂ થઈ રહ્યો છે. સાચું જ્ઞાન આપવાનો આરંભ થઈ રહ્યો છે. સરકાર કે જેણે રાષ્ટ્રીયતાનું ભાન ભુલાવ્યું તેને ભૂલવાનો પાઠ અપાઈ રહ્યો છે. ખોટું ભણેલું ભુલેલા એક ગુરુ પાસે ભણીને જે આચાર્યપદે આરૂઢ થયા છે એવા પુરુષ આ રાષ્ટ્રીય શાળાના આચાર્ય છે. અબ્બાસસાહેબ અને પંડ્યાજી જેવા તેના ઉપાધ્યાયો છે. હું તો તે શાળાનો ક્ષુદ્ર તેડાગર છું.

પહેલો પાઠ સરકારને ભૂલવાનો પૂરો થયો છે, હવે આ રાષ્ટ્રીય ભણતરમાં બીજો પાઠ આપભોગનો શરૂ થશે.

પાઠ્યપુસ્તક બારડોલી તાલુકાની ભૂમિ છે, રાત્રિ અને દિવસ તેનાં પૃષ્ઠો છે. એ પૃષ્ઠો ઉકેલી ઉકેલી નિત્ય નવા અનુભવના પાઠો બારડોલીના નિશાળિયાઓ ભણી રહ્યા છે."

## ૧૩

# ખેડૂતોના સરદાર

"મારું પેટ ખેડૂતોનાં દરદથી ભરેલું છે. હું પ્રભુ પાસે રાતદિવસ એટલું જ માગ્યા કરું છું કે ખેડૂતોની સેવા કરતાં મારાં હાડ પડે."

આ અરસામાં વલ્લભભાઈનું નામ 'ખેડૂતોના સરદાર' પડ્યું. એ ક્યાં અપાયું, કોણે આપ્યું એ હું શોધી શક્યો નથી. પણ જેણે એ સાંભળ્યું તેણે એ ઉપાડી લીધું. અને કેમ ઉપાડી ન લે? જેણે જેણે એમનાં ભાષણો વાંચ્યાં અને સાંભળ્યાં તેણે તેણે ખેડૂતને માટે લીધેલો એમનો ભેખ જોયો, ખેડૂતને માટે ઊકળતું એમનું હૈયું જાણ્યું, ખેડૂતના દુ:ખોનું એમનું જ્ઞાન જાણ્યું. ખેડૂત કેવાં કષ્ટ ખમી ખેતી કરે છે, ખેડૂતની ઉપર ક્યાં ક્યાંથી કઈ કઈ જાતના માર પડે છે એ વિષેનું તેમનું જ્ઞાન જાણ્યું. એક સ્થાને શ્રી. વલ્લભભાઈને માનપત્ર આપવામાં આવ્યું હતું તે માનપત્ર વાંચતાં એક ભાઈએ કહેલું: 'આપની આગળ ખેડૂતનાં દુ:ખ રડી સંભળાવવાં એ માતાની આગળ મોસાળની વાત કરવા બરોબર છે.' એ યથોચિત હતું. માતાને જેવું મોસાળનું જ્ઞાન છે તેવું વલ્લભભાઈને ખેડૂતનું જ્ઞાન છે. પોતે ખેડૂતના દીકરા હોઈ નાનપણમાં આંક, પલાખાં, પાડા, લેખાં પિતાની સાથે ખેતરે જતાં જ શીખેલા, તેમને ખેડૂતના જીવનની જાણ કેમ ન હોય? તેમનાં અનેક ભાષણોમાં તેઓ ખેડૂતની સેવા કરવાની પોતાની લાયકાતની ખેડૂતોને અને સરકારને જાણે ખાતરી આપતા હોય એમ લાગે છે: 'તમે જાણતા ન હો તો હું તમને કહું છું કે હું ખેડૂતનો દીકરો છું અને ખેડૂતનું લોહી મારા હાડમાં વહે છે. મને ખેડૂતનું કંગાળપણું સાલે છે, ખેડૂતના દર્દથી મારું દિલ દુ:ખી રહે છે.'

ગાંધીજીએ સાચું હિંદુસ્તાન ક્યાં છે એ વાત જે દિવસથી તેઓ દક્ષિણ આફ્રિકાથી હિંદુસ્તાન પાછા ફર્યા તે દિવસથી દેશના કેળવાયેલા વર્ગના મન ઉપર ઠસાવવામાં કચાશ નથી રાખી, અને

એ સાચા હિંદુસ્તાનના ઉદ્ધારના એકએ મંત્ર પણ તેમણે સાથે સાથે રાખી દીધા. એ મંત્રોને અમલમાં મૂકવાનું કામ ગુજરાતમાં, અને એક રીતે આખા દેશમાં, સ્વ. મગનલાલ ગાંધી અને શ્રી. વલ્લભભાઈએ જેવું કર્યું છે તેવું કોઈએ કર્યું નથી. દેશનું કેન્દ્ર ખેડૂત છે એ મહા સત્ય શ્રી. વલ્લભભાઈમાં ૧૯૧૭–૧૮માં ગાંધીજીએ જાગ્રત કર્યું, પ્રગટ કર્યું એમ કહું; કારણ ઊંડે ઊંડે એ છુપાયેલું તો હતું જ. પણ એ પ્રગટ થતાંની સાથે જ શ્રી. વલ્લભભાઈમાં જેવું એ ભભૂકી ઊઠ્યું તેવું ભાગ્યે જ કોઈનામાં ભભૂકી ઊઠ્યું હશે. ખેડૂત નહિ એવા તત્ત્વદર્શીએ ખેડૂતનું સ્થાન ક્યાં છે, ખેડૂતની સ્થિતિ કેવી છે, તેને ઊભો કરવાનું સાધન કયું છે એ કહી દીધું. જેનું હાડેહાડ ખેડૂતનું છે એવા તેના શિષ્ય સાનમાં એ ત્રણે વાત સમજી ગયા, અને દૃષ્ટાના કરતાં પણ વિશેષરૂપે એનું રહસ્ય લોકો આગળ ખોલી બતાવ્યું. બસ તે દિવસથી ખેડૂતના કરતાં બીજા કોઈ વર્ગના હિતે એમના હૃદયમાં વધારે વાસો કર્યો જાણ્યો નથી. ખેડૂતની પહેલી સેવા કરવાની તક એમણે ખેડાની મહેસૂલી લડતમાં સાધી, પછી બોરસદમાં સાધી, પણ બારડોલીમાં જે અવસર આવ્યો એ અપૂર્વ હતો.

ખેડૂત વિષેના ઉદ્‌ગારો તેમનાં બારડોલીનાં ભાષણોમાં જેટલા જોવાના મળે છે તેટલા અગાઉના કોઈ ભાષણમાં જોવાના નથી મળતા. ખેડામાં તો તેઓ ગાંધીજીની સરદારી નીચે સિપાઈ હતા એટલે ઝાઝું બોલતા જ નહોતા; બોરસદની લડત હતી તો ખેડૂતોની જ લડત, પણ તે ખેડૂતમાત્રના સામાન્ય દુઃખમાંથી ઉદ્ભવેલી લડત નહોતી. બોરસદનો પ્રશ્ન વિશિષ્ટ હતો, અને એ વિશિષ્ટ પ્રશ્નને અંગેનાં જ ભાષણો ત્યાં થતાં. પણ જમીનમહેસૂલનો પ્રશ્ન એ જ ખેડૂતનો મુખ્ય પ્રશ્ન એટલે ગુજરાતના ખેડૂતોની સેવા કરવી હોય તો તે જમીનમહેસૂલના કૂટ પ્રશ્નનો નિકાલ કરેલે જ થઈ શકે એવો એમનો જૂનો નિશ્ચય હતો. એ સેવાની તક એમને બારડોલીએ આપી. બારડોલીવાળા જ્યારે એમને બોલાવવા આવ્યા ત્યારે ભાઈ નરહરિના લેખો એમણે વાંચેલા હતા. ગાંધીજીએ જ્યારે એમને પૂછ્યું કે બારડોલીના ખેડૂતોની ફરિયાદ

સાચી છે એની તમને ખાતરી છે, ત્યારે એમણે કહેલું કે એ લેખો ન વાંચ્યા હોત તોયે મને તો ખાતરી જ હતી. કારણ હિંદુસ્તાનમાં અને ખાસ કરીને ગુજરાતમાં જમીનમહેસૂલની વિટંબણા વિષેની ખેડૂતની ફરિયાદ સાચી જ હોવી જોઇએ એવી મારી ગળા સુધી ખાતરી છે. ખેડાના ખેડૂતોની પાયમાલી પોતાની આંખે જોઈ હતી, અને એ પાયમાલીનો ઉપાય કરવાને બદલે રેવન્યુખાતાના અમલદારો એને વધારે ને વધારે પાયમાલીને પંથે ચડાવી રહ્યા હતા એ વિષે પણ એમને શંકા નહોતી, એટલે બારડોલીના લોકો જરા પણ તૈયાર હોય તો બારડોલીની લડત ઉપાડવી અને બારડોલી દ્વારા આખા ગુજરાતના ખેડૂતોનો પ્રશ્ન આખરે પતાવવો એ એમનો મનોરથ.

ખેડૂતના એમના નિરવધિ પ્રેમની અંદર બે ભાવના રહેલી છે. એઓ વારંવાર કહી સંભળાવે છે: 'કણબી કેડે કોડ કણબી કોઈ કેડે નહિ!' 'ઓ ખેડૂત તું ખરે જગતનો તાત ગણાયો.' એ વચનને એઓ અક્ષરશઃ સત્ય માને છે, અને વારંવાર સંભળાવે છે કે દુનિયામાં ખરા પેદા કરનાર વર્ગ ખેડૂત અને મજૂર છે, બાકીના બધા ખેડૂત અને મજૂર ઉપર જીવનાર છે. એ પેદા કરનારાઓની સ્થિતિ સૌથી ઉત્તમ હોવી જોઈએ, તેને બદલે આપણે સૌથી અધમ કરી મૂકી છે. એટલે બીજી ભાવના એ રહેલી છે કે ખેડૂતે સર્વોપરી સ્થિતિ ભોગવવી જોઈએ તેને બદલે તે અધમ સ્થિતિ ભોગવે છે તેનાં કારણ ખેડૂત ડરપોક બની ગયો છે, ખેડૂત અજ્ઞાન છે, એ છે. એટલે ખેડૂતમાંથી ડરનો નાશ કરી, તેને મરદ બનાવવો, ખેડૂતને પોતાની પ્રતિષ્ઠાનું સંપૂર્ણ ભાન કરાવવું એ જ એમણે પોતાનું પરમ કર્તવ્ય માન્યું. "આ ધરતી ઉપર જો કોઈને છાતી કાઢીને ચાલવાનો અધિકાર હોય તો તે ધરતીમાંથી ધનધાન્ય પેદા કરનાર ખેડૂતને જ છે," એ તેમના વચનમાં ખેડૂતને વિષેની તેમની ઊંચી ભાવના અને ખેડૂત વિષેનું તેમનું અભિમાન સૌ કોઈ વાંચી શકશે. પણ એથી જ એ ખેડૂતની જે કરુણ દશા થઈ પડી હતી તે એમને જેટલી ખટકતી હતી તેટલી ભાગ્યે જ કોઈને ખટકતી હોય.

સરદારનું દરેક ભાષણ ચેતવવાના ઉદ્દેશથી જ અપાતું હતું. અકોટીના ભાષણના મહત્ત્વના ફકરા આ રહ્યા:

"આપણી આ લડતમાં આ ધારાસભાના સભ્યોની સ્થિતિ કંઈક પરોણા જેવી છે ખરી. કારણ કે તેઓ જેને બંધારણપૂર્વકની લડત કહે છે તેના ક્ષેત્રમાં બુદ્ધિવાન ખેલ ખેલે છે. તેવી લડાઈમાં મને રસ નથી. મને તેમાં સમજ પડતી નથી. મને તો કોદાળવિદ્યામાં ગમ પડે છે. પારકી શેતરંજ, જેમાં પેદાંઓ તેના માલિકની મરજી પ્રમાણે ચલાવવાનાં હોય છે, એવા માયાવી દાવમાં પાસા નાંખવા એ મને અગમ્ય લાગે છે. જે લડત આપણે લડી રહ્યા છીએ તે બીજાને આકરી વસમી વસ્તુ લાગતી હશે, પણ મને તેવી નથી લાગતી. મને તો એમની બંધારણપૂર્વકની લડત જોઈને ભારે વિસ્મય થાય છે. કારણ કે તેમાં સરવાળે મીંડું આવે છે. આમ તેમનો ને મારો કાર્યપદ્ધતિની બાબતમાં મોટો મતભેદ છે. પણ આ કામમાં અમે પાંચે એકમતના છીએ, કારણ કે આમાં પ્રજાની વાત સત્ય છે. ખરું કહીએ તો તેમણે જ મને આ કામ સોંપ્યું છે, તેમણે જ મને કહ્યું કે અમે તો અમારા બધા જ દાવ ફેંકી જોયા, પણ એકે ચાલ્યા નહિ. માટે હવે તમારું કોદાળીયુદ્ધ અજમાવો. મેં એ સ્વીકારી લીધું છે. આપણને એમાં કોઈ નહિ હરાવી જાય. કારણ કે આપણા ગુરુએ જે વિદ્યા શીખવી છે તેમાં હારને સ્થાન નથી. . . .

આ શું એક લાખ રૂપિયા બચાવવા માટેની લડાઈ છે? જો આજીજી હોય તો એકના બે લાખ આપીએ. પણ આ તો તમારી અરજી ન સાંભળી, તમારા પ્રતિનિધિઓએ ધારાસભામાં જે જે સંભળાવ્યું તે ન સાંભળ્યું, અને મારા જેવા જે સરકારને કોઈ દિવસ લખે જ નહિ તેનું પણ ન સાંભળ્યું! જો આજે રર ટકાનો વધારો સાચો છે એમ મને લાગત તો બીજા બધા ના કહેત તોપણ હું કહેત કે ભરી દો. ખેડા જિલ્લામાં રેલ આવી ને લોકોને માથે મહા દુઃખ આવી પડ્યું ત્યારે બહારથી લોકોએ ખૂબ મદદ આપી. સરકારે પણ બન્યું તેટલું કર્યું. એ બધાના પરિણામે ખેડૂતો પોતાનો પાક ઊભો કરી શક્યા હતા. પછી જ્યારે હપ્તાનો વખત આવ્યો ત્યારે મને કેટલાક એવી સૂચના કરવા લાગ્યા કે આવી આફતને કારણે ઓણસાલ જમીનમહેસૂલ માફ થાય તો સારું. મેં કહ્યું કે ના. જ્યાં હું જોઉં છું કે સરકાર પોતાનું બનતું કરે છે, દોષ રહેતો હોય તો તે સરકારની ખોટી દાનતનો નથી, પણ સ્થાનિક અમલદારોનો જ છે, કે જેઓ ઉદારતાનાં કામ કરવાને ટેવાયેલા નથી ત્યાં એવી વાત થાય જ કેમ? તેથી મેં તે વખતે તમામ ખેડૂતોને કહ્યું કે તમારા ખેતરમાં

ઈશ્વરકૃપાથી પાક્યું છે તો મહેસૂલ ભરી દેવું એ તમારો ધર્મ છે. કરોડો રૂપિયાની લોન લઈએ છીએ તે દેવું તમારે જ માથે છે. વળી સરકાર ૧૦ લાખ રૂપિયા મફત પણ આપે છે. તે ઉપરાંત લોકોએ પંદરવીસ લાખ રૂપિયાની મદદ કરી છે. સરકારે પણ બને તેમને પણ થઈ શકે તેટલી મદદ કરી છે, ત્યાં પછી એવા સંજોગોમાં તેની સાથે કજિયો કરવો એ આપણને શોભતું નથી. હું અભિમાન નથી કરતો, પણ જે સત્ય હકીકત છે તે કહું છું કે જો સમિતિનાં માણસોએ વખતસર મદદ ન કરી હોત અને તુરત બી પૂરું પાડ્યું ન હોત તો સરકારને આ વર્ષે ગુજરાતના જમીનમહેસૂલમાં ૫૦થી ૬૦ લાખનું નુકસાન થવાનું હતું. આમ છતાં જ્યારે મેં બારડોલી તાલુકાના ખેડૂતની વાત સરકારને લખી કે એમને અન્યાય થયો છે, ખેડૂત કેટલા પાયમાલ થઈ રહ્યા છે એ જણાવ્યું, અને ગુજરાતમાં એકમે ઊભા રહ્યા હશે તેમને તેં તમારું રહીમરોલર ક્યાંઠી નાંખશો એમ કહ્યું ત્યારે મને જવાબ આપે છે કે 'તું તો બહારનો છે'!"

પણ હવે તો સરકારને કશું સંભળાવવાનું કે ખુલાસા કરવાનું રહ્યું નહોતું. સરકાર આગળ શાં પગલાં લેવાં તેની પેરવીમાં હતી, તેની ઊંઘ અને ઉદાસીનતામાં — અથવા તેના અભિમાનયુક્ત પ્રમાદમાં — હવે ભંગ પડ્યો, દરિયાની હવા ખાતા કમિશનર મિ. સ્માર્ટને સુરત જવાના અને ત્યાં મુકામ કરવાના હુકમ મળ્યા, અને કલેક્ટર જે પાસેના રાજ્યમાં એક ટેકરી પર હવા ખાતા હતા તેમને પણ ટેકરી ઉપરથી ઊતરવાના હુકમ નીકળ્યા. ખૂબીની વાત એ છે કે આજ સુધી કલેક્ટરને બારડોલીમાં આવવાની ગરજ જણાઈ નહોતી. પોતાના એક મહત્વાકાંક્ષી ડેપ્યુટીને ચશ્મે જ તે આખી પરિસ્થિતિનું અવલોકન કરી રહ્યા હતા. પણ હવે તેમને પરાણે બારડોલીની મુલાકાતે આવવું પડ્યું. બારડોલીમાં તેમણે શું જોયું? બધી દુકાનો બંધ, બધાં ઘરનાં બારણાં બંધ. જપ્તી કરવાવાળાઓ સામે લોકોનો બીજો શો ઉપાય હોય? આપણે જોઈ ગયા છીએ કે આખા તાલુકામાં ગામડાં બધાં શ્મશાનવત્ લાગતાં, કારણ કોઈ અમલદારોને પંથે ચડતું નહોતું, અને કામ વગર બારણું ઉઘાડતું નહોતું. પણ કલેક્ટરે જૂની આંખે નવા તમાશા જોયા. તેમણે બારડોલીથી બીજે ક્યાંક જવાનો વિચાર કર્યો. પોલીસના માણસો તેમને માટે

લખેલો કે એ કશી ખાત્રી માનવી નહિ, ને બારડોલીના પોચા ખેડૂતો ટકી શકશે નહિ. પણ બે માસ પહેલાં તો શ્રી. વલ્લભભાઈ પોતે પણ આજની તમારી તૈયારી માની શકત નહિ. બારડોલી તાલુકાના ખેડૂતો જો આ લડત માટે તૈયાર થઈ શકે છે તો તેઓ સ્વરાજ્ય પણ લઈ શકે. **હું માનું છું કે અંગ્રેજી રાજ્યના કફનમાં આ લડતથી પહેલો ખીલો ઠોકાશે. આ દેશની પ્રજા સ્વરાજ્ય માટે લાયક છે એ આ લડતથી દુનિયાની સામે સિદ્ધ થઈ જશે.** કોઈ પણ સ્વતંત્ર દેશની પ્રજા પણ પોતાના હક માટે આથી વધારે ન કરી શકે. સરભોણમાં મને એકવાર એક વૃદ્ધ અનાવિલ ભાઈએ કહેલું કે અમે તો ગાય જેવા છીએ, અમને વાઘથી બચાવો. મેં કહ્યું: જ્યાં સુધી ખેડૂત ગાય રહેશે ત્યાં સુધી તેને વાઘનો ભય રહેવાનો જ. તેણે પોતે ગાય ટળી વાઘ થવું જોઈએ. હવે હું તમારામાં એવું સ્વસંરક્ષણનું બળ આવેલું જોઈ રાજી થાઉં છું. તમે જે વચન શ્રી. વલ્લભભાઈને આપ્યું છે તે તેમને એકલાને જ આપ્યું છે એમ ન સમજજો, એ વચન તો તમે આપણી માતૃભૂમિને આપ્યું છે, પરમેશ્વરને આપ્યું છે. જો બધા એકસંપથી રહેશો તો ખાત્રીથી માનજો કે સરકાર કંઈ કરી શકનાર નથી.''

રાવ બહાદુર ભીમભાઈની વાણીમાં પણ જાણે જોશીલા ખેડૂતોને જોઈને નવું જોમ આવ્યું હોય તેમ તેઓ બોલેલા:

“વલ્લભભાઈની કાર્યપદ્ધતિમાં અને અમારીમાં ફેર છે, પણ આ લડતમાં અમે એક છીએ. કારણ આ લડતના પક્ષમાં સત્ય છે. ગમે તેટલી હોવિટ્ઝરો કે વિમાનો લાવીને ગોઠવે તોપણ ખેડૂતને અસંતુષ્ટ રાખીને કોઈ રાજ્ય નભી શકતું નથી. મેં અગાઉ કહેલું ને ફરીવાર કહું છું કે અંગ્રેજ રાજ્યનો પાયો પણ ખેડૂતના અસંતોષથી જર્જરિત થશે; તેથી હું અહીંથી ફરી એકવાર સરકારને વિનંતિ કરું છું કે હજુ પણ ખેડૂતને સંતોષ આપો, નહિ તો જે કાંઈ પરિણામ આવશે તેનો દોષ સરકારને શિર રહેશે.”

આ અનુભવો પછી બધા સભ્યો સત્યાગ્રહી ખેડૂતોની સાથે સક્રિય સહાનુભૂતિ શી રીતે બતાવવી તેનો વિચાર કરતા બારડોલીથી વિદાય થયા.

સરદાર વલ્લભભાઈ હવે પોતાની શક્તિ અને પોતાના બળની ગણત્રી કરી રહ્યા હતા, હવે પછીથી આવનારા હુમલાની ચેરવી શી રીતે કરવી તે વિચારી રહ્યા હતા. જેટલી ઘડી તેઓ

ઘેર આવીને છૂટા હોય તેટલી ઘડી આંટા મારતા હોય, અને એ દરેક આંટાની સાથે તેમના મગજમાં લડતના ભાવી સ્વરૂપની રૂપરેખા ચીતરાતી હોય. હવે તેમણે એક અટપટા સવાલનો સીધો ફડચો કરી નાંખવાનું મહત્ત્વનું પગલું લીધું.

ઇનામી જમીન, લાંબા પટાની અને બિનખેતીની તથા કિરાયાની જે જમીનનું મહેસૂલ વધ્યું નથી તે જમીનનો સવાલ જરા અટપટો હતો. એ મહેસૂલ ન ભરવાનું કશું કારણ નહોતું, છતાં શ્રી. વલ્લભભાઈને એ વિષે સ્પષ્ટ સલાહ આપવી મુશ્કેલ લાગ્યા કરતી હતી; કારણ લડતના આરંભમાં કદાચ એ સલાહનો અનર્થ થાય, દુરુપયોગ પણ કદાચ કરવામાં આવે, અને તેમ થતાં લડત નબળી પડે એવો ભય રહેતો. હવે એ ભય રહ્યો નહોતો, હવે તો ઊલટો ભય એ રહ્યો હતો ખરો કે આ જમીનનું મહેસૂલ ભરી દેવાની સલાહ છતાં લોકો હઠ પકડી કશું ન ભરવાની વાત કરે. પણ સરદારે એક પત્રિકા કાઢીને આવી જમીનનું મહેસૂલ એ જ જમીનને ખાતે જમા લેવામાં આવે અને એની રસીદ મળે એવી શરતે ભરી દેવાના હુકમ કાઢ્યા. તાલુકાના ૬ લાખના મહેસૂલમાંથી માત્ર રૂા. ૮,૭૫૬—૧૨—૦ નું મહેસૂલ આ ઇનામી વગેરે જમીનને અંગેનું હતું.

લોકોના બળની અને એ બળ વિષે સરદારની શ્રદ્ધાની બીજી વધારે ખાતરી કઈ હોઈ શકે? સરદારે લોકોને પોતાની યુદ્ધનીતિનાં રહસ્ય સમજાવવા માંડ્યાં. ધારાસભાના સભ્યો આવે, તેમની વાતોથી કાંઈ ભળતી જ અસર થાય, લોકોમાં બુદ્ધિભેદ ઊપજે, એ વિચારથી જ સરદારે અકોટીની એક પ્રસિદ્ધ સભામાં પોતાની યુદ્ધનીતિ વિષે લંબાણથી વિવેચન કર્યું — પ્રજાને માટે અને સરકારને માટે. સરકાર પહેલાં તો આ લડતને ભારે મહત્ત્વ આપતી નહોતી એટલે તલાટીઓ જ સરકારના રિપોર્ટરો હતા, મહિના સુધીમાં ધારેલું ફળ ન આવ્યું ત્યારે સરકારને થયું કે હવે તો લઘુઅક્ષરી રિપોર્ટરો મોકલવા જોઈએ. આ રિપોર્ટરોના અક્ષરેઅક્ષર રિપોર્ટો સરકાર પાસે જવા લાગ્યા તેથી તો કદાચ સરકારે ચેતવાને બદલે વધારે ચીડાઈ હશે — જોકે

અને પોતાના એ વર્ણનને વધારેમાં વધારે મળતા આવે એવા ખેડૂત અને ખેડૂતાણીઓ અથવા કણબી અને કણબણો એમને બારડોલીમાં જોવાનાં મળ્યાં, એટલે એમનું હૃદય બારડોલીમાં વિશેષ દ્રવવા માંડ્યું. એ લોકોની ધર્મશ્રદ્ધા, એ લોકોની પ્રતિજ્ઞાપાલનને માટેની તીવ્ર લાગણી જોઈને શ્રી. વલ્લભભાઈમાં પણ એકવારની ઊંડી ઈશ્વરશ્રદ્ધા જે અમુક કાળ સુધી લુપ્ત થઈ હતી તે પાછી જાગૃત થઈ. ગાંધીજીએ એકવાર કહ્યું હતું તેમ વલ્લભભાઈને બારડોલીમાં વલ્લભ મળ્યા. આ વસ્તુમાં વલ્લભભાઈની ખેડૂતની સરદારીનું રહસ્ય રહેલું છે. બારડોલીનાં કણબીઓ અને કણબણો વલ્લભભાઈ ઘેલાં થયાં હતાં, એ વાત સાચી; પણ વલ્લભભાઈ પણ બારડોલીમાં આવીને ખેડૂતઘેલા થયા.

'જ્યાં જઈશું ત્યાં જમીન મળશે, પણ ખેડૂતની પ્રતિજ્ઞા તૂટશે તો ધરતી પર વરસાદ આવવાનો છે શું? ખેડૂત પ્રતિજ્ઞા ન પાળે તો પૃથ્વી રસાતળ થઈ જાય.' આ વસ્તુનું દર્શન જેવું સરદારને થયું હતું તેવું જ દર્શન સરદારઘેલા ખેડૂતોને તેમણે કરાવ્યું. જ્યારે જ્યારે ખેડૂતને તેની દશાનું ભાન કરાવતા, તેને મીઠા ઠપકા દેતા અને તેના ઊંચા સ્થાનનું સ્મરણ કરાવતા સરદારનો વિચાર કરું છું. ત્યારે ત્યારે જેમ ખેતરને સાફ કરી સુંદર ચાસ પાડી તેમાં ઊભેલો ખેડૂત પેલા ખેતર વડે શોભે છે, અને ખેતર તે મહેનતુ ખેડૂત વડે શોભતું લાગે છે, તેમ બારડોલીના ભોળા ખેડૂતોને તેમના સરદારથી શોભતા, અને 'આબરૂની ખેતી કરાવનાર' એ સરદારને પેલા ખેડૂતોથી શોભતા જોઉં છું.

'ખેડૂતોના સરદાર' શબ્દ વપરાયો ત્યારે વલ્લભભાઈને કદાચ ન ગમ્યો હોય — દેશસેવકોને આવાં વિશેષણો આપવામાં આવે છે એની એમને ચીડ છે — પણ આજે જો કોઈના સરદાર થવાનું શ્રી. વલ્લભભાઈ પસંદ કરતા હોય તો તે ખેડૂતના જ સરદાર થવાનું પસંદ કરે છે એ વિષે કશી શંકા નથી.

પણ હવે સરદારનાં અને સરદારના સૈનિકોનાં પરાક્રમો તરફ પાછા વળીએ.

## ૧૪
# ખામોશીના પાઠ

"જ્યારે પ્રજામાં નવું જોશ ને નવી તાકાત આવી છે ત્યારે તેનો ભૂલેચૂકે પણ આપણે હાથે દુરુપયોગ ન થવા પામે એ વિષે આપણે રાતદિવસ જાગૃત રહેવાનું છે."

ભાઈ રવિશંકરે બારડોલીની પાઠશાળાની સૂરતમાં વાત કરી હતી. એ પાઠશાળામાં અભયપાઠ ખેડૂતો શીખી રહ્યા હતા, તેની સરકારને રોજરોજ અધિક જાણ થતી જતી હતી. ખાલસાની નોટિસની તારીખો ગઈ, જમીન તો હજી ખાલસા ન થઈ, અને ઊલટા અભિનંદનના ઠરાવો અને ઉત્સવની વિરાટ સભાઓ થવા લાગી છે. બારડોલીના લોકો પ્રસિદ્ધ થવા લાગ્યા છે એટલું જ નહિ, બારડોલીનાં દર્શને લોકો આવવા લાગ્યા છે. ધારાસભાના ચાર સભ્યો શ્રી. શિવદાસાની, રા. સા. દાદુભાઈ દેસાઈ, રા. બ. ભીમભાઈ નાયક અને શ્રી. દીક્ષિત આ અરસામાં બારડોલી જોવા આવ્યા; અને ખેડૂતોનું સંગઠન, ખેડૂતોની નીડરતા અને મક્કમતા જોઈને ચકિત થયા. શ્રી. શિવદાસાની તો આ તાલુકાના અનુભવી. ૧૯૨૧માં ગાંધીજીને જેલ જતા ન જોઈ શક્યા એટલે સિવિલ સર્વિસમાંથી રાજીનામું આપીને બેઠેલા. તાલુકાની એક સભા જોઈને તેમણે કાઢેલા ઉદ્ગારો બહુ નોંધવાજેવા હતા:

"આજે ખેડૂત પોતાના પર શું દુઃખ છે તે સમજે છે અને આટલો ઉત્સાહ ધરાવે છે તે જ બતાવે છે કે સત્ય તેના જ પક્ષમાં છે. બે મહિના પહેલાં મને શંકા હતી, કારણ વાલોડમાં એક સભામાં હું ગયેલો ત્યાં લોકોએ તૈયાર હોવાની ખાત્રી આપ્યા પછી આ તાલુકાના જ એક માણસે મને કાગળ

એક ભાષણ ખેડૂત વિષેની પોતાની અંતર્વેદનાથી શરૂ કરેલું :

"આખું જગત ખેડૂત ઉપર નભે છે. દુનિયાનો નિર્વાહ એક ખેડૂત અને બીજો મજૂર એ બે ઉપર છે. છતાં સૌથી વધારે જુલમ કોઈ સહન કરતા હોય તો આ બે છે. કારણ તેઓ બંને મૂંગે મોઢે જુલમ સહન કરે છે. હું ખેડૂત છું, ખેડૂતના દિલમાં પેસી શકું છું, અને તેથી તેને સમજાવું છું કે તેના દુઃખનું કારણ તે પોતે હતાશ થઈ ગયો છે, આવડી મોટી સત્તા સામે શું થાય એમ માનતો થઈ ગયો છે, એ જ છે. સરકારને નામે એક બગડું આવીને પણ તેને ધમકાવી જાય, ગાળ ભાંડી જાય, વેઠ કરાવી જાય. સરકાર ઇચ્છા આવે તેટલો કરનો બોજો તેના ઉપર નાંખે છે. વર્ષોની મહેનત કરી ઝાડ ઉછેરે તો તેના પર વેરો, ખેતર ખોદી પાળ બાંધી ક્યારી કરે તેના ઉપર વેરો, ઉપરથી વરસાદનું પાણી ક્યારીમાં પડે તેના ઉપર જુદો વેરો, કૂવો ખોદી ખેડૂત પાણી કાઢે તો તેના પણ સરકાર પૈસા લે. વેપારી ટાઢે છાંયે દુકાન માંડી બેસે તેને બે હજાર વાર્ષિક આવક સુધી કશો કર નહિ, પણ ખેડૂતને વીઘું જમીન જ હોય, તેની પાછળ બળદ રાખતો હોય, ભેંસ રાખતો હોય, ઢોર સાથે ઢોર થતો હોય, ખાતરપૂંજો કરતો હોય, વરસાદમાં ઘૂંટણસમા પાણીમાં વીંછીઓ વચ્ચે હાથ ઘાલીને તે ભાતની રોપણી કરે, તેમાંથી ખાવાનું ધાન પકવે, અને દેવું કરીને બી લાવે, તેમાંથી થોડો કપાસ થાય તે પોતે બૈરીછોકરાં સાથે જઈને વીણે, ગાડલીમાં ઘાલીને તે વેચી આવે, આટલું કરીને પાંચપચીસ તેને મળે તો તેટલા ઉપર પણ સરકારનો લાગો !"

આના કરતાં વધારે તાદૃશ ચિતાર બીજો કયો હોઈ શકે ? બીજે એક ઠેકાણે કહેલું :

"ખેડૂત ડરીને દુઃખ વેઠે ને જાલિમની લાતો ખાય એની મને શરમ આવે છે, ને મને થાય છે કે ખેડૂતને રાંકડા મટાડી ઊભા કરું ને ઊંચે માથે ફરતા કરું. એટલું કરીને મરું તો મારું જીવ્યું સફળ માનું."

બીજે એક ઠેકાણે કહ્યું હતું :

"જે ખેડૂત મુસળધાર વરસાદમાં કામ કરે, કાદવકીચડમાં ખેતી કરે, મારકણા બળદ સાથે કામ લે, ટાઢતડકા વેઠે એને ડર કોનો ?"

જેટલે અંશે ખેડૂત પોતાની દશાને માટે જવાબદાર છે તેથી ઘણે મોટે અંશે સરકાર જવાબદાર છે. એટલે ખેડૂતની અસહાય દશાનો લાભ લેનારી સરકાર વિષે જ્યારે વલ્લભભાઈ બોલે છે ત્યારે તેમના દુઃખ અને રોષની સીમા નથી રહેતી :

"સરકાર મોટી શાહુકાર અને ખેડૂત બાકૂત એ ક્યારથી થયું ? મનસ્વી રીતે મરજીમાં આવે તેટલું તેની પાસે લેવામાં આવે છે.

ખેડૂતને સરકાર મારે છે, અને આપણા ભાગીદારો જે તેના હાથારૂપ બને છે તેઓ મારે છે.'

વોલ્ટેરનું એક તીખું વચન છે કે 'રાજદ્વારી પુરુષોએ પોતાના રાજકાજમાંથી એક કળા કેળવી છે, જેથી જમીન ખેડીને લોકોને અન્ન ખવડાવનાર વર્ગને ભૂખે મારવાનું સહેજે બની શકે.' પ્રજાના ઉપર થતા અન્યાય અને અત્યાચાર સામે લડવાની શ્રી. વલ્લભભાઈની ઝનૂનને કોઈની ઝનૂનની સાથે સરખાવી શકાય તો તે વોલ્ટેરની ઝનૂનની સાથે જરૂર સરખાવી શકાય. શ્રી. વલ્લભભાઈએ વોલ્ટેરનું નામ પણ કદાચ ન સાંભળ્યું હોય, પણ વોલ્ટેરનું ઉપર ટાંકેલું વચન જાણે તેમની રગેરગમાં ઊતરી ગયું હોય એમ લાગે છે. અને ગરીબ ખેડૂતને રેંસનારા વિષે, ભોળા ખેડૂતના અજ્ઞાનનો લાભ લેનારા વિષે, જ્યારે જ્યારે તેઓ બોલે છે ત્યારે ત્યારે વોલ્ટેરની કલમની માફક વલ્લભભાઈની જીભમાંથી વહ્નિ વર્ષે છે.

ખેડૂતને માટેનો તેમનો ઊભરાઈ જતો પ્રેમ બારડોલીમાં જેવો જોવાનો મળ્યો તેવો ભાગ્યે જ ક્યાંય જોવાનો મળ્યો. બારડોલીથી ગામડે જવા નીકળવું, ગામડે મધરાત સુધી સભા ચાલે, રસ્તે આવતાં મોટરમાંથી ઊતરી પડી ચારપાંચ માઈલ ચાલી નાંખવું, એ એમની બારડોલીની રોજની દિનચર્યા થઈ પડી હતી. ચાર-ચાર પાંચપાંચ સભાઓમાં ભાષણ કર્યા છતાં તેમને મધરાતે કહેવામાં આવે કે હજુ એક ગામ રહ્યું છે, તો ત્યાં જવાને પણ તેઓ તૈયાર થવાના જ. આનું કારણ એક એ પણ હતું કે ખેડૂતોને માટેનો તેમનો સ્વાભાવિક અનુરાગ બારડોલીમાં વૃદ્ધિ પામ્યો. 'ખેડૂત જેવો પ્રામાણિક માણસ, જેને કોઈ ભૂડું વ્યસન નથી, જે કશો ગુનો કરતો નથી, જે જાતમહેનતથી પરસેવો પાડીને રોટલો ખાનારો છે, જે ઈશ્વરથી ડરનારો છે તેને ઈશ્વર સિવાય બીજા કોનો ડર હોય?' આમાં વિરોધાભાસ છે. આટલો સ્વચ્છ અને પવિત્ર જે હોય તે નીડર હોવો જોઈએ. એ વિરોધાભાસ શ્રી. વલ્લભભાઈ નથી જાણતા એમ નથી, પણ પોતાના આદર્શ ખેડૂતનો ચિતાર એમણે એ શબ્દોમાં આપી દીધો છે,

જણાવ્યું કે કલેક્ટર કહે છે કે લોકોની ભરવાની મરજી છે, છતાં બહારના ચળવળિયાઓના દબાણથી તેઓ ભરી નથી શકતા, એ વાત તદ્દન જૂઠી છે. દબાણ તો સરકારનું થઈ રહ્યું છે, અને તેના પારસી દુકાનદારો જ ભોગ થઈ પડેલા છે. પેલા અમલદારને ઉપરથી કાંઈ સપાટો આવ્યો કે શું થયું, તેના માણસો પાછા દોડ્યા, વાસોડ રાત્રે પહોંચ્યા, દુકાન ખોલી અને દોરાબજી શેઠને દબડાવવા લાગ્યા: 'દુકાન કેમ નથી ચલાવતા?' તે કાંઈ ગાંજ્યા જાય એમ નહોતા જ. તેમણે પણ સીધા જવાબો આપ્યા, એટલે પેલો કાગળ લખવા માટે તથા કલેક્ટર સાહેબ જેવા મોટા સાહેબને જૂઠા પાડવા માટે 'કાળા કિતાબ'માં તમારું નામ નોંધવામાં આવશે એવી તેમને ધમકી મળી. પણ દોરાબજી શેઠે તો પીઠું ન જ ખોલ્યું, અને જ્યાં સુધી જપ્ત કરેલાં પીપો ન ખસેડવામાં આવે ત્યાં સુધી હું દુકાન ચલાવવા નથી માગતો એમ જણાવ્યું. આ દુકાન ઉપર પાછો હુમલો થયો! દોરાબજી શેઠની પાસે સરકારમાગણું ૩૦૦ રૂપિયા જેટલું હશે તે માટે રૂ. ૨,૦૦૦નો —રોકડ રૂપિયાની બરોબરનો—દારૂ જપ્ત કર્યો, તેમની દુકાનના બાંકડા વગેરે જપ્ત કર્યાં. દુકાન ન ચલાવવાથી તેમને નુકસાન વેઠવું પડ્યું તે ઉપરાંત પાછી ચડાઈ? પાછી ચડાઈમાં દુકાનની બહાર પડેલાં ખાલી પીપો જપ્ત કર્યાં, અને તેમાં પહેલાં જપ્ત કરેલાં પીપોનો દારૂ ભરવા માંડ્યો. એક પીપ કાણું, બીજું કાણું, ત્રીજું કાણું. કેટલોય દારૂ જમીન પર ઢળ્યો! એની પેલાઓને શી પરવા? બીજે ક્યાંકથી પીપો લાવ્યા અને તે ભરીને તે દારૂને હરાજ કર્યો. સ્વાભાવિક રીતે આ ઘટનાઓથી ચીડ ચડે. એ ચીડ ન ચડે એટલા ખાતર બીજે દિવસે પત્રિકામાં ઘટના વર્ણન કરનારી નોંધ આવી તેનું મથાળું આ હતું: 'સાલાં પીપો પણ સ્વરાજમાં ભળ્યાં'! ગમે તેવી ઘટનામાંથી વિનોદ કાઢી શકે એવી આ મનોદશાને કઈ સરકાર જીતી શકે? આ મનોદશા લોકો રોજરોજ વધારે વધારે કેળવતા જતા હતા.

દારૂવાળાઓની સ્થિતિ જરા કઢંગી હતી. તેમને રોજરોજ સરકારી તિજોરીમાં પૈસા મોકલવા પડે. સરકાર એ પૈસા દારૂને

માટે જમા કરવાને બદલે મહેસૂલમાં જમા કરી દે. પૂણીના એક દુકાનદારે તાડીને માટે ૧૭૫ રૂપિયા ભરવાને આપ્યા તેમાંથી ૪૨ રૂપિયા મહેસૂલ માટે કાપી લેવામાં આવ્યા. એમ જ એક અફીણવાળાનું બન્યું ! આ રૂપિયા લઈ લેવા એ ઉચાપત કરવાનો ગુનો ન કહેવાય તો બીજું શું ?

બીજા ગુનાઓમાં ગમે ત્યાંથી, ગમે ત્યારે, કશી ચોકસી વિના, માલિક કોણ છે તેની તપાસ વિના, પોલીસ અને પઠાણની મદદથી પેલા જપ્તીઅમલદારો ઢોરો ઉપાડવા લાગ્યા. શિકેર ગામમાં ૫૮ ઢોરો પકડવામાં આવ્યાં, અને થાણા ઉપર જાહેરનામું લગાડવામાં આવ્યું : 'શિકેરના રામા ગોવિંદ અને બીજાઓનાં ૫૮ ઢોરો મહેસૂલ ન ભરવા માટે જપ્ત કરવામાં આવ્યાં છે.' આમાં એક બિનખાતેદારની વિયાવાની ભેંસ હતી. તેણે તે ભેંસની માગણી કરી. મહાલકરીએ તેને દમ ભરાવ્યો, ભેંસને ખવડાવવાના ખર્ચની માગણી કરી, પણ પેલાએ 'ધોળી ટોપીવાળા'ની ધમકી બતાવી એટલે કહ્યું, 'વારુ, વારુ, લઈ જાઓ તમારી ભેંસ !'

આમ ઢગલો ઢોર પકડાવા લાગ્યાં છે, પણ તેની માવજત કોણ કરે? તેને વેળેવેળે પાણી કોણ પાય ? પઠાણોને એ કામ માટે ભાડે રાખવામાં આવ્યા હતા. બારડોલીમાં પકડાયેલી એક ભેંસ બિચારી બરાડા પાડતી થાણામાં મરી ગઈ. આમ ઉચાપત અને ઢોરચોરીની સાથે એક ભેંસને સ્વધામ પહોંચાડવાનું પાપ પણ અમલદારોએ સરકારને કપાળે ચોંટાડ્યું.

ત્રીજી બાજુએથી ખાલસાની નોટિસોના ઢગલા. વાલોડના જે વીરોને નોટિસ મળી હતી તેમની જમીન સરકાર દફતરે ચઢી ગયાના હુકમ નીકળ્યા. આથી દુઃખી થવાને બદલે એક સજ્જને ખાલસાનો ઉત્સવ ઊજવ્યો. વાણિયા ન દબાયા એટલે મુસલમાનોને દાબી જોવા માંડ્યા. બારડોલીના ઇબ્રાહીમ પટેલને ખાલસા નોટિસનું પહેલું માન મળ્યું. હજારો રૂપિયાની જમીન હરાજ થઈ જશે એમ એ જાણતા હતા છતાં એમના પેટનું પાણી હાલ્યું નહિ.

બાકી, નાતજાતના કે મહાજનના બંદોબસ્ત તો આપણે જરૂર કરીએ. આપણામાંના નબળાને ટેકો આપવો એ જરૂરનો છે. કલેક્ટર સાહેબ તેમની મુલાકાતમાં સામાજિક બંદોબસ્તની ફરિયાદ કરે છે. પણ હું તેમને પૂછું છું કે તમારું સિવિલ સર્વિસનું જૂથ બીજું શું છે? એક સભ્યની ભૂલ થઈ હોય તોયે બધા સાથે મળી તેને છાવરો છો કે નહિ? તો ખેડૂત પોતાની ન્યાયની લડત ખાતર પોતાના બંદોબસ્ત કેમ ન કરે? હું ખેડૂતોને સલાહ આપું છું કે તમે નાતજાતનાં બંધારણ જરૂર કરો. પણ લોકોને મારી નાંખવાની ને આગ મૂકવાની ધમકી અપાય છે એવી વાતો ઉપજાવી કાઢવાનું પણ કોઈને કારણ ન આપો. (સભામાંથી અવાજો—બનાવટી વાત, બનાવટી વાત.) તદ્દન બનાવટી ન પણ હોય. કોઈએ તાલુકામાંથી એવી વાત ઉડાડી હોય, અમલદારોએ કહી હોય એ સંભવિત છે. અંગ્રેજો પોતે આવી વાતો જોડી કાઢે તેવા નથી હોતા. આપણા લોકો સાહેબ પાસે જાય છે ત્યારે દિલમાં ન હોય તેવુંયે બોલી આવે છે એ હું જાણું છું; સાહેબ કેવી રીતે રાજી થશે તે શોધે છે અને ખોટી વાતો કરે છે; તેથી તો હું સલાહ આપતો આવ્યો છું કે તેમની પાસે જવું અને તેમના તેજમાં અંજાવું તે કરતાં તેમની પાસે જવું જ નહિ. હું આ તાલુકાની રગ ઓળખી ગયો છું. અહીં બે ઘોડે ચડવાનો પ્રયત્ન કરનારા થોડા માણસો છે. સરકાર છેવટે માને તોયે સુરક્ષિત રહેવાય અને લોકને કચડે તોપણ બચી જવાય એવી પેરવીમાં તેઓ રહે છે. તેઓ તો ત્યાં જશે ત્યારે તેનું બોલશે અને આપણી પાસે આપણું બોલશે. પણ આપણું તપ સાચું હશે અને આપણી ખુવાર થવાની તૈયારી વિષે તેમને ખાત્રી થશે એટલે તે આપણી સાથે થવાના જ છે."

આમ હવે લડતનો બીજો ખંડ શરૂ થયો કહેવાય. આ ખામોશીની સલાહ સાથે સરદારે પોતાના સિવાય બીજા કોઈ પણ જણે ભાષણ ન કરવાના મનાઈહુકમ કાઢ્યા, લોકો ટોળે ન થવાના હુકમ કાઢ્યા, સત્યાગ્રહગીતો ન ગાવાના હુકમ કાઢ્યા. કહેવાની જરૂર નથી કે આ બધા હુકમો અક્ષરશઃ પાળવામાં આવ્યા.

## ૧૫

# લોઢું અને હથોડો

"લોઢું ગરમ થાય છે ત્યારે લાલચોળ થાય છે, અને તણખા ઊડે છે. સરકારમાંથી આજે તણખા ઊડી રહ્યા છે. પણ લોઢું ગમે તેટલું લાલ થાય તોયે હથોડો ગરમ નથી થતો. આપણે લોઢાનો ઇચ્છાપૂર્વક ઘાટ ઘડવો હોય તો હથોડાને ગરમ થવું ન પાલવે. ગમે તેવી આપત્તિમાં ગરમ ન જ થઈએ."

બારડોલીમાં હવે લોઢું ને હથોડાની હરીફાઈ ચાલી રહી છે. સરકારી આડતિયાઓની બેદરકારી, અને બેકાયદાપણાનો દોર ચાલી રહ્યો છે. 'લડતમાં થોડી જ નીતિ હોય?' એ સરકારનો ન્યાય છે, જ્યારે શ્રી. વલ્લભભાઈ બારડોલી સત્યાગ્રહીઓને કહી રહ્યા છે: 'લડતમાં વધારેમાં વધારે નીતિ પ્રગટ કરો.'

એ જુલ્હાકી દોર એટલો ઝપાટાબંધ ચાલી રહ્યો છે કે ઘડી ઉપર આવેલી ખબર બીજી ઘડીએ વાસી થાય છે. વાલોડના પીઠાવાળા એક બહાદુર પારસી સજ્જનને આ પ્રકરણમાં સરકારે યોગ્ય ખ્યાતિ આપી દીધી છે, સરકારી અમલદારોએ સરકારને ભૂંડી ખ્યાતિ આપી છે. આ દુકાનદારને ત્યાં ડેપ્યુટી કલેક્ટરના હોદ્દાનો અમલદાર આબકારી અમલદારને લઈ ગયો, તેમનાં દારૂનાં પીપો જપ્ત કર્યાં, પણ તે ઉઠાવવાં અઘરાં લાગ્યાં એટલે તેમની દુકાને તાળું મારીને, સિપાઈ બેસાડીને, કૂચ કરી ગયો. દોરાબજી શેઠે પેલાને સખત કાગળ લખી જણાવ્યું કે દુકાન બંધ થવાથી તેમને જે ખોટ જશે તે માટે ડેપ્યુટી કલેક્ટર જવાબદાર ગણાશે, અને પોતાની દુકાનમાં જપ્ત કરેલાં પીપો માટે તે રોજનું પાંચ રૂપિયા ભાડું માગી શકશે તે જુદું. વળી તેમણે એ પણ

પાસે રજૂ કરવામાં આવી, જેમાં જણાવ્યું હતું કે પૂરતા પ્રાયશ્ચિત્ત અને ભાવી વર્તનની બાંયધરી વિના કોદને ન લેવામાં આવે. સરદારે તેમને શુદ્ધ પશ્ચાત્તાપ એ જ પ્રાયશ્ચિત્ત છે એમ કહીને કોદને દરગુજર કરવાનું કહ્યું. નવું સત્યાગ્રહી બનેલું કોદ બીજા સત્યાગ્રહીઓથી આગળ જઈ આકરા બહિષ્કારના ઠરાવો કરવા લાગ્યું હતું. ગામમાં નવા આવેલા ખ્રિસ્તી જમીઅમલદારને ગામમાંથી સીધુંપાણી કશું ન આપવાના ઠરાવ કરવામાં આવ્યા. શ્રી. વલ્લભભાઈએ એક લાંબા ભાષણમાં શુદ્ધ સત્યાગ્રહનું રહસ્ય સમજાવી આ ઠરાવ રદ કરવાની તેમને ફરજ પાડી, અને ભવિષ્યમાં આવનારાં તોફાનની સામે ગમે તેવા ઉશ્કેરનારા સંજોગોમાં પણ ન ઉશ્કેરાવાની સલાહ આપી. ખુમારી ચડાવવાની સલાહની હવે જરૂર નહોતી, હવે ખામોશીના પાઠ ભણાવવાનો સમય આવ્યો હતો:

"મારા સાંભળવામાં આવ્યું છે કે તમારા ગામમાં આજે એક ખ્રિસ્તી જમીઅમલદાર નિમાયા છે તેને ગામમાંથી સીધુંસામાન મળતાં નથી. મારી સલાહ છે કે એમ ન કરશો. અમલદાર કંઈ આપણા દુશ્મન નથી. એ બિચારો હુકમનો તાબેદાર થઈને આવ્યો છે. હુકમનો અનાદર કરી નોકરી છોડવાની તેની હિંમત નથી. તેના ઉપર આપણને દ્વેષ ન હોય. કોઈની જિંદગીની જરૂરિયાતો અટકાવવી, દૂધ, શાક, પાણી ઇત્યાદિ ન મળે એમ કરવું એ સત્યાગ્રહ નથી. બજારમાંથી મળતી ચીજો પૂરા દામ આપતાં સૌની જેમ તેમને પણ મળવી જોઈએ. એક અજાણ્યો માણસ ગામમાં આવીને પડે ને તેનો આવો બહિષ્કાર કરે તો તેની કેવી સ્થિતિ થઈ પડે? તેનાથી ન નોકરી છોડાય, તેમ ન લોકોનો ત્રાસ સહેવાય. આવી સ્થિતિમાં કોઈને મૂકવા એ સત્યાગ્રહ નહિ પણ ઘાતકીપણું કહેવાય. માટે ઘી, દૂધ, શાક તેમજ જો કોઈ માંદો પડે તો દવા વગેરે જિંદગીની જરૂરિયાતો કોઈ અટકાવો નહિ. જરૂર જપ્તીના કામમાં તેને કોઈ જાતની મદદ ન કરવી, ગાડી કે મજૂર કે પંચ એવું કશું આપવાની સાફ ના કહેવી. તેને કહી દેવું કે અમારે તમારી ઉપર રોષ નથી, તમે ખ્રિસ્તી હો કે હિંદુ હો કે મુસલમાન હો — અમારે તો બધા સરકારી નોકરો સરખા છે, અમારે તમારી સાથે અંગત વિરોધ કંઈ જ નથી; પણ અમારી સામે તમે જપ્તીના દરોડા લાવો તેમાં અમે તમને મદદ ન જ આપી શકીએ. આપણો ઝગડો તો મોટાઓ સાથે છે, આવા ગરીબ નોકરો સાથે નથી. આપણું બળ તો સ્વેચ્છાથી દુઃખ સહન કરવામાં રહેલું છે. સરકારમાં નબળાઈ છે તેથી તે

પોલીસની મદદ લે છે અને તેથી આબકારી ખાતાની મદદ લઈને લોકને દબાવવાની કોશિશ કરે છે. એવી સ્થિતિમાં પોલીસને પણ ખાવાપીવાની ચીજોમાં અડચણ નાંખવી યોગ્ય નથી. ભૂખે મરતા લશ્કર સામે લડવું એ ધર્મયુદ્ધ નથી, તેથી મારી કડોદ ગામને સલાહ છે કે એવા કંઈ કાયદા ગામલોકે કર્યા હોય તોપણ હવે તે ફેરવી નાંખજો.

બીજી એક અગત્યની સલાહ આપું છું. જપ્તીનું કામ ચાલતું હોય ત્યારે લોકોનું ટોળું ત્યાં એકઠું ન થાય. સરકારનો ઇરાદો જો મારામારી કરવાનો હોય તો આવી રીતે લોકો ટોળે થવાથી જ તે તેવો ઇરાદો બર લાવી શકશે. તોફાનને ચાળે કો ચડશો તો આપણે પડ્યા સમજજો. આ સરકાર પાસે સૌથી વધારે આસુરી સામગ્રી છે. રાક્ષસી યુદ્ધમાં તો તે એક મિનિટમાં આખા બારડોલીના ભૂકેભૂકા કરી શકે તેમ છે. એ રસ્તે આપણને ચડાવવાનો તે પ્રયત્ન કરે, આપણને કોચવે, લોકો ગાંડાની માફક ટોળે વળે, તેમને ચીડવે અને તેમાંથી કોઈ જુવાનિયાનો મિજાજ જાય કે તરત તે આપણા પર ચડી બેસે. એમ ન થાય એની ખૂબ સાવચેતી રાખજો. તેને તાળાં તોડવા દો, કમાડ ચીરવા દો, સહેલાઈથી લઈ જાય એવી કીમતી ચીજો ઘરમાં ન રાખો. આ બધું કરે તે શાંતિથી કરવા દો અને પાસે કોઈ ઊભા ન રહો.”

કલેક્ટરે જે ‘ઇન્ટરવ્યુ’ આપ્યો હતો તેનો જવાબ આપતાં તેમણે જે ખામોશી પોતાની ભાષામાં વાપરી હતી તેનો ચેપ કોઈને લાગ્યા વિના ન રહે એવી હતી:

“કલેક્ટર સાહેબે જણાવ્યું છે કે બારડોલી તાલુકાના લોકોમાં ઘણા ખેડૂતો પૈસા ભરવા ખુશી છે, પણ એમને મારી નાંખવાનો અને દેવતા મૂકવાનો ડર છે તેથી ભરતા નથી. તેથી હવે હું ગામેગામ પૂછું છું કે કોઈને તેવો ભય હોય તો મને કહો. કોઈને રૂપિયા ભરવા હોય અને ડર લાગતો હોય તો મારી પાસે આવો, હું મામલતદારને ત્યાં તમારી સાથે આવીશ, અને કોઈ તમારા પર ઘા કરવા આવશે તો તેને પહેલો મારા માથા પર ઘા કરવા કહીશ. હું કાયરોને લઈને લડવા નીકળ્યો નથી. હું તો સરકારનો ડર છોડી બહાદુર બન્યા છે તેમની સાથે ઊભો રહીને લડવા માગું છું. હું તો ખેડૂતોને કહું છું કે જો જુલમ થયો છે એમ લાગે તો નીડર બનીને પૈસા ભરવાની ના કહો, પણ જો કોઈને એમ લાગતું હોય કે વધારો થયો છે તેમાં ન્યાય છે તો ખુશીથી ભરી દો. જેને ડર હશે તેનું હું રક્ષણ કરીશ. મને તેના ઉપર દયા તો છૂટશે કે આપનાર અને લેનાર તો ઈશ્વર છે, તેનો વિશ્વાસ છોડી તેણે સરકારનો વિશ્વાસ કર્યો.

મોટર ભાડે કરવા ઊપડયા. મોટરના ડ્રાઈવરે મોટર આપવાની ના પાડી, કારણ સત્યાગ્રહીઓએ તે મોટર રોકેલી હતી. એનું લાઈસન્સ માગવામાં આવ્યું તે નહોતું, પણ પિત્તળનો બિલ્લો તેની પાસે હતો તે લઈ લેવામાં આવ્યો. બીજા ટૅકસીવાળાની ટૅકસી શ્રી. વલ્લભભાઈને માટે રાખેલી હતી. તેની પાસેથી પણ તેનું લાઈસન્સ લઈ લેવામાં આવ્યું. કલેક્ટર સાંજે સરભોણ ઊપડયા. તેમનું આગમન જોઈને જુવાનિયાઓએ ધડાંગ ધડાંગ ઢોલ વગાડયાં, એટલે લાગલાં જ બધાં બારણાં બંધ થયાં. પણ પટેલ બિચારા બચી શકે? તેને બોલાવવામાં આવ્યા. તેને પૂછવામાં આવ્યું, 'તમે મહેસૂલ ભર્યું છે?' તેણે જવાબ દીધો: 'ઇનામી જમીનનું મહેસૂલ ભર્યું છે, કારણ બારડોલીથી સરદારના હુકમ નીકળ્યા છે કે એ મહેસૂલ ભરી દેવું.' તેને કહેવામાં આવ્યું કે બીજી જમીનનું પણ ભરી દો અને બીજાઓને ભરવાનું કહો. 'એ વાત નકામી છે,' પટેલે કહ્યું, 'એ કાંઈ મારાથી કે કોઈથી બને એમ નથી. લોકો મારું સાંભળે એમ નથી. લોકોને ખાલસાની કે બીજા કશાની પડી નથી.' કલેક્ટરે તેને વધારે ન સતાવતાં બીજે ગામે કૂચ કરી. બીજે દિવસે તલાટીઓની એક સભા બોલાવી અને તેમને કહ્યું કે ગામના નકશા ઉપર જમીનના એવા અનુકૂળ જથા પાડો કે જે ખરીદનારાઓને આખા જથામાં આપી શકાય. આટલી ફરજ બજાવીને ક્રોધાવિષ્ટ કલેક્ટર સૂરત રવાના થયા. બીજે દિવસે સરકારના માનીતા 'ટાઇમ્સ ઑફ ઇંડિયા' પત્રમાં તેમણે ઇન્ટરવ્યુ આપી:

"ઘણા ખેડૂતો જમીનમહેસૂલ આપવાને તૈયાર છે, પણ એ લોકોને દુર્ભાગ્યે આગ, રંજાડ અને બહિષ્કારની ધમકીઓ આપવામાં આવે છે. જો ખેડૂતો બહારથી આવેલા અને જેમને ગામમાં ઘર નથી અને સીમમાં ખેતર નથી એવા અસહકારીઓએ આપેલી બેવકૂફ સલાહ માનશે તો આખરે જે નુકસાન વેઠવું પડશે તે આ કમનસીબ ખેડૂતોને જ વેઠવું પડશે. આ અસહકારી નેતાઓની લટતને પરિણામે તાલુકામાં રમખાણ થવાનો દરેક સંભવ રહે છે."

આના જેવું હડહડતું જૂઠાણું અને બદનક્ષી બીજી કઈ હોઈ શકે? કલેક્ટરને લોકો તો કોઈ મળ્યા નહોતા. પટેલ-

તલાટી કોઈ મળ્યા હોય તેમના કહેવા ઉપર આધાર રાખીને જ તેમણે આ વાત કરી હશે ના? ગમે તેમ હો, તાલુકામાં શાંતિ જળવાઈ રહે તો તે તેમની અથવા સરકારની ગફલતને લીધે ન જળવાઈ રહે, એમ કરવાની તેમણે પેરવી કરી.

ભેંસો જપ્તીમાં લેવાની શરૂઆત થઈ ચૂકી હતી. હવે જપ્તીનું કામ વધારવાનું હોવાને લીધે ત્રણ જપ્તીઅમલદારોને ખાસ અધિકારો — લોકોનાં ઘર તોડવાના, વાડા કૂદવાના ઇત્યાદિ — સાથે નીમવામાં આવ્યા. પોલીસની સંખ્યા પણ વધારવામાં આવી, અને પેલા જપ્તીઅમલદારોની મદદમાં મુંબઈથી આણેલા થોડા લેભાગુ પઠાણો મૂકવામાં આવ્યા. આ પઠાણોનું કામ પકડેલી ભેંસોને લઈને થાણે જવાનું અને ભેંસોનું રક્ષણ કરવાનું હતું. સત્યાગ્રહને ચપટીમાં મસળી નાંખવાની વાત કરનારા અમલદારોને આટલા સહેલા કામ માટે સ્થાનિક હમાલો કે વેઠિયા ન મળી શક્યા અને છેક મુંબઈથી પઠાણ લાવવા પડ્યા એ કેવી વાત છે? પઠાણોને લાવીને જો તાલુકાની શાંતિનો ભંગ થઈ શકતો હોય તો થવા દેવો એ વસ્તુ પણ સરકારના મનમાં હોય તો નવાઈ નથી. આજ સુધી એક હિંદુ મામલતદાર હતા, તેમને બારડોલીથી બદલી દૂર થાણા જિલ્લામાં કાઢ્યા. એમને બદલે એક મુસલમાન મામલતદારને લાવ્યા કે જેથી મુસલમાન સત્યાગ્રહીઓને તોડવામાં એની મદદ કદાચ વધારે મળી શકે, અને મુસલમાનોને તોડીને પણ હિંદુમુસલમાનનો સંપ પણ તોડી શકાય. તલાટીઓને બદલે સી. આઈ. ડી. રિપોર્ટરો હવે લાવવામાં આવ્યા એ તો હું અગાઉ લખી ચૂક્યો છું.

લોકો આ બધી તૈયારીઓથી ડરે એમ નહોતું. તેમણે પોતાનું સંગઠન વધુ મજબૂત કરવા માંડ્યું. કડોદ હજી બહાર રહ્યું હતું, તેને પશ્ચાત્તાપ થતો હતો. ત્યાંના લોકોનું એક મંડળ સરદાર પાસે આવ્યું અને તેમને વિનંતિ કરી કે કડોદને હવે સંઘમાં શામેલ કરવામાં આવે. શ્રી. વલ્લભભાઈ તુરત તૈયાર થયા. પણ કડોદમાં જઈને તેઓ સભા આગળ બોલે તે પહેલાં તો કડોદની આસપાસનાં ગામના માણસોની એક અરજ સરદારની

ચોથી બાજુએથી ગાડાંવાળાઓ ઉપર ત્રાસ શરૂ થયો. ૧૯ ગાડાંવાળાઓને સરકારી અમલદારને ગાડાં ન આપવા બદલ સમન મળ્યા અને ગાડાંને નિમિત્તે, શ્રી. રવિશંકર ઉપર પહેલો હાથ નાંખવામાં આવ્યો. વાસોદના વાણિયા સત્યાગ્રહીઓએ ખાલસાનું મંગલમુહૂર્ત કર્યું, શ્રી. રવિશંકરના બલિદાનથી જેલ જવાનું મંગલમુહૂર્ત થયું. શ્રી. રવિશંકરભાઈને કેમ પકડ્યા તેની વીગત તેમણે કોર્ટમાં રજૂ કરેલા બ્યાનમાં સ્પષ્ટ થાય છે:

"આ કામમાં મારી લેખી હકીકત નીચે મુજબ રજૂ કરું છું:

એક ગરીબ ગાડાવાળાને તેની ઇચ્છા વિરુદ્ધ સરકારી કામે વેઠે લઈ જવામાં આવતો હતો. તેને છોડાવવા ગઈ તા. ૧૯ મીએ બપોર પછી ચાર વાગતાંના અરસામાં હું બારડોલીની કચેરીના કંપાઉન્ડમાં ગયો હતો. અને તેને મેં કહ્યું હતું કે તારે જવાની ઈચ્છા ન હોય અને તને મરજી વિરુદ્ધ ડરાવીને લઈ જવામાં આવતો હોય તો તું ડરીશ નહિ અને જઈશ નહિ. આ હકીકત મામલતદારસાહેબે તે જ વખતે મને બોલાવ્યો ત્યારે મેં તેમને કહી હતી. અને તે પછી ગાડાવાળાને પોતાનું ગાડું ખાલી કરી છૂટો થવા જતાં પોલીસે તેના ઉપર જબરદસ્તી કરી છૂટો ન થવા દીધો, એટલે મેં તેને ન જવું હોય તો ગાડું પડતું મૂકી મારી પાછળ ચાલી આવવા કહેલું અને તે પ્રમાણે તે મારી સાથે ચાલી આવ્યો, અને બીજા બે ગાડાંવાળા તેનું જોઈને હિમ્મત કરી ચાલવા ગયા.

પ્રાન્ત અમલદાર જેવા મોટા અમલદારના ઉપયોગ માટે મેળવેલાં અને ભરેલાં ગાડાં આખે દિવસે કચેરીની આગળ પડયાં રહે અને ગરીબડા ગાડાંવાળાઓ પોતાનાં ગાડાં ત્યાં પડયાં રહેવા દઈ ભાગી જવાની હિમ્મત કરે એ સરકારને વસમું લાગે, અને આજ સુધી ચાલતા આવેલા વહીવટ પ્રમાણે સરકારી કામમાં દખલરૂપ ગણાય એ હું સમજી શકું છું; અને સરકારની દૃષ્ટિએ મને દોષિત ગણવામાં આવે તેમાં મને જરાય નવાઈ લાગતી નથી. હું કાયદાની દૃષ્ટિએ દોષિત નથી એવો બચાવ કરવા માગતો નથી. નીતિની દૃષ્ટિએ મેં એ ગરીબ માણસનું રક્ષણ કરી મારો ધર્મ બજાવ્યો છે. પરંતુ જ્યાં નીતિને સ્થાન નથી એવા કાયદાના અમલમાં હું ગુનેગાર છું એમ માની આપ વિનાસંકોચે મને કાયદામાં મારા ઉપર મૂકવામાં આવેલા આરોપ બદલ વધારેમાં વધારે સજા કરશો એવી મારી વિનંતિ છે.

આપ મારા પોતાના દેશબંધુ છો અને આપને હાથે જ મને સજા થાય એના જેવી આ સત્યાગ્રહની લડતમાં બીજી શુભ શરૂઆત શી હોઈ શકે?

આપ જ્યાં સુધી આ હોદ્દા ઉપર છો, અને કાયદા પ્રમાણે ન્યાય આપવાને બંધાયેલા છો ત્યાં સુધી આ કામમાં મને સજા કરવી એ આપનો ધર્મ છે.

આપ જે કંઈ સજા ફરમાવશો તેને હું અત્યંત હર્ષથી અને ક પણ દુઃખ માન્યા સિવાય બરદાસ્ત કરીશ.”

ઉપર પ્રમાણે વર્તવામાં રવિશંકરભાઈએ ગેરકાયદે પ્રવેશ કરવાનો ગુનો શી રીતે કર્યો હશે તે સરકાર જાણે. સરકારી અમલદારને કામ કરતા રોકવાનો ગુનો સરકારની દૃષ્ટિએ જરૂર થતો હતો. પણ એ ગુનો તો રવિશંકરભાઈ જ નહિ, પણ બારડોલીમાં કામ કરનાર દરેક સ્વયંસેવક અને તેના સરદાર વલ્લભભાઈ રાતદિવસ કરી રહ્યા હતા. પણ શ્રી. રવિશંકરે પોતાનો પ્રતાપ સરકારની આંખ અંજાય એવી રીતે બતાવ્યાને લીધે કદાચ તેમને જેલ જવાનું પહેલું માન મળ્યું હશે. રવિશંકરભાઈને અમુક સજા અને દંડ, અને દંડ ન ભરે તો બીજી વધારે સજા એમ કરીને ૫ મહિના ૧૦ દિવસની સખત કેદની સજા થઈ. રવિશંકર જેવાને દંડ કરવો એ વધારે સજા કરવાનું બહાનું નહિ તો બીજું શું?

લોકોએ તો આ સજાને રવિશંકરભાઈ જેટલી જ વધાવી લીધી. પણ અહિંસા જગાવવાની કાળજી રાખવાનો ડોળ કરનાર સરકારને ખબર નહોતી કે તેણે અહિંસા જગાવનાર એક સુંદર રત્નને કેદ પૂર્યો. ગાંધીજીએ રવિશંકરને જે વધામણી મોકલી હતી તે આખા બારડોલી તાલુકાને માટે જ હતી:

તા. ૩૦-૪-૨૮
મૌનવાર

**ભાઈશ્રી રવિશંકર,**

**તમે નસીબદાર છો. જે ખાવાનું મળે તેથી સંતુષ્ટ, ટાઢ-તડકો સરખાં, ચીથરાં મળે તો ઢંકાઓ, ને હવે જેલમાં જવાનું સદ્ભાગ્ય તમને પહેલું. જો ઈશ્વર અદલાબદલી કરવા દે ને તમે ઉદાર થઈ જાઓ તો તમારી સાથે જરૂર અદલાબદલી કરું. તમારો ને દેશનો જય હો.**

**બાપુના આશીર્વાદ**

લોકોની સખતમાં સખત કસોટી થવાને ટાણે તેમની હિંમત સોળે કળાએ પ્રગટી. શ્રી. વલ્લભભાઈની હૂંફ તો જરૂર આનું કારણ હતું, પણ સ્વતંત્ર રીતે પણ હવે તેમનામાં લડવાની અને ભોગો ખમવાની હિંમત આવી ગઈ. એંશી હજાર લાખની જમીન તો આજ સુધીમાં ખાલસા નોટિસ તળે આવી ગઈ હતી, અને આટલી જુલમી લડત હતી છતાં શાંતિનો પાર નહોતો. બારડોલીએ પોતાની શાંત પ્રકૃતિની ખ્યાતિ સાચી પાડી. શ્રી. વલ્લભભાઈ આજે મહેસૂલ ન ભરવાની કે ભય ટાળવાની કે સરકારને ભૂલી જવાની વાતો પોતાના ભાષણમાં નહોતા કરતા, શાંતિના જ પાઠ ભણાવતા હતા અને હિંમત આપતા હતા:

"હજારો ધારાળાનાં જીવન સુધારનાર, મારા કરતાં ઘણા વધારે પવિત્ર એ ઋષિને પકડીને સરકાર માનતી હશે કે મારી પાંખ કપાઈ જશે. સરકાર મારી પાંખો કાપવા માગે છે પણ મારે પાંખો ઘણી છે. સરકારને ન્યાય ન કરવો હોય તો મને પકડે જ છૂટકો છે. હું સરકારને ખાતરી આપું છું કે મારી પાંખો તો વરસાદમાં જેમ ઘાસ ફૂટી નીકળે છે તેમ નવી ને નવી ફૂટતી જવાની છે."

આ લડતની ખૂબી તો એ હતી કે જ્યારે એક બાજુએ શ્રી. રવિશંકરની ઉપર આ કેસ ચાલતો હતો ત્યારે શ્રી. વલ્લભભાઈ રાનીપરજ લોકોની હજારો માણસની સુંદર પરિષદ એક નાનકડા ગામમાં ભરી રહ્યા હતા, અને એ રાનીપરજમાં કાર્ય કરનારાઓ એક આદર્શ ખાદીપ્રદર્શન ભરીને બેઠા હતા.

રવિશંકરભાઈના જેલ ગયાના ખબર ગુજરાતમાં વીજળીવેગે ફેલાઈ ગયા. ડા. સુમંત મહેતા આખી લડતનો રંગ શાંતિથી નિહાળ્યા કરતા હતા, કદીકદી વર્તમાનપત્રોમાં કાગળ લખીને ગુજરાતને ચેતવતા કે બારડોલીમાં શું ચાલી રહ્યું છે તે વિષે બેદરકાર ન રહો, ગાયકવાડી ગામડાંમાં ઠરાવ કરાવતા હતા કે બારડોલીમાં જપ્તીઓ થાય તેમાં સરકારને કોઈ પણ રીતે મદદ કરવા જશો નહિ, અને પાડોશી ધર્મમાંથી ચૂકશો નહિ. હવે ડા. સુમંતથી આટલાથી સંતોષ માનીને બેસી ન રહેવાયું. તેમણે પોતાની સેવાનો ઉપયોગ કરવાની સરદારને વિનંતિ કરી. સરદારે તેમને રવિશંકરભાઈની

જગ્યા લેવાનું કહ્યું ડા. સુમંતે શ્રીમતી શારદાબહેન સાથે સરભોણનું થાણું સંભાળી લીધું.

ભાઈ રામદાસ ગાંધી, શ્રી. જેઠાલાલ રામજી, સરદારનાં પુત્રી કુમારી મણિબહેન અને બીજા ઘણા સ્વયંસેવકો આ અરસામાં આવી પહોંચ્યાં.

સરકારે હવે શરમ છોડી. જપ્તીની અનેક રીતો અજમાવી, ખાલસાની સેંકડો નોટિસો કાઢી, નિશાચરોની જેમ રાત્રે જેની તેની ભેંસો ભગાડી, પંચનામાં કર્યાં વિના જપ્તીઓ કરી, સાચાં લિલામ કર્યાં વિના સેંકડોના માલ પાણીને મૂલે વેચ્યા, છતાં સરકારનો ડર ઓછો થતો નહોતો. આ બધું કર્યું છે તેની વ્યર્થતા તેમની હાંસી કરતી હતી. એટલે હવે સરકારે મનાઈહુકમો કાઢ્યા, એક કલેક્ટર મારફત અને એક ડિસ્ટ્રિક્ટ સુપરિન્ટેન્ડન્ટ ઑફ પોલીસ મારફત. બંને હુકમ ૬ મહિનાની મુદતના હતા. પહેલો હુકમ 'ભાડૂતી વાહનો અને બળદગાડાં હાંકનારને' સમજાવનારને, 'સરકારી નોકરને અથવા બીજાને ત્રાસ કરનાર અથવા ત્રાસ આપવા ભેગા થનાર'ને ગુનેગાર ઠરાવનારો, અને બીજો 'જાહેર રસ્તા નજીક અથવા મોહોલ્લામાં અથવા જાહેર જગ્યામાં' ઢોલ વગેરે વગાડવાનો ગુનો ઠરાવનારો. આ બંધીહુકમો સરકારનું બળ કે કુશળતા બતાવનારા નહિ, પણ સરકારે બંનેનું દેવાળું કાઢ્યું છે એમ બતાવનારા હતા. એ હુકમ કાઢવાનું બહાનું 'જાહેર સલામતી અને સગવડ' જણાવવામાં આવ્યું. પણ એનો ઉદ્દેશ ત્રાસ આપવા સિવાય બીજો જણાતો નહોતો. તેમને વેઠિયા મળતા નથી, ગાડાંવાળા મળતા નથી, તેમનો લૂંટેલો માલ ખરીદનારા મળતા નથી, અને જે તેમના હાથમાં આવી શકે એવા પણ હાથમાંથી જવાનો ભય લાગે છે, એટલે તેમણે પોતાની ચીડ મનાઈહુકમમાં ઠાલવી. નહિ તો જુવાનિયાઓ અને બાળકો ઢોલ વગાડે એ દુનિયામાં કોઈ ઠેકાણે ગુનો જાણ્યો છે? તોપ, બંદૂક અને દારૂગોળાનો દમામ રાખનારી સરકાર ઢોલનગારાંથી ડરી ગઈ એમ કહીને સરકારને વગોવવાની સરદારને એક વધારે તક મળી. એવી વસ્તુને

સરકારને વગોવવાના સાધન સિવાય બીજી રીતે વાપરવાને સરદાર લલચાય એમ નહોતું. સરદારે લોકોને હુકમ કાઢ્યા:

“ઢોલ વગાડવાં, શંખ વગાડવા બંધ કરો, તોપબંદૂકવાળી સરકાર આપણાં ઢોલશંખથી ડરી ગઈ છે. ઢોલ અને શંખને સત્યાગ્રહની સાથે સંબંધ નથી. લોકોને મહેસૂલ ન આપવાનું સમજાવવાનો આપણો ધર્મ છે તે ધર્મ કદી ન છોડશો, પણ આવાં જાહેરનામાં કાઢી સરકાર આપણને ફસાવવા માગે તે આપણે નથી ફસાતું.”

સરદારને હવે અમદાવાદ જવાઆવવાની પંચાત રહી નહોતી. ત્યાંના તેમના મિત્રોએ મ્યુનિસિપાલિટીનું પ્રમુખપદ તેમને છોડાવવાની પેરવી કરી રાખી હતી — અથવા ઈશ્વરે તેમને તેમ કરવાને માટે પ્રેર્યા હતા એમ કહીએ તો ચાલે. કારણ હવે સરદારની બારડોલી તાલુકામાં ૨૪ કલાકની હાજરીની જરૂર રહે એવો સમો આવ્યો હતો. પરિણામે તાલુકાના દરેક ગામમાં ફરી વળવાનું તેમનાથી બની શક્યું, એટલું જ નહિ પણ આસપાસનાં ગાયકવાડી ગામોમાં પણ અવારનવાર તેમનાથી જવાનું બની શક્યું. આ ગાયકવાડી ગામો અને નવસારી કસ્બો આ લડતમાં રક્ષણના ગઢો બની રહ્યાં હતાં. ગામડાંમાં લોકશિક્ષણના રોજરોજ નવા પાઠ અપાઈ રહ્યા હતા. દરેક નવી સ્થિતિને પહોંચી વળવાને માટે સરદારની પાસે નવા ઉપાયો હોય, તેને હસી કાઢવાને માટે નવી ભાષા હોય, અને એકે સ્થિતિ સરદારને માટે નવી હોય જ નહિ એ જોઈને લોકો આશ્ચર્યચકિત થતા હતા અને બહાદુર બનતા જતા હતા. આફવામાં ૧૩ ભેંસો પકડાઈ છે એમ સાંભળીને સરદાર આફવા ગયા. ત્યાં ભેંસો ખોવાને માટે તૈયાર રહેવાનું લોકોને સમજાવવા સરદાર પાસે દલીલ તૈયાર જ હતી:

“આ તો તદ્દન નજીવી વસ્તુ છે. ગુજરાતમાં જળપ્રલય થયો હતો ત્યારે સેંકડો ઢોર તણાઈ ગયાં હતાં. પોતાનાં જીવ જેવાં વહાલાં ઢોર નજર આગળ તણાઈ જતાં લોકોને જોઈ રહેવું પડેલું. માણસો પણ બાળબચ્ચાં સહિત ચારચાર ને પાંચપાંચ દિવસ ઝાડ ઉપર રહ્યાં હતાં. આની આગળ આપણો ભોગ તો કાંઈ જ નથી. જેમનાં ઢોર ગયાં હોય તે આજે હસતે ચહેરે બલિદાન આપો, સાકર વહેંચો. તેમણે કશું ખોયું નથી, મહા ધર્મલાભ કર્યો છે.”

વૈશાખજેઠના ઘામ ધખતા હતા, એ ઘામમાંથી સરદારને દલીલ મળી રહી. આવતાં વાવાઝોડાં અને વીજળીના કડાકાની સામે તૈયાર રહેવાનું અને ગમે તે કારણે મિજાજ ન ખોવાની શક્તિ કેળવવાનું તો દરેક ભાષણમાં કહેવાનું હોય જ:

"હવે હું આવું કે ન આવું, આપણા ઉપર બિલકુલ આળ ન આવે એટલું સંભાળજો. કોઈ મર્યાદા છોડશો નહિ. ગુસ્સાનું કારણ મળે તોપણ અત્યારે ખામોશ પકડી જજો. મને કોઈ કહેતું હતું કે ફોજદાર-સાહેબે કોઈને ગાળ દીધી. હું કહું છું તેમાં તેમનું મોઢું ગંદું થયું. આપણે શાંતિ પકડી જવી. અત્યારે તો મને ગાળ દે તોપણ હું સાંભળી રહું. આ લડતને અંગે તમે ગાળો પણ ખાઈ લેજો. પરિણામે એ પોતે પોતાની ભૂલ સમજી જશે. પોલીસનો કે બીજો કોઈ અમલદાર તેની મર્યાદા છોડે છતાં તમે તમારી મર્યાદા ન છોડશો. તમારી વહાલામાં વહાલી વસ્તુ લૂંટી જાય તોપણ કશું જ ન બોલશો. કોઈ હતાશ ન થશો, પણ સામા હસજો. એ જો તમે શીખશો તો જેમ વરસાદ આવતા પહેલાં વૈશાખજેઠની અકળામણ આવે છે તેવી જ આજની આ અકળામણ બની જશે. તે આવ્યા વિના વૃષ્ટિ સંભવે નહિ. પ્રથમ અંધારું થાય, વાવાઝોડું થાય, કડાકા થાય ત્યારે છેવટે વૃષ્ટિ આવે. દુઃખ સહન કર્યાં વિના નિકાલ આવે જ નહિ. અને આ દુઃખ તો આપણે પોતે માગી લીધેલું જ છે. એમાં આપણું શું જવાનું છે? ક્ષણિક સુખ જતું કરીને આપણે એવી અમૂલ્ય વસ્તુ પ્રાપ્ત કરવાના છીએ કે જે લાખો ખરચતાં મળવી દુર્લભ છે. તેજ, બહાદુરી અને તેની સાથે હું માગું છું તેવો વિનય — ખાનદાની — આ કમાણી આપણને અમથી કોઈ દિવસ મળવાની નહોતી, તે આ લડતમાંથી આ તાલુકાના ખેડૂતો મેળવો એ જ ઈશ્વર પાસે માગું છું."

અને છેવટે લોઢું અને હથોડાની ઉપમાને બારડોલીમાં જ્યાં-ત્યાં પરિચિત કરી મૂકી:

"આ વખતે સરકારનો પિત્તો ઊછળ્યો છે. ભલે લોઢું ગરમ થાય, પણ હથોડાને તો ઠંડું જ રહેવું ઘટે. હથોડો ગરમ થાય તો પોતાનો જ હાથો બાળે. તમે ઠંડા જ પડી રહો. કયું લોખંડ ગરમ થયા પછી ઠંડું નથી થતું? કોઈ પણ રાજ્ય પ્રજા ઉપર ગમે તેટલું ગરમ થાય તો તેને છેવટે ઠંડું પડ્યા વિના છૂટકો જ નથી. પ્રજાની પૂરતી તૈયારી હોવી જોઈએ."

## ૧૬

# પ્રચંડ ભઠ્ઠી

"બારડોલી તાલુકામાં આજે એક પ્રચંડ ભઠ્ઠી સળગાવવામાં આવી છે. તેમાં શુદ્ધ બલિદાન આપવાનું છે. . . . ભલે ગોરું લશ્કર આવે અને ગામેગામ સોલ્જરો બેસે. તેથી એ ડરાવી નહિ શકે. આપણે એવું શાંત સ્વચ્છ વર્તન રાખો કે આ બધી પોલીસને ભમરડે રમવા સિવાય બીજું કંઈ કામ ન રહે."

ખાલસાની નોટિસની સંખ્યા હવે લગભગ હજાર સુધી પહોંચી હતી. અને ખાલસા થનારી જમીનની કિંમત તો નવો સરકારધારો અનેક વખત તેમાંથી ભરાય એટલી હતી. આ જમીનને તો સરકાર કશું કરી શકે એમ નહોતું. પણ લોકોને જે રસ્તે જેટલા દબાવાય તેટલા દબાવવા અને તોડવા એટલો જ હેતુ હતો. લોકો આ ખાલસાની નોટિસને પણ બીજાં પતાકડાંની જેમ ગણવા લાગ્યા.

સરકાર નિર્લજ્જતામાં આગળ વધ્યે જતી હતી. ભેંસોને હરાજીમાં લેનાર તાલુકામાંથી કોઈ મળે નહિ એટલે બહારથી ખાટકીઓને સમજાવીને લાવવામાં આવતા હતા. લોકોને આથી વધારે ઉશ્કેરનારી વસ્તુ બીજી કઈ હોઈ શકે? એક ભેંસનો તો બારડોલી થાણામાં ભોગ લેવાયો હતો એ આપણે જોઈ ગયા. તાપમાં ભેંસો પાણી વિના ટળવળતી હતી અને બરાડા પાડતી હતી, લિલામ થતાં જાય તેમ પાણીને મૂલે તે કસાઈને ઘેર જતી હતી. બારડોલીના નગરશેઠે મામલતદારને કહ્યું, 'આ બિચારી ભેંસોને બરોબર ઘાસચારો અને પાણી મળે તે માટે હું થોડું દાન આપવા માગું છું.' મામલતદારે કહ્યું, 'સરકારની પાસે તિજોરીમાં પૂરતાં નાણાં છે, તેમને તમારી મદદ નથી જોઈતી!'

પોતાનાં પશુઓને બાળકોનાં જેટલાં પ્યારાં માનનારા ખેડુતોથી આ બધું સાંખી શકાય એમ નહોતું. ગમે તેમ થાય તોપણ ભેંસોને આવી રીતે રિબાવા ન દેવી એ નિશ્ચયથી આખા તાલુકાએ કારાગૃહ બનવાનો નિર્ણય કર્યો. રાતદિવસ બારણાં બંધ, ઘરમાં માણસો અને ઢોરો સહંતર કેદ. ઢોરને માટે પાણી પણ ઘેર લાવીને પાવામાં આવે. જેમનાં સગાંવહાલાં ગાયકવાડીમાં હતાં તેમણે ગાયકવાડીમાં પોતાનાં ઢોર મોકલ્યાં, છોકરાંને દૂધછાશ પીતાં બંધ કર્યાં. પણ બધાં ઢોર કાંઈ એમ મોકલી શકાય? એટલે સૌએ કારાગૃહવાસ પસંદ કર્યો. જપ્તીદારોની જુલમી આગળ ખાતેદાર બિનખાતેદાર સરખા હતા, માલિક બિનમાલિક સરખા હતા, ઘરમાં પુરુષ હોય કે ન હોય તે પણ તેમને સરખું હતું!

એક ગરીબ દરજીની ત્રણ ભેંસો પકડવામાં આવી હતી. તે ખાતેદાર નહોતો. સવારના પહોરમાં ઊઠીને જુએ તો ભેંસો ન મળે. બે દિવસ પછી તેને ખબર પડી કે વાલોડ થાણામાં એ ભેંસોને બીજી ભેંસો સાથે ગોંધવામાં આવી હતી. મહાલકરીની પાસે તે ભેંસો છોડવવા ગયો. મહાલકરી કહે: 'તમારી ભેંસોને બે દિવસ અમારે રાખવી પડી છે. અને ઘાસચારો કરવો પડ્યો છે, એનો ખરચ આપો અને ભેંસો છોડવી લઈ જાઓ.'

પેલો કહે: 'આ તો ઊલટો ન્યાય. તમે મને નુકસાનીનો બદલો આપો કે ઊલટો મને દંડો?'

પેલાએ ન સાંભળ્યું. દરજીએ કહ્યું: 'વારુ સાહેબ, પેલા ધોળી ટોપીવાળા સ્વયંસેવકને પૂછીને આપને જણાવીશ કે શું કરવું.' મહાલકરીસાહેબ પસ્તાયા; અને પેલાને ભેંસ છોડી જવા દીધી. આ તો ઘણામાંનો એક દાખલો.

આ રહ્યો બીજો નમૂનો. મોટાની સતામણી સહેજે થાય નહિ એટલે ગરીબને રંજાડવાનો રસ્તો કેટલેક ઠેકાણે પસંદ કરવામાં આવતો હતો. એક કુંભારનું ઘર ખુલ્લું જોઈને મહાલકરી એકદમ પેઠા, ઘરના રાચરચીલામાંથી કેટલીક ચીજો ઉપાડવાનો હુકમ આપ્યો. ઘરધણિયાણી પ્રેમીને આ લીલાનું રહસ્ય

ન સમજાયું: મારે ઘેર ખાતુંપીતું નહિ, અને આ શી બલા આવી છે!

તલાટી: કેમ તમારે ખાતું નથી? તમારી પાસે રૂા. ૧૫–૫–૫ નીકળે છે તે લાવો.

પ્રેમી: અહીં કેવું લેણું? અમારી પાસે પાંચ વરસ થિયાં ખોયનું હેડ્ડું ની મલે ને તમે લેણું કાંથી કાઢો?

તલાટી: ત્યારે કેશવ ઉકાનું ઘર કયું?

પ્રેમી: તે ઉં હું જાણું? હોધી લેવની.

મહાલકરી: ઘરવાળાનું નામ શું?

પ્રેમી: નામ હું નથી કહેવાની, અમારું ખાતું નથી, બહાર જાઓ.

મહાલકરી ઘરને પાછલે બારણેથી જવાની તૈયારી કરતા હતા એટલે પ્રેમીબાઈએ તેમને રોક્યા. મારા ઘરમાં થઈને પાછલે બારણે નહિ જવાય એમ કહી તે રસ્તો રોકી ઊભાં રહ્યાં. તેની છોકરીએ બારણું બંધ કર્યું. સૌ નિરાશ થઈને પાછા વળ્યા.

આવી વીરાંગનાઓ અજાણી અણધારી જ્યાંત્યાં નિર્ભયતાનો મંત્ર ઝીલીને વાતાવરણને શુદ્ધ અને વીરતાભર્યું બનાવી રહી હતી.

વાલોડવાળા દોરાબજી શેઠનો કિસ્સો હજી બંધ થયો નહોતો. આ એક પારસીને ઢીલો પાડી સરકારને બધા પારસીને વશ કરવા હતા, પણ જેમ વાણિયાઓને જપ્તીનોટિસ આપીને પસ્તાયા, જમીન ખાલસાની નોટિસ આપીને પસ્તાયા, તેમ આ પારસીના ઉપર સિતમ ગુજારીને પણ તેમના નસીબમાં પસ્તાવાનું રહ્યું. અને એક પારસીના ઉપર આટલો સિતમ શો? એ કામ તો દારૂ-તાડીની વેપારી હોઈ સરકારી રાજ્યના એક ટેકારૂપ. તેટલા ખાતર પણ સરકાર ઉદાર થઈને એક ટેકીલા પારસીને જવા દઈ શકતી હતી. પણ નહિ; તેણે તો જેણે વધારે બહાદુરી બતાવી તેને વધારે પજવ્યા. આ કિસ્સામાં એક બીજી વસ્તુ નોંધવાજેવી હતી. જે દારૂની દુકાનમાં જપ્તી થઈ તેના માલિક એકલા દોરાબજી જ નહિ પણ તેનાં સાસુ બાઈ નવાજબાઈ હતાં. આ બાઈની ધીરજ આટઆટલી સતામણીમાં કેમ રહી હશે! કદાચ તે તેના

જમાઈની હિંમતને લીધે ટકી રહ્યાં હોય, કદાચ આસપાસનાં વીર દશ્યો જોઈને પણ તેમનામાં હિંમત આવી હોય. ગમે તેમ હોય બંને જણ આખી લડતમાં ઠેઠ સુધી અડગ રહ્યાં. મુંબઈના અને બીજા પારસીઓની સહાનુભૂતિ સત્યાગ્રહીઓ તરફ ખેંચાઈ તેના મૂળમાં આ બે પારસી સત્યાગ્રહીઓનું અડગ કષ્ટસહન હતું.

હોરાબજી શેઠના રૂા. ૩૧૪—૧૪—૫ ના ખાતા બદલ બે હજારની કિંમતનો માલ જપ્ત થયો, દુકાને તાળાં પડ્યાં, પછી સરકારી પ્યાદાંઓએ પોતાની બેવકૂફી ધોઈ નાંખવાને માટે પાછી દોડાદોડ કરી, તાળાં ખોલીને હોરાબજીને દુકાન ન ચલાવવાને માટે સજા કરવાની ધમકી આપી; વળી ચડાઈ થઈ, કાણું પીપો જપ્ત કરવામાં આવ્યાં અને પરિણામે દારૂ ઢોળીને નુકસાન કરવામાં આવ્યું. અને વળી પાછી ચડાઈ થઈ, દારૂ બીજાં પીપોમાં ભરવામાં આવ્યો, અને એક ભાડૂતી માણસને તે પાણીને મૂલે વેચવામાં આવ્યો. ઉપરાંત ચાર પીપો જપ્તીમાં લેવાયાં. પણ આ બધું થયાં છતાં હજી રૂા. ૧૪૪—૬—૮ ની રકમ બાકી કાઢવામાં આવી, અને તેને માટે રૂા. ૩૦,૦૦૦ થી ૩૫,૦૦૦ ની કિંમતની જમીનની ખાલસા-નોટિસ આપવામાં આવી! આ કિસ્સા પંજાબ માર્શલ લૉ વેળાનાં ઝેરવેરની નાનકડી યાદ આપતા હતા, પણ તોયે પેલા બહાદુર પારસીએ પોતાની અને તાલુકાની લાજ રાખે એવો બહાદુર પત્ર લખીને અમલદારને કહ્યું: 'હજી તારે વધારે જુલમ ગુજારવો હોય તો ગુજાર, તારું કાંઈ ન વળે.'

રેસિડંટ મૅજિસ્ટ્રેટની ખાસ કોર્ટ ખોલવામાં આવી હતી એટલે તેને માટે કામ ચાલુ રાખવામાં આવતું હતું. શ્રી. રવિશંકર પકડાયા પછી ભાઈ ચિનાઈને પકડવામાં આવ્યા. ભાઈ ચિનાઈ બારડોલીના પચરંગી કસબાને મક્કમ રાખવાનું મોટું કામ કરી રહ્યા હતા. રવિશંકરભાઈની જેમ તેમના ઉપર પણ મામલતદારને અટકાયત કરવા માટે અને વેઠિયાઓને ધમકી આપવાને માટે કામ ચલાવવામાં આવ્યું, અને તેમને બે મહિના અને ૨૦ દિવસની સખત કેદની સજા પહેલા ગુના માટે અને ૬ મહિનાની સખત કેદની સજા બીજા

ગુના માટે થઈ. આ કેસમાં અપાયેલા ચુકાદાનો બીજે ઠેકાણે વિચાર કરશું.

આ તો બે જૂના જોગીઓ — એમને એકવાર શું અને અનેકવાર શું, જેલજાત્રા એ બીજી જાત્રા જ હતી. પણ હવે આ 'બહાર'ના કાર્યકર્તાઓને પકડવા છોડી સ્થાનિક કાર્યકર્તાઓ ઉપર સરકારે હાથ ચલાવવા માંડ્યો. વાલોડમાં ડાક્ટર ચંદુલાલના હાથ નીચે એક નાનકડી સેના હતી. આ સેનામાંના ત્રણ જણને સરકારનાં તેડાં આવ્યાં. આમાંના બે તો કાઠિયાવાડના વીરો હતા,— ભાઈ શિવાનંદ અને અમૃતલાલ. પણ ત્રીજા વાલોડના એક લોકપ્રિય અને ત્યાગી કાર્યકર્તા સન્મુખલાલ હતા. પહેલા બેને તો જેલ જવામાં વિશેષતા નહોતી, કારણ કેટલોયે સમય થયાં તેઓ આવાં કામોમાં પડેલા હતા, પણ ભાઈ સન્મુખલાલને માટે આ નવો લહાવો હતો. આઠ વર્ષ થયાં તે પણ આવાં કામોમાં રસ લેતા હતા, ૧૯૨૧માં પણ તેમણે કમર કસેલી હતી, છતાં તેમણે લોકસેવાને ધંધો કરી મૂકેલો એમ ન કહેવાય. બારડોલીની લડત જાગી ત્યારથી તેમણે નથી જાણ્યો થાક કે નથી જાણ્યાં ભૂખતરસ; તાલુકાની સેવામાં ફના થવાને માટે તેઓ તૈયાર થઈ રહેલા હતા. એમના વિના ડા. ચંદુલાલ વાલોડને અજેય ગઢ બનાવી શકે એમ નહોતું. ૨૮ વર્ષની તેમની ઉંમર છે. ઘરમાં માત્ર વિધવા માતા. એ તેમને જેલ વળાવવાને માટે બારડોલી આવ્યાં હતાં, તેમને વિદાય દેવાને માટે મળેલી વાલોડની સભામાં હાજર હતાં. તે આનંદ અને ઉત્સાહથી ઊભરાતાં હતાં એમ તો નહિ કહું, પણ હિંદુ મહિલાને છાજે એવી મર્યાદાથી પોતાની હિંમત દાખવી રહ્યાં હતાં. એ માતાનું દર્શન કરીને કોણ પવિત્ર ન થાય?

અને એ સભા પણ કેવી! અગાઉ મોટી મોટી સભા મેં આ ગામમાં જોઈ હતી, પણ અગાઉની બધી સભાઓને ભુલાવે એવી આ. હજારોની મેદની હતી, પણ અપાર શાંતિ — જાણે કોઈ મહાગંભીર પુણ્યકૃત્યને માટે જ ભેગા થયા હોય ની! શ્રી.વલ્લભભાઈની વાણીમાં પણ તે દિવસે મેં કોઈ અજબ

ધાર્મિકતાનો ધ્વનિ સાંભળ્યો, પણ ભાઈ સન્મુખલાલની પાસેથી તો કદી ન ધારેલી એટલી શાંતિ, નમ્રતા અને છતાં વીરતાથી ઊભરાતું ભાષણ સાંભળ્યું. ટૂંકું અને ટચ ભાષણ; એમાં છાલકાઈ નહોતી, એમાં ગડાશ નહોતી, એમાં ઈશ્વરની પાસે નમ્ર માગણી હતી કે કસોટીમાંથી ઊતરવાની તે હિંમત આપે, અને તાલુકાને સરદારની લાજ રાખવાની શક્તિ આપે. ગામડામાં જ ઉછરેલા, ગ્રામ્ય કેળવણી પામેલા પુરુષમાં કેવો ઉદાત્ત સંસ્કાર રહેલો છે તે પણ તેના તત્કાળ કરવામાં આવેલા ભાષણમાં સરસ રીતે જણાઈ આવતું હતું:

"મારા પર ફોજદારી કાયદાની કલમ ૧૮૯ અન્વયે જેલયાત્રાનું તેડું આવ્યું છે. આવા માન માટે હું મગરૂર છું. મારો અત્યારનો આનંદ શબ્દોમાં વર્ણવવાની મારામાં શક્તિ નથી, એ તો હું નાચું કે એવું કંઈક કરું ત્યારે જ બતાવી શકું. હું પ્રામાણિકપણે માનું છું કે મેં કશો જ ગુનો નથી કર્યો. મેં કોઈ ઉપર અણઘટતું દબાણ કર્યું નથી કે ધમકી આપી નથી. એ વસ્તુ મારા સ્વભાવમાં જ નથી. છતાં તમે જોશો કે કાલે બારડોલી કોર્ટમાં એવું નાટક રજૂ થશે. મારા શુભેચ્છકો અને સ્નેહીઓ મને આગ્રહ કરી રહ્યા છે કે મારે અદાલતમાં બચાવ કરવો. હું માનું છું કે સો વકીલોને લાવીને ઊભા રાખીશ તોપણ મૅજિસ્ટ્રેટને જે કરવું છે તે જ કરશે. માટે હું એવો બચાવ કરવા હરગિજ તૈયાર નથી, ને મને જે સજા થાય તે વધાવી લેવા માગું છું. હું તાલુકાને અને સરકારને અહીં ઊભો રહીને ખાતરી આપવા માગું છું કે આ વાણિયો બારડોલીનું નામ ડુબાવનારો નથી. જો મને અત્યારે કંઈક સહેજ ગ્લાનિ થતી હોય તો તે એટલી જ કે આવી સરસ લડત જોવાનો મોકો હવે મારી પાસેથી જવાનો. પણ મને તેનો શોચ નથી; હું જેલમહેલમાં બેસી પ્રભુનું સ્મરણ કરીશ, અને તમારી જીતને માટે પ્રાર્થના કરીશ.

સ્નેહી સબંધીઓને હું વીનવી રહ્યો છું કે મારા શરીરને માટે તમે લેશ ચિંતા ન કરશો કે મને આદત નથી ને હું જેલમાં મજૂરી કેમ કરીશ. હું તમને ખાતરી આપું છું કે પ્રભુનું સ્મરણ કરીને હું બધી જાતની તાકાત મેળવીશ ને કોઈ જાતની નામોશી માથે લીધા વગર છાતી કાઢીને પાછો તમારી વચ્ચે આવીશ.

આજે જે સાચની લડત ચાલી રહી છે તેમાં વાલોડને મોખરે જોઈને મારું હૈયું ફુલાય છે. મારું વાલોડ! વાલોડને માટે આજે હું

ગર્વ ન કરું તો બીજું કોણ કરશે? આટલી ખાલસાનોટિસો પોચા ગણાતા મારા વણિક ભાઈઓ ઉપર! જેલજાત્રાનાં આમંત્રણની શરૂઆત પણ વાલોડથી! લાગણીવાળા નૌજુવાન ભાઈઓને કહું છું કે આ વાલોડ જે આજે તાલુકાનું નાક બન્યું છે તેને દીપાવજો. તમને ડરાવવા, ફોડવા, ભાંગવા ગમે તેટલી ધાંધલ કરવામાં આવે—ને કરવામાં આવશે જ; પણ કોઈ ડરશો નહિ, જપ્તીખાલસાનાં નાટકો થયાં તેવાં જેલોનાં થશે. સરકારે જેલના મહેમાનો માગવા માંડ્યા છે, તો તમે એને મોંમાગ્યા દેજો. બહારના દેવા ન પડે તે પહેલાં તમે તાલુકાના પૂરતી સંખ્યામાં દેજો. એ સંખ્યામાં પણ વાલોડ તરફથી મને ઘણી ઉમેદ છે તે પૂરી કરજો. હિન્દુમુસલમાનના ટંટા કરાવવાના પ્રયત્નો કરવામાં આવશે, એવાં ધતિંગોને કોઈ કાને ધરશો નહિ, એમાં ફસાશો નહિ ને તમારા નિશ્ચયથી ડગશો નહિ. પ્રભુ તમારા બધામાં બારડોલીની અને વાલોડની ઇજ્જતને માટે દુઃખ સહન કરવાની તાકાત લાવો. આપણા સરદાર જેમને આપણે બોલાવીને આણ્યા છે તેમને તમે તમારી મક્કમતાની ખાતરી આપો; ફના થઈ જજો પણ તેમનું નાક ન કપાવા દેજો, ને જે ફતેહ મળે તે માનથી મળે એવું કરજો. પ્રભુ તમને એટલી તાકાત આપો.”

સવારે વાલોડથી એ ત્રણ વીરો નીકળ્યા તેમને વળાવવા આખું ગામ ઊભરાયું. લોકોએ હર્ષાશ્રુથી તેમને વળાવ્યા. એક મુસલમાન ભાઈ તો આવેશમાં સ્તબ્ધ થઈને પડ્યા.

ક્યાં એ ગંભીર દૃશ્ય અને ક્યાં એ જ વીરોના ઉપર જ્યાં કામ ચાલ્યું તે અદાલતનાં હાસ્યજનક દૃશ્ય!

ભાઈ સન્મુખલાલ ઉપર આરોપ એવો હતો કે પ્રાણજીવનદાસ નામના શખ્સના ઘરમાંથી તલાટી, રેવન્યુ પટાવાળો તથા જપ્તી-અમલદાર જુવારની ત્રણ ગૂણો જપ્તીમાં લેતા હતા તે વખતે જપ્તીનું કામ નહિ કરવાનું સમજાવવાના હેતુથી આરોપીએ તલાટીને અને સરકારી પટાવાળાઓને સામાજિક બહિષ્કારથી નુકસાન પહોંચાડવાની ધમકી આપી. સરકાર તરફથી સાક્ષીમાં તલાટી અને પટાવાળા. પટાવાળામાં એક દૂબળો અને એક રજપૂત. ત્રણેને બિચારાને શીખવેલી જુબાની આપતાં મુશ્કેલી પડતી હતી. ઘણી-વાર સરકારી વકીલ તેમનાં મોંમાં શબ્દો અને વાક્યો મૂકવાનો પ્રયત્ન કરતો-હતો, ઘણીવાર મેજિસ્ટ્રેટને સરકારી વકીલને ધમકાવવો

પડેલો હતો : 'ભાઈ, એ માણસને જવાબ આપવા દો, તમે
સારુ એના વતી બોલો છો?'

તલાટીએ પહેલીવાર ફરિયાદ કરેલી તેમાં તો સન્મુખલા
ધમકીનાં ઘણાં વાક્યો હતાં. અદાલતમાં આવીને તેની હિંમત
ચાલી ગઈ તે તો કોણ જાણે? સન્મુખલાલની સામે હ:
જૂઠાણું બોલતાં કદાચ તેની છાતી હેબતાઈ ગઈ હો
રામ જાણે!

ઘડીઘડીએ મૂછ પર હાથ ફેરવતા ફોજદારસાહેબને
અર્ધાં વાક્યો સરકારી વકીલ પાસે પૂરાં કરાવવાં પડતાં હતાં

ત્રીજા સાક્ષી પટાવાળાને તો બિચારાને સન્મુખલા
ખબર નહોતી. 'ગાંધીવાળા હતા ખરા. કોણે શું કહ્યું તે
જાણે?' એની ગ્રામ્ય ભાષામાં, 'ઉં હું જાણું?' એ જ
બધા સવાલોનો એનો એક જવાબ કહી શકાય. આ પુરાવા
ઉપર સન્મુખલાલને છ માસની સખ્ત કેદની સજા મેજિ
ફરમાવી. જેનો પુરાવો કાંઈ કામમાં આવી શકે એવા એ
અમલદારને સાક્ષી તરીકે બોલાવવામાં આવ્યા જ નહોતા.

આ પછી દૃશ્ય બીજું ખડું થયું. ભાઈ શિવાનંદ
અમૃતલાલને રજૂ કરવામાં આવ્યા. જાણે હમણાં જ
ચપટીમાં મસળી નાંખશે એવા રુઆબથી એક ઉત્તર હિન્દુસ્તા
મુસલમાન આવીને ઊભો. એણે પોતાનો પાઠ સરસ ગો
હતો. પોતાના જવાબથી જાણે કોર્ટને પણ ધમકાવવા મા
હોય એવા આ વીરે ફરિયાદ નોંધાવી કે શિવાનંદે (તેની આ
બાળક જેવા લાગતા શિવાનંદે) તેની ઉપર ધસારો કર્યો,
અમૃતલાલે હાથ ઉગામ્યા! મોટર હાંકનાર અને ક્લીનરે
કહેવામાં જેમતેમ ટાપસી પૂરી! જપ્તીઅમલદાર સાહેબ
તેમને કોથળા ઉપાડવાનો હુકમ આપીને ચાલ્યા ગયા હતા, એ
સૌનો પુરાવો હતો!

આવા માણસોની ઊલટતપાસ કરવી એ પણ નામે
પામવા જેવું હતું. મૅજિસ્ટ્રેટ ચાહે તો પગલે પગલે

સાક્ષીઓની ઊલટતપાસ કરીને તેમને તોડી શકે એવું હતું. પણ એટલી તકલીફ તેઓ શા સારુ લે?

છતાં શ્રી. વલ્લભભાઈની સલાહથી ભાઈ શિવાનંદે, મૅજિસ્ટ્રેટની આંખ ઉઘાડવા, બીજા કેસો આવા ને આવા ઘણા આવશે એ બદલ ચેતવણી આપવા, એ કોથળા ચડાવવાના દૃશ્યના ફોટોગ્રાફો મૅજિસ્ટ્રેટ સામે રજૂ કર્યાં. સાક્ષીઓએ કહ્યું હતું કે જપ્તીઅમલદાર તો ચાલ્યા ગયા હતા; પણ ફોટોગ્રાફમાં હૅટ ચડાવીને સાહેબ ઊભેલા મોજૂદ હતા! અમૃતલાલ તો હતા જ નહિ!

પણ 'ગુના વખતનો આબેહૂબ ચિતાર રજૂ કરનારા' ભાઈ શિવાનંદના ફોટોગ્રાફો મૅજિસ્ટ્રેટ શેનો માને? એમાં થોડો જ શિવાનંદ અને અમૃતલાલની ભાવનાનો ફોટોગ્રાફ આવી શકતો હતો? અને ફોટોગ્રાફ પાડતાં અમૃતલાલને ત્યાંથી ખસી જવાનું કહેવામાં આવ્યું હોય તો! પણ પેલા જપ્તીઅમલદારને ફોટોગ્રાફર ત્યાં ઊભા રહેવાનો હુકમ ન જ કરી શક્યા હોય! તેની જુબાની શા સારુ ન લેવામાં આવી?

મૅજિસ્ટ્રેટે શ્રી. સન્મુખલાલને છ મહિનાની સખ્ત કેદની સજા કરી અને શિવાનંદ અને અમૃતલાલને નવ મહિનાની સખ્ત (બે એક જ ગુનામાંથી ઉત્પન્ન થતા આરોપો ઉપર બે એક પછી એક) સજા કરી! ભાઈ શિવાનંદ અને અમૃતલાલ કાઠિયાવાડનાં બલિદાન હતાં. તેઓ ગયા એટલે તેમનું સ્થાન લેવાને તેમના કરતા સવાયા શ્રી. અમૃતલાલ શેઠ (એમ. એલ. સી.) અને શ્રી. બળવંતરાય મહેતા, સ્વયંસેવક તરીકે આવીને ઊભા. શ્રી. ચિનાઈના જવા પછી ડા. ચંપકલાલ ઘિયા તેમનાં પત્ની સાથે આવ્યા અને મોતામાં પડાવ નાંખ્યો. આમ એક સૈનિક પોતાની જગ્યા પોતાનાથી અદકાવડે પુરાવ્યા વિના જેલમાં જતો નહોતો.

સરકારની બદનામીને માટે આ દૃશ્યો કરતાં વધારે શું જોઈએ?

આ બધું ૨૫ મી મેએ બન્યું.

## ૧૭

# વધારે તાવણી

"સરકારને બીજું કંઈ સૂઝતું ન હોવાથી તે અત્યારે હવાતિયાં મારી રહી છે. એ તમને ગૂંચવવા માગે છે. તમે જરા તોફાન કરશો કે તરત એ ચડી બેસશે."

હજી ત્રાસનીતિના તાપ તો વૈશાખજેઠની જેમ તપે છે. કાયદાને નામે બારડોલીમાં લૂંટ, ઢોરચોરી, ઘર ફોડવાનું ચાલી રહ્યું છે. માત્ર અન્યાયના નાટકથી હસવું આવે છે, કારણ જેલમાં જવાનું વધાવી લેનારને ખોટા પુરાવાથી ચીડ શા સારુ થાય? પણ આ પાપચિત્રો ચીડ ઉત્પન્ન કરે એવાં છે. દિવસના જપ્તી કરવાનું ન બને એટલે રાત્રે ધાડો પાડવી, લોકોની વાડો તોડવી અને પાછલે બારણેથી પેસવું, પાછલે બારણેથી પેસીને ઘરનાં પતરાં ઉખેડી ઘરમાં પેસી વાસણકૂસણ ઉઠાવવાં, એ કયું શાહુકારીનું કામ છે? અને એ પણ કોનાં? શેઠ વીરચંદ ચેનાજી જેવા પ્રતિષ્ઠિત ગૃહસ્થ, જેમની હજારોની જમીન સરકારદફતરે દાખલ થયાનું જાહેર કરવામાં આવ્યું હતું, જેમની બે ઘોડીઓ જપ્ત કરવામાં આવી હતી તેમને ઘેર આ બધાં તોફાન કરવામાં આવ્યાં! એક પારસી વીરને પોચા જાણી ખુવાર કર્યા, છતાં તેમને ન નમાવી શક્યા. હવે આ વણિક વીરને નમાવવાને માટે આ નામોશીભરેલાં કૃત્યો કરવા માંડ્યાં!

બધા કિસ્સાઓ નોંધવાનું આ સ્થળ નથી. લડત ચાલતી હતી તે વેળા બધાની વીગતો વર્ણવવાની આવશ્યકતા રહેતી હતી. ઇતિહાસમાં માત્ર થોડા નમૂનાને જ સ્થાન હોય.

એક ઠેકાણે એક બાપડી ડોસીને ઘેર પાછલે બારણેથી ખ્રિસ્તી જપ્તીદાર પેઠા. તે પોતાની જમીન તો પરબ માટે દાન કરી ચૂકેલી હતી! પણ તલાટી કહે: 'હજી દાન દફતરે નોંધાયું નથી, જમીન તમારે જ નામે છે. ચાર રૂપિયા ભરી દો, અથવા ભેંસ આપો.' ડોસીએ ન માન્યું. એટલે ચાર રૂપિયા માટે તેની ભેંસ જપ્તીમાં લેવામાં આવી! વાલોડમાં મસ્જિદની જમીનના જૂના ધારાના પૈસા તો ભરાઈ ગયા હતા, પણ નવા વધારાના રૂપિયા બાકી રહ્યા તે માટે મસ્જિદની પાક જમીન ખાલસા! એક ગામે મધરાતે ચડાઈ કરી, લોકોને ખોટી ખબર આપવામાં આવી, પણ લોકો ચેતી ગયા! એક ગાયકવાડી ગામના લોકો ભેંસ અને પાડાં ખરીદીને જતા હતા. તેમનાં નામઠામ જાણ્યા વિના, તેમણે પોતાનાં નામઠામ આપ્યાં તે સાંભળતાં કાને દાટા મારીને, ભેંસપાડાં જપ્ત કર્યાં, ગાભણી ભેંસને તાપમાં બારડોલી લઈ ગયા, અને તે માટે દાવો કર્યો, તો એક અમલદાર કહે બીજાની પાસે જાઓ, બીજો કહે ત્રીજાની પાસે જાઓ! પેલા બાપડા ધક્કા ખાતા થાકયા, હાર્યા, પણ ભેંસ શેની મળે?

એક રસ્તાની નજદીકના વાડામાં એક ગાડું પડયું છે, તેની ઉપર જપ્તીદારની નજર પડી. એક પઠાણને કહ્યું, 'તોડો વાડ ઔર નિકાલો ગાડી.' પણ ગાડીને લઈ શી રીતે જવી? ગામનો પટેલ હાજર ન મળે, કે ન મળે કોઈ વેઠિયો કે બીજું કોઈ માણસ જેને ગાડી સોંપી શકાય. એટલે જપ્તીદારે બૂમ પાડી: 'પટેલે આ ગાડીનો કબજો લેવો. એ ગાડી જપ્ત થઈ છે એ સૌ કોઈને જાણ થાય,' અને આગળ વધ્યા.

આ રહ્યા કેટલાક ઘર ફોડવાના દાખલા:

એક જપ્તીદાર અને તેની ફોજ દેલવાડા ગામના એક ઘરનાં પાછલા બારણાના વાડામાંથી પેઠી, બારણાનો નકૂચો ઉખેડયો, ઘરમાં પેઠા, ઘર બિનખાતેદારનું હતું એટલે ત્યાંથી ચાલ્યા ગયા.

એ જ સજ્જનોએ એક ઘરનાં બારણાં ઉતાર્યાં, ઘરમાં પેઠા, એક બાંકડો, અને કેટલાંક વાસણકૂસણ માલિકની ગેરહાજરીમાં ઉપાડયાં અને ચાલ્યા ગયા.

આ લોકો એક કૂંચીનો ઝૂડો પોતાની સાથે ફેરવતા. એક ઠેકાણે એક કૂંચી એક ઘરને લાગી, તે ઘરમાં પેસીને ભેંસ ઉપાડી.

મઢીની પાસેના એક ગામમાં ત્રાસજનક દાખલો બન્યો. એક જપ્તીદાર અને તેના પઠાણો અજવાળું થતા પહેલાં પોતાના કામ ઉપર નીકળી પડ્યા. આમાંનો એક પઠાણ પાછલે બારણેથી એક ઘરમાં પેસવાનો પ્રયત્ન કરતો હતો ત્યાં ઘરની બાઈએ ઘરમાં દોડી જઈ બારણું બંધ કરવા માંડ્યું. પઠાણ પાછળ પડ્યો, બારણાને ધક્કો માર્યો, અને પેલી બહેન પાછી બંધ કરવા જતી હતી ત્યાં પઠાણે તેનો હાથ પકડ્યો, તેને બહાર ખેંચી કાઢી અને પછી પાંચ જાનવરો જપ્ત કર્યાં. ભાઈ મણિલાલ કોઠારી તે દિવસે ત્યાં જ હતા. તેમણે આ ખબર છાપામાં આપી એટલે દેશમાં ખળભળાટ મચ્યો.

જે રીતે ભેંસોની નામની કિંમતે કહેવાતી હરાજી થતી હતી, જે રીતે નાનાં નાનાં રાચરચીલાં અને બીજી મિલકતના કોઈ લેનાર ન મળે ત્યારે પઠાણો, સરકારી પટાવાળા, અને પોલીસને તે નામની કિંમતે આપી દેવામાં આવતી હતી, જે રીતે આ પટાવાળાઓને માટે લિલામ કરનારા જાતે આ વસ્તુ ખરીદતા તેના તો ઘણાયે દાખલાઓ છે. પઠાણના પેલા દાખલાથી તાલુકામાં હાહાકાર થઈ રહ્યો હતો ખરો, છતાં દોઢદોઢસો અને બસેં રૂપિયા પગાર ખાનારા અને મામલતદારની જગ્યાની લાયકાત ધરાવનારા અમલદારોને મવાલી પઠાણોની સાથે રાતદિવસ ભેંસની શોધમાં ભટકતા જોઈને આટઆટલા ત્રાસમાં અને ઉકળતા તાપમાં કારાગૃહવાસ ભોગવતા લોકોને પણ રમૂજ આવતી હતી.

લગભગ આ જ અરસામાં વાંકાનેરના ૧૮ ખેડુતોને ટંટાફિસાદ અને સરકારી નોકરોને કામમાં અટકાયત કરવાને માટે પકડવામાં આવ્યા. ખરા ખેડુતોનો જેલ જવાનો વારો આ પહેલીવાર આવ્યો એમ કહેવાય. આ પકડાપકડીઓ હર્ષથી વધાવી લેવામાં આવી. આ અઢારના ટોળામાં એક શ્રી. વલ્લભભાઈની મોટરનો 'ક્લીનર' હતો અને એક ગુજરાત મહાવિદ્યાલયનો

વિદ્યાર્થી હતો. આ બે જણા અને બીજા આઠ જણાએ તો જામીન આપીને છૂટવાની ના પાડી; બાકીના આઠ જણે પોતાનાં ઘરકામકાજમાંથી પરવારી લેવા જામીન આપીને કેસ ચાલે ત્યાં સુધી છૂટી મેળવી.

આમ એક તરફ ઉત્સવ ઊજવાઈ રહ્યા હતા ત્યાં બીજી તરફ દુશ્મન કિલ્લામાં ક્યાંક ક્યાંક ગાબડાં પાડતો હતો. મુસલમાન મામલતદારે કેટલાક મુસલમાન ખાતેદારોને આખરે ફસાવ્યા અને પૈસા ભરાવ્યા. આ મુસલમાનોએ તો સત્યાગ્રહ-પ્રતિજ્ઞા ઉપર સહી કરેલી નહોતી, પણ મોતામાં સત્યાગ્રહપ્રતિજ્ઞામાં પહેલી સહી કરનાર કેટલાક જણ પડ્યાના ખબર આવ્યા. આથી ન સરદારના પેટનું પાણી હાલ્યું કે ન લોકોના પેટનું પાણી હાલ્યું. સરદારે વાંકાનેરમાંના પોતાના જ ભાષણમાં આ બંને માઠા ખબરની ઉપર ચર્ચા કરતાં નવું જ અજવાળું પાડ્યું:

"મેં સાંભળ્યું છે કે તમારા ગામના મુસલમાન પૈકી કેટલાકોએ પૈસા ભરી દીધા. એમાં કાંઈ બૂરું થઈ નથી ગયું. એક રીતે તો એમાં આપણે રાજી થવાનું છે. ઈશ્વર જે કંઈ કરે તે સારાને માટે જ કરે છે. આ લડતને ત્રણ મહિના થઈ ગયા છતાં સરકારને કોઈએ પૈસા આપ્યા નહિ ત્યારે તેણે એવી વાત ફેલાવી કે લોકોને તો ભરવાની મરજી છે, પણ મારી નાંખવાના અને દેવતા મેલવાના ભયથી અથવા નાતજાતનાં બંધનને લીધે ભરવા જઈ નથી શકતા. આ મુસલમાન ભાઈઓએ હવે પૈસા ભર્યા છે તે પરથી હવે સરકારને ખાતરી થઈ જશે કે એવા ભયની વાત કેવળ બનાવટી જ હતી. **એટલું સિદ્ધ કરવાનું સાધન આપોઆપ મળી ગયું એ આપણને ખુશી થવાનું કારણ છે.** હવે આપણું એ કામ છે કે જેમણે પૈસા ભરી દીધા તેમને નિર્ભય કરવા. એ ભરનારાઓએ તો પ્રતિજ્ઞા પણ ક્યાં કરી હતી? તેઓ મૂળથી જ નરમ હતા એ આપણે જાણતા જ હતા. ઇમામસાહેબ અને અબ્બાસસાહેબ તેમને બેત્રણવાર મળી ચૂકેલા જ હતા. એમને લડતમાં જોખમ લાગતું હતું. હવે મામલતદાર તેમની ન્યાતના આવ્યા, તેની સલાહ તેઓ માને, તેણે કંઈક કરી બતાવ્યું એવા જાતભાઈ તરીકે તેને જશ આપવાનું પણ મન સ્વાભાવિક રીતે થાય, એટલે એવાં કારણોથી કેટલાક પૈસા ભરે એમાં કંઈ જ નવાઈ નથી, કે તેમાં આપણે રોષ કરવાજેવું પણ નથી. ઈશ્વર જે કરે છે તે સારાને જ માટે કરે છે. તેની મરજી એવી હશે કે થોડા પાસે પૈસા ભરાવીને સિદ્ધ કરી

આપવું કે જેને ભરવા જવું હોય તેમને કોઈ મારવું નથી કે તેમની સાથે કોઈ વેર બાંધવું નથી.”

મોતાનો કિસ્સો શોચનીય હતો. જે માણસોએ પૈસા ભરી દીધા તેમણે જ ગામના તરફથી બાંહેધરી આપી હતી. પણ એ લોકો શ્રી. વલ્લભભાઈના શબ્દોમાં બે ઘોડે ચડનારા હતા, તેમને લોકોને પણ ખુશ રાખવા હતા અને સરકારી અમલદારોની પણ ખુશામદ કરવી હતી. મોતાના કિસ્સા વિષે બોલતાં શ્રી. વલ્લભભાઈ બોલ્યા:

“તમે આ અમલદારના ભમાવ્યા ચાળે ચડી ભરવા જશો તો એમની મહોબત તમને મુસીબતમાં નાંખશે, ને તમારા ઘરમાં ઝગડા જાગશે. ફોજદાર-સાહેબ મોતામાં બે દેશાઈઓએ એમની દોસ્તી કરેલી તેમની પાસેથી પૈસા ભરાવી આવ્યા. જેણે ઊભા થઈને ગામ વતી ખાતરી આપેલી ને પ્રતિજ્ઞા પર સહી કરેલી તે દેશાઈઓ આજે બોકડપથી ચોધારાં આંસુ પાડે છે. ઘરમાં દીકરાએ એને ત્રણ દિવસથી આની ગંધ આવવા લાગી ત્યારથી ઉપવાસ કર્યાં છે. શરમના માર્યાં બહાર નીકળાતું નથી, અને એણે માફીનો કાગળ મારા ઉપર મોકલ્યો છે. એમને ભય બતાવ્યો હશે કે દેશાઈગીરી જશે. દેશાઈગીરી રહી પણ આબરૂ તો ગઈ. ફોજદારસાહેબ શી ધાડ મારી આવ્યા? કાનખજૂરાના બે પગ તૂટ્યા તોય શું ને રહ્યા તોય શું? લશ્કર લડવા નીકળે તે તેમાં થોડાઘણા કપાયા વિના રહે છે? કોઈ વળી મૂઠી વાળીને નાસી જનાર ને મોં કાળું કરી લેનારો પણ નીકળે છે. તેથી શું? મોતા ગામના આગેવાનોએ તો પેલાને કહ્યું, શું કામ રડો છો? મને પણ આવીને કહી ગયા, ભલે એણે ભર્યાં, કોઈ એમને નહિ કનડે, અમે એને રક્ષણ દેશું.”

પણ લોકોને આવા કાનખજૂરાના થોડા પગ તૂટે તેનો ડર રહ્યો નહોતો. ભેંસોના ઉપર ગુજરતો ત્રાસ સાલતો હતો ખરો, અને ઉકળતા તાપમાં બારણાં ઢાંકીને ભરાઈ રહેવું તે કોને ગમે? આ લોકોને રીઝવીને, હસાવીને, લડાઈમાં અડગ રાખનાર શ્રી. વલ્લભભાઈની તોલે આવે એવા લડવૈયા વિરલ છે. કોઈ ઠેકાણે કહે છે: ‘તમારા જપ્તીદાર બ્રાહ્મણ છે. ચાર વાગે ઊઠીને પ્રભુ-સ્મરણ કરવા કે પ્રભાતિયાં બોલવાને બદલે આજકાલ ભેંસોનું સ્મરણ કરે છે.’ આ જપ્તીદારથી કોણ ડરે, અને એને કોણ ગણકારે? બીજે ઠેકાણે કહે છે: ‘વાલોડના થાણામાં એક જણ

ભેંસનું પૂછડું પકડી રહ્યો છે, ને બીજો દોહે છે! કોઈએ આનો ફોટો પાડી લીધો છે. સરકારની નોકરી કરવા જતાં ગોવાળિયા અને ખાટકી થવાનું! બળ્યા એ અવતાર! સરકારી નોકરો કહે છે: ગામનાં છોકરાંનાં ડંકાનગારાં કરતાં આ ઢોરોની રાડોથી કાન ફૂટચા. કાઢોની જાહેરનામું એ ભેંસો ઉપર કે અવાજો ન કરવા! તમારા જ થાણામાં એ બેઠેલી છે તમારી હકૂમત હેઠળ.' એક ગામમાં જઈને પૂછે છે: 'તમારી ભેંસો વિષે બેપરવા છોને?' લોકો કહે: 'હા જી, અમે એને મરેલી સમજીએ છીએ.' એટલે સરદાર ચેલાને વધારે બેદરકાર બનાવવા માટે કહે છે: 'જાણજો કે સરકારી કોગળિયું આવ્યું હતું. કોઈ એનો વિચાર ન કરજો. જાણજો કે એક નવી જાતનો સરકારી રોગચાળો આવ્યો હતો.'

વાલોડની સભા સરકારી થાણાની સામે જ ભરાતી હતી. ભાષણ પૂરું થવા આવ્યું ત્યાં ભેંસોના બરાડા સંભળાવા લાગ્યા. એટલે સરદારને વળી તક મળી: 'સાંભળો, ભેંસોની રાડો. રિપોર્ટરો લખી લ્યો, રિપોર્ટ કરજો ભેંસો ભાષણ કરે છે. નગારાંના અવાજોથી રાજ ઊંધું વળતું હતું, હવે આ ભેંસોની રાડ સાંભળો (ફરી ભેંસોના બરાડા). આ રાજ કેવું છે એ હજુ તમે ન સમજતા હો તો આ ભેંસો રાડો પાડીને તમને કહે છે: આ રાજમાંથી ઇનસાફ મોં સંતાડી નાસી ગયો છે.'

હાસ્ય અને કરુણની એ મેળવણી કેટલી સાદી અને કેટલી અસરકારક છે! પણ ઘણીવાર અતિશય ગંભીર થઈ જતા સરદારના હૃદયમાં કેવી જવાળા સળગી રહી હતી તેનું પણ લોકોને માપ મળી રહેતું હતું:

"હું જાણું છું કે આખો દિવસ તમારે બારણાં અડકાવીને માણસ ને ઢોર બધાંએ પુરાઈ રહેવું તમને વસમું લાગે છે, ને તમે તમારાં ઢોર ને ઘરની મિલકત સરકારને લૂંટી જવા દેવા તૈયાર છો. પણ મારે તમને સમજપૂર્વક દુઃખ સહન કરતાં શીખવવું છે ને તમને ઘડવા છે. તે સિવાય આ બાહોશ અને ચાલાક સરકાર સામે આપણે ન ફાવીએ. મારે તમને દેખાડવું છે કે સો રૂપિયાની નોકરી માટે જનોઈ પહેરેલો બ્રાહ્મણ હાથમાં દોરડાં ઝાલીને ખાટકીને દેવાનાં ઢોર પકડવા ફરે છે. આપણા જ માણસોને,

ઊંચ વરણના લોકોને આ રાજતંત્ર કેવા રાક્ષસો બનાવે છે તે તમને મારે દેખાડવું છે."

અથવા આ :

"આપણી તો એક નાનીસરખી લડત હતી. પણ સરકાર હઠે ભરાઈને તેને મોટું રૂપ આપે છે. જો આજે પ્રજા પોતાની હઠ બરાબર ન પકડે તો સરકાર તેને ખૂંદી નાંખશે. પણ પ્રજા જો ખરી હઠ પકડશે તો સરકાર હારી જશે. કદાચ આ તાલુકાના બધા માણસો ખુવાર થાય કે મરી જાય તોયે શું? ૮૦ હજાર મર્યાં કે જીવ્યા તેનો ઈશ્વરની સૃષ્ટિમાં શો હિસાબ છે? એક મણ ઘઉંનું બી જમીનમાં દટાઈ કોહીને નાશ પામે છે, પણ તેના બદલામાં ખાંડીબંધ ઘઉં પેદા થાય છે; તેમ તમે બારડોલી તાલુકાના ખેડૂતો બી બની ભલે ખુવાર થાઓ, અને ગુજરાતની ખેડૂતઆલમનું કલ્યાણ કરો. આજે તમને લક્ષ્મી ચાંલ્લો કરવા આવી છે એમ સમજજો. ફરીફરીને આવો સમય કોઈના ભાગ્યમાં નથી આવતો. તમારે ખેડૂતને ડરવાનું હોય જ નહિ. ડર તો સરકારને હોય — જેને પોતાનું રાજ્ય રાખવું છે; સરકારી અમલદારને હોય — જેને નોકરી ખોઈ બેસવાનો ડર છે."

અથવા તો અપ્રમત્ત આઠેપહોર જાગૃત સરદારના આ ઉદ્ગાર લો :

"તમે મને આરામ લેવા કહો છો, પણ મારે કંઈ આરામ નથી લેવો. છૂટો છું ત્યાં સુધી રાતદિવસ તમારી વચ્ચે રહેવું એ મારો ધર્મ છે. તમને ખબર નહિ હોય પણ મને ખબર છે કે તમારી પાછળ કેટલાં કેટલાં ભૂતો ભમી રહ્યાં છે. કઈ વખતે તેઓ તમને વળગી ગાંડા કરશે, કઈ વખતે પાડશે એનું રખવાળું કરવાનો મારો ધર્મ છે. જેણે તાલુકાનો રખો હોવાનો દાવો કર્યો છે તેનો ધર્મ સતત સર્વકાળ જાગૃત રહેવાનો છે. તમે મને તાલુકાનો રખો નીમ્યો તો હવે જ્યાં સુધી હું બહાર રહું ત્યાં સુધી મારે સૂવાનું હોય નહિ. મારો ધર્મ પોતે જાગૃત રહી તમને નિરંતર જાગૃત રાખવાનો છે."

# ૧૮

# દાઝ્યા ઉપર ડામ

"ખેડાના ધાંધલિયા અહીં આવીને ખેડૂતો પર જીવે છે, ને કમિશનરસાહેબ ત્રણ હજારનો મનિઑર્ડર વિલાયતથી મંગાવીને ખાતા હશે? તમે કોના ઉપર જીવો છો?"

સરકારે રેવન્યુ કાયદાની કલમ અને દીવાની કાયદાની કલમ પણ આ જપ્તીના કામમાં ઊંચી મૂકી હતી એ આપણે જોયું; ન જોઈ રાત, ન જોઈ મધરાત, ન આપી પહોંચ, ન કર્યાં પંચાતનામાં, ન જોયા ખાતેદાર, ન જોયા બિનખાતેદાર, હવે વલ્લભભાઈની ભાષામાં કહીએ તો બીજાં ખાતાંને પણ વટાળવા માંડચાં હતાં. આબકારીખાતું તો હાથ લાગ્યું જ હતું. દારૂના પરવાના માટે આપવામાં આવેલા પૈસા મહેસૂલ પેટે જમા લેવાય, અને દોરાબજીની સતામણી આબકારીખાતાના અમલદારો દ્વારા જ ઘણીખરી કરવામાં આવી, હવે ખેતીવાડીખાતું — ખેડૂતોના કલ્યાણને માટે કરવામાં આવેલું ખાતું — સરકારનું હથિયાર બન્યું. તાલુકાના કેટલાક ખેડૂતો ખેતીવાડીખાતામાંથી કપાસનું બી લઈને ખેતીવાડીખાતા મારફત જ રૂ વેચે છે. એ રૂ ખાતાનું નથી હોતું, પણ ખાતું ખેડૂતને માટે અનામત રાખી વેચી દે છે. આવા રૂની ઘણી ગાંસડી એક જીનમાં પડેલી હતી. બસ મામલતદારે જઈને

એ ગાંસડી ઉપર ટાંચ મૂકી, અને ડિરેક્ટર ઑફ ઍગ્રિકલ્ચરને લગભગ ૭૩,૦૦૦ જેટલા રૂપિયા ખેડૂતોના મહેસૂલ પેટે જમા કરી દેવાનો હુકમ થયો. ખેડૂતો કયા તે તો કોણ જાણતું હતું? ખેડૂતોનાં નામ પાછળથી જાણી લેવાય, પણ એ પોણો લાખ જમા થયેલા તો ગણાય! બંદૂકવાળાઓની બંદૂકનાં લાઇસન્સ, મહેસૂલ ન ભરવા માટે, લઈ લેવામાં આવ્યાં, અને પેન્શનરોને પેન્શન ખોવાની પણ ધમકી મળી. પાછળથી કેળવણીખાતાના અને વૈદકીય ખાતાના અમલદારો મારફત તેમના હાથ નીચેના નોકર એવા ખાતેદારો ઉપર દબાણ કરવામાં આવ્યું હતું.

પણ આટલાં હવાતિયાંથી કમિશનરસાહેબને સંતોષ થાય એમ નહોતું. તેમને એક નવું હથિયાર મળ્યું. દીનશાજી એદલ બહેરામ નામના વયોવૃદ્ધ, ભલા, સમાજસેવારત દાક્તર કમિશનર-સાહેબની જાળમાં સપડાયા. એ કેવી રીતે સપડાયા એ તો કહી શકાતું નથી, પણ દાક્તરની સમાજસેવાભાવનાનો કમિશનરે સફળતાથી દુરુપયોગ કર્યો. ખેડૂતો દુઃખના પાઠ ભણી રહ્યા હતા, સરકાર હઠ ન છોડે તો હજી ખેડૂતોને માટે દુઃખના ડુંગર ઊભા હતા એ વિષે તો કોઈને શંકા જ નહોતી. એટલે આ ગરીબ ખેડૂતોની દયાની ખાતર કંઈક કરવાની એમને કમિશનરસાહેબ પાસેથી સૂચના મળી હોય તો નવાઈ નહિ. એમણે એક કાગળ વર્તમાનપત્રોને લખ્યો તેમાં બારડોલીના ખેડૂતોને મહેસૂલ ભરી દઈ રાજમાન્ય રીતે ચળવળ ચલાવવાની સૂચના કરી, અને બીજો કાગળ કમિશનરને લખ્યો તેમાં તેમને પૂછ્યું કે આવા અણીના સમયમાં પોતાની સેવા તેઓ કેવી રીતે આપી શકે. આ બે કાગળોની સાથે આપણે સંબંધ નથી. આપણે તો કમિશનરે એ ભલા દાક્તરને ઉપરના કાગળના જવાબમાં જે કાગળ લખ્યો તેની સાથે સંબંધ છે. આ કાગળ દ્વારા કમિશનરે પોતાના હૃદયની વરાળ કાઢી. સત્યાગ્રહની લડત કેવી રીતે ચાલી એ વર્ણવનારા ઇતિહાસમાં આ દાક્તર, કે કમિશનર કે તેના કાગળને આખો ઉતારી જાહેરાત આપવાનું હું પસંદ ન જ કરત. પણ ઘણીવાર નાનકડી બાબત અણધારી રીતે મોટી થઈ પડે છે, અને

આ કમિશનરના કાગળે બારડોલી તરફ આખા હિંદુસ્તાનનું ધ્યાન ન ખેંચ્યું હોત તો એ હું ન આપત. આ રહ્યો તે કાગળ:

[ અંગ્રેજી પત્રનો ગુજરાતી તરજૂમો ]

કૅંપ સૂરત,
૮ મી મે, ૧૯૨૮.

વહાલા ડા. એદલ બહેરામ,

આપના પત્ર માટે ઘણો આભાર માનું છું. મને ખાત્રી છે કે આપે જે લેખો લખ્યા છે તે હૃદયની ભલી લાગણીથી પ્રેરાઈને લખ્યા છે અને નહિ કે કોઈ અમલદારની પ્રેરણાથી, અને આપની એ ભલી લાગણીને કારણે જ આપે ગરીબ રક્તપીતિયાઓને મદદ કરવાના કામમાં આપનું જીવન સમર્પણ કર્યું છે.

સરકારવધારો વસૂલ કરવા માટે સખત પગલાં લેવા પહેલાં, મેં ખેડાના આ ચળવળિયાઓને તેમની ચળવળ છોડી દેવા માટે મારાથી બને તેટલો સમજાવવાનો પ્રયત્ન કર્યો હતો. સરકારી અમલદારો બારડોલીના લોકો સમક્ષ સરકારનો કેસ રજૂ કરી શકતા નથી, કારણ કે તેમને જાસૂસી, હુલ્લડખોરી અને એવા બીજાં અપમાનોના ભોગ બનાવવામાં આવ્યા છે. જે કોઈ અમલદાર પાસે જાય છે તેના પર શંકાની નજરથી જોવામાં આવે છે અને તેને બહિષ્કારની ધમકી અપાય છે. સરકારે ધારાસભામાં જે દલીલો રજૂ કરી હતી, અને જેને પરિણામે ધારાસભા ઠપકાની દરખાસ્ત ૪૪ વિરુદ્ધ ૩૫ મતે ઉડાવી દેવા પ્રેરાઈ હતી, તે સંબંધી લોકોને જાણ થવા દેવામાં આવતી નથી — તેમના કાનમાં રૂના પૂમડા મારવામાં આવ્યા છે.

લોકોના ઉપર જીવનારા અને તેમને આડે રસ્તે દોરવનારા આ ખેડાના ચળવળિયાઓનાં ધાડાંથી ગરીબ બિચારા ખેડૂતો પાયમાલ ન થાય તે માટે મારા જેટલી બીજાને ચિંતા ન હોય. મેં રા. બ. ભીમભાઈ રણછોડજી નાયક, એમ. એલ. સી., સમક્ષ એ વાત સ્પષ્ટ કરી છે કે જે કોઈ ગામ પોતાનો વર્ગ ખોટી રીતે ચડાવી દેવામાં આવ્યો છે એમ માનવાને યોગ્ય કારણો બતાવી આપે તેવો કેસ તપાસવા માટે હું તૈયાર છું, પણ તે એવી શરતે કે આખા તાલુકા અને મહાલનો જે ૨૦ ટકા જેટલો વધારો થયો છે તે નહિ આપવાની વાત છોડી દેવામાં આવે.

મહેસૂલ વસૂલ કરવા માટે સરકાર બને તેટલા દરેક ઉપાય લેવાનું માંડી વાળી શકે નહિ. કારણ કે એમ નહિ થાય તો કાયદાપૂર્વક થયેલી દરેક જમાબંધીનો વિરોધ કરવામાં આવશે. આજના બારડોલીના ચળવળિયાઓ તે જ માણસો છે કે જેમણે ૧૯૧૮માં ખેડા જિલ્લામાં કર

નહિ ભરવાની લડત ઉપાડેલી. અને જેઓ મહેસૂલ આપવા ઇચ્છે છે તેમને તે આપતા અટકાવવા માટે તેમણે લગભગ ખેડાના જેવી જ યુક્તિઓ અહીં અજમાવી છે, એટલે કે એવા મહેસૂલ ભરવા ઇચ્છનારા લોકોને નાતબહાર મૂકવાની, સામાજિક બહિષ્કારની અને દંડની ધમકીઓ આપવામાં આવે છે.

ખેડા જિલ્લાના પાંચ તાલુકાઓમાંથી આ ચળવળિયાઓ આવ્યા છે. એ તાલુકાઓનું રિવિઝન સેટલમેંટ રેલને કારણે બે વર્ષ માટે મુલતવી રાખવામાં આવ્યું છે. છેલ્લા સાત કે આઠ મહિનામાં ખેડા જિલ્લામાં રેલ-સંકટનિવારણ માટે સરકારે લગભગ અર્ધો કરોડ જેટલા રૂપિયા ધીર્યા છે. જો આ ચળવળિયાઓ બારડોલીમાં ફતેહમંદ થાય, તો તો પછી ખેડા જિલ્લામાં સરકારી મહેસૂલ અને તગાવીની વસૂલાતનું કામ જોખમમાં જ આવી પડે.

આપ આ પત્રનો આપને યોગ્ય લાગે તેમ ઉપયોગ કરી શકો છો. મેં જે કંઈ લખ્યું છે તે ખાનગી નથી પણ જે જાણીતા મુદ્દાઓ છે તે જ એ બતાવે છે.

લિ. આપનો

(સહી) ડબ્લ્યુ. ડબ્લ્યુ. સ્માર્ટ

થોડા જ દિવસ ઉપર મિ. સ્માર્ટે સરદારને એક કાગળ લખ્યો હતો તે અતિશય વિનયભર્યો હતો, અને તેમાં વલ્લભભાઈને 'અંગત મિત્ર' તરીકે જણાવ્યા હતા. આ જ મિ. સ્માર્ટે આ કાગળમાં સરદારના ઉપર ચૂંટેલાં વિશેષણોનો કેમ વરસાદ વરસાવ્યો હશે તે તે જાણે. પણ સરદારને તો એથી માત્ર હસવું જ આવ્યું. દશ વર્ષ ઉપર કમિશનર મિ. પ્રાટે ગાંધીજીની સામે ખેડામાં સરકાર તરફથી એટલું જ કટ્ટર યુદ્ધ ચલાવ્યું હતું, પણ તે પોતાના ભાષણમાં ગાંધીજીને 'મિત્ર' અને 'પવિત્ર અને સાધુ પુરુષ' તરીકે વર્ણવતા, અને વલ્લભભાઈને 'મહેરબાન વલ્લભભાઈ સાહેબ' તરીકે વર્ણવતા. મિ. સ્માર્ટે કદાચ ધાર્યું હશે કે વિરોધીને સભ્ય ભાષામાં ન વર્ણવાય. પણ વલ્લભભાઈને મિ. સ્માર્ટની સભ્યતાની સાથે લડવું નહોતું. પણ એ કાગળમાં રહેલાં હડહડતાં જૂઠાણાં તો ખુલ્લાં પાડવાની તેમની ફરજ હતી. બારડોલીમાં એક પણ વાર આવ્યા વિના મિ. સ્માર્ટે લખ્યું, 'સરકારી અમલદારો બારડોલીના લોકો

સમક્ષ પોતાનો કેસ રજૂ કરી શકતા નથી, કારણ તેમને જાસૂસી લુચ્ચાઈખોરી અને બીજાં અપમાનોના ભોગ બનાવવામાં આવ્યા છે.' શ્રી. વલ્લભભાઈએ કમિશનરસાહેબને એક જાહેર ભાષણમાં ખાતરી આપી કે જો તેમની ઇચ્છા હોય કે બારડોલીના ખાતેદારોની સભા બોલાવવી તો બારડોલીના ૧૭,૦૦૦ ખાતેદારોની સભા બોલાવી આપવા પોતે તૈયાર છે, પણ સાથે સાથે એ પણ જણાવ્યું કે વહેમ અને અવિશ્વાસના પ્રચલિત વાતાવરણમાં મિ. સ્માર્ટના હાથ નીચેના અમલદારોને લોકો દૂરથી જ નમસ્કાર કરવાના છે. છતાં એકવાર કલેક્ટરે લોકોની ઉપર આગ અને હિંસાના જે આરોપો મૂક્યા હતા તે આરોપો કમિશનરે ન મૂક્યા તેને માટે શ્રી. વલ્લભભાઈએ તેમનો આભાર માન્યો. ખેડાના 'ચળવળિયાઓ' ખેડામાં મહેસૂલ ન ભરવા દે એ આરોપના સંબંધમાં તો શ્રી. વલ્લભભાઈએ મિ. સ્માર્ટને યાદ દેવડાવ્યું કે જો આ ચળવળિયા પ્રલયપીડિત ગુજરાતની વહારે ન ધાયા હોત, અને તેમને પોતાના જીવના જોખમે, અન્ન, વસ્ત્ર, વાવવાનાં બી, વગેરે વખતસર ન પહોંચાડ્યાં હોત તો સરકારનું તંત્ર તો ભાંગી પડ્યું હોત, અને ખેડૂતો વાવણી વખતસર ન કરી શકત એટલે સરકારને એક કોડી મહેસૂલ પણ ન મળી શકત. વળી એમ પણ જણાવ્યું કે આ જ ચળવળિયા હતા તો સરકારે આપેલાં નાણાંનો સદ્વ્યય થયો, ઘણે ઠેકાણે સસ્તાં બી અને લાકડાં વગેરેની દુકાનમાંથી એ લોકોને લીધે જ સરકાર પૈસા બચાવી શકી.

પણ આ વિપરીત બુદ્ધિથી પ્રેરાયેલા કાગળથી દેશમાં થયેલા ખળભળાટનું દર્શન ગાંધીજીના લેખ જેટલું ભાગ્યે જ ક્યાંય વ્યક્ત થતું હતું. એ લેખ અહીં લોકલાગણીના માપ તરીકે જ નહિ પણ ગાંધીજી દરેક પ્રસંગે બારડોલીની લડતના મુદ્દાની ચોખવટ કરવાને કેટલા આતુર હતા, અને લોકોને મર્યાદામાં રાખવાની કેટલી કાળજી ધરાવતા હતા તે બતાવવાને માટે અક્ષરશઃ અહીં ઉતારું છું:

"બારડોલીની લડતનો રંગ જામ્યો છે. ખાલસાની નોટિસો જે ઝપાટાથી અપાઈ રહી છે તે જોતાં એમ લાગે છે કે આખો બારડોલી

તાલુકો સરકારના કબજામાં આવી જશે, અને તેમની છ લાખ રૂપરડીના બદલામાં તેઓ ચાહે તો છ અબજ વસૂલ કરી લઈ શકે એમ છે. બારડોલીના લોકો બહાદુર હશે તો આ જમીન જવાથી તેમના પેટમાંનું પાણી હાલવાનું નથી. તેમની મિલકત જશે, પણ દરેક સજ્જન અને સન્નારીને વહાલામાં વહાલી વસ્તુ જે આબરૂ તે તેમણે જાળવી હશે. જેના હૃદયમાં શૌર્ય ભર્યું છે, અને જેના હાથપગમાં કામ કરવાની શક્તિ છે તેને મિલકત ખોવાનો જરાય ડર ન હોવો જોઈએ.

પણ ખાલસાની નોટિસથી ધારેલું કામ — લોકોને ડરાવવાનું કામ — પાર ન પડયું એટલે હવે કાર્યકર્તાઓને જેલમાં પૂરવાનું શસ્ત્ર સરકારે ઉપાડયું છે. પંજાબમાં માર્શલ લૉ ચાલતો હતો તે વેળા ન્યાયનાં ફારસો થતાં તેવાં ફારસો આજે ચાલી રહ્યાં છે. સરકારી વકીલ આરોપીની ખો ભુલાવી દે એવી સજાની માગણી કરે છે, અને એ કામને માટે ખાસ નિમેલો મૅજિસ્ટ્રેટ તેમની માગણી વધાવી લઈ ખો ભુલાવી દે એવી સખ્ત કેદની સજા કરે છે. જેમ ખાલસાથી લોકોના ઉપર કશી અસર થતી નથી તેમ મોઢે માગી લીધેલી આ સજાઓની પણ કશી અસર નથી થવાની. સ્વેચ્છાએ ભોગવેલું કષ્ટ કષ્ટ ભોગવનારને કશી હાનિ કરતું નથી.

પણ જે વસ્તુ ખૂંચે છે તે અમલદારોની અપ્રામાણિકતા અને ઉદ્ધતાઈ છે. ઉત્તર વિભાગના કમિશનરે તેમને કાગળ લખનાર એક જણ ઉપર કાગળ લખ્યો છે, જેમાં અપમાનભરેલા કટાક્ષો અને અસત્યો ભર્યાં છે.

આ લડત ખેડાના ચળવળિયાઓએ ઊભી કરી એ કટાક્ષમાં હડહડતું અસત્ય છે. એ લડત શરૂ કરનારા બારડોલીના જ લોકો હતા. હા, તેમણે માત્ર શ્રી. વલ્લભભાઈ પટેલની મદદ અને સલાહ લઈને એ લડત ઉઠાવી, અને શ્રી. વલ્લભભાઈને તો હું ધારું છું કે કમિશનર કંઈક ઓળખે છે. કમિશનરે જે અર્થમાં 'ચળવળિયા' શબ્દ વાપર્યો છે તે અર્થમાં શ્રી. વલ્લભભાઈને ચળવળિયા કહેવાય કે કેમ તે તો વાચકને વિચારી લેવાનું સોંપું છું.

વળી કમિશનરે પોતાના કાગળમાં સરકારી અમલદારો ઉપર જાસૂસી હલ્લા અને એવા જ અપમાનજનક ત્રાસ વર્તાવવામાં આવે છે એમ જે કહ્યું છે તે પણ જૂઠાણું જ છે.

વળી કાર્યકર્તાઓને 'બારડોલીના લોકો ઉપર જીવનારા અને તેમને અવળે માર્ગે દોરવનારા ચળવળિયાનું ટોળું' કહીને વર્ણવવામાં આવ્યા છે. આ અપમાન એવું છે કે વધારે સારા વખતમાં અને પ્રજાને પોતાના બળનું ભાન હોત તો કમિશનરની પાસે જાહેર માફી મગાવવામાં આવે. તેમને હું

ખબર આપું છું કે જેમને તે ક્રોધ અને સત્તાના મદમાં 'ચળવળિયાઓનું ટોળું' કહે છે તેઓ પ્રજાના આબરૂદાર સેવકો છે, જેઓ પોતાની સેવા બારડોલીને મોટો ત્યાગ કરી આપી રહ્યા છે. આમાં વલ્લભભાઈ પટેલ બૅરિસ્ટર ઉપરાંત વયોવૃદ્ધ અબ્બાસ તૈયબજીસાહેબ પણ છે. તેઓ પણ બૅરિસ્ટર છે, અને એકવાર વડોદરામાં મુખ્ય ન્યાયાધીશ હતા. આમાં ઇમામસાહેબ બાવઝીર છે, જેઓ ફકીર જેવા છે અને બારડોલીની પાસે કોડીની તેમને સ્પૃહા નથી. વળી ડા. સુમંત મહેતા અને તેમનાં તેમના જ જેવાં સંસ્કારી પત્ની શારદાબહેન છે. ડા. સુમંતની તબિયત તો કેટલોક સમય થયાં બહુ નબળી છે, પણ તેઓ પોતાના આરોગ્યના મોટા જોખમે બારડોલી ગયા છે. આ ચારે ખેડાના નથી એ કમિશનર-સાહેબને રોશન થાય. આ પછી દ્સાના દરબારસાહેબ છે, અને તેમનાં ભડ પત્ની ભક્તિબા છે. બંનેએ દેશને માટે પોતાના રાજનો ભોગ આપ્યો છે. તેઓ બારડોલીના લોકો ઉપર પેટ ભરતાં નથી. આ ઉપરાંત ડા. ચંદુલાલ અને ડા. ત્રિભુવનદાસ ત્યાં કામ કરી રહ્યા છે, તેઓ પણ ખેડાના નથી. આ ઉપરાંત ફૂલચંદ શાહ અને તેમનાં પત્ની તથા તેમના સાથી શિવાનંદ જે હવે તો જેલમાં જઈ પહોંચ્યા છે, તે પણ ખેડાના નથી; અને કેટલાંયે વર્ષોથી તેમણે મૂંગી સેવાને પોતાનાં જીવન અર્પણ કર્યાં છે. આ બધાં અને બીજાં જેમનાં નામો આપી શકું છું તેઓ બારડોલીની હાય સાંભળીને ત્યાં ગયાં છે. જો કમિશનરમાં આબરૂનો છાંટો પણ હોય તો તેમણે આ સજ્જનો અને સન્નારીઓની સ્વેચ્છાએ માફી માગવી જોઈએ. સાચું જોઈએ તો બારડોલીમાં કામ કરતાં કાર્યકર્તાઓમાં ખેડાના કાર્યકર્તાઓની સંખ્યા બહુ ઓછી છે.

કમિશનરે પોતાના કાગળમાં બારડોલી વિષે મુંબઈ ધારાસભાના ઠરાવનો આડંબરભર્યો ઉલ્લેખ કર્યો છે. પણ એ અગાઉ એ જ ધારાસભાએ સરકારની વિરુદ્ધ બેવાર મત આપેલા અને તેને સરકાર ઘોળીને પી ગઈ છે તે વાત તો તેઓ સાહેબ ખાઈ ગયા છે. કારણ તેનો ઉલ્લેખ કરવામાં સરકારની જ નામોશી છે.

વળી સત્યાગ્રહ આદર્યા પહેલાં બારડોલીના ખેડૂતોએ 'રાજમાન્ય' કહેવાતો દરેક ઉપાય લીધો હતો અને તેમાં તેમનું કશું વળ્યું નહોતું, એ મહત્ત્વની હકીકત પણ કમિશનરસાહેબ ગળી ગયા છે.

કમિશનર જણાવે છે: 'જો બારડોલીના સંકટમાં પડેલા ખેડૂતો પોતાની લડત છોડી દે તો ખોટા વર્ગમાં મુકાયેલા હોય એવા કોઈ પણ ગામડાના મહેસૂલનો તેઓ ફરી વિચાર કરવાને રાજી છે.' આમ કહીને

તે લોકોની આંખમાં ધૂળ નાંખવા માગે છે. કારણ મૂળ મુદ્દો એ નથી કે અમુક ગામ યોગ્ય વર્ગમાં મુકાયેલું છે કે નહિ. મૂળ મુદ્દો તો એ છે કે મહેસૂલ જે રીતે વધારવામાં આવ્યું છે, તે રીત તદ્દન અયોગ્ય છે. અને બારડોલીના લોકો એવો આગ્રહ નથી કરતા કે તેમનો મુદ્દો સ્વીકારવામાં આવે. તેમનો આગ્રહ તો એટલો જ છે કે તેમની ફરિયાદ કેટલી સાચી છે તે તપાસ કરવાને માટે એક સ્વતંત્ર અને નિષ્પક્ષ પંચ નીમવામાં આવે, અને પંચનો ગમે તે ઠરાવ હોય તેનો અમલ કરવામાં આવે. આમાં મહેસૂલ ન આપવાની વાત જ ક્યાં છે? અમુક ખેડૂતો કે અમુક ગામોને દાદ મળવાની વાત જ ક્યાં છે? આખો પ્રશ્ન જ સિદ્ધાન્તનો છે. યોગ્ય તપાસ વિના મહેસૂલ વધારવાનો સરકારનો હકનો બારડોલીના લોકો ઇનકાર કરે છે. આની સાથે હું એ પણ જણાવું કે આ લડત સ્વરાજ્ય મેળવવાને માટે યોજાયેલી કર ન ભરવાની લડત નથી. આ લડત તો એક આખા તાલુકાના લોકોની ચોકસ ફરિયાદની દાદ મેળવવા માટે જ છે.

એટલે કમિશનરના પત્રનાં નીચેનાં વાક્યોમાં ઉદ્ધતાઈની પરાકાષ્ઠા અને હડહડતું જૂઠાણું ભરેલાં છે:

'જે ચળવળિયાઓનું ટોળું ગરીબ ખેડૂતો ઉપર જીવે છે અને તેમને ખોટે રસ્તે ચડાવે છે તેમનાથી એ બાપડાઓનું સત્યાનાશ ન વળે તે વિષે મારા કરતાં વધારે ચિંતા બીજા કોઈને નહિ હશે. . . . . . . . . ખેડા જિલ્લાના પાંચ તાલુકાઓમાંથી આ ચળવળિયા આવે છે. એ તાલુકામાં રેલને લીધે બે વરસ સુધી મહેસૂલમાં ફેરફાર કરવાનું મુલતવી રાખવામાં આવ્યું છે. છેલ્લા સાતઆઠ મહિનામાં સરકારે ખેડા જિલ્લામાં પ્રલયસંકટનિવારણને માટે લગભગ અડધો કરોડ રૂપિયા આપ્યા છે. જો આ ચળવળિયાઓ બારડોલીમાં ફાવી જાય તો ખેડા જિલ્લામાં જમીન-મહેસૂલ અને તગાવી વસૂલ થવાના સાંસા પડે.'

સરકારને હું ખાતરી આપું છું કે જો 'ચળવળિયાઓ' ફાવશે તો તગાવી વસૂલ થવામાં તો કશી મુશ્કેલી ન આવે. જો એ લેનારાઓ ન ભરે તો તે વસૂલ કરવા માટે 'ચળવળિયાઓ'ના સરદાર વલ્લભભાઈ પટેલ તેમને વગરપગારના કલેક્ટર મળી રહેશે. પણ સાચી વાત તો એ છે કે જો 'ચળવળિયાઓ' ફાવશે તો ઉત્તર વિભાગના કમિશનરે લોકોના માનવંતા સેવકોનું અપમાન કરવાની અને જૂઠાણું બોલવાની હિંમત ધરી છે તેવી હિંમત સરકારી અમલદારો નહિ ધરશે, અને બારડોલીના વધારા જેવા ભયંકર, અયોગ્ય અને અન્યાયી વધારા સામે લોકોને કંઈક દાદ મળશે.

હવે લોકોને બે બોલ. સરકારનું રાજ્ય ફૂટ પડાવવાની નીતિ ઉપર જ નભી રહ્યું છે. એ આંખમાં ખૂંચે એવી રીતે બતાવવાને માટે સરકારે મોટે ભાગે હિંદુવસ્તીવાળા તાલુકામાં મુસલમાન અમલદારો અને બાકુતી પઠાણો ઠસાવવાનું ડહાપણ ડોળ્યું છે. સત્યાગ્રહી તરીકે લોકો સહેલાઈથી સરકારના પેચને પહોંચી વળી શકે એમ છે. અમલદારો ને પઠાણોને તેઓ મિત્ર સમજે, તેમનો અવિશ્વાસ ન કરે, અથવા કોઈ પણ રીતે તેમનો ડર ન રાખે અને તેમને પજવે નહિ. એ અમલદારો આપણા દેશબંધુઓ છે, અને એ પઠાણો આપણા પડોશીઓ છે. સરકારને પોતાની ભૂલની ખબર પડવામાં અને હિંદુની ઇજ્જત મુસલમાનને અને મુસલમાનની ઇજ્જત હિંદુને સરખી જ પ્યારી છે એમ સમજવામાં વાર નહિ લાગે. આ વસ્તુ પ્રત્યક્ષ રીતે સિદ્ધ કરવાની તક બારડોલીના લોકોની પાસે પડેલી જ છે. સત્યાગ્રહનું શાસ્ત્ર એ પ્રેમનું શાસ્ત્ર છે. એનું તેઓ પૂરે-પૂરું પાલન કરશે તો તેઓ આપખુદ કમિશનરનું પાષાણ હૃદય પણ પિગળાવી શકશે.”

આ અલ્પ દેખાતા કાગળે કેવો મોટો ખળભળાટ મચાવ્યો એ તો આ પછીનાં પ્રકરણોમાં જોઈશું.

## ૧૯
# ગવાઈ રહેલું બારડોલી

"જો તમે તમારો પાઠ બજવી શકશો તો દેશદેશાવરથી લોકો જોવા ઊતરવાના છે, અને આમાંથી જ એક દિવસ હિંદુસ્તાન જાગવાનું છે."

મે મહિનાની આખરે તો બારડોલી હિંદુસ્તાનમાં ગવાઈ રહ્યું હતું. ઘણાએ નિરાશાવાદીઓની નિરાશા એણે ઉડાડી દીધી હતી, ઘણાએ કુશંકીઓની કુશંકાનું એણે કારણ રાખ્યું નહોતું. 'આ વાણિયા કેમ ટકશે' એમ પૂછવાની પણ હવે કોઈની હિંમત રહી નહોતી, એક બહાદુર પારસી ખુવાર થવા તૈયાર થયો હતો તેને જોઈને આખી પારસી આલમ ખળભળી ઉઠી હતી, અને થોડા મુસલમાનોને હચમચાવનાર મુસલમાન મામલતદારના બારડોલીના અડગ મુસલમાનોની આગળ હાથ હેઠા પડ્યા હતા. બારડોલીની સ્ત્રીઓની બહારની બહેનો આરત કરતી હતી.

મુંબઈનગરીને પણ બારડોલીનો ચેપ લાગ્યો હતો, મહિના ઉપર મુંબઈ ગયો હતો ત્યારનું મુંબઈ અને આજનું મુંબઈ એમાં બહુ ફેર જોયો. મહિના ઉપર ગયો ત્યારે બારડોલી વિષે અજ્ઞાન, શંકા, ઉદાસીનતા હતાં. આ વેળા બારડોલી વિષે જાણવાની આતુરતા, બારડોલી વિષે ધન્યવાદો, બારડોલી સત્યાગ્રહ પત્રિકાઓ મેળવી વાંચવાનો ઉત્સાહ, અને બારડોલી સત્યાગ્રહ માટે નાણાં મોકલવા વિષે પૂછપરછ.

સરદારે મે માહનાની ૯મી તારીખ સુધી નાણાં માટે જાહેર માગણી બહાર પાડી નહોતી, પણ હવે બારડોલી સત્યાગ્રહની લડતે ગંભીર સ્વરૂપ પકડ્યું છે, 'છાવણીમાં બહારથી તાલુકાની મદદે આવેલા લગભગ સો સ્વયંસેવકો કામ કરી રહ્યા છે, ભરતીનું કામ ચાલુ છે, અને જુદેજુદે સ્થળેથી સંખ્યાબંધ ખેડૂતો અને

બીજા મહેમાનો લડતની રચના જોવા અને રહસ્ય સમજવા આવે છે,' એટલે લડતનું ખર્ચ ગુજરાત અને બૃહદ ગુજરાત આપે એવી સરદારે માગણી કરી. તાલુકામાંથી આજ સુધી ૧૦,૦૦૦ ઉપરાંત રૂપિયા મળી ગયા હતા, એમાંના માત્ર ૨,૦૦૦ રૂપિયા બહારના હતા. બાકીની રકમમાં બારડોલી તાલુકાના દરેક ગામની સ્ત્રીઓના નાણાં તો હતાં જ, કેટલાક આસપાસનાં ગાયકવાડી ગામોનાં હતાં. સરદારની માગણીને ગાંધીજીએ ટેકો આપ્યો અને બીજે જ દિવસથી નાણાંની ધારા ચાલી. મુંબઈમાં ઘણા મિત્રો 'પૈસા ક્યાં મોકલવા?' એમ ઉત્કંઠાથી પૂછતા હતા. એક શ્રીમંત બહેન, જે પ્રેમથી બારડોલીના ઇતિહાસનું અધ્યયન કરી રહ્યાં હતાં, અને ગુપ્ત રીતે દાન મોકલતાં હતાં તેમણે વણમાગ્યું પોતાનું બે મહિનાનું દાન આપ્યું અને લડત ચાલે ત્યાં સુધી માસિક રૂ. ૫૦૦ મોકલવાનું વચન આપ્યું.

એ દિવસમાં મુંબઈથી સૂરત આવતી એક ગાડીમાં કરેલા પ્રવાસ વિષે લખતાં મેં 'નવજીવન'માં લખેલું:

"મુંબઈથી રાતની ગાડીમાં પાછા વળતાં ચાર વાગે વલસાડ આવ્યું અને બારડોલીની વાતો સાંભળતાં જાગ્યો ત્યારપછી તો ઊંઘ આવે જ શેની? બારડોલીના સત્યાગ્રહીઓ આટલા ગવાયા છે, તો બારડોલીનું પઠાણરાજ પણ ઓછું ગવાયું નથી. રામનું નામ ગવાય ત્યાં સુધી રાવણને કોણ ભૂલશે? એક ભાઈ પઠાણોના ત્રાસની વાતો કરતા હતા: 'આ બધું સહન થાય, પણ પઠાણો ભેંસોને ત્રાસ આપે છે, જ્યાંત્યાં પેસી જાય છે, વાડાઓ તોડે છે, બૈરાં ઉપર હાથ નાંખે છે તે કેમ સહન થાય?' મેં કહ્યું: 'સહન કરવામાં જ તમારી લડત છે. એ સહન ન કરો તો તમે ગાંડા થાઓ તેની વાટ જોઈને સરકાર બેઠી છે.' એક ભાઈએ સરભોણના જમીદારનાં વર્ણન આપવા માંડ્યાં: 'અનાવલો છે. એને ઘેર બૈરી નથી, દીકરો તેટલો ઝેર ખાઈને મરી ગયો છે. શાને સારુ આ પાપમાં પડતો હશે?'

બપોરની ગાડીમાં સૂરતથી નવસારી ગયો હતો. પ્લૅટફૉર્મ ઉપર સત્યાગ્રહ પત્રિકાઓ વંચાય, ટ્રેનમાં મુસાફરો મોટેથી વલ્લભભાઈનાં ભાષણો વાંચે અને બીજાઓ રસથી સાંભળતા હોય. એક જણ વાંચી રહ્યા એટલે પાસેના ખાનામાંથી આવીને તે વાંચવાને બીજા લઈ ગયા. નવસારી

સ્ટેશનથી ઊતરી નવસારી શહેરમાંથી બરે બપોરે ચાલતો જતો હતો; માથા ઉપર ખાદીની થેલી હતી. એક પારસીને લાગ્યું કે નક્કી આ કોઈ પત્રિકા વહેંચનારો હશે, એટલે મારી પાછળ દોડ્યા, અને કહે: 'ભાઈ, બારડોલી પત્રિકા આપતા જાઓની!'"

આમ પ્રકાશનખાતામાંથી નીકળતી પત્રિકાએ ગુજરાતને ખૂણેખૂણે બારડોલી તાલુકાને ગવાતો કરી મૂક્યો હતો.

પણ સરદારને બારડોલીના મુદ્દાની હદ વધારવી નહોતી. શ્રી. રાજગોપાલાચાર્ય અને ગંગાધરરાવ દેશપાંડે આ અરસામાં અમદાવાદ આવ્યા હતા. તેમને બારડોલી આવવાનું બહુ મન હતું, પણ ગાંધીજીએ તેમને રોક્યા અને સરદાર બહુ રાજી થયા. શ્રી. રાજગોપાલાચાર્ય તામિલ પ્રાંતના નેતા, ગંગાધરરાવ કર્ણાટકના નેતા, બંને આવે, બંને ભાષણો આપે અને બારડોલીની લડતનું ક્ષેત્ર વધે એ ગાંધીજીને કે સરદારને ગમતું નહોતું. મગનલાલ ગાંધી ગુજરી ગયા, 'આશ્રમના પ્રાણ' ગયા એમ વલ્લભભાઈએ લખ્યું, વલ્લભભાઈનું અંતર વીંધાયું અને આશ્રમમાં જઈ આવવાનું તેમને મન થયું. ગાંધીજીએ લખ્યું: 'મગનલાલની ખોટ પુરાય એમ નથી, પણ તમે ન આવતા. તમારાથી આજે બારડોલી ન છોડાય. મારી હાજરી તમારા ખીસામાં સમજજો.' ગાંધીજી બારડોલી આવે એ કોને ન ગમે? પણ ગાંધીજી આવે તો બારડોલીની વધારે પડતી પ્રસિદ્ધિ થાય અને નાહકના ઢગલો માણસો બારડોલીમાં આવે એ સરદાર નહોતા ઇચ્છતા.

પણ સરદાર ઇચ્છે કે ન ઇચ્છે, બારડોલી તો જગબત્રિશીએ ચડ્યું હતું. કમિશનરના કાગળમાં 'લોકોના ઉપર જીવનારા અને તેમને આડે રસ્તે દોરવનારા ખેડાના ચળવળિયાઓનાં ધાડાં' તરીકે સરદાર અને તેમના સાથીઓનું થયેલું વર્ણન આખા દેશને માથાના ઝાટકા જેવું લાગ્યું હતું. મહાસભાની કાર્યવાહક સભા મુંબઈમાં મળી તેણે બારડોલીને વિષે ખાસ ઠરાવ કર્યો, એ ઠરાવથી બારડોલીના સત્યાગ્રહીઓ દેશમાં ગાજી રહ્યા:

'બારડોલી તાલુકામાં થયેલો મહેસૂલવધારો અન્યાય્ય છે અને ખોટા અને અયોગ્ય આધારો પર સૂચવાયેલો છે તેથી તે વધારા વિષે તપાસ

કરવાને એક નિષ્પક્ષ અને સ્વતંત્ર કમિટી નીમવી એવી બારડોલી સત્યાગ્રહીઓની માગણી ન સ્વીકારી મુંબઈની સરકાર તેમની સામે જે પગલાં લઈ રહી છે તેની સામે અડગ બહાદુરીથી ટક્કર ઝીલવાને માટે મહાસભાની આ કાર્યવાહક સમિતિ બારડોલીના સત્યાગ્રહીઓને ધન્યવાદ આપે છે;

અને બારડોલી સત્યાગ્રહીઓની પડખે ખરે ટાંકણે અને મોટા ભોગો આપીને ઊભા રહેવાને માટે શ્રી. વલ્લભભાઈ પટેલ અને તેમના સાથીઓનો આભાર માને છે, અને મુંબઈ સરકારની મનસ્વી નીતિની સામે વિરોધ તરીકે મુંબઈની ધારાસભાના જે સભ્યોએ પોતાનાં સ્થાનનાં રાજીનામાં આપ્યાં છે તેમને ધન્યવાદ આપે છે;

અને મુંબઈની સરકારે સત્યાગ્રહીઓને દબાવવાને માટે જે ગેરકાયદેસર અને વધારેપડતાં પગલાં લીધાં છે તેની સખ્ત નાપસંગી જાહેર કરે છે;

આ સમિતિએ ઉત્તર વિભાગના કમિશનરે સુરતના એક ડાકટરને લખેલો પત્ર વાંચ્યો છે, જેની અંદર કમિશનરે શ્રી. વલ્લભભાઈ પટેલ અને અબ્બાસ તૈયબજી અને ડા. સુમંત મહેતા જેવા પ્રજાના કસાયેલા અને વિશ્વાસપાત્ર સેવકોને 'લોકોના ઉપર જીવનારા અને તેને આડે રસ્તે દોરવનાર ચળવળિયાઓનાં ધાડાં' તરીકે વર્ણવ્યા છે, જેની અંદર અનેક ઘણી અતિશયતાભરેલાં વચનો એવાં છે કે લગભગ જૂઠાણાં કહેવાય; અને આ સમિતિ આ કાગળને અતિશય અપમાનભરેલો અને એક ઊંચો હોદ્દો ધરાવનારા અમલદારને ન છાજતો માને છે તેથી આ સમિતિ મુંબઈની સરકારને કહે છે કે એ કમિશનરની પાસે એ કાગળ માટે જાહેર માફી મગાવીને તે ખેંચી લેવાનો હુકમ કરવો, અને તેમ ન કરે તો તેને બરતરફ કરવો;

અને આ સમિતિ મુંબઈની સરકારને વિનંતિ કરે છે કે તેણે સત્યાગ્રહીઓની નિષ્પક્ષ અને સ્વતંત્ર તપાસ માટેની વાજબી માગણીને સ્વીકારવી, અને આ લડતે અખિલ ભારતીય સ્વરૂપ પકડ્યું છે એટલે પ્રજાને આગ્રહ કરે છે કે તેમણે સત્યાગ્રહીઓને તન, મન અને ધનથી મદદ કરવી."

આ ઠરાવ ઉપરથી માલૂમ પડશે કે મુંબઈની ધારાસભાના કેટલાક સભ્યોએ બારડોલીને કારણે પોતાનાં સ્થાનનાં રાજીનામાં આપ્યાં હતાં. એક આગલા પ્રકરણમાં આમાંનાં ચાર સભ્યોની બારડોલીની મુલાકાત વિષે ઉલ્લેખ થઈ ગયો છે. આમાંનાં રા. બ. ભીમભાઈ નાયક તો ૧૯૨૬થી આ બાબતમાં રસ લેતા આવ્યા જ હતા, અને સરકારની સાથે લખાપટ્ટી ચાલુ રાખી

હતી. હવે રેવન્યુ મેમ્બરના કહેવાથી તા. ૫ મીએ તેઓ કમિશનર મિ. સ્માર્ટને મળ્યા, પણ તેમની પાસેથી કશું નવું ન પામ્યા. જે વાત કમિશનરે શ્રી. વલ્લભભાઈને લડતની શરૂઆતમાં કરી હતી તે જ વાત તેમણે રા. બ. ભીમભાઈને કરી: 'વધારા સાથે સરકારધારો ભરી દો તો થોડાં ગામોમાં અન્યાય થયેલો હોય તેની તપાસ કરશું.' આ પછી તેમણે ધારાસભાના બીજા ગુજરાતના સભ્યો અને પોતા તરફથી ના. ગવર્નરને કાગળ લખ્યો, તેના મંત્રી તરફથી અનેક ઉડાઉ અને ઉદ્ધત જવાબો આવ્યા.

આ પત્રવ્યવહારનો સાર સરકારની ઉદ્ધતાઈ અને દાનત બતાવવાપૂરતો આપવાની જરૂર રહે છે.

પોતાના કાગળમાં ધારાસભાના સભ્યોએ સરકારને 'ઉદ્ધત' કહી હતી, તે માટે સરકારે તેમના કાગળને ધ્યાનમાં લેવાની પણ ના પાડી. ધારાસભાના એ ભલા સભ્યોએ દિલગીરીનો પત્ર લખ્યો અને 'ઉદ્ધત' શબ્દ કાઢી નાંખ્યો, ત્યારે તેમને આ મતલબનો જવાબ મળ્યો: 'અમને કશું કહેવાનું નથી. થોડાં ગામોના વર્ગ ચડાવેલા હતા તે ઉતાર્યા, હવે અન્યાય શો રહ્યો? બારડોલી તાલુકાના ખેડૂતોના પાકમાં ૨૦ ટકા વધારો થયો છે, એટલે ૨૦ ટકા વધારો મહેસૂલમાં થવો જોઈએ. વળી તમે ધારાસભાના મતની વાત તો ભૂલી જ જતા લાગો છો! ૪૪ વિરુદ્ધ ૩૫ મતથી બારડોલી ઉપર તમે હારી ગયા તે વસ્તુ શું બતાવે છે!'

ધારાસભાના સભ્યો કાંઈ નમ્રતામાં પાછા હઠે એમ નહોતું. તેમણે પાછી વિનંતિ કરી વળી લખ્યું: 'તમે સરકારી અમલદાર તરફથી તપાસ થાય એવી અમારી મોળી માગણી પણ ન સ્વીકારો એ આશ્ચર્ય છે, અમારે રાજીનામું આપવું જ જોઈએ.' એટલે ગવર્નરનો ખાનગી મંત્રી તેમને બનાવે છે અને લખે છે: 'ભલા માણસ, સરકારી અમલદાર મારફત તપાસની પણ ના પાડવાનું તમે લખો છો એ ખોટી વાત છે!' ભલા સભ્યોને લાગે છે કે હવે તો બારી ખુલી, એટલે તરત લખે છે: 'આપ સરકારી અમલદાર મારફતે તપાસ કરાવવા ખુશી છો જાણીને અમને આનંદ થાય છે. જો એટલું આપ કરો તો અમે તો વલ્લભભાઈ

પાસે એવી તપાસ પણ સ્વીકારાવીએ.' એટલે પેલા ખંધો મંત્રી જવાબ આપે છે: 'અરે, રામરામ ભજો, કોણે એવી તપાસ કમિટી નીમવાનું વચન આપ્યું? એવી સમજ તમારી થઈ હોય તો તમારી ભૂલ છે.'

ઉદ્ધતાઈની કમાલના આ નમૂના પછી ધારાસભાના સભ્યો રાજીનામું આપવામાં કશું દુઃખ ન માને એમાં કાંઈ આશ્ચર્ય છે! રાજીનામાના પત્ર ઉપર શ્રી. દાદુભાઈ દેસાઈ અને શ્રી. જીવાભાઈ પટેલ (ખેડાના સભ્યો), શ્રી. જેઠાલાલ સ્વામીનારાયણ (અમદાવાદના સભ્ય), શ્રી. વામનરાવ મુકાદમ (પંચમહાલના સભ્ય) શ્રી. ભીમભાઈ નાયક અને શિવદાસાની (સુરત જિલ્લાના સભ્ય), અને શ્રી. દીક્ષિત (સુરત શહેરના સભ્ય), આ સાત સજ્જનોની સહી હતી. આ પત્રમાં તેમણે જણાવ્યું હતું:

"જ્યારે કોઈ સરકાર પોતાની જવાબદારીનું ભાન ભૂલી કાયદાનો ગંભીર ભંગ કરે છે, અને બારડોલીના લોકો જેવા ઉત્તમ અને નરમ લોકોને કચ઼ંદવાનો પ્રયત્ન કરે છે, ત્યારે સરકારની મનસ્વી નીતિની સામે વિરોધ તરીકે ધારાસભાનાં અમારાં સ્થાનનાં રાજીનામાં આપવાની અમારી ફરજ લાગે છે."

આના થોડા દિવસ પછી શ્રી. અમૃતલાલ શેઠ અને શ્રી. હરિભાઈ અમીનનાં રાજીનામાં પણ ગયાં.

સરદાર મહાસમિતિને ટાંકણે મુંબઈમાં હતા. કાર્યવાહક સમિતિના સૌ સભ્યોએ તેમને ખૂબ આવકાર આપ્યો. જો સરદારે ઇચ્છ્યું હોત તો બધાંને બારડોલી ખેંચી લઈ જઈ શકત, પણ કોઈને આગ્રહ ન કર્યો. પંડિત મોતીલાલજીએ તેમને વિનોદમાં કહ્યું: 'તમારી સ્વતંત્રતાનો વીમો ઉતારવાને કોઈ તૈયાર થાય તો કેટલું પ્રિમિયમ લે?' સૌને લાગતું હતું કે સરદાર તુરતમાં સરકારની જેલના મહેમાન થશે, ગાંધીજીને તેમનું સ્થાન લેવા જવું પડશે, અને બારડોલી તુરત અખિલ ભારતીય પ્રશ્ન થઈ પડશે. પણ શ્રી. વલ્લભભાઈએ તો ન કોઈને આવવાનો આગ્રહ કર્યો, ન કોઈને સૂચના સરખી કરી. સરકારને બારડોલીના મુદ્દાનો અવળો અર્થ કરવાની તક મળે એ શ્રી. વલ્લભભાઈ કોઈ કાળે થવા દે એમ નહોતું.

છતાં ડા. અનસારી, મૌલાના શૌકતઅલી, અને મૌલવી મહમદ બલોચ બારડોલી ગયા. બારડોલીમાં અનેક સત્યાગ્રહી મુસલમાનો હતા, અને સુરતના મુસલમાનોનો પણ આગ્રહ હતો એટલે તેને વશ થઈને તેઓ ગયા. ખરી વાત એ છે કે ડા. અનસારી બારડોલી ન ગયા પણ સુરતમાં રહીને તેમણે બારડોલીનું કામ કર્યું, તેમણે સુરતના મુસલમાનોને બારડોલી સત્યાગ્રહમાં સક્રિય સાથ દેવાની અને સરકારને કશા પ્રકારની મદદ ન દેવાની સલાહ આપી. મૌલાના શૌકતઅલી અને મૌલવી મહમદ બલોચ તો બારડોલી ગયા અને સત્યાગ્રહીઓનું સંગઠન જોઈને ખુશખુશ થઈ ગયા.

બીજી તરફથી પારસી ખાતેદારોના ઉપર ગુજરતા ત્રાસથી ખેંચાઈને શ્રી. ભરૂચા અને શ્રી. નરીમાન બારડોલી આવ્યા, અનેક ગામોમાં ગયા, અને લોકોને ઊલટપાલટ સવાલ પૂછીને ખાતરી કરી કે બારડોલી તાવણીમાંથી પસાર થશે. શ્રી. નરીમાને પોતાના ભાષણમાં સરકારની દમનનીતિ ઉપર સખ્ત પ્રહાર કર્યો:

“આપણને કહેવામાં આવે છે કે બ્રિટિશ રાજ્યમાં શાંતિ અને વ્યવસ્થા સ્થપાયાં છે અને ચોર, ડાકુ અને પીંઢારાનું નામ નથી રહ્યું. બીજે તો ગમે તેમ હોય, બારડોલીમાં આજે પઠાણ અને મવાલીનું રાજ છે. મુંબઈમાં જે પઠાણોની હિલચાલ ઉપર ચોવીસ કલાક પોલીસ ચોકી રાખે છે તેમાંથી આ પઠાણોને અહીં બોલાવ્યા છે. આ ભાડૂતી પઠાણો લાવીને સરકારે પોતાની જેટલી લાજ ખોઈ છે તેવી બીજી કોઈ પણ રીતે ન ખોઈ હોત.”

શ્રી. ભરૂચા વળી એકવાર આવ્યા. આ વેળા સંતોક વકીલ તેમની સાથે હતા. બંનેએ મુંબઈ જઈને પારસી કોમને એક અપીલ કરી ને તેમાં જણાવ્યું કે પારસીઓએ બારડોલીમાં ચાલી રહેલા અત્યાચારોની સાથે સીધો અથવા આડકતરો જરાય સંબંધ ન રાખવો.

મુંબઈના યુવકસંઘની ભેસાણિયા બહેનો બારડોલીનાં ગામડાંમાં થોડા દિવસ ગાળવા આવી, લોકોની સ્થિતિ નજરે જોઈ, ચોધારાં આંસુ પાડ્યાં, ‘અમારી જિંદગીની સાચી કેળવણી અમને આ દિવસોમાં મળી’ એમ એકરાર કરીને તેઓ

મુંબઈ ગઈ, અને ત્યાં પોતે જોયેલાં દશ્યોનાં વર્ણન આપ્યાં જેથી મુંબઈનો યુવક અને વિદ્યાર્થીવર્ગ ખળભળી ઊઠ્યો. આ પછી આ યુવકોમાં જે અજબ ચેતન દેખાયું, તેમણે મોટાં સરઘસો કાઢ્યાં, અને સત્યાગ્રહ ફંડને માટે ઘેરઘેર ફરીને જે ફાળા કર્યા એ બધું આ બે બહેનોની બારડોલીયાત્રાને પ્રતાપે હતું.

શ્રી. જયરામદાસ દોલતરામ (સિંધ તરફથી ધારાસભાના સભ્ય) બારડોલી માટે ખાસ ભરાનારી સૂરત જિલ્લા પરિષદના પ્રમુખ ચૂંટાયા. બારડોલીનાં ગામડાં નજરે જોયા વિના એમને પ્રમુખપદ લેવું ઠીક ન લાગ્યું. એમણે ઘણાં ગામડાં જોયાં અને પોતાના ભાષણમાં જે જે જોયું હતું તેનો તાદશ ચિતાર ઉતાર્યો. જે પરિષદ બે મહિના ઉપર ભરવાની શ્રી. વલ્લભભાઈએ સલાહ નહોતી આપી તે ૨૭ મી તારીખે સૂરતમાં ભરાઈ. આવી પરિષદ સૂરતના લોકોની જાણમાં અગાઉ કદી ભરાઈ નહોતી.

હજારો માણસો જિલ્લાના દરેક તાલુકાના ખૂણાખૂણાનાં ગામોમાંથી ઊભરાયાં હતાં. બારડોલીની ગાડીઓના ડબાનાં ચડવાનાં પાટિયાં ઉપર પણ મુસાફરો ઊભા હતા! સહેજે ૧૦—૧૫ હજાર માણસો મંડપમાં હશે, અને મંડપમાં ન દાખલ થઈ શક્યા એવા હજારો બહાર રહી ગયા હતા. બારડોલીના સત્યાગ્રહ વિષે લોકોનો કેટલો ઉત્સાહ હતો તે જણાવવાને માટે આ અપૂર્વ દશ્ય પૂરતું હતું. બારડોલીથી રાનીપરજની બાળાઓને ખાસ સત્યાગ્રહનાં ગીતો સંભળાવવાને માટે લાવવામાં આવી હતી. એ સરળ ને નિર્દોષ બાળાઓને સભાક્ષોભ જેવી વસ્તુ નહોતી. ગાવાનું કહ્યું એટલે કોયલની જેમ ટહૂકી ઊઠી. બારડોલી ન જનારને પણ એ સત્યાગ્રહગીતો સાંભળવાનો લહાવો મળ્યો. મંડપના થાંભલાઓ ઉપર બારડોલીમાં જોવામાં આવતાં આજનાં પાપપુણ્યનાં દશ્યોનું ‘ચિત્રમય જગત’ ટાંગવામાં આવ્યું હતું.

શ્રી. જયરામદાસનું ભાષણ અનેક રીતે ઉત્કૃષ્ટ કોટિનું હતું. એમાં પ્રશ્નનો સુંદર અભ્યાસ હતો, અભ્યાસ જેણે ન કરેલો હોય તેને માટે આખા પ્રશ્નની વીગતોનું સટીક ટાંચણ હતું. એમાં નમ્રતા હતી, પણ તે સાથે નીડરતા હતી, સરકારની ત્રાસનીતિની

સખ્ત ઝાટકણી હતી. ગવર્નર એત્રણ પ્રસંગે સ્વતંત્રતાથી વચ્ચે પડ્યા હતા તેવી રીતે આ ભયંકર અન્યાયની બાબતમાં વચ્ચે પડે એવી યુક્તિયુક્ત સૂચના હતી, અને ૧૨મી જૂનનો દિવસ આખા દેશમાં 'બારડોલી દિન' તરીકે ઊજવવામાં આવે એવી દરખાસ્ત હતી. સરકારનું અનેકવાર ખોલવામાં આવેલું પોકળ શ્રી. જયરામદાસે પોતાની રીતે વધારે પોકળ કરી બતાવ્યું હતું, અને ગયા માર્ચનો ધારાસભાનો 'વોટ' જેને સરકાર ડૂબતાના તરણાની જેમ પકડી રહી હતી તેનું મિથ્યાત્વ સરસ રીતે સિદ્ધ કર્યું હતું. "સરકાર શા સારુ ઉઘાડું કહી નથી દેતી કે અમે નર્યા પશુબળ ઉપર અને સત્તાના જોર ઉપર ખડા છીએ? જે વસ્તુનો નીતિની દૃષ્ટિએ કશો બચાવ ન થઈ શકે તેનો જૂઠાણાં-વાળી અને ભ્રામક દલીલોથી બચાવ કરવામાં શું હાંસલ છે?" પઠાણુરાજની ઝાટકણી કાઢતાં તેમણે કહ્યું, "ધોળે દહાડે પઠાણે ચોરી કર્યાના બનાવ પછી એક દિવસ પણ તેમને બારડોલી તાલુકામાં રાખવા એ આ સરકારને માટે અત્યંત શરમભરેલું છે." બારડોલીમાં ચાલી રહેલા સિતમોનું અને તાલુકાની ભવ્ય શાંતિનું વર્ણન આપી તેમણે જણાવેલું: "સરકારી ચશ્માં ઉતારી તાલુકાના કોઈ પણ ગામડામાં ફરી આવો. બારડોલીનાં ખેડૂતો, સ્ત્રીઓ, બાળકો સૌ કોઈ આ આગેવાનો અને પ્રજાસેવકો ઉપર કેટલાં મરી ફીટે છે. મુંબઈ સરકારની જુલમ નીતિનો કાળો ડાઘ જેમ તેના તંત્રમાં કાયમ રહેવાનો છે તેમ તેના જવાબદાર વડા અમલદારોની પ્રજાસેવકો પ્રત્યેની ઉદ્ધતાઈનું આ ન ધોવાય એવું કલંક પણ તેની તવારીખમાં કાયમ રહેશે."

આ પછી શ્રી. વલ્લભભાઈને બોલવાની વિનંતિ કરવામાં આવી. કેટલોય સમય સુધી એમને વધાવનારા હર્ષધ્વનિ મંડપને ગજાવી રહ્યા, અને તેમણે બોલવા માંડ્યું એટલે શાંતિ છવાઈ. મંડપના ખૂણેખૂણામાં તેમનો અવાજ પહોંચતો હતો. લોકો બીજું કાંઈ નહિ તો વલ્લભભાઈનું તે દિવસનું ભાષણ સાંભળીને જ પોતાને કૃતકૃત્ય માનવા લાગ્યા — એટલું ભાષણમાં તેજ હતું, એટલી વીરતા હતી, એટલું સત્યનું બળ

હતું. સામાન્યમાં સામાન્ય માણુસની બુદ્ધિમાં પણ આખી વસ્તુ પ્રવેશ કરે એવી વાણી અને વિચારની સરળતા હતી. આખા ભાષણનો ધ્વનિ એ હતો કે આજે બારડોલી નીડર બન્યું છે; બે ને બે ચારને બદલે બે ને બે ચૌદ કહેનારા અમલદારો ગમે તેટલા દબાવે, ધમકી આપે, જમીનો લઈ લે, તોપણ પોતાની ટેક છોડવાનું નથી; બારડોલીમાં આજે આબરૂદાર સરકારનું રાજ્ય નથી, પણ ગુંડાઓ અને ચોરલૂંટારાનું રાજ્ય છે એમ જણાવી સરકારની ત્રાસનીતિને તેમણે સરસ રીતે ઉઘાડી પાડી હતી.

સ્વાગતમંડળના અધ્યક્ષે દીનભાવે સરકારને સૂચના કરી હતી કે તે મૂંગા બળદ જેવા ખેડુતો ઉપર રહેમથી વર્તે. શ્રી. વલ્લભભાઈએ એ દીનતાને ખંખેરી નાંખવાનું કહ્યું અને જણાવ્યું કે ખેડુત દયાપાત્ર પશુ નથી, પણ વીર પુરુષ છે; ખેડુતના ઉપર સૌનો, સરકારનો સુદ્ધાં આધાર છે; અને એ ખેડુતને ન્યાય આપ્યા વિના સરકારનો આરો નથી, ન ન્યાય આપે તો સરકારનું રાજ્ય રોળાવાનું છે.

આ પરિષદ બારડોલીમાં જે ચાલી રહ્યું હતું તેનું પ્રતિબિંબ હતી. બારડોલીમાં જે આપભોગની રેલ ચાલી રહી હતી તેના પ્રવાહમાં અવગાહન કરી પુનિત થવા જાણે લોકો ઊભરાયા હતા. બહારના તાલુકાના કેટલાય ખેડુતો જેમણે જિંદગીમાં કદી પરિષદ જોઈ નહોતી તે આ પરિષદમાંથી નવું તેજ અને જોમ લઈને ઘેર પાછા વળ્યા.

આ ચિત્ર છોડી વળી પાછા બારડોલી આવીએ. બારડોલી થાણામાં મહેમાનોની ભરતી ચડયા જ કરતી હતી. શીખભાઈઓ, જેમને 'ગુરુ-કા-બાગ'નાં સ્મરણ તાજાં થતાં હતાં તેમણે ઘણીવાર તાર કરીને પોતાના સ્વયંસેવકો મોકલવાની માગણી કરી હતી, અને શ્રી. વલ્લભભાઈએ તેનો સાભાર અસ્વીકાર કર્યો હતો. પણ હવે તો સરદાર મંગલસિંગ જાતે બારડોલી આવ્યા અને પંજાબમાં જઈને બારડોલીનાં ગુણગાન કરવા લાગ્યા. પંજાબ પ્રાંતિક સમિતિએ ડા. સત્યપાલને બારડોલીની લડત જોવાને માટે ખાસ મોકલ્યા હતા. તેમણે અનેક ઠેકાણે હરખઘેલાં ભાષણો કર્યાં.

શેઠ જમનાલાલ બજાજ પોતાને બારડોલીના યાત્રાળુઓમાં ગણીને ધન્ય માનવા લાગ્યા, અને અનેક સભાઓમાં તેમણે કહ્યું, ‘હું તો બારડોલીનો યજ્ઞ જોઈને પુનિત થવા આવ્યો છું.’

મહારાષ્ટ્રથી શ્રી. જોષી અને પાટસ્કર તટસ્થભાવે બધું જોવા આવ્યા. ગાંધીજી કે અસહકારની સાથે તેમને ઝાઝું લાગતુંવળગતું નહોતું, પણ ખેડુતોને માટે ઉપાડેલી લડત જોવાનો, અને સત્યાગ્રહ કેવી રીતે ચલાવાય છે તે જોવાનો તેમને રસ હતો. બારડોલીથી પાછા વળતાં શ્રી. જોષીએ એક અંગ્રેજ કવિનું પ્રસિદ્ધ વચન ટાંકીને કહ્યું, ‘ઠેકડી કરવા આવ્યા હતા પણ સ્તુતિ કરતા જઈએ છીએ.’

આમ આ બધા મંત્રમુગ્ધ શા સારુ થઈ જતા હતા? આ અપૂર્વ લડત છે, બારડોલી ધર્મક્ષેત્ર છે એમ સૌ એકેઅવાજે કેમ પોકારતા હતા?

અનેક વસ્તુઓ હતી. તાલુકામાં સરકારી રાજ્ય રહ્યું નહોતું અને જુદી જ સરકારનું રાજ્ય ચાલતું હતું એ સૌ કોઈને ભાસતું હતું. લડત રાજ્ય સામે નહોતી પણ રાજ્યના સ્થાનિક પ્રતિનિધિઓની સાથેના અસહકારમાંથી આ પરિસ્થિતિ ઉત્પન્ન થઈ હતી. સરકારના માણસોને કોઈ સગવડ જોઈએ તો તે બારડોલીના થાણામાં પૂછવા આવે; સરકારને પોતાના તાર-ટપાલ મારફતે સંદેશા પહોંચે તેના કરતાં વધારે જલદી સરદારને પોતાનાં માણસો મારફતે સંદેશા પહોંચે.

લોકો કારાગૃહવાસ ભોગવી સરકારથી આમ સ્વતંત્ર થઈને બેઠા હતા, પણ બારડોલીનાં સવાસો ગામોમાં ભાગ્યે જ કોઈ એવું હોય કે જેને બીજા ગામમાં શું બનતું હતું તેની ખબર ન હોય. ગામોનું એ સંગઠન પણ બહારથી આવનારાઓને આશ્ચર્ય પમાડે એવું હતું. સત્યાગ્રહીઓમાંથી કેટલાક — સેંકડે એક ટકો જેટલા — પડ્યા હતા ખરા, પણ ઢગલાબંધ ગામો એવા અભેદ્ય દુર્ગ સમાં હતાં કે જેમાંથી એક કાંકરી પણ ખરી નહોતી. ઇસરોલી ગામે દરેકેદરેક ખાતેદારને ખાલસાની નોટિસ મળી હતી. તાલુકાનાં ચાર ગામમાં સરકારે વધારો કર્યો નહોતો તેમાંનું

આ એક ગામ હતું, અને વધારો ન કર્યો છતાં લડતમાં જોડાવાને માટે આટલી આકરી તાવણી ત્યાં થઈ હશે. બાકીનાં ત્રણ ગામો તો કોળી, રજપૂત અને દૂબળાનાં હતાં, પણ ચારે ગામો સરકારી નોકરોના મેલા હુમલાઓ છતાં અખંડ અડગ ઊભાં હતાં. 'આખા તાલુકાની સાથે તરવું કે મરવું' એ સરદારની વાત તેમની રગેરગમાં ઊતરી ગઈ હતી. સરભોણ જેવાં ગામ જે લડાઈમાં મોડાં ઊતર્યાં હતાં તે તો આખા તાલુકાના નાકરૂપ થઈ પડ્યાં હતાં. કાયદેસર પગલાં લેવા જતાં સરકારને ખબર પડી કે તેનાં હથિયાર કેટલાં નકામાં થઈ ગયાં હતાં. સરકારને કોઈ પગી નહોતો મળતો, લિલામની વસ્તુઓ લેનાર એકે પ્રામાણિક સજ્જન નહોતો મળતો, જમીન ખરીદનાર તાલુકાનો કે બહારનો એકે પ્રતિષ્ઠિત ખાતેદાર નહોતો મળતો.

એક બાજુથી આ ગ્રામસંગઠન અને બીજી બાજુથી સરદારની કુશળ વ્યૂહરચના સૌને આશ્ચર્ય પમાડતી હતી. સરકાર કાયદેસર લડે તો તો બહુ મહેનત કરવાપણું નહોતું, પણ કાયદાને કોરે મૂકીને ચાલનારા અથવા તો કાયદામાં મૂકેલી મર્યાદાનો ભંગ કેવી રીતે કરી શકાય એના જ વિચારમાં નિશદિન ભમતા, કૂડ-કપટ, પ્રપંચ, જૂઠાપણાંનો ડગલેડગલે આશ્રય લેતા સરકારના સ્તંભો સામે ઊભા રહેનારા ભડ થાણદારો સિવાય સરદાર પણ શું કરત? એક તરફથી સરકારને 'મદથી છકેલા, જેમને જુવાની તેમજ અમલનો બેવડો મદ ચડેલો છે, અને તેને કાબૂમાં રાખવાને અક્કલ નથી એવા' માણસો મળ્યા હતા. બીજી તરફથી સરદારને કુંદન જેવા સાથી મળ્યા હતા, સરદારને સાચી પરિસ્થિતિથી વાકેફ કરનારા, નબળાઈ ન ઢાંકનારા, અને સરદાર પણ જેની પવિત્રતાને નમે એવા સાથીઓ મળ્યા હતા.

અને આ થાણદારોના કિલ્લા સ્વયંસેવકોની સેના વિના શી રીતે નભી શકત? એ લોકોને તાપ, તડકો અને તરસ જેવી વસ્તુ નહોતી. ગમે તેવે રસ્તે કાળી રાતે જતાં એમની છાતી ડગતી નહોતી. પત્રિકાઓ વહેંચવા કે પત્રિકાનો મસાલો ભેગો કરવા ઉજાગરા કરીને પણ તેઓ અમુક સમયે મુખ્ય થાણે અને મુખ્ય

ગામે પહોંચવાનો આગ્રહ રાખતા. સરકારી ગુપ્તચર ખાતાને શ
ચમકાવે એવી રીતે આ સ્વયંસેવકો સરકારના ડગલેડગલાની ખ
મેળવતા, કલેક્ટર જેવા અમલદારની હિલચાલની તપાસ ર
જરાયે ડરતા નહિ, નાનામાં નાનું અને હલકામાં હલકું દે
કામ કરવાના હુકમ ઉઠાવતાં તેમને નાનમ લાગતી નહોતી.
રાનીપરજ સ્વયંસેવકે તો આવી સેવા કરતાં છાવણીમાં જ મૃત્
કીધી. સરદારના આ તંત્રે સરકારના મોટા મોટા પગારદા
ચાલતા અમલદારના તંત્રને પાંગળું કરી મૂક્યું હતું.

અને સૌની મોખરે સરદાર! આઠે પહોર કાલે શું કરવું
ચિંતા કરતો, કાળામાં કાળાં વાદળ આવશે તો તેને અમુક
પહોંચી વળશું એવા ઘાટ ઘડતો, પકડવાના હુકમ કાલે આ
એમ માની આજથી તેની તૈયારી રાખતો, હજાર હુકમ કા
અહીં આશ્વાસન દેતો, પણે હસાવતો, અહીં ઠપકો આપતો,
અમલદારોને ઉઘાડા પાડતો, પોતાના જ મનાઈહુકમને પરિ
રોજ પાંચપાંચ સાતસાત ભાષણો કરવાની સજા સુખે ભોગવ
'હું નિર્ભય તો છું, છતાં અત્યારે કાંટાની પથારી ઉપર સૂ
છું, કારણ તમે ભોળા છો,' એમ કહી સ્થાનેસ્થાને
ચેતવતો, સર્વવ્યાપી સરદાર સૌ કોઈનું આકર્ષણ કરે
નવાઈ શી?

અને એ સૌના કરતાં વધારે આશ્ચર્યજનક હતી બારડોલ
બહેનોની જાગૃતિ. આ બહેનોએ પ્રેક્ષકોનાં આટલાં ધાડાં કદી જો
નહોતાં. આ બહેનોએ કદી સ્વપ્ને પણ એવો ખ્યાલ નહોતો રા
કે તેમનાં પરાક્રમ જોવાને માટે આખો દેશ બારડોલીમાં ઊલટ
પણ એથી સાવ અક્ષુબ્ધ, સૌને નિર્મળ, સરળ ભાવે મળ
અને જવાબ આપતી, દિવસેદિવસે ચડતી જતી ત્રાસની ભરતી
ઉલ્લાસ માનતી, ઘરમાં પોતાના પુરુષોને હિંમત આપતી, આ
દિવસ ઘરમાં પુરાઈ રહી બાળબચ્ચાં અને ઢોરની સંભાળ રા
રાત્રે સરદારની સભાઓમાં ઊભરાતી એ વીરાંગનાઓને જોઈને કે
આશ્ચર્ય ન થાય! અને એ અભણ બહેનોમાં તો વળી કવયિત્રી
જાગી હતી. કબીરને નામે ચાલતા ભજનની એકાદ કડી લઈ

તેને ચાલુ લડત ઉપર ઘટાવી દઈ તેમણે રચેલાં સત્યાગ્રહગીતોમાંથી એક તો વરાડ વિભાગનાં ગામેગામમાં પ્રસિદ્ધ થઈ ગયું હતું:

સમજીને બાંધો હથિયાર રે, જ્ઞાનીને ઘોડે—ટેક.
શીલ સંતોષનાં બખતર પહેરજો રે,
ધીરજની બાંધો તમે ઢાલ રે, જ્ઞાનીને ઘોડે૦
શૂરા હોય તે તો સન્મુખ લડશે રે,
ગાફેલ તો ખાશે માર રે, જ્ઞાનીને ઘોડે૦
જુદ્ધનો મારગ સહેલો ના હોય જી રે,
ચડવાં ખાંડાં કેરી ધાર રે, જ્ઞાનીને ઘોડે૦
સતના સંગ્રામમાં ચડવું છે આપણે રે,
ચોંપે ચેતી ચાલો નરનાર રે, જ્ઞાનીને ઘોડે૦
જુલમના જુલમગારે ઝાડો ઉગાડીઆં રે,
રૈયતને કીધી બહુ હેરાન રે, જ્ઞાનીને ઘોડે૦
આજ સુધી તો અમે ઊંઘમાં ઊંઘીઆં રે,
મળીઆ ગુરુ ને લાધ્યું જ્ઞાન રે. જ્ઞાનીને ઘોડે૦
જુલમીની સાથે ભાઈઓ ન્યાયથી ઝૂઝવું રે,
આજે શીખ્યાં એ સાચો ધર્મ રે, જ્ઞાનીને ઘોડે૦
ધર્મની વારે મારો પ્રભુજી પધારશે રે,
હારી જશે જૂઠો અધર્મ રે, જ્ઞાનીને ઘોડે૦

* * *

કહે છે વલ્લભભાઈ, સુણો નરનારીઓ રે,
અંતે જરૂર આપણી જીત રે, જ્ઞાનીને ઘોડે૦
વલ્લભભાઈનું વેણ તમે પાળજો રે,
એવી આ બહેનની આશિષ રે, જ્ઞાનીને ઘોડે૦

આ બહેનો સભામાં આવતી હતી એ તો અનેકવાર લખાઈ ચૂક્યું, પણ હવે એ બહેનો પોતાની સ્વતંત્ર સભાઓ કરવા લાગી હતી. ગામડાની મુસલમાન બહેનો સભા કરે, તેમાં મણિબહેનને બોલાવી ભાષણ કરાવે અને તેમને સત્યાગ્રહને માટે થેલી અર્પણ કરે એ આ સત્યાગ્રહયુગમાં જ સંભવી શકે એમ સૌને લાગતું હતું. પણ બ્રાહ્મણ બહેનોની સભા, અને એ પછી અનેક સ્ત્રી-સભાઓ. બહેનોને લડતમાં રસ લેતી કરીને સરદારે અર્ધી લડત જીતી લીધી હતી એમ કહેવામાં જરાય અતિશયતા નથી.

અંતે લડત ચલાવવામાં લોકો કેટલી ખામોશી રાખી રહ્યા હતા, સામાન્ય ખેડુતો પણ કેટલું તેજ બતાવી રહ્યા હતા તેનાં એકબે ચિત્રો આપી આ લંબાયેલું પ્રકરણ પૂરું કરીશ.

સરભોણ ગામમાં પોણોસો વરસના એક પેન્શનર દેસાઈ જેમણે બિચારાએ સત્યાગ્રહપ્રતિજ્ઞા ઉપર સહી કરી નહોતી તેમને દબાવવાને માટે નવા જપ્તીદારસાહેબે તેમના બારણે રાતદિવસનો ઘેરો ઘલાવ્યો. આગલે બારણે બંદૂકવાળો પોલીસ અને પાછલે બારણે બે પઠાણો! અમે ત્યાં પહોંચ્યા ત્યારે ૧૫ કલાકનો એ પહેરો થઈ ગયો હતો. આગલી રાત્રે બેઅઢી વાગ્યાથી શરૂ થયો હતો. સામાન્ય રીતે ઘરમાં ભરાઈ રહેતાં છતાં સભાઓને માટે, હાજતોને માટે, માણસો બહાર નીકળતા. અહીં આવી રીતે બહાર નીકળવાનું બને કે તુરત જ ઘરમાં જપ્તી લઈ જવી એવા ઇરાદાથી ૨૪ કલાકનો ઘેરો ઘાલ્યો હતો, એટલે જપ્તીમાંથી બચવું હોય તો પિસાબપાણીની હાજતો પણ ઘરમાં કરવી, ઢોરોને પણ પાણી પાવાનાં સાંસાં ભોગવવાં એવું થઈ પડ્યું હતું. અને આ ‘ઘેરો’ તે કોની સામે! એક પોણોસો વર્ષના પેન્શનર અને તેમની સ્ત્રી — ઘરમાં બે જ જીવ — એમની સામે. આ હેવાનિયતભરેલો ઘેરો બીજે જ દિવસે ‘ઉપરના’ હુકમથી ઉઠાવી લેવામાં આવ્યો હતો, પણ અમે ગયા ત્યારે તો ડોસો ડોસી બંને પ્રસન્નતાથી ઘેરા સામે ઝૂઝી રહ્યાં હતાં. મેડીની બારીએ બેસી ડોસી માળા જપતાં હતાં. વલ્લભભાઈએ પૂછ્યું: ‘કેમ માજી! ગભરાતાં નથી ના?’ ‘ના, ભાઈ; તમારો આશરો છે ને!’ વલ્લભભાઈએ કહ્યું: ‘મારો નહિ, રામજીનો આશરો.’ કોઈએ પૂછ્યું: ‘પઠાણપોલીસ પડ્યા છે તે?’ માજી કહે: ‘ભલે પડ્યા. એ ન આવ્યા હોત તો સરદારનાં પગલાં આપણે ઘેર કયે દિવસે થવાનાં હતાં!’

એક તિરસ્કારનું કે ક્રોધનું વચન નહોતું, અધીરાઈ નહોતી; બીજાઓને થતા ક્રોધને પણ શમાવી દે એટલી માજીની શાંતિ હતી.

આ અરસામાં હું એક દિવસ બારડોલી ગયો ત્યારે રસ્તામાં રાયમ ગામના એક ખેડુત ગોસાંઈભાઈ મોં મલકાવતા ગાડું જોડી

જતા હતા. મને તેમણે ગાડામાં બોલાવી લીધો. એમના મલકાટનું કારણ શ્રી. મોહનલાલ પંડ્યાએ મને જણાવ્યું. પંચ થવાનો હુકમ ન માનવાને માટે એમને કોર્ટનું તેડું આવ્યું હતું. એમનો હરખ ન માય. ઘણા મહિનાની સજા થાય તો કેવું સારું એમ કહેતા હતા. 'આ પહેલીવાર કોરટને પગથિયે ચડવાનો. મારા ગામમાંથી કોઈ પણ જણ છેલ્લાં પચાસ વર્ષમાં કોરટને બારણે ચડ્યો નથી,' એમ તેમણે મને ખબર આપી. એમની સામે ફરિયાદ કરનાર ફોજદાર હતો. ફોજદારે ફરિયાદ કરી કે આ માણસને પંચ થવાનો હુકમ કર્યો, એણે ન માન્યું. કેવો હુકમ કર્યો, એમ પુછાતાં તેણે હુકમની નકલ રજૂ કરી. તેની અને મૅજિસ્ટ્રેટની વચ્ચે થતી વાતો એટલે તેની જુબાની તે જ બોલે અને તે જ સાંભળે! આપણા ખેડુતને જ્યારે આ જુબાની વાંચી સંભળાવવામાં આવી ત્યારે તે તો આભો જ બની ગયો. જ્યાં બેઠો હતો ત્યાંથી ઊછળી ઊભો થયો, અને ફોજદાર સામે જોઈને બોલવા લાગ્યો: 'સાહેબ, ઈશ્વરને સાક્ષી રાખીને બોલો છો કે? સાચું બોલો છો કે તમે મને લેખી હુકમ આપ્યો છે?' ફરી બોલ્યો: 'ઈશ્વરને સાક્ષી રાખીને સાચું કહો.' પણ ફોજદાર તેના તરફ જુએ શેનો? ખેડૂતની આંખો લાલ થઈ. 'ઈશ્વરના નામ ઉપર આમ અત્યાચાર થતો હશે?' એ વિચારથી તેનું હૈયું ઘવાયું. કોર્ટમાં જૂઠાણાની કાંઈ નવાઈ છે? પણ આ બિચારો કોઈવાર એ 'ન્યાયમંદિર'માં ગયો હોય તો ના? પણ એ ફોજદારને વિષે પણ આ ખેડૂતને કડવું વેણ કહેતો ભાગ્યે જ કોઈએ સાંભળ્યો હશે.

આ પ્રકારનું શાંત તેજ તાલુકામાં જ્યાંત્યાં જોવામાં આવતું હતું અને એ જોવાને લોકોનાં ટોળાં જ્યાંત્યાંથી ઊતરતાં હતાં. પ્રકરણને આરંભે ટાંકેલા ઉદ્ગારો સરદારે ચાર મહિના ઉપર કાઢ્યા હતા, અને તે અક્ષરશઃ સાચા પડ્યા હતા.

## ૨૦
## ગજવીજ

"મહિનાથી આટલાં તોફાન કર્યાં, પઠાણ લાવ્યા, મોટરો લાવ્યા, ખાસ અમલદારો રાખ્યા, પણ એ બધાં તોફાનનું પરિણામ શું આવ્યું? ભલે ખેડૂતનો માલ વેડફ્યો હશે, પણ તમારા દફતરમાં કેટલું જમે થયું? છેવટે તો ગાય દોહી કૂતરીને જ પિવડાવ્યું ને?"

બારડોલીનું બળ વધતું જતું હતું અને સરકારની અકળામણ વધતી જતી હતી. કમિશનરસાહેબને હજુ બારડોલીની મુલાકાતે આવવાની ફુરસદ નહોતી મળી. આજે નહિ તો કાલે એ હિલચાલને ચપટીમાં મસળી નાંખશું એવી એમને ખાતરી હતી, એની હાથ નીચેના અમલદારોની આપેલી એવી ખાતરીને વિષે એમને સંપૂર્ણ વિશ્વાસ હતો. 'સ્થાન ઉપરના માણસ'ના ઉપર વિશ્વાસ રાખનારી સરકાર એ કમિશનરને 'સ્થાન ઉપરનો માણસ' સમજીને નિશ્ચિંત બેઠી હતી. પણ બે મહિનાનો તાપ સરકારથીયે સહન ન થયો. સરકારે જોયું કે એકે પાસો સીધો પડતો નથી ત્યારે તેણે 'યુદ્ધપરિષદ' બોલાવી. યુદ્ધ-પરિષદમાં બે ગુજરાતી અમલદારો હતા. બંનેને લડાઈ શાંત પાડવાની સરખી ઉત્કંઠા હતી, પણ હવે એકની ઉત્કંઠા વિવેક વટાવીને આગળ જતી હતી. દીવાન બહાદુર હરિલાલ દેસાઈ શ્રી. વલ્લભભાઈના જૂના મિત્ર, પણ રાજદરબારે ચડેલા મિત્ર અને સરકાર સામે બહારવટે નીકળેલા મિત્ર વચ્ચે શી રીતે મેળ ખાય? પેલા મિત્ર સરદારને પોતાની રીતે મદદ કરવા ગયા અને લોકોની અસેવા કરી. કમિશનર અને તેના હિમાયતીઓની પહેલી શરત એ હતી કે વધારા સાથેનો સરકારધારો પહેલો ભરી દેવામાં આવે. દીવાન બહાદુરે આ ટોળીને ટપેરી આપી, અને શ્રી. વલ્લભભાઈ

પણ આટલી 'નજીવી' શરત સ્વીકારશે એમ માની લીધું. એ જ સાહેબે સમાધાનની ઓછામાં ઓછી શરતની વાત શરૂ કરી, અને તેમ કરી સરદારને સત્યાગ્રહીઓની ઓછામાં ઓછી શરતની વાત કરવાને ઉશ્કેર્યા. દીવાન બહાદુર અને સરદારની વચ્ચેનો કિસ્સો દુઃખદ છે, પણ દીવાન બહાદુર છાપે ચડ્યા, વલ્લભભાઈને વગોવવાના પ્રયત્ન કર્યા એટલે વલ્લભભાઈએ નછૂટકે કેટલાક કાગળો પ્રસિદ્ધ કરવાની મને પરવાનગી આપી છે. આ રહ્યો તેમનો પહેલો કાગળ (અંગ્રેજીનું ગુજરાતી ભાષાન્તર):

મહાબળેશ્વર, વેલી વ્યૂ, તા. ૨૫-૫-'૨૮.

પ્રિય વલ્લભભાઈ,

હું તો મારો પાસો નાંખી ચૂક્યો છું, અને એની અસર થઈ હોય એમ જણાય છે. સોમવારે મારો તાર મળે તો મહાબળેશ્વર પહોંચી જવાની તમારે તૈયારી રાખવી.

લોકો **પહેલા** પૈસા ભરી દે તો સરકાર એક સ્વતંત્ર અમલદારને નવી જમાબંધીની ફરી તપાસ કરવાને માટે નીમશે એવું સરકાર જાહેર કરે તો લોકો વિરોધ સાથે પૈસા ભરી દેશે ખરા? આટલી તો ઓછામાં ઓછી શરત હોય એમ લાગે છે. વેચેલી અથવા ખાલસા કરેલી જમીન પાછી આપવામાં આવે એવી તજવીજ હું કરવાનો છું. હું તો પ્રયત્ન કરીશ, પણ તમને આ વસ્તુ ગમતી હોય તો તારથી 'હા' લખી જણાવો અને ટપાલથી પણ જવાબ આપો. જોજો બહુ ખેંચશો નહિ.

અહીં બેઠો છતાં હું તમારી સાથે જ છું.

લિ૰ સ્નેહાધીન,

હરિલાલ દેસાઈ.'

['પહેલા' શબ્દની નીચે કાગળ લખનારે જ ભારસૂચક લીટી કરી છે.]

'ઓછામાં ઓછી શરત'ની સરકારની માગણીને દીવાન બહાદુરે ટેકો આપ્યો એમ કહેવામાં કદાચ ભૂલ થતી હોય, કારણ આ પછીના ઘણા કાગળોમાં એ શરત એમની પોતાની હોય એવો જ એમણે ભાસ આપ્યો, અને એ શરત તદ્દન યોગ્ય અને વાજબી છે એમ કહીને તેનો ખાસો બચાવ કર્યો. આથી તો દીવાન બહાદુરની સ્થિતિ ઊલટી ખરાબ થાય છે, કારણ મૂળ એ સૂચના જ એમની હોય તો સરકાર તો સ્વાભાવિક રીતે શ્રી. વલ્લભભાઈના મિત્ર પાસેથી આવનારી એ સૂચનાને

વધારી લઈને પોતાનો પક્ષ મજબૂત કરે. ગમે તેમ હો, દીવાન બહાદુરની દેખીતી રીતે અપમાનકારક અને અયોગ્ય લાગતી માગણીને સરદાર સ્વીકારી ન શક્યા. એટલે તેમણે પેલા કાગળના જવાબમાં આ પ્રમાણે તાર કર્યો :

"આપનો પત્ર પહોંચ્યો. પંચ નિમાય તે પહેલાં વધારાનું મહેસૂલ આપવું અશક્ય છે. જૂનું મહેસૂલ ભરી દેવામાં આવશે—પણ તે પણ સ્વતંત્ર, ખુલ્લી તપાસ જાહેર થાય તેમાં પુરાવો રજૂ કરવાની અને સરકારી અમલદારોની ઊલટતપાસ કરવાની લોકોના પ્રતિનિધિઓને છૂટ હોય, ખાલસા કરેલી જમીન પાછી આપવામાં આવે અને સત્યાગ્રહી કેદીઓને છોડી દેવામાં આવે ત્યારપછી લોકો પંચનો નિર્ણય સ્વીકારશે. જવાબ બારડોલી આપો.

—વલ્લભભાઈ"

આ તારનો ભાવ વિસ્તારથી નીચેના પત્રમાં તેમણે જણાવ્યો :

બારડોલી, તા. ૨૮મી મે, ૧૯૨૮.

પ્રિય હરિલાલ,

નવસારીથી આપને એક લાંબો તાર મોકલ્યો છે, એની નકલ સાથે જોડું છું.

મારી અને આપની કામ કરવાની અને સેવા કરવાની રીતો ભિન્ન છે એટલે મને જે 'ઓછામાં ઓછી શરત' સંતોષકારક લાગે તે આપને વધારાપડતી માગણી લાગે. જો વધારો પહેલો ભરી દેવાનો હોય તો પંચ નીમવાની જરૂર જ શી છે? લોકોનો પક્ષ ખોટો ઠરે અને વધારો લોકો ન આપે તો તે ભરાવવાની સરકારની પાસે પૂરતી સત્તા છે.

મહેરબાની કરીને એટલું પણ જોજો કે આ પંચે કરવાના કામની શરત પણ પહેલેથી નક્કી થવી જોઈશે. ગમે તે શરતો ન ચાલે.

લોકોનો કોઈ પણ સ્વાભિમાની પ્રતિનિધિ એટલો આગ્રહ રાખ્યા વિના તો ન જ રહી શકે કે કેદીઓને છોડવામાં આવે અને જમીન પાછી આપવામાં આવે—ખાસ કરીને જ્યારે કેદીઓને ગેરકાયદેસર સજા થઈ હોય અને જમીન ગેરકાયદેસર ખાલસા થઈ હોય.

છેવટે આપને એટલું જણાવું કે જો આપનાથી હિંમતભર્યું પગલું ન લેવાય એમ હોય, અને લોકોનું બળ મને જેટલું લાગે છે તેટલું આપને ન લાગતું હોય તો આપે કશું ન કરવું—એમાં જ આપની સાચી સેવા રહેલી હોય. આબરૂભરી સમાધાનીનાં દ્વાર હું બંધ કરવા નથી ઇચ્છતો, પણ આબરૂભરી સમાધાની વિના અથવા લોકોને આકરામાં આકરી

તાવણીમાંથી પસાર કર્યા વિના લડત બંધ કરવાની મને કશી ઉતાવળ નથી. અપમાનભરી સમાધાની કરતાં બહાદુરીભરી હાર બહેતર છે.

હવે આપ સમજશો કે મહાબળેશ્વર કે પૂના દોડી આવવાને હું કેમ ઉત્કંઠિત નથી. એટલે મારી હાજરી વિના ન જ ચાલે એમ આપને લાગતું હોય તે સિવાય મને બોલાવવાની તસ્દી ન લેશો.

લિ. સ્નેહાધીન,
વલ્લભભાઈ.

આ કાગળ સરકારને બતાવવામાં આવ્યો હતો કે નહિ તે આપણે નથી જાણતા, પણ આમ સમાધાનીનો પ્રયત્ન જન્મતાં જન્મતાં જ મરણ પામ્યો. અને એ યોગ્ય હતું. સરકારમાં તે વેળા પાછું ફરીને ન જોનારા એવા મહારથીઓ પડ્યા હતા — રેવન્યુ મેમ્બર મિ. હ્યૂ, રેવન્યુ સેક્રેટરી મિ. સ્માઇથ, કમિશનર સ્માર્ટ અને સેટલમેંટ કમિશનર ઍંડર્સન. સરકારને એ લોકો સહેલાઈથી નમવા દે એમ નહોતું. એટલે હવે આ મહારથીઓ નવાં શસ્ત્રઅસ્ત્રો લઈને પાછા રણે ચડ્યા.

૩૧મી મેને રોજ સરકારે 'બારડોલી તાલુકા અને વાલોડ મહાલના ખાતેદારોને જાહેરનામું' બહાર પાડ્યું. આ જાહેરનામામાં લોકોના અનેક ગુનાઓ નોંધવામાં આવ્યા હતા, પણ આગ લગાડવાના કે હિંસા કરવાના ગુનાનું નામ નહોતું. પણ આમાં નવા ગુનાઓ હતા: 'સરકારી ઉપાયોમાંથી વ્યવસ્થિત રીતે છટકી જવું, ઘરોને તાળાં વાસી રાખવાં, પટેલો અને વેઠિયાઓનો બહિષ્કાર કરવાની અને નાતબહાર મૂકવાની ધમકી' વગેરે ગુના જેમને પરિણામે જપ્તીનું કામ અકારથ નીવડ્યું હતું. એટલે પછી સરકાર શું કરે? 'અનિચ્છાએ અમારે જમીન ખાલસા કરવી પડી અને ભેંસ અને જંગમ મિલકતની જપ્તી કરવી પડી, અને પઠાણની મદદ માગવી પડી.' પણ તેમાં ખોટું શું? 'પઠાણોનું વર્તન તો દરેક રીતે નમૂનેદાર છે એ વિષે સરકારની ખાત્રી છે.' આ પછી ખેડૂતોને ફરી પાછી ચેતવણી આપવામાં આવે છે: 'તેમની જમીન સરકારી ખરાબા તરીકે દફતરે ચડાવી દેવામાં આવશે. . . . અને આવી રીતે લઈ

લીધેલી જમીન તેમને કદી પાછી આપવામાં નહિ આવે;' વળી, 'આવી ૧,૪૦૦ એકર જમીનનો નિકાલ થઈ ચૂક્યો છે, અને બીજી ૫,૦૦૦ એકરનો યથાકાલે નિકાલ કરી દેવામાં આવશે;' વળી 'આજ સુધીમાં એક લાખ રૂપિયા સરકાર તાલુકા અને મહાલના લેણા પેટે વસૂલ કરી ચૂકી છે, . . . ઘણા લોકો ભરવાને આતુર છે પણ સામાજિક બહિષ્કાર અને નાતબહાર મૂકવાની તથા દંડની ધમકીને લીધે એ લોકો પાછા પડે છે, એટલે જો ૧૯મી જૂન સુધીમાં લોકો ભરી દેશે તો તેમની પાસેથી ચોથાઈ દંડ લેવામાં નહિ આવે.'

લોકોએ આ જાહેરનામા — અનેક અર્ધસત્યો અને અસત્યોવાળા આ જાહેરનામા — ને સરકારની નાદારીની એક નવી જાહેરાત તરીકે ગણી કાઢ્યું. ચોથાઈ દંડની અને જપ્તી નોટિસો નકામી ગઈ, ખાલસા નોટિસો પણ નકામી ગઈ, ભેંસો પકડવામાં પણ સાર નથી દેખાતો. અને અમુક જમીન વેચાઈ અને બીજી વેચાશે એ ધમકીનો અર્થ લોકોએ એવો કર્યો કે સરકારની એક તસુ જમીન પણ વેચવાની મકદૂર ચાલવાની નથી. લોકોને ખરી રીતે જમીન જશે એવો ડર જ રહ્યો નહોતો. આ વિજેના સરદારનાં એકેએક વચન તેમને ભવિષ્યવાણી જેવાં લાગતાં હતાં. સરદારે તો તેમને કહ્યું હતું:

"યાદ રાખજો કે જે સત્યને ખાતર ખુવાર થવા બેઠા છે તે જ આખરે જીતવાના છે; ને જેમણે અમલદારો જોડે કુંડાળાં કર્યાં હશે તેમનાં મોં કાળાં થવાનાં છે, એમાં મીનમેખ થનાર નથી. જાણજો કે તમારી જમીન તમારું બારણું ખખડાવતી તમારે ત્યાં પાછી આવવાની છે અને કહેવાની છે કે હું તમારી છું."

હવે ગામોગામ તેઓ સરકારી જાહેરનામાનાં જૂઠાણાં અને ધમકીઓના પોકળ ઉઘાડાં પાડી સરકારની આબરૂના કાંકરા કરવા લાગ્યા:

"સરકાર કહે છે કે ૧૬૮૦ એકર જમીન તેમણે વેચી નાંખી છે અને હજી ૫,૦૦૦ એકર વેચવાના છે. સરકારના કમિશનર કહે છે કે જમીનની કિંમત આકારના ૧૨૩ ગણી થઈ છે. જો આ જમીન વેચી તો એની એટલી

કિંમત લીધી છે કે કેટલી તે જાહેર કરે, નહિ તો જમીન જેટલી કિંમતે વેચી છે તે પ્રમાણે સરકાર મહેસૂલ ઠરાવે. . . . જમીન રાખનારાઓની સામે તો પારસી ભાઈઓ અને બહેનોની ટુકડીઓ ઊભી રહેશે ને કહેશે: મારો ગોળીઓ અને પચાવો જમીન; તમે જમીનમાં હળ મૂકો તે પહેલાં અમારી લોહીની નીક વહેરાવવી પડશે અને અમારાં હાડકાનું ખાતર કરવું પડશે."

બીજે એક ઠેકાણે કહ્યું:

"સરકાર જાહેરનામું બહાર પાડીને કહે છે કે ૨૯મી જૂન સુધીની તમને મહેતલ આપીએ છીએ. આવા વાયદાના સોદા જ કરવા હોત તો પ્રજા આટલી મહેનત ને આટલાં સંકટ શા સારુ વહોરત? . . . જાહેરનામામાં પઠાણની ચાલચલગતને 'દરેક રીતે નમૂનેદાર' કહેવામાં આવી છે તો કરોને તમે તેમનું અનુકરણ! તમારા અમલદારોને કહી દો કે એ પઠાણ જેવી જ નમૂનેદાર ચાલ ચાલો, પછી તમારે કોઈની સારી ચાલના જામીન લેવાપણું જ નહિ રહે. . . . સરકારને આપણું સંગઠન ખૂંચે છે. ખેડૂતને હું સલાહ આપું છું કે તમને દગો દે તેને બિલકુલ જતો ન કરો. તેને કહી દો કે આપણે એક હોડીમાં બેસીને ઝુકાવ્યું છે; તેમાં તારે કાણું પાડવું હોય તો તું હોડીમાંથી ઊતરી જા, અમારે ને તારે વહેવાર નહિ. આ સંગઠન અમારા રક્ષણ માટે છે, કોઈને દુઃખ દેવા માટે નથી. સ્વરક્ષા માટે સંગઠન ન કરવું એ આપઘાત કરવા બરાબર છે. વૃક્ષને વાડ કરી ઢોરથી બચાવીએ, ગેરુ લગાવીને ઊધઈથી બચાવીએ તો આવડી જબરી સરકાર સામે લડત માંડી છે તેમાં ખેડૂત પોતાના રક્ષણ માટે વાડ શા સારુ ન કરે? . . . સરકાર કહે છે કે પહેલા પૈસા ભરી દો. ચોર્યાસી તાલુકાએ ભરી જ દીધા છે તો? તેથી તમે તેને કયો ઇનસાફ આપ્યો? . . . જાહેરનામામાં જમીનો માલ રાખનારા અને જમીન રાખનારા મળ્યા છે એવી બડાશ હાંકવામાં આવી છે. મળ્યા તો કોણ મળ્યા છે? માલ રાખનાર તમારા જ પટાવાળા અને પોલીસ, ભેંસ રાખનારા એકબે ખાટકી ખુશામત કરીને સૂરતથી લાવ્યા, અને જમીન રાખનારા સરકારના ખુશામતિયા અને સરકારી નોકરના સગાઓની કેવી આબરૂ છે તે જગત જાણે છે."

આ પછી જે ત્રણ વિભાગમાં જમીન વેચાઈ ગયાનું જાહેર થયું હતું તે ત્રણ વિભાગમાં શ્રી. વલ્લભભાઈએ બહેન મીઠુબહેનં, બહેન ભક્તિબહેન, અને પોતાની પુત્રી બહેન મણિબહેનને તે વેચાયેલી જમીન ઉપર ડેરા નાંખીને બેસવાની વ્યવસ્થા કરી.

દેશમાં તો આ જાહેરનામા ઉપર સખત ટીકા થઈ, દરેક પ્રાંતનાં ઘણાખરાં વર્તમાનપત્રો બારડોલીની ખબરોથી જ હવે ભરેલાં આવવા લાગ્યાં, અને સ્થાનેસ્થાને બારડોલીની સહાનુભૂતિને માટે સભાઓ થવા લાગી. આ સમયે નામદાર વિઠ્ઠલભાઈ પટેલ, જેઓ વડી ધારાસભાના પ્રમુખ છતાં ગુજરાત તરફથી ચૂંટાયેલા સભ્ય તરીકે આખી લડતનો અતિશય રસથી અભ્યાસ કરી રહ્યા હતા તેમણે આખી વસ્તુસ્થિતિ નામદાર વાઇસરૉયની આગળ રજૂ કરી અને વસ્તુસ્થિતિ ન સુધરે તો પોતે શું કરવા ધારે છે તે જણાવ્યું. વાઇસરૉયની સાથે ચર્ચા ચાલી રહી હતી ત્યાં તો તેમણે સરકારનું ઉપર વર્ણવેલું જાહેરનામું છાપાંમાં જોયું, અને તરત જ તેમણે ગાંધીજીને એક પત્ર લખ્યો જે લડતના ઇતિહાસમાં એક ઉજ્જવળ પ્રકરણ પૂરું પાડે છે. પત્રની સાથે તેમણે ૧,૦૦૦ રૂપિયાનો ચેક મોકલ્યો, અને લડત ચાલે ત્યાં સુધી સહાનુભૂતિ તરીકે દરમાસે એટલી રકમ મોકલવાનું વચન આપ્યું. વડી ધારાસભાના પ્રમુખસ્થાને રહીને રાજકીય જેવી અને સરકારની સામે બંડ તરીકે વગોવાયેલી લડતને માટે તેઓ આવી સક્રિય સહાનુભૂતિ દાખવે એ ઘણાને સાનંદાશ્ચર્ય પમાડનારી વાત થઈ પડી. કેટલાક ગણ્યાગાંઠ્યાને એ વાત ખૂંચી પણ ખરી કારણ તેમની સ્થિતિ કઢંગી થતી હતી, પણ દેશમાં તો ના. વિઠ્ઠલભાઈનો પત્ર ગવાઈ રહ્યો, અને જેમનાથી તેમના સુકૃત્યનો લાભ લેવાય અને યત્કિંચિત્ અનુકરણ થઈ શકે તેમણે તે પ્રમાણે કર્યું. સરકારની સ્થિતિ આ પત્રથી કેટલી કઢંગી થઈ પડી તે તો સરકારી નોકરો વચ્ચે ચાલેલા પત્રવ્યવહાર આપણને કોઈ દિવસ જોવાના મળે ત્યારે ખબર પડે. આ રહ્યો તે ઐતિહાસિક પત્ર:

"જે પ્રદેશની વતી હું વડી ધારાસભાનો સભાસદ છું તેમાંનો બારડોલી તાલુકો એક ભાગ છે. ત્યાંના ખેડૂતોને સારુ તમે જાહેર મદદ માગી છે. હું પોતે ગુજરાતી હોઈ અને વડી ધારાસભામાં ગુજરાતનો પ્રતિનિધિ હોઈ બારડોલીની લડતનું નિરીક્ષણ ધ્યાનપૂર્વક કરી રહ્યો છું. જે પદ હું આજે ભોગવી રહ્યો છું તેના ધર્મને ધ્યાનમાં રાખીને બારડોલીના સત્યાગ્રહીઓને સારુ દાદ મેળવવા મેં યથાશક્તિ પ્રયત્ન કર્યો છે. જો બારડોલીના

સત્યાગ્રહીઓનું દુઃખ નિવારણ કરવાનો અધિકાર સીધી રીતે હિંદી સરકારના હાથમાં હોત તો હું નામદાર વાઇસરૉયની પોતાની કુમક મારા હકની રૂએ માગત, અથવા તેમની સમિતિના જે સભ્યની હકૂમતમાં આ સવાલ આવત તેમની કુમક માગત, અને તેમને આ બાબતમાં લોકપક્ષના હિમાયતી તરીકે તેમાં પડવાને વિનવત. કેમકે ગયે વર્ષે પ્રલય થયો ત્યારે આવી રૂઢિ દાખલ કરવામાં આવી હતી. ગુજરાતનો હું પ્રતિનિધિ હતો, પણ હું પોતે વડી ધારાસભામાં પ્રમુખ હોઈ મારું મોં બંધ થયું હતું. તેથી મારી વિનંતિને ધ્યાનમાં લઈને નામદાર વાઇસરૉયે પ્રલયવાળાં ક્ષેત્રોની મુલાકાત લેવાની કૃપા કરી હતી, અને લોકો પ્રત્યે લાગણી બતાવી હતી, એટલું જ નહિ પણ આર્થિક મદદ પણ કરી હતી. બારડોલીની વાત કેવળ મુંબઈ સરકારના અધિકારમાં છે તેથી મજકૂર રૂઢિનો આશ્રય લઈ શકું તેમ નથી.

લડતના અભ્યાસ ઉપરથી મારી ખાતરી થઈ છે કે સ્વતંત્ર અને નિષ્પક્ષ તપાસણી માગવાને સારુ બારડોલીના લોકોની પાસે સબળ કારણ છે. મારી એવી પણ ખાતરી થઈ છે કે પોતાના દુઃખનું નિવારણ કરવાને સારુ લોકોએ કાયદેસર ગણાતા અને પોતાની શક્તિમાં રહેલા એવા બધા ઉપાયો લઈ લીધા છે. બારડોલીના સ્ત્રીપુરુષોની હિંમત, તેમની ધીરજ અને તેમની દુઃખ સહન કરવાની શક્તિ જોઈને હું સાનંદાશ્ચર્ય પામ્યો છું. પણ જે મહેસૂલ પોતાની વચ્ચે ને લોકોની વચ્ચે તકરારનું કારણ થઈ પડ્યું છે તે જ મહેસૂલ વસૂલ કરવાને સારુ સરકારે જે અઘટિત દબાણ કર્યું છે તે જોઈને મને દુઃખ થયું છે, અને રોષ પણ આવ્યો છે. હું માનું છું કે સરકારે અખત્યાર કરેલો માર્ગ કેટલીકવેળા કાયદાની, વ્યવસ્થાની અને વિવેકની હદ ઓળંગી ગયો છે. ગુજરાતના કમિશનરના ઉદ્ધત કાગળે બળતામાં ઘી હોમ્યું છે.

આ સ્થિતિમાં મારાથી મૂંગા રહેવાય તેમ નથી. નથી હું ઉદાસીન-પણે વર્તી શકતો. તેથી હું તમને જે આર્થિક મદદ તમે માગી છે તેમાં એક હજાર રૂપિયાની નાનકડી રકમ આ સાથે મોકલું છું. પણ મને દુઃખ તો એ થાય છે કે લોકો પ્રત્યે લાગણી બતાવવા સારુ અને સરકારની જુલમગાર નીતિ પ્રત્યે તથા ગુજરાતના કમિશનરના કાગળ પ્રત્યે મારો સખ્ત અણગમો બતાવવા સારુ હું આ હૂંડી મોકલવા ઉપરાંત આ વખતે કંઈ વધારે કરી શકતો નથી. જ્યાં સુધી લડત ચાલશે ત્યાં સુધી પ્રતિમાસ એક હજાર રૂપિયા તો હું તમને મોકલતો રહીશ. પણ આટલી વધારે ખાતરી તો હું તમને આપી દઉં. જેમણે મને આ મોટું પદ આપ્યું છે તેમની સાથે મસલત કરવાની વહેલામાં વહેલી તક મેળવી લઈશ. જે અધિકારનું માન

હું અત્યારે ભોગવું છું તે મારે મન તો કેવળ સેવાધર્મ છે. અને જો હું એવું જોઈ શકીશ કે બારડોલીના સત્યાગ્રહીઓના દુઃખમાં આર્થિક મદદ આપવા ઉપરાંત વધારે અસરકારક ભાગ હું લઈ શકું છું તો તમે જાણજો કે હું પાછો નહિ પડું.”

ગાંધીજીએ લખ્યું :

“વિઠ્ઠલભાઈ પટેલનો પત્ર મારે હાથ આવ્યો છે, તે જોઈ કોનું હૃદય નહિ ઊછળે ? પણ જે આશાએ તે પત્ર શ્રી. વિઠ્ઠલભાઈએ લખ્યો છે તે આશા સફળ કરવી બારડોલી સત્યાગ્રહીઓના જ હાથમાં છે.”

બારડોલી સત્યાગ્રહીઓને તો પોતાની ટેક ઉપર અડગ રહેવા સિવાય બહુ કરવાપણું રહ્યું નહોતું. પણ એ પત્રથી બારડોલીમાં તેમજ બહાર ઘણાંખરાંનાં હૃદય ઊછળ્યાં. શ્રી. નરિમાન અને બાલુભાઈ દેસાઈ (મુંબઈ નગરના), શ્રી. નારણદાસ બેચર (કરાંચીના), શ્રી. જયરામદાસ દોલતરામ (હૈદરાબાદના) સભ્યોએ ધારાસભામાંથી પોતાનાં સ્થાનનાં રાજીનામાં આપ્યાં. આ ના. વિઠ્ઠલભાઈના પત્રના સુફળરૂપે જ ગણીએ તો ખોટું નથી. હવે પછીના પ્રકરણમાં જોશું કે બીજા જાહેર કામ કરનારાઓને પણ એ પત્રે જાગૃત કર્યા. પણ જાહેર કામ કરનારા મહાપુરુષોના કરતાં નાનકડા માણસોએ જે રીતે બારડોલીના યજ્ઞમાં ભાગ લીધો તે વધારે આશ્ચર્ય પમાડનારો હતો. શ્રી. જયરામદાસે ૧૨મી જૂનનો દિવસ ‘બારડોલી દિન’ તરીકે સૂચવ્યો હતો, અને મહાસભાના પ્રમુખે એ સૂચનાને વધાવી લીધી હતી. એ દિન આવે તે પહેલાં તો બારડોલી તાલુકાના ૬૩ પટેલો અને ૧૧ તલાટીઓએ રાજીનામાં આપી દીધાં હતાં. આ બલિદાનનો મહિમા આ નોકરોની સ્થિતિ ન જાણનારને પૂરેપૂરો ન સમજાય. વાચકે યાદ રાખવાની જરૂર છે કે સને ૧૯૨૧ની સાલમાં જ્યારે બારડોલી સવિનય ભંગને માટે તૈયાર થયું હતું ત્યારે પણ કોઈ તલાટી પોતાનું રાજીનામું લઈને આગળ આવ્યો નહોતો. ૨૦ થી ૨૫ વર્ષ સુધીની નોકરી કરી પેન્શનને લાયક થયેલા આ તલાટીઓ પોતાના નાના પગારની નોકરીનાં રાજીનામાં આપે, અને તે પણ સરકારની નીતિને સખત શબ્દોમાં વખોડી

નાંખનારા કાગળો લખીને આપે એ બારડોલીમાં બલિદાન પરાકાષ્ઠાએ પહોંચ્યું હતું એમ બતાવે છે. જ્યારથી લડત શરૂ થઈ હતી ત્યારથી પટેલતલાટીઓ ઉપર વલ્લભભાઈના મીઠા પ્રહાર પડ્યા જ કરતા હતા. ત્રણ મહિના અગાઉ તેમણે પટેલતલાટીને આ પ્રમાણે વર્ણવ્યા હતા:

"આ રાજ્યરૂપી ગાડાને બે પૈડાં છે, એક પટેલ અને બીજો તલાટી; અથવા સરકારની ગાડીના એ બે બળદ છે. આ બળદ રાતદિવસ ખૂબ ફટકા ખાય છે, ગાળો ખાય છે, કોઈકોઈવાર જરાક ગોળ ચટાડે છે તે મીઠો લાગે છે, અને માર ને ગાળ બધું ભૂલી ગાડું ખેંચે છે."

આ પ્રહારોની કોઈકના ઉપર માઠી અસર થાય, પણ આ દેશભક્ત પટેલતલાટીઓનામાં એણે ધર્મભાન જાગૃત કર્યું. આ પટેલતલાટીનાં રાજીનામાં અપાયાં ત્યારથી સરકારના સાંધા ખરેખર ઢીલા થવા લાગ્યા, અને સરકારી અમલદારોના ઉરમાં ખરી અરેરાટી પેઠી.

ગાંધીજીએ આ બલિદાનની નોંધ લેતાં આ વીર પટેલતલાટીઓ વિષે લખ્યું: "એમને મારા આદરપૂર્વક ધન્યવાદ. એમના બલિદાનની આખા ભારતમાં સ્તુતિ થઈ રહી છે. એમનાં જેવાં બલિદાન જ આખરે આપણને સ્વરાજ્ય અપાવશે."

## ૨૧
## લોકશિક્ષણ

"હું ગુજરાતના ખેડૂતની રગેરગમાં અને હાડેહાડમાં સ્વતંત્રતાની હવા પૂરવા માગું છું."

બારડોલીના ખેડૂતોની લડત કેવળ ભગવાનને જ ભરોસે ચાલ્યા કરતી હતી એમ તો કોઈ ન જ માને. સરદારની સફળતાની કૂંચી ખેડૂતોનું તેમનું જ્ઞાન અને તેમના ઉપરનો અપાર પ્રેમ હતો, તેમજ સરદારની લોકશિક્ષણની નિપુણતા પણ હતી. સરદાર લોકશિક્ષણના પાઠ એક પછી એક ધીમેધીમે ભણાવ્યે જતા હતા, એ વિવેકી વાચકના ધ્યાનબહાર ન હોય. આ લોકશિક્ષણના પાઠનો ક્રમ આ પ્રકરણમાં આપવાનો પ્રયત્ન કરશું. એમાં ઘણી વાતનું પુનરાવર્તન થશે, પણ સરદારની લોકશિક્ષણની કલાના આવી રીતે અલગ પ્રકરણમાં ઉલ્લેખ કરવાના દેખીતા લાભો છે.

૧. **ભડક ભાંગી** — સરદારનો પ્રથમ પાઠ તો લોકોની ભડક ભાંગવાનો હતો એ સૌ કોઈ જાણે છે. ગુજરાતના અને ખાસ કરીને બારડોલીના લોકો પોચા, ઢીલાં ધોતિયાં પહેરનારા, માલ વિનાના મનાતા આવતા હતા. તેમને શૂરવીર બનાવવાની આ લડત હતી. એટલે પહેલવહેલું કામ સરદારે લોકોની ભડક ભાંગવાનું લીધું. અનેક ભાષણોમાં તેમણે લોકોને સમજાવ્યું કે સરકારનો ભય એ મિથ્યા છે, ભૂતના ભડકાના જેવો ભય છે: 'આ મહેસૂલની લડત લડતાં આપણને માલૂમ પડી જવાનું છે કે આ

રાજ્ય તદ્દન ચોખ્ખું ફૂંકમાં ઊડી જાય એવું છે.' લોકશિક્ષક તરીકે સરદારની તુલના સહેજે લોકમાન્ય તિલકની સાથે કરવાનું મન થાય છે. તેમનાં સુપ્રસિદ્ધ અહમદનગર અને બેલગામનાં ભાષણો જેમણે વાંચ્યાં હશે તેમને સરદારનાં આ ભાષણોનું તે ભાષણો સાથે અજબ સામ્ય જણાશે.

"સરકાર શી ચીજ છે? કોઈએ તેને દેખી હોય તો બતાવોની? હું તો દેખતો નથી, કારણ તે ભૂત જેવી છે. સરકાર એટલે કોણ? સરકાર એટલે મામલતદાર? ફોજદાર કે તલાટી? કે પટેલ? કે વેઠિયો? આ બધાની મળીને સરકાર બનેલી છે એટલે એનો ક્યાં પત્તો લાગે? કોઈ એક વ્યક્તિ નથી એટલે આપણે કોને સરકાર માનીએ? આપણે પોતે જ ભ્રમથી અમુક એક જણને સરકાર માનીએ છીએ અને પછી તેનાથી ડરીએ છીએ. તેથી હું તમને કહું છું કે તમારો ભ્રમમૂલક ડર કાઢી નાંખો. તમારે ડરવાનું શા માટે હોય? તમે કોઈની ચોરી કરી નથી, તમે લૂંટફાટ કરી નથી, મારામારી કરી નથી."

આ શબ્દો લોકમાન્યના કોઈ પણ ભાષણમાં મૂકી દીધા હોય તો ખબર ન પડે કે એ બીજા કોઈના ઉદ્ગારો છે. અમલદારો વિષેના તેમના બીજા ઉદ્ગારો તો 'દુઃખની વખતે રૈયતની પડખે ઊભો રહે તે અમલદાર, બાકી બધા હવાલદાર' એવી અમલદારની સૂત્રરૂપ વ્યાખ્યાની ઉપર ભાષ્યરૂપ હતા.

૨. **સંગઠન** — એ પ્રકારનાં સંગઠન તાલુકામાં જરૂરનાં હતાં. એક તો સાહુકારો અને ગરીબો, જમીન ગણોતે આપનારા અને જમીન ગણોતે લેનારા એ બે વર્ગની વચ્ચે, અને બીજું સંગઠન જમીન જાતે ખેડનારાઓ વચ્ચે, પછી તે ગમે તે જાતપાંતના હોય. આરંભમાં પહેલું સંગઠન એ વધારે આવશ્યક હતું. જમીન ન ખેડનારા અને મુકાબલે સુખી એવાને ખેડૂતનો સ્વાર્થ એ જ તેમનો સ્વાર્થ છે અને ખેડવાની એક પણ વીઘું ભોંય ન હોય અને કેવળ ગણોતે ખેડતા હોય તેવાને સાહુકારનો સ્વાર્થ એ પણ તેમનો સ્વાર્થ છે એ સમજાવવાનું કામ મોટું કામ હતું. સુભાગ્યે ઍંડર્સનના ઊંધા આંકડા છતાં બારડોલીમાં આવો વર્ગ બહુ ઓછો હતો, જાતે ખેતી કરનારાઓની જ સંખ્યા ૯૦ ટકા થવા જાય એટલી હતી. છતાં શ્રી. વલ્લભભાઈએ લડતના આરંભના

દિવસોમાં વધારે મુલાકાત વાલોડ, બારડોલી, વાંકાનેર એવા મોટા મોટા કિલ્લાઓને જ આપી. જમીન ન ખેડી ગણોત આપનારાઓને દસાવ્યું કે તેમને વાંકે ગરીબો માર્યા ગયા છે અને તેમણે પ્રાયશ્ચિત્ત કરવું જોઈએ, ખાસ એ સમજાવ્યું કે સરકારની યારીના કરતાં ખેડૂતની યારી જ આખરે કારગત આવવાની છે.

"તમે ખેડૂતનો દ્રોહ કરીને સરકારના વફાદાર શા સારુ થવાને જાઓ? સરકાર તો જાતજાતના વેરા નાંખનારી છે, પણ ખેડૂત તો તમને પરસેવો ઉતારી માલ પકવી આપશે, કે જેના ઉપર તમે તમારો દલાલીનો ધંધો ચલાવી કમાણી કરો છો. એ દૂઝણી ગાયને ભાંગશો તો ખેડૂત તો બિચારો તમને જતા કરશે પણ ગરીબનો બેલી ઈશ્વર તમને જતા નહિ કરે. જેની મહેનત અને ધન ઉપર તમે નભો છો તેને દગો ન દેશો."

કોઈ સાક્ષર એમ કહે કે સરદારે તો ઉપમા અને દૃષ્ટાન્તોથી બારડોલીની લડત જીતી છે તો તેનો બહુ દોષ ન કાઢી શકાય. પણ સરદારનાં દૃષ્ટાન્તો અને ઉપમાઓ ખેડૂતના અનાજની જેમ ધરતીમાંથી પાકેલાં હતાં, એટલે જ તે ખેડૂતોનાં હૈયાંમાં સોંસરાં પેસી જતાં. સાહુકારો અને ખેડૂતોનો સંબંધ વર્ણવતાં એક ઠેકાણે સરદારે કહ્યું: 'ખેડૂતસાહુકાર વચ્ચે અત્યારે દૂધપાણીનો સંબંધ બંધાયો છે. દૂધપાણી ભળ્યાં એટલે બેઉ એકરંગ થાય છે ને કદી છૂટાં નથી પડતાં. દૂધ ઊકળે છે ત્યારે પાણી દૂધને બચાવવા નીચે જઈ પોતે પહેલું બળે છે અને દૂધને ઉપર કાઢી તેનો બચાવ કરે છે. દૂધ પછી પાણીનો બચાવ કરવા પોતે ઊભરાઈ આગમાં પડી આગને હોલવવા મથે છે. એ જ પ્રમાણે આજે ખેડૂત-સાહુકાર એક થયા છે.'

બીજું સંગઠન ખેડૂતખેડૂત વચ્ચેનું. બહિષ્કારની વાડનો આ સંગઠનને માટે સરસ ઉપયોગ છે એમ શ્રી. વલ્લભભાઈએ પ્રથમથી જ નિશ્ચય કરી લીધો, અને તેનો ધીમેધીમે પ્રચાર કરતા ગયા. પાંચ હજાર ગાઉ દૂરથી આવેલા એકબીજાને વળગીને રહ્યા છે, એકે કર્યું બીજો ઉથાપતો નથી, ઊલટું એકે ખોટું કર્યું હોય તો તેને બીજો ટેકો આપે છે, તો આપણે આ ન્યાયની લડતમાં એના કરતાં કાચું મંડાણ શા માટે રાખીએ?

આને માટે સત્યાગ્રહપ્રતિજ્ઞા ઉપર સહી કરાવવાની યોજના હતી. પ્રતિજ્ઞા ઉપર સહી ન કરનાર આરંભથી જ શંકાની નજરથી જોવામાં આવતા, અને પ્રતિજ્ઞા ઉપર સહી ન કરનારાં ગામો ઉપર સરદારે પહેલા હુમલા કર્યા. પાછળથી પ્રતિજ્ઞા ઉપર સહી આપીશું એમ કહેનારાઓને તેઓ જવા દેતા નહોતા, ઊલટા તેમને સારી રીતે ઉઘાડા પાડતા હતા:

"તમારા મનમાં એમ હશે કે બેચારને પાડીને પછી આપણે એમની ઓથે રહીને ભરી આવશું, તો હું તમને ચેતવવા આવ્યો છું કે તમે ભયંકર કામ કરો છો, ને તેનું તમને ભોગવવું પડવાનું છે. જે નાવમાં આખો તાલુકો બેઠો છે એ જ નાવમાં તમે બેઠા છો. જો નાવમાં ગાબડું પાડશો તો નાવ ડૂબશે, તાલુકો ડૂબશે, પણ યાદ રાખજો તમે બચવાના નથી."

જ્યારે પ્રતિજ્ઞાપત્રો ઉપર સહીઓ થઈ રહી અને ક્યાંક ક્યાંક સરકારી નોકરોની ફુસાવણીથી ખેડુતો પડવા લાગ્યા એટલે સરદારે ખેડુતોને કહ્યું: 'મારી અને મારા સાથીઓની ગરદન કાપીને પૈસા ભરવા હોય તો ભરજો.'

એ જ પ્રમાણે સંગઠનને માટે બહિષ્કારના શસ્ત્રનો કડક પ્રયોગ પણ તેઓ જ્યારે સરકારથી વધારે છંછેડાયા ત્યારે ઉપદેશવા લાગ્યા. કલેક્ટર કહે, લોકો બહિષ્કારથી ડરાવીને કોઈને ભરવા દેતા નથી; કમિશનર કહે, બહિષ્કાર જો બંધ થાય તો બધાં સારાં વાનાં થાય; સરકારના જાહેરનામામાં પણ બહિષ્કારની વાત આવી અને એમાં તો લોકોને છાના ભરી જવાની નફટ સૂચના પણ કરવામાં આવી. આની સામે સરદારે ઠેરઠેર પોકારી પોકારીને કહ્યું, વહાણમાં કાણું પાડનારને ધક્કો મારીને બહાર કાઢો, તેનું કોઈ મોઢું ન જુઓ, તેની સાથે કાંઈ કામ ન પાડો. આમ બહિષ્કાર પ્રતિજ્ઞા તોડનારનો જ નહિ, પણ ખેડુતની જમીન લેનારનો પણ ઉપદેશાયો. 'હું સંગઠન કરવાનું કહું છું પણ સરકારને ગમતું નથી. પાંચ હજાર માઇલ દૂરથી આવીને એ લોકો પોતે શું કરે છે? સંગઠન કરીને આખા હિંદુસ્તાનને ગુલામ બનાવે છે. . . . ગમે તેવો ચમરબંધી હોય પણ બારડોલીના ખેડુતને દગો દેતો હોય તેને દૂર કરજો, તેનો સંગ છોડજો; ગાંધીજી અને માનાજી

જોવાથી બચજો, તેની જમીન પડતર રહેવા દેજો. ખેડૂતના પેટ ઉપર પગ મૂકીને સરદારો થયા છે તેવાને જમીન શા સારુ ખેડી આપવી? એની જમીનમાં ખેડૂતબચ્ચો કદી પગ ન મૂકે.'

બહિષ્કારને ક્યાંક ક્યાંક વધારેપડતી હદ સુધી લઈ જવાના દાખલા પણ બનતા હતા. એવું જલદ હથિયાર હાથમાં આવે અને એનો કદી દુરુપયોગ થાય જ નહિ એવું તો નહોતું જ. પણ જ્યાં જ્યાં એનો દુરુપયોગ થવાની ખબર આવતી ત્યાં શ્રી. વલ્લભભાઈ પહોંચી જતા અને ઘટતું કરતા. આકરું યુદ્ધ ચાલતું હોય ત્યારે આથી વિશેષ તો શું બની શકે? બહિષ્કારમાં કઈ વસ્તુ આવે અને કઈ વસ્તુ ન આવે એ વિષે શ્રી. વલ્લભભાઈ જેટલી ચોખવટ થઈ શકે તેટલી કર્યા જ કરતા. તેમનાં અનેક ભાષણોમાંના બહિષ્કાર વિષેના ઉદ્ગારનો સાર મારી ભાષામાં આપું તો આ છે:

'બહિષ્કાર કેમ ન કરીએ? સરકાર બહિષ્કાર નથી કરતી? સરકારની અનીતિમાં શામેલ ન થાય એ અમલદારને સરકાર પાણીચું આપે છે. જે મામલતદાર એમના કહ્યા પ્રમાણે નિર્લજ્જ કામો ન કરે તેને પાણીચું આપે છે, અથવા બદલે છે. તો તમે શા સારુ બહિષ્કાર ન કરો? તમે કાંઈ કોઈની રોજી નથી છીનવી લેતા; તમે તો માત્ર એની સાથે સંબંધ છોડો છો, એની સેવા લેવી બંધ કરો છો. એવો બહિષ્કાર કરવાનો પ્રત્યેક સમાજનો જન્મસિદ્ધ હક છે. કોઈની કનડગત કરવાનું એમાં આવતું નથી. આપણે કોઈનું પાણી, દૂધ, ખાવાપીવાનાં સાધનો, મંદિર, માંદગી વેળાની સેવા, સ્મશાને પહોંચાડવાની સેવા બંધ નથી કરી શકતા; એવું કરીએ તો માણસજાતમાંથી મટી જઈએ. આપણે બહિષ્કાર કરીને માણસ મટવું નથી, સામાને માણસ બનાવવો છે. બહિષ્કાર કેવળ આત્મરક્ષણાર્થે છે. જેમ નાના ઊગતા છોડને વાડની જરૂર છે, ઊધઈ ન લાગે તે ખાતર ગેરુ અથવા ડામરની જરૂર છે તેમ સ્વતંત્રતાનો સ્વાદ ચાખી સ્વતંત્ર રીતે પગ ઉપર ઊભા રહેતાં હમણાં જ શીખેલા સમાજને સમાજદ્રોહીઓમાંથી બચવા માટે બહિષ્કારની જરૂર છે.'

આ જ વિચારોનો અમલ પણ સંજોગો પરત્વે, વ્યક્તિ પરત્વે કેટલો લાંબોટૂંકો કરી શકાય તે પણ સરદાર સમજાવતા. બહારના માણસો જે સરકારની સૂઝે આ તાલુકામાં ફૂટ પડાવવા આવતા હતા, જમીનો ખરીદવા આવતા હતા તેમની સામે આકરો બહિષ્કાર તે ઉપદેશતા, પણ તાલુકામાં જ વસતા નબળાપોચા સામે એ બહિષ્કારને સૌમ્ય કરવાની સલાહ આપતા. આનો એક દાખલો આપું.

એક ગામના એક પારસીએ બહારના મોટા મોટા પારસી નેતાઓને છેતર્યા, તેમની આંખમાં ધૂળ નાંખી, અને સત્યાગ્રહી હોવાનો દાવો કર્યો. લોકોને ખબર પડતાં તેમણે તેનો બહિષ્કાર કર્યો. બહિષ્કારની વિચિત્ર વાતો છાપામાં આવી; સદરહુ પારસીને નોકર નથી મળતા, તેને ત્યાં દાક્તરને આવવા દેવામાં નથી આવતા એવી ખબર આવી. શ્રી. વલ્લભભાઈ પોતે તે ગામે તપાસ કરવા ગયા. પારસીને બોલાવ્યા, ગામના લોકોને એકઠા કર્યા. દાક્તર ન જવા દેવાની, નોકર ન મળવાની ફરિયાદ ખોટી છે એમ પારસી ભાઈએ એકરાર કર્યો; પણ મજૂરો નથી મળતા, હજામ નથી મળતો, દારૂ પીનારા દુકાને નથી આવતા, એ ફરિયાદો કરી. શ્રી. વલ્લભભાઈએ બંને પક્ષને સમજાવ્યા અને બહિષ્કારશાસ્ત્રનો નવો નિયમ સમજાવ્યો :

“ બહિષ્કાર કરવાનો આપણને હક છે, પણ તે આપણા માણસોની સામે. આપણી મોટી કોમોમાં જે ઊધઈ પાકે તેની સામે બહિષ્કાર કરો, પણ પારસી જેવડી નાનકડી કોમનો કોઈ માણસ પડે તો તેને દરગુજર કરો. દારૂ એને ત્યાં કોઈ ન પીવા આવે એમાં તમે કશું ન કરી શકો, પણ એને ત્યાં ન જઈને બીજાની દુકાને પીવા જાય એવું કોઈને ન સમજાવો. એને મજૂરો મળવા જોઈએ, હજામ મળવો જોઈએ. પારસી સજ્જને પણ તમારી સાથે રહેવું હોય તો પોતાની અગવડોનો તમારી આગળ ખુલાસો કરી દાદ મેળવવી જોઈએ. પણ તમારામાંના જે તમારી સામે દ્રોહ કરે તેનો તો પાકો બહિષ્કાર જરૂર કરજો. બહિષ્કારમાં પણ મનુષ્યને જે સેવાનો હક છે તે સેવાનો તો ત્યાગ ન જ થાય; પણ એ માણસની સેવા લેવાનું, તેની સાથે ભેગા થવાનું, તેની સાથે રોટીબેટી વ્યવહારનું બંધ કરજો.”

૩. **પરિસ્થિતિને પહોંચી વળવાની કળા** — જપ્તી કરવાનું જ્યારે શરૂ થયું ત્યારે તો ખાતેદારો પોતાની દુકાન અથવા ઘર બંધ કરી રાખે એટલું જ કહેવામાં આવતું હતું. તેમને ' આપણાં નળિયાં ભાંગાવી પડોશીનું ઘર બચાવવાનો ' પાઠ શીખવવામાં આવતો હતો, પણ જ્યારે પ્રચંડ ભઠ્ઠી સળગી ત્યારે આખા તાલુકાને કારાગૃહમાં પુરાવાની સરદારે સલાહ આપી.

જબરદસ્ત બંદોબસ્ત છતાં પણ જ્યારે પઠાણો વાડા તોડવા લાગ્યા, બારણાંના નકૂચા ઉખેડવા લાગ્યા, ગાડાં ખેંચી જવા લાગ્યા, ત્યારે સરદારે તેમને કહ્યું:

"ગાડાંના સાલપાંસરાં જુદાં કરી નાંખો, પૈડાં એક ઠેકાણે રાખો, સાટો બીજી જગ્યાએ રાખો, ઘર ત્રીજી જગ્યાએ રાખો; વાડાની વાડ એવી મજબૂત કરો કે એ વાડો કૂદીને એ ન પેસી શકે, એમાં છીંડું ન પાડી શકે; બારણાં એવાં તો મજબૂત કરો કે કુહાડો લાવીને ચીરે તો જ એ બારણાં તૂટી શકે, એ લોકોને બરોબર થકવી નાંખો."

જમીન ખાલસા થવાની વાત આવી ત્યારે પ્રથમ સરદારે વસ્તુમાત્રના નાશવંતપણાની ફિલસૂફી સમજાવી: આપણને કેટલી જમીન જોઈએ? મુસલમાનને પાંચ હાથ અને હિંદુને તો ઘડીકવાર માટે ત્રણ ચાર હાથ જોઈએ, તેયે બળી ગયો એટલે પાછી બીજાને કામ લાગે; રેલમાં ઘરો તણાઈ ગયાં, માણસ તણાઈ ગયાં તો જમીનનું શું? આખરે જ્યારે જમીન ખાલસા થવા માંડી ત્યારે જમીન ખાલસા કરવાની કોઈની મકદૂર નથી, સરકાર જમીનને માથે મૂકીને વિલાયત નહિ લઈ જાય, અને પોલીસો આવીને નહિ ખેડે એમ કહીને સમજાવવા લાગ્યા. અને જ્યારે પૂરેપૂરું સંગઠન થઈ રહ્યું ત્યારે લોકોને કહ્યું, ' શરૂ કરો વાવણી, જોઈ લેશું સરકાર શું કરે છે,' અને સરકારને પડકાર કરીને કહ્યું: ચાસેચાસ પાછા મેળવ્યા વિના આ લડાઈ બંધ થનાર નથી.

પણ સૌથી મહત્ત્વનું શિક્ષણ અહિંસાનું હતું. જ્યારથી કલેક્ટરે ' આગ અને અત્યાચાર 'નો બાહુ ઊભો કર્યો ત્યારથી શ્રી. વલ્લભભાઈ પ્રથમ કરતાં વધારે ચેત્યા કે સરકાર તોફાન કરાવતાં ચૂકે એમ નથી, અને લડતને માટે તોફાન જેવી ઘાતક

વસ્તુ એક નથી, એ તેમણે લોકોને સમજાવવા માંડયું. સરદારની અહિંસા ઉપર એક અણધારી દિશામાંથી ટીકા આવી છે કે સરદારનાં તીખાં અને ધગધગતાં ભાષણોમાં અહિંસા નહોતી. સરદારે તો સ્પષ્ટ કહ્યું છે કે 'આધ્યાત્મિક' અહિંસાને આ જન્મે પહોંચીશ કે નહિ તેની મને ખબર નથી, મને તો વ્યાવહારિક અહિંસા આવડે છે, અને મારા જેવા જાડી બુદ્ધિના ખેડુતો આગળ એવી જાડી અહિંસા જ મૂકું છું, સૂક્ષ્મ અહિંસા તેમનું ભાગ્ય હશે તો તેઓ આગળ ઉપર સમજશે. ભાષણોની ટીકા કરનારાને એટલું જ કહી શકાય કે એમનાં આકરાંમાં આકરાં ભાષણ પણ લોકોને શાંત રાખવાના હેતુથી પ્રેરાયેલાં હતાં. પણ આની ચર્ચા આ સ્થાને વધારે ન કરું. 'વીર વલ્લભભાઈ' નામના મારા પુસ્તકમાં આની જરા વિસ્તારથી મેં ચર્ચા કરી છે.

સરદાર લડતની કળામાં નિપુણ હતા એટલું જ નહિ પોતાના સૈનિકોનું જોર જાણતા હતા, અને તેના જોરનું માપ કાઢી કાઢીને આગળ પગલાં લેતા જતા હતા.

# ૨૨
# 'બારડોલી દિન'

"મોટું મહાભારત યુદ્ધ થઈ ગયું તે પણ ૧૮ દિવસમાં પતી ગયું હતું. પરંતુ બારડોલીના લોકો કે જેમણે હાથમાં લાકડી પણ કદી પકડી નથી, તેમણે ચારચાર મહિનાથી આટલી તોપબંદૂકવાળી સરકારને હંફાવી એ તમારી ઇજ્જતનો મોંઘો વારસો તમે ભવિષ્યની પ્રજા માટે રાખી જશો."

લડતને ચાર મહિના થઈ ગયા હતા. ચાર માસમાં બારડોલીના લોકોએ સ્વપ્ને પણ ન ધાર્યું હતું એટલા તેઓ પ્રસિદ્ધ થઈ ચૂક્યા હતા. પણ એ પ્રસિદ્ધ થવાનું ભાન તેમને ન ; એ જ તેમના સત્યાગ્રહને શોભાવનારી તેમજ સાચવી રાખનારી વસ્તુ હતી. પ્રસિદ્ધિને માટે કરતા હોત તો ક્યારના તેઓ પડી ચૂક્યા હોત.

'બારડોલી દિન' આખા દેશમાં ઊજવવામાં આવ્યો, ગુજરાતનાં તો સેંકડો ગામે એ દિવસ ઊજવ્યો, સ્ત્રીઓ અને પુરુષોએ ફાળો કરીને બારડોલી પહોંચાડ્યા. બારડોલીના સત્યાગ્રહીઓએ ૨૪ કલાકનો ઉપવાસ કર્યો અને પ્રાર્થના કરી. મુંબઈના યુવકોના ઉત્સાહનો તો પાર નહોતો. તેમણે ઘેરઘેર જઈને ઉઘરાણાં કર્યાં, અને સરદારને મુંબઈ આવે ત્યારે ભેટ ધરવાની આલેશાન તૈયારીઓ રાખી. નેતાઓની સહાનુભૂતિ તો હતી જ, અનેક સ્થાને 'બારડોલી દિને' અનેક નેતાઓએ સભાઓ ભરી હતી. પણ સ્વ. લાલાજીએ 'બારડોલી દિન' નિમિત્તે ચિરસ્મરણીય સહાનુભૂતિ

મોકલી. ગાંધીજી કે સરદાર તેમને આવવા દે એમ તો હતું નહિ, એટલે તેમણે કાગળ લખ્યો:

"રૂ.૫૦૦ની નજીવી ભેટ હું મારી ખાનગી આવકમાંથી મોકલું છું. બારડોલી આજે હિંદુસ્તાનની લડત લડી રહ્યું છે, અત્યારે એ એક જ રસ્તો રહેલો છે. હિંદ અખિલ ભારતીય સવિનયભંગ નથી કરી શકતું એટલે આવી છૂટી છૂટી લડતો લડવી એ જ આપણે માટે શક્ય છે. ઈશ્વર બારડોલીનું રક્ષણ કરો. મારા મિત્રોએ મારી રકમની સાથે રૂ. ૧,૫૦૦ પોતા તરફથી ભર્યા છે."

સત્યાગ્રહફંડનાં નાણાંનો ઇતિહાસ તો દેશના ઇતિહાસમાં રહી જાય એવો કહેવાય. બારડોલીમાં તો ચેક અને મનીઑર્ડર ચાલ્યા આવતા હતા જ, તેવી જ રીતે 'નવજીવન' અને 'યંગ ઇંડિયા' ઑફિસે પણ આવતા હતા. આ નાણાં ભારતના પ્રત્યેક પ્રાંતમાંથી જ નહિ, પણ દૂર દૂર દેશો — ફ્રાન્સ, બેલ્જિયમ, જાપાન, ચીન, ન્યુઝીલૅંડ, મલાયસ્ટેટ્સ અને ફીજીમાંથી આવતાં હતાં. દક્ષિણ આફ્રિકાનાં નાણાં તો જાણે બારડોલીનાં જ ગણાય. આ નાણાંમાં કેવાં કેવાં પવિત્ર દાનો હતાં એ તો માત્ર થોડા જ દાખલા આપીને બતાવી દઉં.

અમદાવાદના મજૂરમંડળે આ લડતમાં ખૂબ રસ લીધો હતો. ગરીબ મજૂરોએ એક એક આનાની રસીદો કાઢી, અને એ મહામહેનતે બચાવેલા પોતાના પરસેવાના એકએક આનામાંથી દોઢ હજાર રૂપિયા તેમણે મોકલ્યા. સ્વામી શ્રદ્ધાનન્દજીના ગુરુકુળના બ્રહ્મચારીઓએ આશ્રમની મરામત વગેરે કરીને પચાસ રૂપિયા ભેગા કર્યા. ગુરુકુળના કાર્યકર્તાઓએ બસેં રૂપિયા આપ્યા. એ બસેંમાં ગુરુકુળના એક રસોઇયાએ આગ્રહપૂર્વક પોતાનો એક રૂપિયો નાખ્યો. સૂપા ગુરુકુળના બ્રહ્મચારીઓએ કેટલાક દિવસ ઘીદૂધનો ત્યાગ કર્યો, મજૂરી કરી અને પાંસઠ રૂપિયા આપ્યા. ત્યાંના કાર્યકર્તાઓએ પંચાસી રૂપિયા આપ્યા. ઠેઠ બંગાળાથી અભય આશ્રમના કાર્યકર્તાઓએ શાકભાજીનો ત્યાગ કરી પોતાની નાનકડી રકમ મોકલી. જે ચોર્યાસી તાલુકાના ખેડુતોએ ખુશીથી વધારો આપી દીધો એમ કહીને તેમનું અપમાન

થઈ રહ્યું છે તેમણે વાંઝ ખાતે ગંજાવર પરિષદ ભરી વલ્લભભાઈને લગભગ અઢી હજાર રૂપિયા આપ્યા, અને સાથે સાથે જાહેર કર્યું કે મહેસૂલ તો અમે પરાણે ભર્યું છે કારણ કે તે વેળા અમે સત્યાગ્રહ માટે તૈયાર નહોતા.

નાગરિકોનાં દાન પણ નોંધવાજેવાં હતાં. ઉપર કહ્યાં તે તો બધાં સ્વેચ્છાથી આવતાં દાનો હતાં, પણ કેટલાક દાતાઓને શ્રી. મણિલાલ કોઠારી જેવા ભિક્ષુના આગ્રહની જરૂર હતી. ભાઈ મણિલાલે મુંબઈના બૅરિસ્ટરો અને એડવોકેટો પાસે મોટી રકમો કઢાવી, શ્રી. ભૂલાભાઈ જેવાને રસ લેતા કર્યા. અને મણિલાલની ભીખ એટલે સર્વભક્ષી, તેમને બધું ખપે. 'સારો ચેક ન આપી શકો તો તમારી મોટરકાર આપો. કાર ન જ આપી દઈ શકો તો લડત ચાલે ત્યાં સુધી વાપરવા આપો,' એમ કહેતા જાય અને ચેક અને કાર બંને લેતા જાય. એમના પ્રતાપે બારડોલીના કાર્યકર્તાઓને આખા તાલુકાનાં ગામેગામમાં જોઈએ ત્યારે ફરી વળવાને માટે ચાર મોટરકાર મળી રહી હતી. સત્યાગ્રહફાળાની રકમ જે મે મહિનામાં અપીલ કરવામાં આવી ત્યારે રૂ. ૧૦,૦૦૦ હતી તે જૂન મહિનાની આખર સુધીમાં રૂ. ૨,૦૦,૦૦૦ થઈને ઊભી રહી હતી.

અને લોકોના ઉત્સાહની ભરતી દમનનીતિની ભરતી સાથે વધતી જતી હતી.

ખાલસા નોટિસોની સંખ્યા ૫,૦૦૦ થી વધી ગઈ હતી. હવે ખાલસા થયેલી જમીન ચોરીછૂપીથી વેચવાને બદલે જાહેર લિલામથી વેચવાના ઢોંગ થવા લાગ્યા. ઇસમાઈલ ગબા નામના મુસલમાન સત્યાગ્રહી જે અનેક સતામણીની સામે આજ સુધી અડગ ઊભા હતા તેમના ખાતાની ૫૦,૦૦૦ રૂપિયાની કિંમતની અને રૂ. ૧,૨૦૦નું મહેસૂલ ભરતી જમીન વેચવાનાં જાહેરનામાં નીકળ્યાં. બીજી રૂ. ૨૫,૦૦૦ની કિંમતની જમીન વેચવાનાં પણ જાહેરનામાં નીકળ્યાં. પણ તેથી કાંઈ કોઈ ડગે એમ નહોતું. ગામેગામના લોકોએ ઠરાવ કર્યા કે આવી રીતે જમીન રાખનારની જમીન કોઈએ ખેડવી નહિ, તેમને મજૂરીની કે બીજી

કોઈ પ્રકારની મદદ ન કરવી. એક ખરીદ કરનાર બારડોલી બહારના પારસી હતા. તેમની કોમના અને શહેરના માણસોએ તેમના કડક બહિષ્કારના ઠરાવ કર્યાં. શ્રી. વલ્લભભાઈએ 'બારડોલી દિન'ને દિવસે બારડોલીમાં ભાષણ કર્યું તેમાં વળી આ જમીન ખરીદનારાઓને આકરી ચેતવણી આપી: "કોઈ પણ ખેડૂતની કે સાહુકારની એક ચાસ પણ જમીન જ્યાં સુધી ખાલસા થયેલી હશે ત્યાં સુધી આ લડતનો અંત નથી અને હજારો ખેડૂતો તેના ઉપર પોતાનાં માથાં આપશે. એ કાંઈ ધર્મરાજાનો ગોળ લૂંટાતો નથી કે ભરૂચ જઈ એક ઘાસલેટવાળા પારસીને લાવ્યા કે જે જેમ ફાવે તેમ લૂંટ મારી શકે. આ જાહેર સભામાંથી ચેતવણી આપું છું કે આ જમીન રાખતા પહેલાં પૂરતો વિચાર કરજો. ખેડૂતનું લોહી પીવા આવવાનું છે, ને તેમ કરનારનો ઇન્સાફ પણ પ્રભુ આ જિંદગીમાં કેવો કરે તે ન ભૂલજો. આ મફતમાં જમીન લેવા આવનારાની પેલા નાળિયેરના લોભિયા બ્રાહ્મણની જેવી દશા થઈ હતી તેવી થવાની છે એ ખચીત માનજો."

સરકારી અમલદારોનાં જૂઠાણાં તો સહજ થઈ પડયાં હતાં. સરકારી જાહેરનામાંમાં જૂઠાણાં હોય, કમિશનરના કાગળમાં હોય, કલેક્ટરના 'શુભ વચન'માં હોય તો પછી ડે. કલેક્ટર જેને ભરોસે સરકાર આખી લડત ચલાવી રહી હતી તેના વર્તનમાં કેમ ન હોય? બારડોલીના લોકોની ભલમનસાઈ અને નરમ સ્વભાવ તેમને ડગલે ડગલે નડે એવાં હતાં. સરકારી નોકરોની સાથેની મહોબત તેમને ઝેરરૂપ થઈ પડી હતી. મોતામાં એક સજ્જનને પેલા અમલદારે અનેકવાર સમજાવેલા: 'તમારી વાડીનાં ફળ ખાધાં છે અને એ વાડીને હરાજ કરાવવી એ મારાથી નથી બનવાનું. મહેરબાની કરીને ભરી દોની! કોઈને જરાય ખબર ન પડવા દઈએ.' એ સજ્જન અડગ રહેલા. હવે એક વૃદ્ધ પેન્શનરને આ અમલદારે કહ્યું કે તમારા મિત્રે તેમના તરફથી પૈસા ભરી દેવાનું તમને કહ્યું છે. એમ પેલા પેન્શનર ભોળવાય એવા નહોતા તેમણે તપાસ કરી જોઈ તો ખબર પડી કે તેમના મિત્રે કશી વાત કરી નહોતી. આ ગામમાં જઈને

શ્રી. વલ્લભભાઈએ પોતાની અનેક સચોટ ઉપમાઓમાંની એક વાપરીને એ ગામને ઉચિત સંદેશ આપ્યો:

"બે જાતની માખી હોય છે. એક માખી દૂર જંગલમાં જઈ ફૂલોમાંથી રસ લઈ મધ બનાવે છે. બીજી માખી ગંદા ઉપર જ બેસે છે, અને ગંદકી ફેલાવે છે. એક માખી જગતને મધ આપે છે, ત્યારે બીજી ચેપ ફેલાવે છે. આ ચેપી માખીઓ તમારે ત્યાં કામ કરી રહી છે એમ સાંભળ્યું છે. એ માખીને તમારી પાસે આવવા દેશો જ નહિ. ગંદકી અને મેલ જ તમારામાં ન રાખશો કે તમારી પાસે એ માખીઓ આવે."

લોકોએ ખાતરી આપી કે માખીની અસર કશી નથી થવાની. એક વિધવા બહેને સભામાં ઊભા થઈ કહ્યું: 'અમે નહિ ડરીએ, અમે તો તમારા આશ્રમમાં આવી રેંટિયો કાંતશું.' ગામના યુવકસંઘે અનેક ઉઘરાણાં કરેલાં હતાં. ૪૫૦ રૂપિયા આપવામાં આવ્યા. એ જ ગામે અગાઉ રૂપિયા ૨૦૦ તો આપ્યા જ હતા.

પેલા રેસિડંટ મૅજિસ્ટ્રેટ પણ આળસુ બેઠા નહોતા. તેમની આગળ લઈ જવાને નાના મોટા ભોગો પોલીસની પાસે હતા જ હતા. જૂન માસમાં ત્રણ સ્વયંસેવકો એવા સંજોગોમાં આ મૅજિસ્ટ્રેટની સામે ઊભા કરવામાં આવ્યા કે સૌ કોઈને હસવું આવ્યા વિના ન રહે. કલેક્ટર સાહેબ બારડોલી આવ્યા હતા, સરકારી બંગલામાં મુકામ કરેલો. બારડોલી થાણાના એક સ્વયંસેવકને કલેક્ટર સાહેબની હિલચાલની દેખરેખ રાખવાની હતી, એટલે આ બંગલાથી થોડે છેટે આવેલા રસ્તાની સામી બાજુએ તે બેઠા હતા. કલેક્ટરને આ ન ગમ્યું. તેને ત્યાંથી ખસેડવાનો પોલીસને હુકમ કર્યો. પોલીસની પાસે પેલાએ લેખી હુકમ માગ્યો. પોલીસે કલેક્ટરને ખબર આપી, તેણે પેલાને બોલાવી મંગાવ્યો અને ફોજદારને સોંપ્યો. તેને ચેતવણી આપીને છોડી દેવામાં આવ્યો. દરમ્યાન તેની જગ્યા વિદ્યાપીઠના એક વિદ્યાર્થી દિનકરરાવે લીધી હતી, અને બીજો સ્વયંસેવક પ્રભુભાઈ સૂચના લેવા ત્યાં ઊભો હતો. આ બન્નેને પકડવામાં આવ્યા. એટલે પહેલા છગનલાલ જેમને ચેતવણી આપીને રજા આપવામાં આવી હતી તેમણે દિનકરરાવની જગ્યા લીધી, એટલે તેને પણ

પકડવામાં આવ્યો. આ લોકોને પોલીસ કાયદાની એક કલમ પ્રમાણે પકડવામાં આવ્યા હતા. જે કલમ પ્રમાણે એમને પકડવામાં આવ્યા હતા તે કલમ તો સાર્વજનિક સ્થળોએ રખડતા રઝળતા બદમાશોને માટેની હતી. પણ આ જુવાનોની ખુમારી કલેક્ટર જેવો અમલદાર કેમ ખમી શકે?

તેમનો કેસ ચાલ્યો, એ વળી વધારે હાસ્યજનક હતો.

કોર્ટ રાત્રે ભરાઈ હતી — બદમાશોને કેમ એક દિવસ પણ છૂટા રાખી શકાય? ફોજદારને બિચારાને જેમતેમ સાહેદો શોધવા પડ્યા. આમાંનો એક તો પીધેલો હતો. તેણે કેવી જુબાની આપી હતી તેની કલ્પના સહેજે થઈ શકશે. તેને દારૂના ઘેનમાં બિચારાને નહોતું તારીખનું ભાન, નહોતું શું બોલે તેનું ભાન, નહોતું તેની સામે કોણ ઊભેલા તેનું ભાન. તેની જુબાની સુધારીને લખી લેવી પડતી હતી. ત્રણે જુવાનોને ૫૦ રૂપિયા દંડ નહિ તો બે માસની સજા થઈ. તેમનો ગુનો મૅજિસ્ટ્રેટના શબ્દોમાં આ હતો: 'આ આરોપી બારડોલીમાં કલેક્ટરના બંગલા આગળ કલેક્ટરનો મુકામ હતો ત્યારે રઝળતો અને જતા આવતાને અટકાવ કરતો માલમ પડ્યો હતો.' કોનો અટકાવ થયો હતો? કેવો અટકાવ થયો હતો? તેના પુરાવાની કશી જરૂર નહોતી. ત્રણે જણાએ જેલમાં જવાનું પસંદ કર્યું. બીજે દિવસે સંખ્યાબંધ સ્વયંસેવકો જેલ જવાની આ અનાયાસે લાધેલી તક લેવાને ભેગા થયા, પણ તેમને કોઈએ પકડ્યા નહિ!

બીજે દિવસે પેલા ટંટાફિસાદને માટે પકડેલા વાંકાનેરના ખેડુતભાઈઓના કેસનો ચુકાદો હતો. આરોપ એવો હતો કે ૧૯ જણાએ ડેપ્યુટી કલેક્ટરનો સામાન લઈને જતાં ત્રણ ગાડાં અટકાવેલાં, અને ગાડાંવાળાને આગળ જતાં રોક્યા હતા. મુખ્ય પુરાવો એક એવા માણસનો હતો કે જેની પાસે ઝાંખું બળતું એક ફાનસ હતું જેથી તે બધા આરોપીને ઓળખી શક્યો હતો. પુરાવો એટલો તો નબળો, અથવા નહિ જેવો હતો કે પાંચને ઓળખાવી ન શકવાને લીધે આરોપ મેલ્યા વિના છોડી દેવા પડ્યા હતા અને ત્રણને પાકા પુરાવા ન હોવાથી નિર્દોષ ઠરાવી છોડી

મૂકવામાં આવ્યા. બાકીના અગિયારને બે ગુના ઉપર છ મહિનાની સખત કેદની સજા થઈ, અને સાપરાધ બળ વાપરવાને માટે એક મહિનાની સાદી કેદની સજા થઈ. આ વીરોનાં નામ તો આપવાં જ જોઈએ: રામભાઈ મોરારજી, કુંવરજી ગલાલભાઈ, ડાહ્યાભાઈ માવજી, ગોંસાઈભાઈ ગોવિંદ, નારણભાઈ ઉકાભાઈ, કાનજીભાઈ મોરારભાઈ, નાથાભાઈ કાળાભાઈ, છીતાભાઈ પ્રેમાભાઈ, જીવણભાઈ દયાળભાઈ, ચુનીલાલ રામજી, અને હીરજી ડુંગરજી ચોધરી.

આ નાટક જાણે પૂરતું ન હોય તેમ આ ભાઈઓને જેલમાં લઈ જતાં જંગલીપણાની કમાલ કરવામાં આવી. સાદી કેદના પેલા ત્રણ યુવકો સુદ્ધાં સૌને બબ્બેના જોડકામાં દોરડે બાંધ્યા હતા અને હાથમાં બેડી પહેરાવી હતી. આવી રીતે તેમને સરિયામ રસ્તેથી સ્ટેશન સુધી લઈ જવામાં આવ્યા, જાણે તેમને જોઈને લોકોને ભારે ધાક બેસી જશે. પણ કેદીઓ તો હસતા હતા, જે લોકોને તેમની બેડીઓ જોઈને ચીડ ચડતી હતી તેમને કહેતા હતા: 'અરે એમાં શું? પહોંચીની ઘડિયાળ કરતાં આ બેડી સારી નહિ?' લોકો પણ હસવા લાગ્યા અને તેમની ગાડી ચાલી એટલે 'વંદે માતરમ્'ના ધ્વનિથી સ્ટેશન ગાજી રહ્યું. થોડા જ દિવસ પછી વાંકાનેરના તલાટીએ આ શાહુકાર ખેડુતના છોકરાઓને દોરડે બાંધીને જેલમાં લઈ ગયા તે બદલ પોતાની ૨૫ વર્ષની નોકરીનું રાજીનામું આપ્યું.

આ બધું 'બારડોલી દિન'ના ત્રણ દિવસ આગમચ બન્યું, અને એણે 'બારડોલી દિન'ની ઉજવણી વધારે ગંભીર કરી મૂકી.

હસીને દુઃખ ભૂલવાની કળા સરદાર રોજ પત્રિકાઓ દ્વારા અને પોતાનાં ભાષણમાંના કટુમધુર કટાક્ષો દ્વારા લોકોને શીખવ્યા જ કરતા હતા. એક ઠેકાણે તેમણે એકાદ કલાક ભાષણ કર્યું અને બેઠા એટલે એક માણસે આવીને ફરિયાદ કરી, 'ફલાણા પટેલે મામલતદાર અને તેના કારકુનોને ચા પાઈ.' 'અરે, એ શી રીતે બન્યું?' સરદારે હસતાં હસતાં પૂછ્યું. વૃદ્ધ પટેલે આગળ આવીને ખુલાસો કર્યો: 'અમે તો બારણાં બંધ કરી બેઠા

હતા. પણ પેલાઓએ બારી આગળ આવીને કાલાવાલા કર્યા કે બારણું ઉઘાડો, ચા પીને ચાલ્યા જશું. મેં કહ્યું, તમારો વિશ્વાસ કેમ પડે? પેલાઓએ ફરીફરીને ખાતરી આપી કે અમે કશું જપ્ત ન કરીએ, અમારે માત્ર ચા પીવી છે! પછી શું થાય? બારણાં ઉઘાડ્યાં, ચા પાઈ અને એમને વિદાય કર્યા.' આ માણસ વાત કરી રહે ત્યાં તો બીજો એક માણસ આવ્યો અને આવેશથી કહેવા લાગ્યો: 'ના, વલ્લભભાઈસાહેબ, આવું ન થવા દેવું જોઈએ. એણે પેલાને ચા પાઈ તે કારકુનોએ ખાતરી આપી તેથી નહોતી પાઈ, પણ મામલતદારથી ડરીને પાઈ, અને અમારે તો ભલભલાનો ડર કાઢી નાંખતાં શીખવાનું છે.' વલ્લભભાઈ બધું સમજી ગયા, ખડખડાટ હસી પડ્યા અને પછી આ પ્રમાણે સમાધાન કર્યું: 'જુઓ ભાઈ, કાલાવાલા કરે તો તો ચા પાયા વિના ન ચાલે. પણ જોજો, એ લોકોથી સાવધ રહીને ચાલવું સારું. ધારો કે તમે ચા પાઓ અને દૂધમાં માખી કે એવું કાંઈક હોય, અને ભૂલમાં તમારાથી ચામાં એવું દૂધ રેડાઈ જાય અને પેલાઓને કંઈક થઈ જાય તો તો દોષ તમારા ઉપર જ આવે ને? એટલે ચેતીને ચાલવું સારું.' સૌ ખડખડાટ હસી પડ્યા, અને ઘડીકમાં આખો કિસ્સો ભુલાઈ ગયો. સરદારની પકડાવાની વાતો તો સંભળાતી જ હતી. કોકે પૂછ્યું: 'સાહેબ, તમારી પકડાવાની વાત સંભળાય છે, સાચું?' સરદાર બોલ્યા: 'નારે સાંભળ્યા કરોની! મને શા સારુ પકડે? બિચારી ભેંસનું લિલામ કરે તો તેના પાંચ રૂપિયા ઊપજે, મારું લિલામ કરે તો કશુંયે ના ઊપજે.'

'બારડોલી દિન' આવ્યો ત્યારે લડતનું રહસ્ય તો લોકોની રગેરગમાં ઊતરી ગયું હતું, અને સૌ આકરી તાવણીને માટે તૈયાર થઈ રહ્યા હતા. સરદારે 'બારડોલી દિન'ને પ્રસંગે કહ્યું: 'આજે હવે કુદરતમાં હવા બદલાતી ચાલી છે. આ પહેલાં ચૈત્રવૈશાખનો સખત તાપ હતો, ખૂબ ઉકળાટ હતો, છેવટ ગાજવીજ થઈ કડાકા થયા, અને પરિણામે અમૃતવૃષ્ટિ થવા લાગી છે. સરકારે પણ ખૂબ તાપ કર્યો, પ્રજાને અત્યંત ઉકળાટ કરાવ્યો. પણ કુદરતની પેઠે તેમાંથી અમૃતને બદલે ઝેર વરસે તોયે એ ઝેરને અમૃત ગણી

ગળી જવાની આપણને ઈશ્વર તાકાત આપે એવી પ્રાર્થના કરવાને આપણે ભેગા થયા છીએ.'

ખેડૂતોની સામાન્ય મનોદશા તે વેળા કેવી હતી તે કહેવું મુશ્કેલ છે. ખેડૂતને પોતાનો ઇતિહાસ લખતાં આવડે તો તે લડતને જુદેજુદે અવસરે પોતાની બદલાતી મનોદશાનાં ચિત્રો આપે. પણ કેટલાક ખેડૂતો તો સિરસાટાની લડતને માટે તૈયાર થઈ રહ્યા હતા એ સ્પષ્ટ છે. સરકારી જાહેરનામું બહાર પડ્યું એ જ અરસામાં, એટલે 'બારડોલી દિન'ના થોડા જ દિવસ આગળ, હું એક ખેડૂતને મળ્યો હતો. એની સાથે વાત કરતાં ઉમંગ ચડે એવી એણે વાતો કરી.

'સરકારનું જાહેરનામું વાંચ્યું?'

'હા! સરકાર હજી વધારે આકરાં પગલાં લેશે.'

'ક્યાં સુધી આ લડત ચલાવશો?'

'ગમે ત્યાં સુધી. મારા ગામમાં તો પાકો બંદોબસ્ત છે. મારા ગામમાં એકે ભેંસ જ રહી નથી, શેની જપ્તી લાવશે? અને થોડા વખતમાં ઘર જ એવાં કરી મૂકશું કે તેમાં ઊભો વાંસ ફરે! અમે તો લડત બરોબર જામી ત્યારથી અમારાં તાંબાપિત્તળનાં વાસણ પણ કાઢી નાંખ્યાં છે. અમે માટીનાં હાંલ્લાંમાં રાંધીએ છીએ, અને માટીનાં વાસણમાં જમીએ છીએ. લઈ જાય તોઈએ તો એ વાસણ. બહાર સાદડી ઉપર સૂઈ રહીએ છીએ; પલંગનો પણ નિકાલ કરી દીધો છે, કારણ પલંગ પણ ઉઠાવી જવા લાગ્યા છે. અને હવે અમે બીજો વિચાર કીધો છે. શા સારૂ ઘરમાં ભરાઈ રહેવું? એક ધર્મશાળા રાખીશું, એક બિનખાતેદાર એનો કબજો લેશે, સૌ ત્યાં રાંધી ખાશું અને ફાળે પડતો ખરચ વહેંચી નાંખશું.'

'પણ સરદાર તમને કહે કે ગામ છોડીને ચાલ્યા જાઓ તો?'

'તો તો સત્તર આના. અમારાં બૈરાંછોકરાં તો ગાયકવાડીમાં અમારાં સગાંવહાલાંને ત્યાં ગયાં છે, ઢોર પણ ગયાં છે. ઘણુંય તો માત્ર અહીં સૂવાને માટે જ આવીએ છીએ.'

'અને જમીન ખેડશો કે પડતર રહેવા દેશો? ખેડશો તો સરકાર ખેડવા દેશે અને પછી પાક ઉઠાવી લેશે.'

'પાક કરીએ શા સારુ? શણુ બી નહિ નાંખીએ? શણુ થઈ એટલે એને ખેતરમાં જ સુવાડી દેવાની એટલે સોના જેવું ખાતર થશે.'

અંતે અમે છૂટા પડ્યા. છૂટા પડતાં પેલાએ ઉપસંહાર કરતાં કહ્યું: 'લડત તો ભગવાને મોકલી છે. અમારામાંના ઘણા ચાના બંધાણી હતા. ભેંસો ગઈ એટલે હવે ચાને માટે દૂધ ક્યાંથી લાવે? છતાં કેટલાક બકરીના દૂધે ચલાવે છે, અને એકએ ઘેર ગાય છે. પણ એ ચા જાય એ જ સારી. ધારો કે આ લડતમાં હાર્યા તોયે ખોવાનું નથી. એ કાંઈ છેલ્લી લડત ઓછી છે? આવતી લડત વધારે બંદોબસ્ત કરીને વધારે સાવચેતીથી લડશું. આ લડતમાં શીખેલા પાઠ થોડા ભુલાવાના છે?'

'બારડોલી દિન' આવ્યો ત્યારે લોકો આ શ્રદ્ધાથી, આ અચળ વિશ્વાસથી સરદાર જેમ આગળ ધપાવે તેમ ધપ્યા જતા હતા. તેમને નહોતી પડી સરકારી જાહેરાતોની, ખાલસા નોટિસોની કે જેલની. સરદાર કહે કે હળ મૂકો જમીનમાં તો હળ મૂકવાં; સરદાર કહે, છોડો તાલુકો તો તાલુકો છોડવો!

## ૨૩

# આરોપી ન્યાયાધીશ બન્યા

"સરકારે મૂરખ માણસોની વાત માની છે અને હવે સાપે છછૂંદર ગળી છે. હવે છોડાતીયે નથી, ગળાતીયે નથી."

ખેડા સત્યાગ્રહના દિવસોમાં સરકારનું ખબરખાતું ખુલ્યું નહોતું. બોરસદ સત્યાગ્રહ વખતે એ ખાતાએ દર્શન દીધાં, અને લડત પૂરી થવા આવી ત્યારે 'બૉંબે ક્રૉનિકલ'ના છ સ્તંભ જેટલો સરકારનો બચાવ બહાર પાડેલો. એનો યોગ્ય ઉત્તર આપવામાં આવેલો અને એક અઠવાડિયામાં સર લેસ્લી વિલ્સને બે લાખ ચાળીસ હજારનો હૈડિયાવેરો રદ કરેલો. પાંચ મહિના સુધી બારડોલી સત્યાગ્રહ પ્રકાશન ખાતાના, 'નવજીવન'ના અને 'યંગ ઇંડિયા'ના આરોપો સાંભળી સાંભળી રીઢા થઈ સરકારે પોતાનું ખબરખાતું ચાલું કીધું. બલ્કે પટાણોએ એ ખાતું ચાલુ કરાવ્યું એમ કહીએ તો ચાલે. પટાણોની ગેરવર્તણુકનું વર્ણન મેં 'યંગ ઇંડિયા'માં આપ્યું હતું તેના રદિયા આપવાનો સરકારી ખબરખાતાના વડાએ પ્રયત્ન કર્યો. આ પ્રયત્નમાં સરકારી નોકરો ઉપરના આરોપોની સ્વતંત્ર તપાસ કરવાને બદલે ગુનેગારને પોતાની પાસે બોલાવી, તેનો એકતરફી જવાબ સાંભળી, તોહોમત મૂકનારને હાંકી કાઢવાનો આ રાજ્યનો સનાતન રિવાજ જ્યાંત્યાં જોવામાં આવતો હતો. લોકોની ફરિયાદ ખરી કે ખોટી તે તપાસવા સ્વતંત્ર પંચ લોકો માગે તો સરકાર કેમ આપે? ગુનેગાર અમલદારો એવાં પંચ કેમ આપવા દે? અને એવાં પંચ આપે તો પછી ખરે ટાંકણે મદદ કરનારા હૈયાફૂટા અમલદારો શી રીતે મળે?

એક પઠાણ મીઠું ચોરતાં પકડાયો હતો એમ કહેવામાં આવે છે ત્યારે ખબરખાતાનો અમલદાર ન્યાયાધીશ બની કહે છે: 'પોલીસને જણાયું છે કે આ કેસ ખોટા કેસોમાં જ ગણવો જોઈએ.' જ્યારે કહેવામાં આવે છે કે એક પઠાણે એક સત્યાગ્રહીની ઉપર છરી લઈને હુમલો કર્યો હતો ત્યારે પઠાણે છરી સાથે હુમલો કર્યો હતો એ વાતનો ઇનકાર નથી કરવામાં આવતો, પણ એમ કહેવામાં આવે છે કે તેણે કાંઈ છરી ભોકવાને માટે હુમલો નહોતો કર્યો! પઠાણોના ગેરવર્તનનો લાંબો બચાવ કરવામાં આવે છે તેમાં પઠાણ કૂવા ઉપર નાગો ઊભો હતો એ વાતનો ઇનકાર નથી કરવામાં આવતો પણ પઠાણનો હેતુ મલિન નહોતો એમ કહેવામાં આવે છે! અને એક પઠાણે એક ભેંસને મારી મારીને જીવ લીધો એ આરોપને તો ખબરખાતું ગળી જાય છે. ગમે તેમ હો, પણ આટલા બચાવ પછી પણ એ નમૂનેદાર પઠાણોને તુરત ખસેડવાનો હુકમ થયો. પણ સીંદરી બળે પણ સીંદરીનો વળ નહિ બળે, એટલે ગવર્નરે પોતાના એક કાગળમાં પઠાણોને ખેંચી લેવાનું કારણ લોકમતને માન આપવાનું બતાવ્યું, જ્યારે સરકારી ખબરખાતાએ લખ્યું: હવે વરસાદની મોસમ શરૂ થઈ એટલે પઠાણોની જરૂર થોડી જ રહેવાનો સંભવ છે! બીજા એક કાગળમાં સરકારે જણાવ્યું: વાણિયા પઠાણોને ચોકીદાર તરીકે રાખે છે તેની સામે કેમ કોઈ કાંઈ કહેતું નથી, અને સરકાર રાખે તેમાં શો દોષ? કેમ જાણે એક ગુનો બીજાને ઢાંકી શકતો હોય! વળી વાણિયા કે બીજા કોઈ પઠાણોને રાખે તે લોકોને નથી ખૂંચતું એમ સરકારે શી રીતે જાણેલું?

સરકારના ખબરખાતાએ 'યંગ ઇંડિયા'ના મારા એક બીજા લેખનો બહુ સવિસ્તર જવાબ આપવાનો પ્રયત્ન કર્યો હતો. એ જવાબમાં પણ અહીં ન ઊતરું કારણ એ તો બારડોલીમાં મહેસૂલવધારો કેમ ખોટો છે એ વિષે લોકોનો પક્ષ રજૂ કર્યો હતો તેનો જવાબ હતો, અને એમાંની ઘણી દલીલો પ્રથમનાં પ્રકરણોમાં આવી ગઈ છે. એટલું જણાવી દઉં કે મિ. ઍંડર્સનના પેલા સાત વર્ષના ૪૨,૦૦૦ એકર ગણોતે આપેલી જમીનના આંકડાને એક

વર્ષના ગણવાની ભૂલનો આમાં આંખમાં ધૂળ નાંખનારો વિસ્તૃત બચાવ આપવામાં આવ્યો હતો. બ્રૂમફીલ્ડ કમિટીએ એ આંકડાને સાવ ખોટા ઠરાવ્યા છે એટલે હવે એ તકરાર નાહકની ઉતારીને સ્થળનો વ્યય ન કરું.

ખબરખાતાને પત્રિકાઓ કાઢવાનું શૂર ચડ્યું હતું એટલે રોજરોજ સરકારની ઇજ્જત ઉઘાડી પાડનારા નમૂના બહાર પડ્યે જતા હતા. એક પત્રિકામાં જણાવવામાં આવ્યું કે પટેલ-તલાટીઓનાં રાજીનામાં ધમકી અને દબાણથી લખાવી લેવામાં આવ્યાં છે. પટેલતલાટીઓએ તુરત જ આ જૂઠાણાને ઉઘાડું પાડ્યું, પોતાની સહીનો એક કાગળ પ્રકટ કરીને તેમણે જણાવ્યું કે એ વાત જૂઠી છે, અને એક તલાટીએ તો ઊલટું જણાવ્યું: 'અમે તો કોઈએ દબાણની વાત નથી કરી; બાકી ડેપ્યુટી કલેક્ટરે મને બહુ આગ્રહ કરીને કહેલું કે રાજીનામું પાછું ખેંચી લો, અને મને પગાર વધારી આપવાની લાલચ પણ આપી હતી!'

પણ ખબરખાતાના વડાનો શો વાંક કાઢીએ? એનું તો એ કામ રહ્યું. બહ્કે સરકારનાં કૃત્યોનો બચાવ કરવાને માટે એને પગાર મળે, એને પેલા અમલદારો જે પ્રકારનો બચાવ મોકલે તે જેમનો તેમ પોતાની ઓફિસમાં બેઠા બેઠા પોતાની સહીથી બહાર પાડવાનો. પણ ખબરખાતાના ઉપરીને ક્યાંક ટપી જાય એવાં તો કલેક્ટરનાં 'ખેડૂતોનાં શુભ વચન' હતાં. એમાં પહેલેથી છેલ્લે સુધી નર્યું અસત્ય અને અસભ્યતા હતાં. કલેક્ટર શ્રી. વલ્લભભાઈ અને તેમના સાથીઓને માટે નવાં વિશેષણોની નવાજેશ કરે છે: 'દુરાગ્રહીઓ,' 'બારડોલી તાલુકામાં જેમને ગુમાવવાની બિલકુલ ખેતીની જમીન નથી તેવા પરદુઃખોત્પાદક ઋષિઓ.' કલેક્ટર બારડોલીના સત્યાગ્રહના વાતાવરણને હિંસાના વાતાવરણ તરીકે વર્ણવે છે, અને સરદાર જ્યારે કહે છે કે ખાલસા જમીન ખરીદનારાઓ તે જમીન ખેડે તે પહેલાં તેમને અમારા સ્વયંસેવકના લોહીની નીક વહેવરાવવી પડશે અને તેમનાં હાડકાંનું ખાતર કરવું પડશે, ત્યારે તેને કલેક્ટર આ પ્રમાણે ઊલટાવે છે: 'હવે તો તત્ત્વજ્ઞાન અને શાંતિના પાઠો પણ

વિસરાવા માંડ્યા છે — શાંતિની વાતો હવે શાંત થવા માંડી છે અને લડાઈ અને લોહીલુહાણના ગંભીર ધ્વનિ એ પરદુઃખોત્પાદક ઋષિઓને મુખેથી કાને પડવા માંડ્યા છે. ગોળીબાર અને હાડકાંનાં ખાતરો વગેરે વાતો શાંતિના ઉપાસકોને મુખેથી નીકળવા લાગી છે.'

પણ ખબરખાતાના વડા અને કલેક્ટરને શું કહીએ જ્યારે પ્રાંતનો ગવર્નર સરકારની એટલે સરકારી અમલદારોની નીતિનો ખાસો વિસ્તીર્ણ બચાવ કરવા નીકળી પડે છે, અને તે બચાવ કરતાં પરિણામે ઊલટો સરકારને જ દોષપાત્ર સિદ્ધ કરે છે. આનું જરા વિસ્તારથી વિવેચન કરવું જરૂરનું છે.

મુંબઈના એડવોકેટ અને ધારાસભાના સભ્ય શ્રી. કનૈયાલાલ માણેકલાલ મુનશી, જેમને વિષે વધારે વીગતવાર ઉલ્લેખ આવતા પ્રકરણમાં આવશે તેઓ આ લડતમાં રસ લેનારા જાહેર પુરુષોમાં અગ્રગણ્ય કહેવાય. મે મહિનાની આખરે એમણે સર લેસ્લી વિલ્સનને બારડોલીની ઘટનાઓને વિષે ઘણા કાગળો લખેલા, અને લખતાં આરંભમાં જણાવેલું કે પોતે રાજબંધારણમાં માનનાર તરીકે કાગળ લખે છે, 'કર ન ભરનાર અસહકારી તરીકે નહિ.' આવી રીતે પોતાની સ્થિતિની ચોખવટ કરવાને લીધે જ કદાચ એમને નામદાર ગવર્નરની પાસેથી લાંબા કાગળો મળી શક્યા. શ્રી. મુનશીએ ગવર્નરને વીનવ્યા હતા કે તેઓ આ બાબતમાં વચ્ચે ન પડે તો બારડોલીનો મુદ્દો છે તેના કરતાં બદલાઈ જશે. ગવર્નરે એક તરફથી શ્રી. મુનશી લોકમત તરફ ન ઢળે એ હેતુથી તેમને રીઝવવા સારુ લાંબી દલીલના કાગળો લખ્યા, અને બીજી તરફથી પોતાના કાગળોમાં સહેજે સિદ્ધ થઈ શકે એવાં અસત્યો ચીતરી લોકોને ખોટા પાડવા પ્રયત્ન કર્યો. બારડોલીનો મુદ્દો બદલાઈ ન જાય એટલા માટે શ્રી. મુનશી ના. ગવર્નરને વચ્ચે પડવાની વિનંતિ કરે છે, ના. ગવર્નર મુદ્દાને અવળો વાળીને કહે છે: 'બારડોલીમાં સવિનય ભંગનું શસ્ત્ર ઉગામીને સરકારને દબાવવાનો પ્રયત્ન થઈ રહ્યો છે.' જે વસ્તુ લોકો તરફથી, સરદાર તરફથી, ગાંધીજી તરફથી અનેક વખત સ્પષ્ટ કરવામાં આવી હતી તેનો

ઇનકાર ગવર્નર જેવા જવાબદાર માણસ હજી પણ કરે છે, કેમ જાણે અસત્યને વખતોવખત બોલ્યાથી તે સત્ય ઠરી જતું હોયની? નિષ્પક્ષ પંચ નીમવાની શ્રી. મુનશીની વિનંતિને વિષે ગવર્નરે પહેલા કાગળમાં તો જણાવ્યું :

"વધારે તપાસ થવાથી કશા નવા મુદ્દા નથી નીકળવાના. . . . જમીનમહેસૂલની ફરી આકારણી થઈ તે કેવી રીતે થઈ તેનો અભ્યાસ કરવાથી કોઈ પણ ન્યાયબુદ્ધિવાળા માણસની ખાત્રી થશે કે સરકાર વાજબી કરતાં વધારે સારી રીતે અને ઉદારતાથી વર્તી છે. . . . લોકોની તકરાર પછી પાછી તપાસ પણ થઈ ચૂકી છે. કારણ રેવન્યુ મેમ્બર મિ. રૂ રજા ઉપર ગયા ત્યારે મિ. હેચ નામના અતિશય અનુભવી રેવન્યુ અમલદારે તેમની જગ્યા લીધી. મિ. હેચ નિષ્પક્ષ બુદ્ધિથી બધા કાગળો તપાસી ગયા છે, અને તેમની ખાતરી થઈ છે કે ગણોતો વગેરે બાદ કરીએ તોપણ (કારણ ગણોતોની સામે વાંધો લેવામાં આવ્યો છે) માલના ભાવ, વેચાણ વગેરે ધ્યાનમાં લેતાં સરકારે જે વધારો સૂચવ્યો છે તે જોઈતો હતો તેના કરતાં ઓછો છે, **અને જો ફરી તપાસ કરવામાં આવે તો મહેસૂલ કશું ઓછું થવાને બદલે ઊલટું વધારે વધવાનું પરિણામ આવશે. હું તમને ખાત્રી આપું છું કે સરકારનો એક પણ સભ્ય એવો નથી કે જેની ખાત્રી ન થઈ હોય કે સરકારે વધારેલું મહેસૂલ ન્યાયયુક્ત જ નહિ પણ ઉદારતાભર્યું હતું.**"

પણ લોકોને ઉદારતા નહોતી જોઈતી. લોકોને તો ન્યાય જોઈતો હતો. ગવર્નરે તો કહ્યું: અરે, એવી કમિટી નીમવામાં આવે તો ઊલટા વધારે વધારાની એ ભલામણ કરે. ત્યારે તો તેમણે જરૂર લોકોની માગણી તરત સ્વીકારીને લોકોને બેવકૂફ બનાવવા જોઈતા હતા. બીજા પત્રમાં શ્રી. મુનશીએ લખ્યું :

"સરકાર જો બારડોલીના લોકોની વાજબી માગણી ન સ્વીકારે તો બારડોલીના લોકોનું નામનિશાન ન રહે અથવા ખુનામરકી થશે. અને બંને પરિણામ આવતાં હમેશને માટેનાં દુઃખ અને દર્દનો ડાઘ રહી જશે. આપ નામદાર કહો છો તે વાત સાચી હોય કે નવો વધારો કરતાં સરકાર ન્યાયી નહિ પણ ઉદાર થઈ છે તો તો એ ન્યાયી છે એટલું કબૂલ કરાવવાની તક શા સારુ સરકાર નથી લેતી?"

આના જવાબમાં સરકારનું પોત પ્રકાશ્યું. ગવર્નરે સાફ લખ્યું :

"તમે સૂચવો છો તેમ સરકાર પોતાનો રાજવહીવટ ચલાવવાનો નિર્વિવાદ અધિકાર કોઈ સ્વતંત્ર કમિટીને શા સારુ આપી દે? દરેક રીતે હું પરિસ્થિતિને પહોંચી વળવાને માટે આતુર છું, પણ કોઈ પણ સરકાર ખાનગી શખ્સોને પોતાની લગામ સોંપી દઈ ન જ શકે, અને એવું થવા દે તો એ સરકાર સરકારના નામને લાયક ન રહે."

આ વિચિત્ર વિધાનના જવાબમાં ગાંધીજીએ ફરી એકવાર લોકપક્ષનું સત્ય સ્વરૂપ વ્યક્ત કરનારો લેખ લખ્યો, અને સરકારે આદરેલી ખોટી વૃત્તિને ઉઘાડી પાડી. આ રહ્યો તે લેખ :

" ગવર્નરસાહેબ કહે છે કે રાજ્ય અને પ્રજાની વચ્ચે સ્વતંત્ર તપાસ થાય જ નહિ. આમ કહીને તેઓ સાહેબ લોકોની આંખમાં ધૂળ નાંખે છે. સ્વાતંત્ર તપાસ પણ સરકારી તપાસ હશે. ન્યાયખાતું અમલી ખાતાથી સ્વતંત્ર હોય છતાં તે પણ સરકારી ખાતું છે. કમિટીની નિમણૂક લોકો કરે એમ કોઈએ માગ્યું નથી. પણ તટસ્થ માણસો નિમાઈ જેમ અદાલતોમાં તપાસ ચાલે છે તેમ બારડોલીની મહેસૂલના કેસની તપાસ થાય એમ લોકોની માગણી છે. આમાં સરકારને રાજ્યની લગામ છોડી દેવાની વાત નથી, પણ જોહુકમી, નાદીરશાહી છોડી દેવાની વાત અવશ્ય છે. અને જો લોકોને સ્વરાજ્ય મળવું છે ને તેમણે તે મેળવવું છે તો આ નાદીરશાહીનો સર્વથા નાશ થયો જ છે.

આ દૃષ્ટિએ બારડોલીની લડતે હવે વ્યાપક સ્વરૂપ પકડ્યું છે, અથવા આપણા સદ્ભાગ્યે સરકારે તેને વ્યાપક સ્વરૂપ આપ્યું છે.

સત્યાગ્રહનું શસ્ત્ર ગેરકાયદેસર છે એવી શ્રી. મુનશીની દલીલ અથવા કબૂલત દુઃખકર છે. તે હવે તો અંકાઈ ગયેલું શસ્ત્ર ગણાય. દક્ષિણ આફ્રિકામાં જ્યારે તેનો ઉપયોગ થયો ત્યારે લૉર્ડ હાર્ડિંગે તેનો બચાવ કર્યો હતો. ચંપારણમાં બિહારની સરકારે તેનો સ્વીકાર કરી કમિટી નીમી હતી. બોરસદમાં શ્રી. વલ્લભભાઈએ તે જ શસ્ત્રનો ઉપયોગ કર્યો, ને હાલના જ ગવર્નરસાહેબે તેને માન આપી લોકોને દાદ આપી હતી. હવે તે શસ્ત્ર કેમ કાયદાવિરુદ્ધ ગણવું તે ન સમજાય તેવું છે.

પણ સત્યાગ્રહ કાયદાવિરુદ્ધ હોય કે ન હોય એ **અત્યારે પ્રસ્તુત સવાલ નથી**. લોકોની માગણી વાજબી હોય, તો લોકોની માગણી કરવાની રીત ગમે તેવી હોય છતાં તેની યોગ્યતા ઓછી નથી થઈ શકતી."

## ૨૪

# ન્યાયના ભવાડા

"આ રાજ્યમાંથી ઇન્સાફ મોં સંતાડીને નાસી ગયો છે."

બારડોલીમાં ખાસ નીમવામાં આવેલા રેસિડંટ
મૅજિસ્ટ્રેટની પાસે કેવા કેવા કેસ લઈ જવામાં આવત
હતા તે વિષે આગલાં પ્રકરણોમાં પ્રસંગોપાત્ત ઉલ્લેખ થઈ ગયે
છે. આ પ્રકરણમાં એ 'ન્યાયમંદિર'માં ન્યાયને કેવો સીકે ચડાવ
દેવામાં આવ્યો હતો, અથવા ન્યાયની કેવી વિડંબના થઈ હતી તે
જરા વીગતવાર જોશું. બારડોલીમાં સરકારને બદનામ કરવામ
દરેક અમલદારે પોતપોતાનો ફાળો યથાશક્તિ આપ્યો હતો
એમાં આ ખાસ નીમવામાં આવેલા રેસિડંટ મૅજિસ્ટ્રેટનો ફાળે
કોઈનાથી ઓછો તો નહોતો જ, કદાચ વધારે હશે. પણ એમ
એનો દોષ નહોતો. રેવન્યુખાતાનો જ અમલદાર, જેને આ કેસે
ચલાવવાની ખાસ લાયકાત તો કશી જ નહોતી, ઊલટી રેવન્યુ
ખાતાના અમલદાર તરીકે એ કેસો ચલાવવાની તેની નાલાયકા
કહીએ તો ચાલે. અને એ બિચારો કરે શું? ૧૯૧૯ના માર્શલ
લોના દિવસોમાં હાઈકોર્ટ જજના હોદ્દાના માણસોની ન્યાયવૃત્તિ
વળ ચડી ગયો હતો તો આ બિચારાનું ગજું શું? બારડોલીન
જેવા ઉશ્કેરાયેલા વાતાવરણમાં બેસીને ન્યાય આપવા બેસવું તે
એને માટે દોહ્યલું કામ હતું. મહેસૂલ ન ભરનાર, ન ભરાવા દેના
અને જપ્તીઅમલદારોની ઊઠવેઠ ફોક કરનાર જે કોઈ તેની સા
આવે તેને હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કોઈપણ કલમ નીચ

લાવવો અને સજા કરવી એ એનું કામ હતું એમ સમજીને એ આવ્યો હોય તો નવાઈ નથી, અને એ કામમાં એણે કચાશ ન રાખી એમ આ પ્રકરણમાં આપણે જોશું. આશ્ચર્ય નથી કે શ્રી. મુનશી જેવા કાયદાશાસ્ત્રીને આ ન્યાયનાં નાટકો જોઈને કંપારી છૂટી અને શ્રી. નરીમાન જેવાએ અકળાઈને પોકાર કર્યો, 'આજે બારડોલીમાં કોઈ નવા જ ફોજદારી કાયદાનો અમલ ચાલી રહ્યો છે.'

આ રેસિડંટ મૅજિસ્ટ્રેટના ફેંસલાઓ ઉપર ઉપલક નજર ફેરવતાં ઘણાખરામાં આનાં આ જ વાક્યો અથવા આવાં વાક્યો આવતાં જણાય છે: "ફરિયાદી પોતાની સાદી વાત બહુ સીધી રીતે કરે છે, અને તેને નહિ માનવાનું કશું કારણ નથી. ફરિયાદીને અથવા તો ફરિયાદપક્ષના કોઈ સાક્ષીને આરોપી પ્રત્યે કોઈ જાતનો દ્વેષ નથી. ફરિયાદપક્ષના કોઈ પણ સાક્ષીને નહિ માનવાનું કશું કારણ નથી." ઘણાખરા આરોપીઓએ પોતાને અદાલત ઉપર બિલકુલ વિશ્વાસ નહિ હોવાથી પોતાનો બચાવ રજૂ કર્યો નહોતો તેમજ પોતાના સાક્ષીઓ પણ તેઓ લાવ્યા નહોતા, એટલે રેસિડેન્ટ મૅજિસ્ટ્રેટે ફરિયાદ પક્ષના 'કોઈ પણ સાક્ષીને નહિ માનવાનું કશું કારણ' ન જોયું. મહેસૂલ નહિ ભરવાની લડતને અંગે થયેલું હરકોઈ કૃત્ય પીનલ કોડની ૧૮૬, ૧૮૯ તથા ૪૪૭ની કલમોમાં આવી જાય એવો એ કલમોનો અર્થ અથવા અનર્થ કરવામાં આવ્યો તે એટલી હદ સુધી કે સગીરની મિલકતનો વહિવટ કરનાર સુરતના નાઝર ઉપર સરભોણના કેટલાક પ્રતિષ્ઠિત સજ્જનોએ સગીર તરફથી મહેસૂલ નહિ ભરવાનું એક પોસ્ટકાર્ડ લખ્યું હશે તેનો પણ સરકારી અમલદારને ધમકી આપવાના આરોપ માટે ઉપયોગ કરવામાં આવ્યો હતો. આ ઉપયોગને માટે આ મૅજિસ્ટ્રેટ જવાબદાર નહોતા, અને એ આરોપ ઊડી ગયો, કારણ કેસ સુરતમાં ચાલ્યો અને ત્યાંના ડિસ્ટ્રિક્ટ જજને આ વાતાવરણનો સ્પર્શ લાગેલો નહોતો. શ્રી. રવિશંકર વ્યાસ જેવા સાધુચરિત અને તેમની સામે ફરિયાદ કરનાર મામલતદાર જેને બીજા સત્યાગ્રહીઓ ઓળખે એટલા જ ઓળખે

એવા પુરુષને સાપરાધ પ્રવેશની સજા થઈ. તેમનો ગુનો એટલો જ હતો કે મામલતદારને હેરાન કરવાના કે રંજાડવાના કશા ઇરાદા વિના મામલતદારના કમ્પાઉંડમાં તેમણે પ્રવેશ કર્યો. ૧૮૬મી કલમના ગુના માટે ધમકીનું કાંઈ સ્પષ્ટ કૃત્ય હોવું જોઈએ. પરંતુ આવા કૃત્યના કશા પુરાવા વિના શ્રી. રવિશંકર, ચિનાઈ તથા સન્મુખલાલને એ કલમ મુજબ ગુનેગાર ગણી સજા કરવામાં આવી. શ્રી. ચિનાઈના મુકદ્દમાનું ફારસ તો શ્રી. રવિશંકરનાને પણ ભુલાવે એવું હતું. ન્યાયાધીશના ચુકાદાની ભાષા વાપરીએ તો, આરોપીએ એટલું જ કરેલું જણાય કે 'મામલતદારની હાજરીમાં ખુશાલ નાથાને મહેસૂલ નહિ ભરવાનું તેમણે સમજાવ્યું, અને ખુશાલ નાથાને જાહેરનામું ફેંકી દેવાનું કહ્યું.' આ ખુશાલ નાથાને સાક્ષી તરીકે બોલાવવામાં આવ્યા નહોતા, પણ ફરિયાદ પક્ષના બે સાક્ષીઓ (સરકારી નોકરો)એ શ્રી. ચિનાઈએ કેવી રીતે ખુશાલ નાથાને સમજાવ્યું તેનું આ વર્ણન આપ્યું હતું: "ચિનાઈએ ખુશાલને કહ્યું કે તારે મહેસૂલ ભરવું હોય તો ભરી દે અગર ન ભરવું હોય તો 'ના' કહી દે." આને તે ન ભરવાનું સમજાવ્યું કહેવાય કે ભરવાનું સમજાવ્યું કહેવાય? પણ પીનલ કોડની ૧૮૬ મી કલમ મુજબ ગુનો થવા માટે મેજિસ્ટ્રેટ માટે આટલા જ શબ્દો પૂરતા હતા!

ભાઈશ્રી સન્મુખલાલની ઉપરના કેસનું વર્ણન વિસ્તારથી સોળમા પ્રકરણમાં આપવામાં આવ્યું છે. અહીં તો આ કેસનો કાયદાની દૃષ્ટિએ જ વિચાર કરશું. તલાટી ફરિયાદી હતો અને પટાવાળા ફરિયાદપક્ષના સાક્ષીઓ હતા. જપ્તીઅમલદાર જેમની જ જુબાની કાંઈ પણ ઉપયોગની થઈ પડત તેમને સાક્ષી તરીકે બિલકુલ બોલાવવામાં જ આવ્યા નહોતા. ફરિયાદીએ કહ્યું: "સન્મુખલાલ આવ્યા અને તેમણે કહ્યું, 'તમે જપ્તી કરો છો પણ કાલે સવારે તેનું પરિણામ શું આવે છે તે જોઈ લેજો.'" એક સાક્ષીએ પ્રોસીક્યુટરના ખુલ્લામાં ખુલ્લા ઇશારા પછી જુબાનીમાં કહ્યું કે સામાજિક બહિષ્કારની કાંઈક ધમકી આપવામાં આવી હતી. ચુકાદાની ભાષા વાપરીએ તો "પટાવાળા

સોમા (ફરિયાદપક્ષનો બીજો સાક્ષી)ની જુબાની ઉપરથી જણાય છે કે ગાંધીવાળાએ મને કહ્યું કે આજે જે કામ તમે કરો છો તેનાં પરિણામ શું આવે છે તે કાલે જોઈ લેજો.” સાક્ષીને ખાસ પૂછવામાં આવ્યું કે કયા ગાંધીવાળા ત્યાં હતા, તેના જવાબમાં તેણે કહ્યું કે ‘ઉં હું જાણું?’ પ્રોસીક્યુટરની ઇચ્છા તો એવી હશે કે ગાંધીવાળા તરીકે સાક્ષી સન્મુખલાલને બતાવે. પણ એ અભણ માણસ ઇશારો શાનો સમજે? આરોપીએ તો પોતે ગુનેગાર નથી એમ જણાવ્યું અને કહ્યું કે તેની સામે ઊભો કરેલો મુકદ્દમો જૂઠો છે.

આ પુરાવાને બરાબર છણવાની જરા પણ તસ્દી લીધા વિના મેજિસ્ટ્રેટે ચુકાદો આપ્યો કે આરોપીએ ઇજા કરવાની ધમકી આપવાનો ગુનો કર્યો છે, અને ૭ માસની સખત મજૂરી સાથેની કેદની સજા ફરમાવી.

આ મુકદ્દમામાં આપણે એકવાર માની લઈએ કે જેટલી વીગતો નોંધાઈ તેટલી બધી સાચી જ હતી અને ફરિયાદી પણ સાચો જ હતો, તોપણ તેમાંથી આરોપીની વિરુદ્ધ વધુમાં વધુ એટલો જ નિર્ણય થઈ શકે કે તેણે ફરિયાદીને તથા પટાવાળાઓને સામાજિક બહિષ્કારની ધમકી આપી. (એક સાક્ષીએ તો પોતાની જુબાનીમાં એમ પણ કહ્યું હતું કે થોડા દિવસ તેમનો બહિષ્કાર થયો હતો અને પછી તે બહિષ્કાર કાઢી નાંખવામાં આવ્યો હતો.) પીનલ કોડની ૧૮૯મી કલમ મુજબ આ ગુનો ગણાઈ શકાય ખરો? ઇજા એટલે તો કોઈ માણસને ગેરકાયદે કાંઈ નુકસાન પહોંચાડ્યું હોય તે સામાજિક બહિષ્કારને આવી ઇજા ગણી શકાય? એને ગેરકાયદે ઇજા અથવા તો સાપરાધ ધમકી ગણવાની કાયદો સાફ ના પાડે છે. સામાજિક બહિષ્કાર થશે એટલે શું શું થશે તે બતાવનારો કશો પુરાવો રજૂ કરવામાં આવ્યો નહોતો. એટલે આરોપીની વિરુદ્ધ કરવામાં આવેલી બધી ફરિયાદ સાબિત થયેલી ગણીએ (જોકે કશું સાબિત થયું નહોતું), તોપણ આરોપીને ગુનેગાર ઠરાવવા માટે તથા તેને ચાનક ચડે તેવી આકરી સજા ફરમાવવા માટે પૂરતું કારણ નહોતું જ.

હવે આપણે શિવાનંદ અને અમૃતલાલના મુકદ્દમાના ચુકાદાનો ઇન્સાફ તપાસીએ. એની વીગતો પણ સોળમા પ્રકરણમાં વિસ્તારથી આપવામાં આવી છે. આમાં આરોપનો સાર એટલો જ હતો કે 'આરોપીએ ફરિયાદી તથા બીજાઓને કહ્યું કે તમે નીચ ભંગી અથવા ઢેડનું કામ કરો છો,' 'આરોપી નં. ૨ જો હાથ ઊંચા કરીને ફરિયાદી ઉપર ધસ્યો,' અને 'આરોપી નં. ૧ લાએ ફરિયાદીને ધક્કો માર્યો.'

બન્ને આરોપીઓએ તહોમત નાકબૂલ કર્યું. પહેલા આરોપીએ જણાવ્યું કે ફરિયાદીની આખી હકીકત જૂઠી હતી, આરોપી નં. ૨ જો ત્યાં હાજર જ નહોતો તથા ફરિયાદી તથા સાક્ષીઓના કહેવા મુજબ જપ્તીઅમલદાર આ બનાવને સ્થળે હાજર નહોતો, જ્યારે ખરી રીતે બધો વખત તે આખો બનાવ જોયાં કરતો હતો એ બધું દર્શાવનારા ફોટોગ્રાફ રજૂ કર્યા. મૅજિસ્ટ્રેટે આ પુરાવાને નિરુપયોગી ગણી કાઢી નાંખ્યો. ન્યાય જ કરવાની તેને કાળજી હોત તો તો ફરિયાદપક્ષના સાક્ષીઓને તે પૂછત કે આ ફોટોગ્રાફ બનાવની હકીકત દર્શાવનારા હતા કે નહિ. તેણે તો કશુંયે પૂછ્યુંગાછ્યું નહિ અને આરોપીઓએ ફરિયાદી તથા બીજાઓને 'તેઓ નીચ ભંગી અથવા ઢેડનું કામ કરતા હતા' એમ કહ્યું તે ઉપરથી તેમણે હુમલો કર્યો હતો એવો ચુકાદો આપ્યો. વળી આરોપીએ હાથ ઊંચો કર્યો એટલે ફરિયાદી — જે જબરદસ્ત બલૂચ હતો અને જે આરોપીઓને ચપટીમાં મસળી નાંખી શકે એવો હતો — તેને ધક્કો માર્યો એવું પણ ઠરાવ્યું. બન્ને આરોપીઓને ૧૮૩મી કલમ માટે ત્રણ માસની સખ્ત કેદની અને ૩૫૩મી કલમ માટે છ માસ સખ્ત કેદની એમ નવ માસની સખ્ત કેદની સજા ફરમાવી.

આ મુકદ્દમામાં પણ આપણે માની લઈએ કે આરોપી સામે થયેલી બધી ફરિયાદ સાબિત થઈ હતી (જોકે એવું કશું સાબિત થયું નહોતું જ), તોપણ હુમલો કર્યાનો આરોપ બેમાંથી કોઈ સામે પુરવાર થતો નથી. વળી એક જ કાર્યમાંથી બે ગુનાઓ થયેલા સાબિત ઠરે તો પીનલ કોડની ૭૧મી કલમમાં સાફ જણાવ્યા મુજબ ૧૮૩ તથા ૩૫૩મી કલમો માટે જુદીજુદી સજાઓ થઈ શકે.

નહિ. મૅજિસ્ટ્રેટ પોતાની સમક્ષ રજૂ થયેલા પુરાવામાં સાચું ખોટું કેટલું છે તે તો બીજા મુકદ્દમાની જેમ આમાં પણ તપાસતાં ચૂકયા એટલું જ નહિ પણ કાયદાનું સ્પષ્ટ અજ્ઞાન પણ તેમણે પ્રકટ કર્યું.

કલેકટરના બંગલાના કમ્પાઉંડના દરવાજાની સામેના રસ્તા ઉપર બેસવા માટે બેબે માસની આસાન કેદની સજા ત્રણ વિદ્યાર્થીઓ ઉપર કેવા ઉમદા પુરાવાને બળે ફરમાવવામાં આવી હતી એ તો હું વીગતવાર પાછલા એક પ્રકરણમાં આપી ચૂક્યો છું. એ હાસ્યજનક કેસની વધારે ચર્ચા અનાવશ્યક છે.

વાંકાનેરના ૧૯ માણસો ઉપર હંગામો કરવાના તથા ગેરકાયદે અટકાયતના આરોપસર જે મુકદ્દમો ચાલ્યો એ જરા વીગતવાર વિચારવાજેવો છે. મૅજિસ્ટ્રેટના ચુકાદામાં દર્શાવ્યા પ્રમાણે વીગતો એવી છે કે કેટલાક રેવન્યુ પટાવાળા પોલીસ પહેરા સાથે કેટલાંક ગાડાં હાંકતા વાંકાનેરને ચોરે રાતે ૮ વાગ્યે આવી પહોંચ્યા. “રાતનો વખત હતો તેથી ચોરાથી દસ કદમ દૂર રસ્તા ઉપર તેઓએ ગાડાં ઊભાં રાખ્યાં અને ત્રણ પટાવાળા વેઠિયાને બોલાવવા તથા ફાનસ લેવા અંદર ગયા. વેઠિયો ગાડાં હાંકી જતો હતો એટલામાં ૧૫૦ માણસોનાં ટોળાએ તે આંતર્યાં, અને ટોળામાંના એક માણસે બળદની નાથ પકડી ગાડાં ઊભાં રાખ્યાં. ફાનસ સાથે વેઠિયાને ટોળામાં ઘસડી જવામાં આવ્યો એટલામાં તલાટી એ સ્થળે જઈ પહોંચ્યો. પોલીસ પાસે બંદૂક નહોતી, પણ ટોળાને વિખેરી નાંખવાની ખાતર ફરિયાદીએ પોલીસને બંદૂક સજ્જ કરવા કહ્યું. બંદૂકનું નામ સાંભળીને આરોપીઓ તથા બીજા વિખરાઈ ગયા અને થોડે દૂર જઈ ઊભા. તેઓ ફાનસ સાથે વેઠિયાને પણ લઈ ગયા. પટાવાળા તથા પોલીસે પોલીસ પટેલ પાસે જઈ બધી બીના કહી. પટેલ તેમની સાથે ગુનાને સ્થળે તો ન ગયો, પણ તેણે પટાવાળાઓને બીજું ફાનસ આપ્યું અને ગાડાં આગળ ચાલ્યાં.” આટલી હકીકત ઉપર ૧૯ માણસોને ટંટાફિસાદ માટે પકડવામાં આવ્યા.

આ આરોપીઓને ઓળખવાની ક્રિયાનું ફારસ વર્ણવવા જેવું છે. એ ક્રિયા 'ગુનો' થયા પછી અગિયાર દિવસે થઈ. શ્રી. કલ્યાણજીએ તથા શ્રી. વલ્લભભાઈનાં દીકરી કુમારી મણિબહેન પટેલે લોકોને ઘરની બહાર આવવાને ન સમજાવ્યા હોત તો આ ઓળખવાનું કામ તો થઈ જ ન શકત. આ ઓળખવાના ફારસમાં સાક્ષીઓએ ખાદી પહેરેલા માણસોને વીણી વીણીને આગળ કર્યા. કલ્યાણજીભાઈ તથા મણિબહેનની સાથે શ્રી. વલ્લભભાઈની મોટર સાફ કરનાર હીરજીભાઈ ગયો હતો, અને તે તદ્દન નિર્દોષ જ હતો. તેને ઓળખવા માટે એકઠા કરેલા લોકોમાં ભળી જવાનું ભાઈ કલ્યાણજીએ જાણીજોઈને સૂચવ્યું. વળી આ સ્થાને શ્રી. ભોગીલાલ નામના વિદ્યાપીઠના એક વિદ્યાર્થી સ્વયંસેવક તરીકે હતા, જોકે 'ગુના'ને દિવસે તો તે વાંકાનેરમાં પણ નહોતા. હવે પેલા સાક્ષીઓને તો એકઠા થયેલા લોકોમાંથી ગમે તે ખાદીધારીને ચૂંટી કાઢવા હતા એટલે આ વિદ્યાર્થી અને મોટર સાફ કરનાર બંનેને આરોપીની યાદીમાં આવી જવાની તક મળી!

આ ઓળખવાની ક્રિયાનું ફારસ વધુ ઉઘાડું પાડવાની જરૂર નથી. મુનશીસમિતિ આગળ જુબાની આપનારા ઘણા ગૃહસ્થોએ ઓળખવા માટે સાક્ષીઓ કેવી રીતે ઊભા કર્યા હતા તે બાબત પોતાની જુબાની આપી હતી. આ કેસમાં પાંચ આરોપીઓ ઉપર તો તહોમતનામું જ ન ફરમાવવામાં આવ્યું, ત્રણને મુકદ્દમો ચાલ્યા પછી નિર્દોષ ઠરાવવામાં આવ્યા, અને અગિયારને અમાસની અંધારી રાતને વધારે અંધારી કરે એવા ફાનસ વડે બધાને ઓળખી શકનારા (!) શખ્સની જુબાની ઉપર ૧૪૭, ૩૫૩ તથા ૧૪૯ મી કલમોમાં દર્શાવેલા ગુના માટે છ માસની સખ્ત કેદની તથા ૩૪૧ મી કલમના ગુના માટે એકએક માસની આસાન કેદની સજા ફરમાવવામાં આવી! આ વખતે મૅજિસ્ટ્રેટસાહેબે કાયદાની કાંઈક કદર કરી અને બન્ને સજાની મુદત એકસાથે ગણાય એવું ફરમાવ્યું. આ અગિયારમાંથી પાંચ જણે ઉપલી કોર્ટને અપીલ કરી, તેમાં ચાર આરોપીઓની સજા તેમનું ઓળખાણ બરાબર સાબિત નહિ થવાના કારણે રદ થઈ હતી!

એક મુકદ્દમામાં ભવાન હીરા નામના સરળ અને ગરીબ ગાય જેવા ખેડૂત ઉપર સરકારી અમલદાર ઉપર હુમલો કરવાના તથા સાપરાધ બળ વાપરવાના ગુનાનું ૧૮૬ તથા ૩૫૩ એ બે કલમો મુજબનું તહોમત મૂકવામાં આવ્યું હતું. ભવાનની સ્ત્રીએ તો પોલીસ અમલદારને કહ્યાં જ કર્યું કે જપ્તીઅમલદાર આવે ત્યારે બારણું બંધ કરી દેવાં એ જો ગુનો ગણાતો હોય તો એ ગુનો તો મેં કર્યો છે, મારો ધણી તો ગુનાને સ્થળે હાજર પણ નહોતો. આરોપીએ તહોમત નાકબૂલ કર્યું. આ એક જ મુકદ્દમો એવો હતો કે જેમાં ફરિયાદપક્ષ તરફથી રજૂ થયેલી હકીકત બધી જ સાચી હોય તો મૅજિસ્ટ્રેટના ચુકાદા સામે બહુ વાંધો લઈ ન શકાય. પરંતુ આરોપીની સ્ત્રી જ્યારે આખા તહોમતનો ભાર પોતાની ઉપર વહોરી લેતી હતી ત્યારે તેને ઇરાદાપૂર્વક સાક્ષી તરીકે ન બોલાવી એટલે પુરાવો બિલકુલ અધૂરો હતો એ તો સ્પષ્ટ જ છે.

એક મુકદ્દમામાં ગોપાળજી નામના સ્વયંસેવક ઉપર ખાતેદારના ઘરની દીવાલ ઉપરથી ખાલસા નોટિસ ઉખેડી નાંખવાના તહોમત બદલ કામ ચાલ્યું હતું. આરોપીએ પોતાની કેફિયતમાં જણાવ્યું કે નોટિસ દીવાલ ઉપર કાંટા વડે લગાડવામાં આવી હતી તે પવનથી ઊડી ન જાય એટલા માટે જ તેણે ત્યાંથી લઈને ખાતેદાર તરફથી પોતાની પાસે રાખી હતી. પરંતુ આ પ્રમાણે નોટિસ ખસેડવાની ક્રિયાને વિદ્વાન મૅજિસ્ટ્રેટે પીનલ કોડની ૧૭૩ મી કલમ મુજબનો ગુનો ગણ્યો અને આરોપીને એક માસની આસાન કેદની સજા કરી!

આમ ફરિયાદો માંડવામાં તથા સજાઓ કરાવવામાં પોલીસ અને ન્યાયાધીશ બંને કેવા ભાન ભૂલ્યા હતા તે આ મુકદ્દમાઓમાં સ્પષ્ટ દેખાઈ આવે છે. માત્ર એક જ મુકદ્દમામાં મૅજિસ્ટ્રેટે પુરાવાના સંપૂર્ણ અભાવના કારણસર એક ખેડૂત ઉપર ફરિયાદ ચલાવવાની ના પાડી અને બે મહિના પછી મુકદ્દમો પોલીસ પાસે પાછો ખેંચી લેવડાવ્યો. પણ આ મૅજિસ્ટ્રેટ તો ઉપર વર્ણવેલા મુકદ્દમા ચલાવનાર મૅજિસ્ટ્રેટથી જુદા અને ઓછી સત્તાવાળા હતા. આ

મુકદ્દમો તે પુણ્યપ્રકોપથી આખી અદાલતને ધ્રુજાવી મૂકન
પેલા રાયમના બહાદુર ખેડુતનો, જેની વીગત હું ઓગણીસ
પ્રકરણમાં આપી ગયો છું.

એ ભોળા પણ સાચા ખેડુતથી ફોજદારનું અસત્ય ન સહ
થયું એ આપણે જોઈ ગયા, પણ એને તો પોતાના સાચાની વધ
સાબિતી આપવી હતી એટલે એણે પોતાને લેખી હુકમ નહોતં
મળ્યો તે સાબિત કરવા બેત્રણ સાક્ષીઓ રજૂ કર્યા. મૅજિસ્ટ્રે
પૂરેપૂરા ગૂંચાયા. ખેડુતની વાત સાચી હતી એ તે જાણતા હત
એટલે તેને સજા શી રીતે થાય? પણ જો તે ખેડુતને છોડી મૂ
તો અદાલતમાં જૂઠું બોલવાના ગુના માટે ફોજદાર ઉપર કા
ચલાવવું જોઈએ. છેવટે પોલીસની પાસે કેસ ખેંચાવી લેવડા
તેમણે ગૂંચ ઉકેલી.

આ બધા મુકદ્દમા બહાદુર ખેડુતોનો જુસ્સો તોડી પાડવા
હેતુથી ઊભા કરવામાં આવ્યા હતા. પણ તેનું પરિણામ ઊલટું
આવ્યું. છેલ્લા મુકદ્દમામાં જેમ ખેડુત મૅજિસ્ટ્રેટ સમક્ષ પોતાન
પુણ્યપ્રકોપ દાબી શક્યો નહિ, તેમ જ બીજા બધા મુકદ્દમાઓ
જેમને સજા થઈ હતી તે બધા જાણતા જ હતા કે અમને સ
ખોટી રીતે થયેલી છે અને અમારી નિર્દોષતા તથા શુદ્ધ તપશ્ચર્યાથ
લડતને લાભ જ થવાનો છે. તેઓ બધા જ બહુ આનંદપૂર્વ
જેલમાં જતા હતા અને ગામના લોકો પોતાના વીરોને અભિમાનથ
વદાય આપતા હતા.

## ૨૫
# બારડોલીની વીરાંગનાઓ

"ગમે તે થઈ જાય, પૃથ્વી રસાતળ જાય, સરકાર જુલમની અવધિ કરે તોપણ તમે બહેનો પ્રતિજ્ઞાથી ચળવાની નથી એ વસ્તુના પુરાવારૂપે હું આ તમારા પ્રેમને ગણું છું."

પઠાણો અને પોલીસના જંગલી ઘેરા સામે રામનામ લઈને ઝૂઝતી ડોશીમાનાં દર્શન આપણે કર્યાં, મહાલકરીને ધમકાવનારી બહેન પ્રેમીનાં પણ કર્યાં, સેંકડોનું નુકસાન પોતાની આંખ આગળ થવા દેનારી નવાજબાઈનું પણ દર્શન કર્યું. સત્યાગ્રહી ગીતો ગાઈને સભાઓનું અનુરંજન કરતી, લોકોને શૂર ચડાવતી બહેનો — રાનીપરજ અને કણબી — નાં તો અવારનવાર દરેક પ્રકરણમાં દર્શન થયાં છે એમ વાચકે માની લેવું. આટલું કહ્યું એટલે સરદારની સફળતાની બે ચાવી બતાવી છે તે ઉપરાંત ત્રીજી કઈ હતી તે કહેવાઈ ગઈ. સ્ત્રીઓને સરદારે પ્રથમથી જ હાથમાં ન લીધી હોત તો આ લડતમાં આવો રંગ આવત એમ કહેવું મુશ્કેલ છે.

બારડોલીનો ખેડુત ગમે તેવો સાદો ભોળો હશે, પણ પવિત્રતામાં, સચ્ચાઈમાં તે બારડોલીની બહેનની સાથે સરખામણીમાં ન ઊતરી શકે. બ્રુમફીલ્ડ કમિટીની સાથે અમે ફરતા હતા ત્યારે એક ગામે સહેજે બહેનોની સચ્ચાઈ જોવાનો પ્રસંગ મળ્યો હતો. અમે પૂછતા હતા: 'તમે દૂબળાને બરોબર માપસર બશેર

જુવાર આપો કે ઓછી?' મરદોએ કહ્યું: 'માપસર.' બહેનો ઘરમાં બેઠી બેઠી અમારી વાત સાંભળતી હતી. એક બહેન પોકાર કરી ઊઠી: 'એમની સામે તો સાચું બોલો! ભાઈ, અમારું માપ ઓછું હોય છે. દૂબળા અમને છેતરે છે, અમે તેમને છેતરીએ છીએ. આવાં પાપ કરીએ એટલે અમારી દશા આવી થઈ ગઈ છે.' આ પછી કરજની વાત આવી. કરજ કબૂલ કરતાં લોકોને શરમ થતી હતી. એટલે એક બહેને એક ભાઈને ખખડાવીને કહ્યું: 'સાચી વાત કહેતાં શરમ શેની? શરમમાં ને શરમમાં તો પાયમાલ થઈ ગયા.'

આવી બહેનોને પ્રથમથી જ તૈયાર કરવા માંડીને સરદારે પોતાની લડતનો પાયો પાકો કર્યો હતો. જેમજેમ લડત વધારે આકરી થતી જતી હતી તેમતેમ બહેનો વધારે બળવાન થતી જતી હતી. જપ્તીની સામે તો તેઓ થઈ, પણ જેલ વખતે કેમ થશે એની કોઈને કલ્પના નહોતી. ભાઈ સન્મુખલાલનાં માતાને પોતાના પુત્રને જેલમાં પ્રસન્નતાથી વળાવતાં જોઈને સૌને આનંદ થતો હતો. પણ જ્યારે વાંકાનેરના ૧૧ વીરોને જેલમાં જવાનું આવ્યું તે દિવસે તેમાંના કેટલાકની પત્નીઓ તેમને અદાલતમાં અને સ્ટેશન સુધી વળાવવાને માટે આવી હતી. તેમના કોઈનાં મોં ઉપર શોક કે દુઃખની છાયા નહોતી. આવી સ્ત્રીઓના આશીર્વાદ લઈને જે જેલ સિધાવે તે કદી માફી માગીને પાછો આવે? બારડોલીમાં જેલ જનારાઓમાં એક પણ માણસ આવો બોદો નીકળ્યો નહોતો.

આ શૂરતાનો ચેપ નાનાં મોટાં સૌને લાગ્યો હતો. મલેકપોર ગામમાં શ્રી. વલ્લભભાઈને બહેનો તરફથી માનપત્ર આપનારી એક ચૌદ વર્ષની બાળાએ પોતાની સ્વાભાવિક વાણીમાં પામરને પુરુષ બનાવે એવું ભાષણ કર્યું હતું: 'અમારા વિભાગપતિ જેલજાત્રાએ ગયા તે માટે અમે જોકે દિલગીર છીએ તોપણ અમારું ગામ મક્કમ છે. અમારી બહેનોની આ નાની ભેટ સ્વીકારશો. અમારા ગામમાં સરકારી અમલદારો આવીને ખાલસા નોટિસ કાઢી ગયા છે, એથી અમે ખુશી છીએ. મેં મારા

પિતાજીને કહ્યું છે કે તમે ખુશીથી જેલ જજો. અમે બંને બહેનો ખેતી કરશું.’

લડતના છેક આખરના દિવસોમાં એક બહેનની બહાદુરી આફરીન પોકરાવે એવી જોવામાં આવી હતી. ભાઈ ભવાન હીરા નામનો નાની ફેરોદનો ગરીબ ગાવડી જેવો ખેડુત. તેના ઉપર જપ્તીદારને અટકાવવા બારણાં બંધ કરવાનો અને તેને ઈજા પહોંચાડવાનો આરોપ હતો. એની સ્ત્રી જાણતી હતી કે પોતાનો પતિ ભલો માણસ છે અને જેલમાં જતાં ડરી જાય એવો છે એમ માનીને તેના ઉપર આરોપ મૂકવામાં આવ્યો હતો, કારણ જો ગુનો કોઈએ કર્યો હોય તો તેણે પોતે ગુનો કર્યો હતો. બારણાં પોતે ઢાંક્યાં હતાં એમ તેણે પોકારી પોકારીને પોલીસને કહ્યું, અને જ્યારે તેને ન પકડવામાં આવી ત્યારે તે ધણીને લઈને તેની સાથે અદાલતમાં ગઈ. ભાઈ ભવાન હીરાને છ માસની સખત કેદની સજા સંભળાવવામાં આવી. ભાઈ ભવાનને સેંકડો માણસોએ વિદાય દીધી, પણ તેની વીરાંગનાની વિદાય તો લોકોની સ્મૃતિમાં ઘણા કાળને માટે કાયમ રહેશે:

“જોજો હો, ઢીલા બોલ ન નીકળે. મૅજિસ્ટ્રેટને કહેજો કે તારાથી દેવાય તેટલું દુ:ખ દેજે. મારી સામું કે છોકરાં સામે જોવાનું ન હોય. હિંમત રાખજો, ને ખખડાવીને જવાબ દેજો. હું કરું? મારા ઉપર કેસ નહિ માંડ્યો, નહિ તો બતાવી દેતે. મણ દળવા આપે તો દોઢ મણ દળીને ફેંકી દેતે. મારા ધણી જેલમાં જવા તો તિયાર જ છે. પણ જરા ઠંડા સભાવના એટલે બોલતાં ની આવડે. આવે વખતે તો એવા જવાબ દેવા જોયે કે હરકારમાં હોય તેટલા બધાંને યાદ રહી જાય.”

ભાઈ ભવાનને વળાવવા આવી તે દિવસે એ બહેનના શ્રી. વલ્લભભાઈ આગળ ઉચ્ચારેલા ઉદ્‌ગાર મેં અક્ષરેઅક્ષર આપ્યા છે. હું તે વેળા હાજર હતો. ભવાન જેલમાં ગયા પછી આનંદથી ઊભરાતી આ બાઈ સરદાર પાસે આવી, પોતાનાં સગાં-વહાલાં તરફથી ભવાનને ૯ રૂપિયા ભેટના મળ્યા હતા તે તેણે સરદારને ચરણે ધર્યા અને પોતાને ધનભાગ્ય માનવા લાગી. આવી સ્ત્રીનો પતિ ગમે તેટલો ભોળો હોય તોયે આટલા

આશીર્વાદ લીધા પછી ડગે? જેલમાંથી ભવાન નવું જ તેજ લઈને નીકળ્યો હતો એમ સૌ કોઈ કહેતું હતું.

અને અહીં જ બીજી બહેનોનું સ્મરણ કરી લઉં? એ બહેનોની લડતને અંગે નોંધ લેવાની કદાચ ન હોય, પણ બારડોલીની બહેનોની કેવી ભક્તિભાવના હતી અને એ ભક્તિભાવના વલ્લભભાઈને કેટલી કામ આવી તે બતાવવાપૂરતી એ નોંધ લેવાની જરૂર છે. લડતના આખરના દિવસમાં એક મરણને કાંઠે બેઠેલી યુવાન સ્ત્રી ગાંધીજીનાં દર્શનને માટે ઝંખતી હતી. તેના ગામમાં ગાંધીજી ગયા, અનાયાસે તેની પડોસના ઘરમાં રેંટિયાનું પ્રદર્શન હતું એટલે ગાંધીજી તેની પાસે ગયા. ગાંધીજીને ઊઠીને હાર પહેરાવવા જેટલી તેનામાં શક્તિ નહોતી. ગાંધીજી વાંકા વળ્યા. તેણે હાર પહેરાવ્યો, ગજવામાંથી પાંચ રૂપિયાની નોટ કાઢી ભેટ ધરી, ગાંધીજીને કુંકુમનો ચાંલ્લો કર્યો અને આશીર્વાદ માગ્યા. ગાંધીજીએ કહ્યું, 'શાંતિ રાખજો.' બીજે જ દિવસે, 'મને ખાદીનાં કપડાં પહેરાવીને વળાવજો' કહીને બિચારીએ કાયમની વિદાય લીધી. કોને ખબર હતી કે એ ગાંધીજીનાં દર્શનની વાટ જોઈને જ બેસી રહી હતી!

બીજી બહેન પેલા અગિયાર વીરોમાંના ભાઈ રામભાઈની પુત્રી. રામભાઈ છૂટીને બારડોલી આવવાના તેને આવકાર આપવા પુત્રી ન જાય તો કોણ જાય? હરખમાં ને હરખમાં તે આવી, તરત જ માંદી પડી, આંતરડાંની તીવ્ર વેદના શરૂ થઈ અને મધરાતે તો તેની આશા છોડાઈ. રાત્રે ત્રણેક વાગે મરણની સમીપ પહોંચેલી એ બહેને માગણી કરી: 'ગાંધીજીને બોલાવોની, મારે એમનાં દર્શન કરી લેવાં છે.' આટઆટલાં દુઃખમાં એ પિતાને મળી ન શકવાની, માતા પોતાની પાસે નથી, એ વસ્તુઓનું એને સ્મરણ નહોતું, એણે તો ગાંધીજીનું સ્મરણ કર્યું. સુભાગ્યે ગાંધીજી બારડોલીમાં જ હતા. ગાંધીજી ત્યાં પહોંચ્યા. બહેન મોતીના પગમાં કે હાથમાં તાકાત નહોતી, આંખે પણ અંધારાં આવતાં હતાં, એટલે બોલી, 'મારી આંખે નથી દેખાતું, પણ ગાંધીજીના અવાજથી ગાંધીજીને ઓળખું છું. મારા બંને હાથ કોઈ જોડી

આપો એટલે ગાંધીજીને પગે લાગું.' આ પછી વલ્લભભાઈનાં દર્શનની માગણી કરી. એકએક કલાકમાં તો બિચારીની ઐહિક લીલા સમાપ્ત થઈ. સાયંકાળે મોતીના મૃત્યુની વાત કરતાં ગાંધીજીએ કહ્યું: 'મોતીને મેં કાલે પહેલી જ વાર જોઈ. હું એને ઓળખતો નહોતો, પણ એ વીરાંગના હતી.'

બારડોલીની બહેનોને જીવતાં આવડે છે એમ તેમણે લડીને બતાવ્યું, મરતાં પણ આવડે છે એમ આ બહેનોએ મરીને બતાવ્યું.

પણ આ તો લડત પૂરી થયા પછીની વાત થઈ ગઈ. લડત તો હજી પૂર જોસમાં ચાલી રહી હતી.

## ૨૬

# વિષ્ટિકારો

"સરકાર જોડે બેસનારાઊઠનારા સરકારને શું સંભળાવવાના છે? બહેરા આગળ શંખ ફૂંકવાનો શો અર્થ? તે તો જાણશે કે હાડકું ચાવે છે! એ સાંભળે તો ક્યારે? જ્યારે બારડોલી ઉપર બધાં જ હથિયારો વાપરીને ધરાશે, જ્યારે તેની જુલમ કરવાની શક્તિ ખૂટશે ત્યારે."

લડત જેમ આકરી થતી જતી હતી તેમતેમ બારડોલી બહારના લોકો વધારે વધારે આકુળવ્યાકુળ થતા જતા હતા. જેમનું સરકાર આગળ કાંઈ પણ ચાલે એવું લાગતું હતું તેમણે તો સરકારની સાથે વાતો કરવા માંડી હતી. તેઓ લોકોના પ્રતિનિધિઓ સાથે પણ વાતો કરતા હતા, પણ આ પ્રતિનિધિઓને તેમની વાતમાં ઘણીવાર જોર નહોતું લાગતું, તેમની વાતમાં દયા ઊભરાતી હતી, પણ જેમને માટે તેઓ આટલા દયાર્દ્ર થતા હતા તેમની ભૂખનું માપ તેમને ઓછું હોય એવું લાગતું હતું. આવો ડર ગાંધીજીને લાગવાથી જ તેમણે 'નવજીવન'માં આ વચનો એ વિષ્ટિકારોને ઉદ્દેશીને લખ્યાં હતાં:

"કેટલાક શુભેચ્છક મિત્રો આ બાબતમાં વચ્ચે પડી રહ્યા છે એવા ગપગોળા સાંભળવામાં આવે છે. આમ વચ્ચે પડવાનો તેમનો હક છે, કદાચ ફરજ પણ હોય. પણ એ મિત્રોએ લડતનું મહત્ત્વ સમજીને બધું કરવું જોઈએ. લડત નજીવી છે અથવા લોકો નબળા પડ્યા છે એમ માની તેમની દયાની ખાતર તેમણે વચ્ચે નથી પડવાનું. બારડોલીના લોકોની લડત શુદ્ધ ન્યાયની છે. તેમને મહેરબાની નથી જોઈતી, શુદ્ધ ન્યાય જ જોઈએ છે. તેઓ પોતે કહે છે તે સાચું જ માની લેવાનું કોઈને કહેતા નથી. તેઓ તો એક સ્વતંત્ર, ખુલ્લી, અદાલતની તપાસની માગણી કરે છે."

એક વિષ્ટિકારની ઓળખ તો આપણે એક પ્રકરણમાં કરી ગયા. તેમણે 'વધારા સાથેનું મહેસૂલ પૂરું ભરી દેવાનો' મુદ્દો ઊભો કરીને લડતને લાભને બદલે નુકસાન પહોંચાડયું એ પણ જોઈ ગયા. તેમનો હેતુ શુભ હતો એ વિષે શંકા નથી જ, પણ પોતે શી વસ્તુ માટે આટલું કષ્ટ સહી રહ્યા છે તેનું મૂલ્ય તેઓ આંકી શકયા નહિ, અને લડતનો કોઈ પણ રીતે અંત લાવવાનો તેમણે લોભ રાખ્યો.

પણ એમના ઉપરાંત બીજા ઘણા વિષ્ટિકારોએ પાછળથી આ બાબતમાં રસ લીધો, અને તે સૌને વિષે એટલું કહેવું ઘટે છે કે તેમણે જે પગલાં લીધાં તે પહેલાં લોકોના પ્રતિનિધિઓને તેઓ પૂછતા રહ્યા. તેઓ લોકોના વકીલ બન્યા એમ તો ન કહી શકાય, પણ લોકોનો કેસ વિવિધ દૃષ્ટિએ સરકાર આગળ રજૂ કરવા પોતાથી બનતું બધું કર્યું. એ બધા જ જો એકવાર બારડોલીની મુલાકાત લઈ ગયા હોત અને પોતાની આંખના, કાનના તથા બીજા સ્વાનુભવના પુરાવાના જોર ઉપર તેમણે પોતાની કાર્યરેખા આંકી હોત તો બહુ રૂડું થાત.

પણ તેમનામાં એક સજ્જને તેમ કરીને કાયમની કીર્તિ મેળવી. તેમણે પોતાની તપાસનાં પરિણામ દેશ આગળ એવી સચોટ અને સુંદર રીતે રજૂ કર્યાં કે તેથી સહુ વિચાર કરતા થઈ ગયા, અને આખા દેશની આંખો બારડોલી તરફ અગાઉ કદી વળી હોય તે કરતાં વિશેષ પ્રમાણમાં વળી. આ પુરુષ બીજા કોઈ નહિ, પણ શ્રી. કનૈયાલાલ મુનશી. તેઓ મુંબઈ યુનિવર્સિટીના પ્રતિનિધિ તરીકે ધારાસભાના સભ્ય અને મુંબઈની હાઈકોર્ટના એડવોકેટ છે. તેમણે નામદાર ગવર્નર સાથે ચલાવેલા પત્રવ્યવહારનો નિર્દેશ અગાઉના પ્રકરણમાં હું કરી ગયો. આપણે જોઈ ગયા છીએ કે નામદાર ગવર્નર તરફથી તેમના કાગળોના જે જવાબ મળ્યા તે તેમના જેવા ચુસ્ત બંધારણવાદીને પણ સંતોષ આપી શકે એવા નહોતા. તેમણે નામદાર ગવર્નરની મુલાકાત લીધી, અને તે મુલાકાતથી પણ જ્યારે તેમને સંતોષ ન થયો ત્યારે તેમણે બારડોલી જઈ આવવાનો નિશ્ચય

કર્યો, જેથી વસ્તુસ્થિતિ તેઓ નજરે નિહાળે અને પોતાની કાર્યદિશા વધારે સારી રીતે નક્કી કરી શકે. તેમણે બારડોલીમાં આવીને ઘણાં ગામની મુલાકાત લીધી, ઘણી સભાઓમાં હાજરી આપી, ઘણા લોકો — પુરુષો તેમજ સ્ત્રીઓ — સાથે વાતચીત કરી અને તેમની તપાસને પરિણામે, પોતે ચુસ્ત બંધારણવાદી હોઈ, "પોતાનો વિરોધ દર્શાવવાનો અતિશય ગંભીર પ્રકાર અખત્યાર કરવાની દુઃખદાયક આવશ્યકતા ઊભી થયેલી" તેમને લાગી. ૧૭મી જૂને ના. ગવર્નરને એક વીરતાભર્યો કાગળ તેમણે લખ્યો. તેમાં બારડોલીના લોકોની સ્થિતિનો તથા જે શાન્તિ અને ધીરજથી તેઓ દુઃખો સહન કરી રહ્યા હતા અને જેને લીધે તાલુકાના મહેસૂલી અમલદારો અપંગ થઈ પડ્યા હતા, તેનો તાદૃશ ચિતાર તેમણે આપ્યો. અહીં એટલું ધ્યાનમાં રાખવું આવશ્યક છે કે શ્રી. મુનશીએ સરકારને અનેક કાગળો લખ્યા પછી જ, તથા તેમની ઓછામાં ઓછી અમુક ફરજ તો છે જ તેનું ભાન જાગૃત કરવા માટે પોતાથી બનતું કરી છૂટ્યા પછી જ બારડોલી આવવાનો નિશ્ચય કર્યો હતો; તેઓ સરદારના કે બારડોલીના લોકોની પ્રેરણાથી બારડોલી ગયા નહોતા; સાધારણ જનતામાં તો લડત માટેની તેમની સહાનુભૂતિ ઉપરઉપરની ગણાતી હતી; તેઓ રાજીનામું આપશે એવી કેટલાક તો આશા પણ રાખતા નહોતા; એટલે તેઓ સંપૂર્ણ તટસ્થતાથી બારડોલી આવ્યા હતા. પણ બારડોલી તાલુકાની મુલાકાતમાં તેમણે નહિ ધારેલી એવી વસ્તુઓ તેમને જોવાની મળી. પછી સરકારને તેમણે કાગળ લખ્યો તેનો મુખ્ય ઉદ્દેશ સરકારની આંખ ઉઘાડવાનો જ હતો. આ કાગળે સ્વાભાવિક રીતે જ લોકોનું ખૂબ ધ્યાન ખેંચ્યું. આખા હિંદુસ્તાનનાં પત્રોમાં એ કાગળ છપાયો. લડતના ઇતિહાસમાં એક મહત્ત્વના પત્ર તરીકે એ પત્ર રહી જશે. એ કાગળમાં તેમણે જણાવ્યું:

"ત્યાં ૮૦,૦૦૦ મરદો, બૈરાં અને બાળકો સુસંગઠિત વિરોધ દાખવવાની ભીષ્મ ભાવનાથી કૃતનિશ્ચય થઈ ઊભેલાં છે. આપના જપ્તી-અમલદારને હજામ મળતો નથી ને તે સારુ તેને માઇલો સુધી રવડવું પડે છે! આપના અમલદારની મોટર, જે કાદવમાં ખૂંચી ગઈ હતી તે

શ્રી. વલ્લભભાઈ—આપના કહેવા પ્રમાણે બારડોલીના લોકો પર જીવનારે ચળવળિયો — ન હોત તો ત્યાંની ત્યાં જ રહી હોત. ગાડી, જેને હજારોની કિંમતની જમીન માત્ર નામના મૂલ્યે વેચી દેવામાં આવી છે તેને એના ઘર માટે ઝાડું કાઢનારો ભંગી પણ મળતો નથી. કલેક્ટરને રેલ્વે સ્ટેશન પર એક વાહન મળતું નથી, સિવાય કે શ્રી. વલ્લભભાઈ તેની પરવાનગી આપે. મેં જે થોડાં ગામડાંની મુલાકાત લીધી તેમાં એક પુરુષ કે એક સ્ત્રી મને એવી ન મળી કે જે પોતે પસંદ કરેલા વલણ માટે દિલગીર હોય, યા તો પોતે સ્વીકારેલા ધર્મમાર્ગમાં ડગુમગુ હોય. શ્રી. વલ્લભભાઈ એક ગામથી બીજે ગામ પસાર થતા ગયા તેમતેમ મેં જોયું કે ગામેગામ પુરુષો, સ્ત્રીઓ અને બાળકો સ્વયંસ્ફુરણાથી તેમને વધાવવા દોડી આવતાં હતાં. અભણ સ્ત્રીઓ, વૃદ્ધ અને જુવાન, પોતાનાં ફાટ્યાંતૂટ્યાં કપડાં પહેરી તેમને કપાળે અક્ષતકુંકુમ લગાડતી હતી, અને મહામહેનતે મેળવેલા પોતાના એકાદ બે રૂપિયા પોતાના તાલુકાના ધર્મયુદ્ધને ખાતર એમના ચરણે ભેટ ધરતી હતી; અને એમના ગામડિયા ઢાળ અને ઉચ્ચારમાં 'ડગલે ડગલે તારો અન્યાય છે' એવાં પરદેશી સરકારનાં ગીતો ગાતી હતી. આ બધું જોઈને મારે મારા મનમાં કબૂલ કરવું પડ્યું કે સરકારી રિપોર્ટોમાં જે એમ જણાવવામાં આવ્યું છે કે આ ચળવળ તો ઊભી કરેલી બનાવટી ચળવળ છે અને લોકો પર એમની મરજીવિરુદ્ધ ઠસાવવામાં આવી છે એ નરમમાં નરમ શબ્દોમાં કહું તો સાવ ખોટું છે. લોકોને થથરાવી નાંખવાના આપની સરકારના પ્રયત્નની લોકો ઠેકડી કરે છે. એમણે હિમ્મતપૂર્વક સહન કર્યું છે અને હજી સહન કરવા તૈયાર છે. વધારેમાં વધારે સભ્ય રીતે બોલાવવો હોય ત્યારે મિ. સ્માર્ટને લોકો 'બેંઆડિયો વાઘ' કહે છે અને જપ્તીઅમલદારને 'છોટા કમિશનર' કહે છે. આપના સાહસિક અને મહત્ત્વાકાંક્ષી ડેપ્યુટી કલેક્ટરનું એમણે જે નરમમાં નરમ નામ પાડ્યું છે તે પત્રમાં લખવાની હું હિંમત કરતો નથી. સરકારના સ્વાર્થની દૃષ્ટિએ પણ એ ડેપ્યુટી કલેક્ટર જેટલા ઉત્સાહી છે એટલા શાણા થાય તો સારું એમ હું ઇચ્છું છું. આ બધું હું એવી આશાથી લખું છું કે મારા જેવાના અંગત અનુભવો જાણીને આપ નામદારના અને આપની સરકારના હૃદયમાં કંઈ નહિ તો વસ્તુસ્થિતિની જાતતપાસ કરવાની ઇચ્છા જાગે. આવા જુસ્સાની અવગણના કરવાનો કે એને કચરી નાંખવાનો પ્રયત્ન કરવો એ બ્રિટિશ સરકાર માટે પણ ડહાપણભર્યું નથી. આવા મક્કમ નિશ્ચયવાળાં ૮૦,૦૦૦ સ્ત્રી, પુરુષો અને બાળકોને આપ ટુકડા રોટલા માટે રઝળતાં કરી શકો; આપને પસંદ હોય તો આપ એમને તોપે ચડાવી

શકો; પરંતુ આ ભાગમાં સરકારની આબરૂ, જેને માટે આટલું બધું કહેવાય છે અને કરાય છે તેવી કોઈ વસ્તુ જ રહી નથી. આબરૂ એ એવી વસ્તુ નથી, જે હુકમ કરવાથી મેળવી શકાય; એ તો પેદા કરવી પડે છે અને એને માટે હમેશાં લાયક બનવું પડે છે. પોતાનાં વહાલાં ઢોર લૂંટાઈ જતાં બચાવવા માટે ૪૦,૦૦૦, સ્ત્રી, પુરુષો અને બાળકો આ ઢોરો સાથે ત્રણત્રણ મહિના થયાં પોતાનાં નાનાં અને અનારોગ્ય ઘરોમાં પુરાઈ રહ્યાં છે. ખાલી અને નિર્જન થઈ ગયેલાં ગામોમાં થઈને હું પસાર થયો ત્યારે ત્યાં એક ચકલું પણ ફરકતું નહોતું, માત્ર રસ્તાના અમુક અમુક નાકે લોકોએ પહેરેગીરો ગોઠવેલ હતા. રખે જપ્તીઅમલદાર આવતો હોય એવા ભયથી સ્ત્રીઓ બારીઓના સળિયામાંથી કોઈ કોઈ ઠેકાણે નજર કરતી જોવામાં આવતી હતી. જ્યારે તેમની ખાત્રી થઈ કે હું જપ્તી-અમલદાર નહોતો ત્યારે તેમણે પોતાના મકાનનાં બારણાં ઉઘાડ્યાં અને મને અંદર લીધો. જ્યારે મેં એ ઘરોમાંનું અંધારું, છાણ, વાશીદું અને દુર્ગંધ જોઈ, જપ્તીઅમલદારોની નિષ્ઠુરતાનો ભોગ થવા દેવા કરતાં રોગથી પીળાં પડી ગયેલાં, ચાંદાંવાળાં દુઃખી એવાં પોતાનાં પ્રિય ઢોરો સાથે એક જ ઓરડામાં ગોંધાઈ રહેવું બહેતર સમજતાં સ્ત્રી, પુરુષો અને બાળકોની પોતાનાં વહાલાં ઢોર ખાતર હજી પણ લાંબો સમય આ કારાગૃહવાસ સ્વીકારી લેવાની દૃઢ પ્રતિજ્ઞા સાંભળી, ત્યારે મારે વિચારવું જ પડ્યું કે જપ્તીની આ નિષ્ઠુર નીતિની કલ્પના કરનારનો, એનો અમલ કરનારની કડકઈનો, અને એની મંજૂરી આપનાર રાજનીતિનો જોટો મધ્યકાલીન યુગના ઇતિહાસનાં પૃષ્ઠો સિવાય બીજે ક્યાંય જડવો મુશ્કેલ છે.”

આ પછી તેઓ ‘વધુમાં વધુ દુઃખ ફેલાવવાના’ નિશ્ચયવાળા ‘વેરી વિજેતા’ઓની પદ્ધતિઓનું તેમજ ન્યાયની ઠેકડીના અનેક દાખલાઓનું વર્ણન કરે છે અને કહે છે:

“ઉચ્ચ હોદ્દાના અમલદારોની મનક, કાયદાનો કેવળ અક્ષરાર્થ કરીને ગણવામાં આવતા ગુનાઓ માટે અસાધારણ સખ્ત સજાઓ, ગર્વિષ્ઠ જાહેરનામાંની ગર્જનાઓ તથા સરકારનાં ખાંડાના ખખડાટથી પ્રજામાં ઉપહાસ વિના બીજું કશું નીપજતું નથી.”

પોતાના પત્રના અંતભાગમાં બારડોલીના પ્રશ્ન ઉપર ધારાસભામાં સરકારને મળેલી બહુમતીનું પોકળપણું તેઓ દર્શાવે છે, અને કહે છે કે કોઈ પણ રીતે બહુમતી મેળવીને સરકારે હરકોઈ બંધારણવાદીને સરકાર પક્ષમાં ઊભા રહેવું મુશ્કેલ કરી

મૂક્યું છે, અને તેથી ‘ધારાસભામાંથી મારી જગ્યાનું રાજીનામું આપીને મારા આખા પ્રાંતવ્યાપી મતદારમંડળને અપીલ કરી આ મુદ્દા ઉપર પોતાનો નિર્ણય જાહેર કરવાનું સૂચવવું એ જ જવાબ મારે આપવાનો રહે છે.’

આ પત્રથી પોતાના દેશજનો પ્રત્યે જેમનામાં સમભાવ હોય તે બધાનાં હૃદય હલમલી ઊઠ્યાં અને દેશના જાહેર પ્રશ્નોમાં બારડોલીનો પ્રશ્ન મોખરે આવ્યો. વળી શ્રી. મુનશી પોતાની જગ્યાનું રાજીનામું આપીને સંતોષ માની બેસી ન રહ્યા. લોકોને દબાવવાના જે ઉપાયો યોજવામાં આવ્યા હતા તેની કાયદાની દૃષ્ટિએ તપાસ કરવા તેમણે એક સમિતિ નીમી. એ સમિતિમાં તેઓ પોતે, મિ. હુસેનભાઈ લાલજી, એમ. એલ. સી., ડૉ. ગિલ્ડર, એમ. ડી., એફ. આર. સી. એસ., એમ. એલ. સી., રાવ બહાદુર ભીમભાઈ નાયક, એમ. એલ. સી., શ્રી. શિવદાસાની, એમ. એલ. સી., શ્રી. ચંદ્રચૂડ, એમ. એલ. સી., તથા શ્રી. બી. જી. ખેર, સોલિસિટર (મંત્રી) એટલા હતા. તેમણે સૂરત તથા મુંબઈથી સ્વયંસેવકો તરીકે આવેલા વકીલો મારફત ૧૨૬ સાક્ષીઓ બારડોલીમાં તપાસ્યા. આ તપાસમાં મદદ કરવા સરકારને પણ તેમણે નોતરી પણ સરકારે આમંત્રણ ન સ્વીકાર્યું. તેને પરિણામે ન્યાયની અદાલતમાં એકતરફી કેસમાં તપાસનું જે અધૂરાપણું સ્વાભાવિક રીતે રહી જાય છે તે તેમની તપાસમાં પણ રહ્યું. પરંતુ પુષ્કળ પ્રમાણમાં સોગંદ ઉપર લેવાયેલા અને જેની સામે વાંધો ન ઉઠાવી શકાય એવા જ પુરાવાના આધાર ઉપર પોતાના નિર્ણયો બાંધવાની તેમણે ખાસ કાળજી રાખી. આ પુસ્તકના એક પરિશિષ્ટમાં એ સમિતિએ કરેલી તપાસના નિર્ણયો આપ્યા છે.

પોતાના પ્રખ્યાત પત્રમાં શ્રી. મુનશીએ એવી આશા દર્શાવી હતી કે આ પત્રથી “આપ નામદારમાં તથા આપની સરકારના મેમ્બરોમાં જાતે જઈને તપાસ કરવાની ઇચ્છા જાગ્રત થાઓ.” ગવર્નરસાહેબને અથવા રેવન્યુ મેમ્બરને બારડોલી લાવવામાં આ પત્ર જોકે નિષ્ફળ નીવડ્યો, તોપણ આખી લડત શરૂઆત પહેલી જ વાર તાલુકાની મુલાકાત લેવાની સરકારે

કમિશનર મિ. સ્માર્ટને સૂચના કરી તે શ્રી. મુનશીના પત્રનું જ પરિણામ ગણાય. વળી બીજા અનેકની ઊંઘ આ પત્રથી જ ઊડી.

વિષ્ટિકારોમાં બીજો ઉલ્લેખ સર પુરુષોત્તમદાસ ઠાકોરદાસ અને હિંદી વેપારીઓની ચેમ્બર ઑફ કૉમર્સના બીજા સભ્યોનો કરવો જોઈએ. મારી જાણ પ્રમાણે કલેક્ટરના આમંત્રણથી જૂનની શરૂઆતમાં જ સર પુરુષોત્તમદાસ કમિશનરને સૂરત મુકામે મળ્યા હતા. તેમણે શ્રી. વલ્લભભાઈને પોતાને મળવા સારૂ સૂરત આવવા કહ્યું, કે જેથી કરીને કમિશનર અને સરદાર વચ્ચે તેઓ મિત્રભાવે મસલત કરાવી શકે. પણ સરદાર ખૂબ જ કામમાં રોકાયેલા હતા એટલે જઈ ન શક્યા, અને તેમણે આ લેખકને સૂરત જઈ સર પુરુષોત્તમદાસ સાથે વાતચીત કરવા મોકલ્યો. સર પુરુષોત્તમદાસને મિ. સ્માર્ટ સાથે બહુ લાંબી વાતચીત થઈ. મિ. સ્માર્ટ આ ચળવળને છૂંદી નાંખવા માટે જે પગલાં લેવાં પડે તે લેવા તૈયાર હતા, અને ચાલુ માસની આખર પહેલાં સત્યાગ્રહીઓનો મોટો ભાગ તૂટી જશે એવી સંગીન આશાવાળા જણાયા. સર પુરુષોત્તમદાસે તેમને બરાબર સમજાવ્યું કે સત્યાગ્રહીઓની સહનશક્તિનું સાચું માપ તમારી પાસે નથી, અને જપ્તીઅમલદારોએ જે ઉપાયો અખત્યાર કર્યા હતા અને પઠાણોએ જે વર્તણૂક ચલાવી હતી તેથી સરકાર ઠીક બદનામ થઈ ચૂકી હતી. ત્યારબાદ પોતાની ચેમ્બરના પ્રતિનિધિ શ્રી. લાલજી નારણજીએ બારડોલીના મુદ્દા ઉપર ધારાસભામાંથી રાજીનામું આપવું કે કેમ એ પ્રશ્ન તેમણે ચેમ્બરમાં ઉપાડ્યો. આ ઉપરથી સરકારનું વલણ સમજવા માટે ચેમ્બરના પ્રમુખ શ્રી. મોદીએ નામદાર ગવર્નરને કેટલાક પત્રો લખ્યા, પણ એ પત્રવ્યવહારથી કશું વળ્યું નહિ. શ્રી. મુનશીના પત્રોના જવાબમાં જે વલણ બતાવ્યું હતું તેના કરતાં પણ કડક વલણ નામદાર ગવર્નરસાહેબે ચેમ્બરના પત્રોના જવાબમાં દર્શાવ્યું. પછી નામદાર ગવર્નરને આ લડતનું સમાધાન કરવાની વિનંતિ કરવા માટે ચેમ્બરનું એક ડેપ્યુટેશન તેમની પાસે લઈ જવાનો

સર પુરુષોત્તમદાસે વિચાર કર્યો. પરંતુ તેમ કરતાં પહેલાં સત્યાગ્રહીઓની ઓછામાં ઓછી માગણી શી છે તે નક્કી કરી લેવા તેઓ ગાંધીજીને સાબરમતી આશ્રમે મળવા ગયા, અને ત્યાં શ્રી. વલ્લભભાઈને પણ હાજર રહેવા વિનંતિ કરી. ગાંધીજીને મળ્યા પછી સર પુરુષોત્તમદાસ, શ્રી. મોદી તથા શ્રી. લાલજી નારણજી સાથે ડેપ્યુટેશનના રૂપમાં નામદાર ગવર્નરને મળવા પૂના ગયા. નામદાર ગવર્નર સાથેની તથા સરકારી મેમ્બરો સાથેની વાતચીત કેવી નિરાશાજનક હતી તેની વાત સર પુરુષોત્તમદાસે આ લેખકને કરી છે. સર પુરુષોત્તમદાસની અતિશય તીવ્ર ઇચ્છા હતી કે ગવર્નરસાહેબ શ્રી. વલ્લભભાઈને મસલત કરવા માટે નોતરે, જેથી ઘણી ગેરસમજની ચોખવટ થઈ જાય અને સમાધાન સત્વર થઈ શકે. પણ શ્રી. વલ્લભભાઈ જેવા 'રેવોલ્યુશનરી' (વિપ્લવવાદી)ને નામદાર ગવર્નર મસલત માટે નોતરે એ સૂચના જ ત્યાં હાજર રહેલા કેટલાક જબરદસ્તોને હળાહળ ઝેર સમી લાગતી હતી. ત્યારપછી સર પુરુષોત્તમદાસની ના. ગવર્નર સાથે એક ખાનગી મુલાકાત થઈ. તેઓ સહાનુભૂતિવાળા જણાયા, પણ બધી જ વાતમાં સરકાર હાર ખાય એ વસ્તુ સ્વાભાવિક રીતે તેમને ગળે ઊતરે એમ નહોતું. ગવર્નરસાહેબનો ઓછામાં ઓછો એટલો આગ્રહ તો હતો જ કે ખેડૂતોએ વધારેલું મહેસૂલ પ્રથમ ભરી દેવું જોઈએ, અથવા છેવટે કોઈ ત્राहित વ્યક્તિને ત્યાં વધારા જેટલી રકમ અનામત મૂકવી જોઈએ, ત્યારપછી જ ફરી તપાસ આપવામાં આવે. મુંબઈ પાછા આવીને સર પુરુષોત્તમદાસ શ્રી. વલ્લભભાઈને મળ્યા અને મુલાકાતમાં બનેલી બધી હકીકત કહી સંભળાવી. બન્નેને લાગ્યું કે સરકાર અને સત્યાગ્રહીઓ વચ્ચે કાંઈ મેળ ખાય તેમ નથી.

ચેમ્બરમાં જે વધુ ચર્ચા થઈ તેને પરિણામે શ્રી. લાલજી નારણજીએ ધારાસભામાંથી પોતાની જગ્યાનું રાજીનામું આપ્યું, અને રાજીનામાના પોતાના કાગળમાં સ્પષ્ટ જણાવ્યું કે નિષ્પક્ષ તપાસની માગણી સ્વીકારાય નહિ ત્યાં સુધી વધારેલા દર પ્રમાણે મહેસૂલ ભરી દેવાની માગણી કરવી એ તદ્દન ખોટું છે.

આ સ્થળે મરહૂમ મિ. બી. એફ. માદનનું નામ આપવું યોગ્ય ધારું છું. એમણે આ લડતને અંગે કરેલું કામ ભાગ્યે જ કોઈ જાણતું હશે, પણ આ લેખક જાણે છે. એમણે એક વિચક્ષણ આંકડાશાસ્ત્રી તરીકે શ્રી. જયકરના આંકડાની વ્યર્થતા એક સમર્થ નોંધમાં સિદ્ધ કરી આપી. જ્યારે બ્રૂમફીલ્ડ કમિટી આગળ અમે પુરાવો રજૂ કરતા હતા ત્યારે પેલા આંકડાની વ્યર્થતા સિદ્ધ કરવાને માટે અને ભાવોને વિષે જુબાની આપવાને માટે કમિટી આગળ રજૂ થવાની તેમણે તૈયારી બતાવી હતી.

આ બધાની વિષ્ટિથી સરકાર સમાધાન માટે કેટલી તૈયાર થઈ હશે એ કહેવું બહુ મુશ્કેલ છે. લોકો તો વિષ્ટિની વાતોથી મલકાતા નહોતા કે ગભરાતા પણ નહોતા. સરદારે તેમને અનેકવાર સંભળાવ્યું હતું:

“કેરીનું ફળ કવખતે તોડશો તો તે ખાટું લાગશે, દાંત અંબાઈ જશે, પણ તેને પાકવા દઈશું તો તે આપોઆપ તૂટી પડશે અને અમૃત સમું લાગશે. હજી સમાધાનીનો વખત આવ્યો નથી. સમાધાની ક્યારે થાય? જ્યારે સરકારની મનોદશા બદલાય, જ્યારે તેનો હૃદયપલટો થાય, ત્યારે સમાધાની થાય. ત્યારે આપણને લાગે કે તેમાં કંઈ મીઠાશ હશે. હજી તો સરકાર ઝેરવેરથી તળેઉપર થઈ રહી છે.”

સ્નેહીઓને પણ તેમણે વારંવાર સંભળાવ્યું હતું કે ઉતાવળ ન કરો, પ્રજામાં આટલું ચેતન આવ્યું છે તેના ઉપર પાણી ન રેડો.

પણ આ વિષ્ટિઓનું પ્રત્યક્ષ પરિણામ કંઈ આવ્યું હોય કે ન આવ્યું હોય એટલું તો ચોક્કસ છે કે સરકાર જે ચળવળને રાજદ્વારી ગણતી હતી, અને જેના નેતાને નોકરશાહીના કેટલાક સ્તંભો ‘વિપ્લવવાદી’ તરીકે નીંદતા હતા, તેવી ચળવળમાં પોતપોતાના ધીકતા ધંધામાં મશગૂલ એવા પ્રસિદ્ધ પુરુષોએ આટલો રસ લીધો એ દેશના રાજકીય જીવનમાં થયેલી અદ્ભુત પ્રગતિનું અચૂક ચિહ્ન હતું.

## ૨૭
# નિષ્પક્ષ સાક્ષીઓ

" બારડોલીની લડતના પક્ષમાં આખી પ્રજાનો મત એકધારો જેવો વહ્યો છે તેવો પહેલાં કોઈ લડતમાં વહ્યો નહોતો."

પોતપોતાના ધંધામાં મશગૂલ એવા મુંબઈના આગેવાનોએ બારડોલીની લડતમાં સક્રિય રસ લીધો એ એક નોંધવાલાયક વસ્તુ હતી જ, પણ તેના કરતાં પણ કદાચ વિશેષ નોંધવાલાયક વિનીત દલના ઉત્તમમાં ઉત્તમ પુરુષો આ લડતને ટેકો આપવામાં આગળ પડ્યા એ ગણાય. એની પ્રવૃત્તિઓ વચ્ચે ભેદ દર્શાવવો હોય તો એમ કહી શકાય કે વિષ્ટિકારોએ જે રસ લીધો તે વિશેષ કરીને માનવદયાબુદ્ધિથી લીધો હતો, જ્યારે વિનીત વર્ગે જે રસ લીધો તે વિશેષે કરીને ન્યાયની દૃષ્ટિએ લીધો હતો. વિષ્ટિકારોનો હેતુ લડતને ટેકો આપવા કરતાં, સત્યાગ્રહીઓને તેમના ઉપર પડતાં કષ્ટોમાંથી અને પરિણામે વિનાશમાંથી ઉગારી લેવાનો વિશેષે કરીને હતો, જ્યારે વિનીતોએ તો લડતનો અભ્યાસ કરી લડતના ન્યાયીપણા વિષે પોતાની સાખ પૂરી, તેટલે અંશે સત્યાગ્રહીઓને ટેકો આપ્યો, અને પછી અળગા રહ્યા. આજકાલની રાષ્ટ્રીય પ્રવૃત્તિઓમાં બારડોલીની લડત જ એક એવી થઈ ગઈ કે જેમાં વિવિધ પક્ષના તથા ભિન્ન ભિન્ન વિચારો અને આભપ્રાયો ધરાવતા સહુની સહાનુભૂતિ મળી હોય.

જૂનના ત્રીજા અઠવાડિયામાં પંડિત હૃદયનાથ કુંઝરૂ, 'સર્વન્ટ ઑફ ઇંડિયા'ના તંત્રી શ્રી. વઝે તથા શ્રી. અમૃતલાલ ઠક્કર, ત્રણે ભારતસેવાસંઘના સભ્યો, લડતનો પ્રત્યક્ષ અભ્યાસ કરવા બારડોલી આવ્યા. તેમની પાસે સેટલમેંટ અમલદારોના રિપોર્ટો હતા જ અને તેમનો તો તેમણે અભ્યાસ કર્યો હતો. પણ સત્યાગ્રહીઓના આક્ષેપો તથા તપાસ માટેની તેમની માગણી વાજબી છે કે કેમ તે તપાસવા તેઓ ગામડાંમાં ફર્યા. શ્રી. મુનશી કરતાં પણ તેમનું દૃષ્ટિબિન્દુ વિશેષ તટસ્થ હતું. લોકોએ વેઠેલાં કષ્ટો તથા તેમની વીરત્વભરેલી લડતનો અભ્યાસ કરીને તેનું પરિણામ તો શ્રી. મુનશીએ બહાર પાડ્યું હતું અને તેમાં તેમના કરતાં બીજા કોઈ વધુ કરી શકે તેમ નહોતું. આ વિનીત નેતાઓએ તાલુકાની સ્થિતિનું વર્ણન કરવાનું માથે નહોતું લીધું. તેમને તો નવી આકારણીપૂરતી જ તપાસ કરવી હતી. તેમના પર્યટન દરમ્યાન તેમની સાથે ગામડાંમાં ફરનારા સ્વયંસેવકે ખાદીથી લોકોને કેવો લાભ થયો છે એ બતાવવા ખાદીનું કામ જ્યાં થતું હતું તે વિભાગની મુલાકાત લેવાનું તેમને સૂચવેલું, પરંતુ તે માગણીનો તેમણે આભાર સાથે ઇનકાર કર્યો. આ તટસ્થતામાં તેમની તપાસનું તથા તેઓ જે નિર્ણયો ઉપર આવ્યા તેનું મૂલ્ય રહેલું છે.

તેમનું નિવેદન તેમની શાંત નિષ્પક્ષ વિચારસરણીને છાજે એવું હતું. તેમાં નિરર્થક એક પણ વીગત નહોતી કે એક પણ વિશેષણ નહોતું. અને બની શકે તેટલું તે સંક્ષિપ્ત હતું. તેઓએ ચાર પ્રશ્નોનો વિચાર કર્યો: એક, જમીનના માલિકો પોતાના ખેડુતો પાસેથી જે ગણોત લે છે તેનો આધાર લઈને વધારો સૂચવાયેલો હોવાથી ખેડુતોએ ભરેલાં ગણોતનાં જે પત્રકો તૈયાર થયાં છે તે આર્થિક દૃષ્ટિએ વાજબી દર ઠરાવવામાં મદદરૂપ થઈ પડે તેટલી કાળજીથી તૈયાર થયાં છે કે કેમ તે નક્કી કરવું અતિશય મહત્ત્વનું છે, અને જો એ પત્રકો ગંભીર ખામીવાળાં જણાય તો તે ઉપરથી દોરેલા બધા નિર્ણયો બિલકુલ નકામા ગણાવા જોઈએ; બીજો, ખુલ્લી હરીફાઈથી નક્કી થતાં ગણોતોને મહેસૂલના આધાર તરીકે ગણવાની નીતિ અખત્યાર કરતાં પહેલાં એટલું નક્કી કરવું

આવશ્યક છે કે કુલ ખેડાણ જમીનનો કેટલામો ભાગ રોકડ ગણોત આપતા ખેડૂતોના હાથમાં છે; ત્રીજો પ્રશ્ન એ છે કે આકારણીની જૂની મુદત દરમ્યાન ગણોતના દરમાં જે વધઘટ થઈ હોય તે તપાસવામાં અપવાદરૂપ વર્ષોનાં ગણોતો બાદ કર્યાં છે કે નહિ; ચોથો, મહેસૂલના નવા દર નક્કી કરવા માટે માત્ર ગણોત ઉપર જ આધાર રાખવાનું લૅંડ રેવન્યુ કોડ તથા સેટલમેંટ મૅન્યુઅલની રૂએ કેટલે દરજ્જે વાજબી ગણાઈ શકે એમ છે.’’ કોડનો તથા મૅન્યુઅલનો અભ્યાસ કરીને તથા ઘણાં ગામોમાં પોતે પ્રત્યક્ષ તપાસ અને પૂછપરછ કરીને તેઓ નીચેના નિર્ણયો ઉપર આવ્યા:

૧. ગણોતનાં પત્રકમાંથી બ્યાજુ ગણોતના દાખલા, શરતી વેચાણના દાખલા તથા પૂરાં વસૂલ નહિ થયેલાં ગણોતના દાખલા બાદ નહિ કરેલા હોવાથી, તેમજ ખાતેદારે જાતે જમીનમાં જે સુધારા કર્યા તેને લીધે જે વધુ ગણોત ઊપજે તેમાંથી સુધારાને કારણે ઊપજનો વધારો લૅંડ રેવન્યુ કોડની ૧૦૭મી કલમ પ્રમાણે બાદ કરવો જોઈએ તે પણ બાદ નહિ કરેલો હોવાથી ગણોતનાં પત્રકો ગંભીર ખામીવાળાં ગણાય.

૨. રોકડ ગણોતે અપાયેલી જમીન ૨૦ ટકાની આસપાસ ગણાય, અને સને ૧૮૯૫માં ‘૯૪ ટકા જમીન ખાતેદારો જાતે જ ખેડતા હતા,’ તે હકીકત ધ્યાનમાં લઈએ તો ગણોતે ખેડાતી જમીનનું આજનું પ્રમાણ ૩૦ ટકા ગણવું એ બહુ ગેરવાજબી રીતે મોટું પ્રમાણ છે.

૩. રેવન્યુ મેમ્બરે પોતે જ બહાર પાડેલી યાદી મુજબ ૧૯૧૮–૧૯થી ૧૯૨૪–૨૫નો ભાવના ઉછાળાનો સમય કોઈ પણ જાતની ગણત્રીમાં નહિ લેવાવો જોઈએ.

૪. સેટલમેંટ કમિશનરે પોતાના ‘એકમાત્ર સાચા એધાણ’ તરીકે અપૂરતા અને ચાળ્યા વિનાના ગણોતના આંકડા ઉપર, પરોક્ષ તપાસનાં પરિણામો ઉપર અંકુશ તરીકે વાપરવા માટે નહિ પણ ખેતીના ખર્ચમાં જે વધારો થયો છે તે વિચારવું જ ન પડે અને તે માટે કાંઈ બાદ ન કરવું પડે તે માટે આધાર રાખ્યો છે. વળી (સેટલમેંટ મૅન્યુઅલના શબ્દોમાં કહીએ તો) ‘વધારો

બહુ ભારે થઈ જતો અટકાવવા ખાતર નહિ, પણ વધારો કરવા માટે જ તેણે આ આંકડાનો ઉપયોગ કર્યો છે.

ઉપરના નિર્ણય ઉપર પોતે આવેલા હોવાથી શ્રી. કુંઝરુ, વઝે અને ઠક્કર એ અભિપ્રાય ઉપર આવ્યા: 'ફરી તપાસની માગણી સંપૂર્ણ રીતે ન્યાયી છે,' અને 'વીરમગામ તાલુકાની થયેલી નવી આકારણીનો ફરી વિચાર કરવાનું સરકારે બહાર પાડ્યું છે એટલે બારડોલીની આકારણીનો પણ ફરી વિચાર કરવાનો કેસ જવાબ ન આપી શકાય એવો મજબૂત બને છે.'

શ્રી. વઝેએ એક વિશેષ નોંધ પણ બહાર પાડી હતી, જેમાં તેમણે 'બારડોલીની વર્તમાન લડત શુદ્ધ આર્થિક લડત છે અને સામુદાયિક સવિનય ભંગના એક અંગરૂપ નથી' એ વસ્તુ ઉપર ખાસ ભાર મૂક્યો. 'મારી તપાસથી મને સંતોષ થયો છે કે આ પ્રવૃત્તિના સંચાલકો બારડોલીના ખેડૂતોને જે ક્રૂર અન્યાય થયેલો તેઓ સાચી રીતે માને છે તે દૂર કરવા માટે પોતાથી બને તેટલો પ્રયત્ન કરવા ઉપરાંત બીજા કોઈ પણ હેતુથી આ લડત આગળ ચલાવવા પ્રેરાયેલા નથી. આ લડતમાં વ્યાપક રાજદ્વારી હેતુ બિલકુલ નથી, છતાં તેવા હેતુનું સરકાર આરોપણ કરે છે તે અતિશય અયુક્ત અને અન્યાયી છે.'

આ નિવેદને જુદાજુદા રાજદ્વારી પક્ષના નેતાઓ ઉપર બહુ અસર કરી. હિંદી વર્તમાનપત્રોમાંથી થોડાંક હચુપચુ હતાં તેમની પણ સહાનુભૂતિ સત્યાગ્રહીઓ પ્રત્યે તથા લોકોની માગણીના વાજબીપણા વિષે તેમજ ઓછામાં ઓછું અમુક તો તેમને મળવું જ જોઈએ એ વિષે વિનિત પક્ષ સુદ્ધાં બીજા મંડળોનો મત સંગઠિત કરવામાં બીજી કોઈ પણ વસ્તુ કરતાં વિશેષ ફાળો આ નિવેદને આપ્યો. આ સંબંધમાં શ્રી. મણિલાલ કોઠારીએ કરેલો તનતોડ પ્રયત્ન અહીં નોંધવાજેવો છે. તેઓ અનેક પક્ષના નેતાઓને મળ્યા, તેમને બારડોલીના કેસથી અને બારડોલીની પરિસ્થિતિથી વાકેફ કર્યા. આનું સુંદર પરિણામ આવ્યું. એક પછી એક આ દરેક નેતાએ પોતાના વિચાર વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ કર્યા, અને પ્રજાને એ જ સંબંધમાં વિચારતી કરી મૂકી. પંડિત મોતીલાલ નેહરુએ

છાપાં જોગી એક લાંબી યાદી બહાર પાડી તેમાં કહ્યું: “હું એમ સમજ્યો છું કે મુંબઈ સરકાર ફરી તપાસ આપવા તો તૈયાર છે, પણ તપાસ આપતાં પહેલાં વધારેલું તમામ મહેસૂલ ભરાઈ જવું જોઈએ એવો આગ્રહ રાખે છે. સરકારનું આ વલણ બહુ વિચિત્ર લાગે છે. જો વધારો પ્રથમ દર્શને જ ખોટો અને અન્યાયી હોય અને તેનો ફરી વિચાર થવાની જરૂર હોય તો એ વધારો વસૂલ કરવાની માગણી કરવી એ તદ્દન અજુગતું અને ન્યાયવિરુદ્ધ છે.” સર અલી ઇમામે પોતાનો મત જાહેર કર્યો કે બારડોલીમાં ઊભી થયેલી ગંભીર પરિસ્થિતિનું નિરાકરણ “બન્ને પક્ષના પ્રતિનિધિઓવાળી સમિતિ નિમાય તો જ આવી શકે.” એટલો જ અસંદિગ્ધ અને તેની સંક્ષિપ્તતાને લીધે કદાચ વધારે અસરકારક અભિપ્રાય શ્રી. ચિંતામણિનો હતો. તેમણે આખા પ્રશ્નનો વિચાર શુદ્ધ વ્યવહારદૃષ્ટિથી કર્યો. તેમણે કહ્યું: “જનસ્વભાવ એટલો આડો અથવા ઊંધબુદ્ધિયો ન જ હોય કે આટલા બધા ગરીબ માણસો આવી જબરદસ્ત સરકાર જેની મરજી એ જ કાયદો છે અને જેનો કાયદો ઘણીવાર તેના અવિવેકનો સભ્ય પર્યાય છે, તેની સાથે વિનાકારણ લડત ઉપાડે, જે લડતમાં તેમને લાભ કશો નથી પણ ગુમાવવાનું સર્વસ્વ છે.” તેમણે તો કહ્યું: “જેઓ પોતાની ફરિયાદના ન્યાયીપણા ખાતર આટલું ભયંકર દુઃખ વેઠવા તૈયાર થયા છે તેઓ વાજબી રીતે વધારો રદ કરવાની જ માગણી કરી શકે, પરંતુ બારડોલીના ખેડૂતોના કેસના સબળપણાનો તથા મધ્યમસરતાનો એ તો પુરાવો છે કે તેઓ મહેસૂલમાં સીધો ઘટાડો કરવાની જ માગણી કરવાને બદલે સ્વતંત્ર અને કેવળ સરકારી અમલદારોની સમિતિથી ભિન્ન એવી તટસ્થ તપાસસમિતિની જ માગણીથી સંતોષ માને છે. સરકાર આવી તપાસ આપવાની આનાકાની કરે છે તેમાં તેના પોતાના કેસનું પોકળપણું અને નબળાપણું ઉઘાડું પડે છે. તપાસ આપવામાં આવે તે પહેલાં સરકાર વધારેલું મહેસૂલ ભરી દેવાની માગણી કરે છે તે તો એક ફારસ જ છે.” પણ આથી એક ડગલું આગળ વધીને તેમણે જાહેર કર્યું કે બારડોલીનો સત્યાગ્રહ ‘કાયદેસર ચળવળ’ના અર્થની

અંદર આવી શકે છે અને વિનીત પક્ષના સિદ્ધાંતોથી એ જરાયે અસંગત નથી. સર તેજબહાદુર સપ્રુએ કહ્યું: “સરકારની પ્રતિષ્ઠા ખાતર મને તો આવશ્યક જણાય છે કે મહેસૂલના વધારાના સંબંધમાં બારડોલીના લોકોની જે ફરિયાદ છે તેને વિષે જ નહિ પણ મહેસૂલ વસૂલ કરવા માટે તથા પરિસ્થિતિને પહોંચી વળવા માટે લેવામાં આવેલાં પગલાંના સંબંધમાં જે આક્ષેપો થાય છે તે વિષે પણ તપાસ કરવા એક સ્વતંત્ર સમિતિ નિમાવી જોઈએ.”

વિદુષી બેસંટને પણ બારડોલી સત્યાગ્રહની ન્યાય્યતા વિષે કશી શંકા જણાઈ નહિ, અને અનેકવાર તેમણે લડતને ટેકો આપ્યો હતો.

આખા દેશનાં હિંદી વર્તમાનપત્રો તો સત્યાગ્રહીઓની તરફેણમાં જ હતાં. ઍંગ્લો-ઇંડિયન પત્રોમાં મુંબઈના અર્ધસરકારી પત્રના અપવાદ સિવાય બહારનાં ઘણાંખરાં વર્તમાનપત્રો તટસ્થ અથવા મૌન હતાં. પરંતુ નોકરશાહીનો હમેશાં પક્ષ કરવાની ઍંગ્લો-ઇંડિયન પત્રોની બેહૂદી પ્રથા આ વખતે અલ્લાહાબાદના ‘પાયોનિયરે’ અને કલકત્તાના ‘સ્ટેટ્સમૅન’ પત્રે તોડી અને બારડોલી સત્યાગ્રહને બંનેએ ટેકો આપ્યો. ‘પાયોનિયરે’ લખ્યું: “મુખ્ય મુદ્દો કબૂલ કરવો જ જોઈએ અને તે વિનાવિલંબે કબૂલ કરવો જોઈએ કે બારડોલીની લડતનો કોઈ પણ નિષ્પક્ષ અને જેની પાસે સ્પષ્ટ હકીકતો આવી ગઈ હોય તેવો નિરીક્ષક એ નિર્ણય ઉપર આવ્યા વિના રહી શકે એમ છે જ નહિ કે ન્યાય ખેડૂતોના પક્ષમાં છે, અને નિષ્પક્ષ ન્યાયસમિતિ આગળ વધારેલા મહેસૂલની તપાસ કરાવવાની તેમની માગણી ન્યાયી અને વાજબી છે.”

## ૨૮
## ઊંઘમાંથી જાગ્યા

"એમ માનજો કે ઘાસના જંગલમાં ચિનગારી પડી છે, અને તમે જેટલું લાંબું કરશો તેટલું જોખમ તમને છે. પ્રભુ તમને એ જોખમમાંથી બચાવો."

બારડોલીમાં હવે કટોકટીની પરિસ્થિતિ તૈયાર થઈ રહી હતી, અને અનેક દિશામાંથી કામ કરનારાં અનેક બળો આ પરિસ્થિતિ ઉત્પન્ન કરી રહ્યાં હતાં.

એક તરફ સ્થાનિક સરકારી અમલદારોનાં કારસ્થાન. પઠાણો તો ખૂબ ઘુમરાણ શરૂ કર્યું એટલે મોડાવહેલા પણ ખેંચી લેવામાં આવ્યા. જપ્તીનું કામ લગભગ બંધ હતું, પણ જપ્તીઅમલદારો કોકકોકવાર કાંઈક લૂંટ લાવીને પોતાની હાજરી જાહેર કરતા. પકડેલી બધી ભેંસો પાણીને મૂલે સરકારી આડતિયાઓને વેચાયા કરતી હતી. કેટલીકવાર પકડીને વેચેલી ભેંસ ખાતે થયેલું ખર્ચ બાદ કરતાં એક ભેંસને પેટે ચાર કે સાડાચાર રૂપિયા મજરે આપવામાં આવતા, અને તે મહેસૂલપેટે જમા લઈને તેની પાવતીઓ પહોંચાડવામાં આવતી. ખેડૂતો આ પાવતીને દાઝ્યા ઉપર ડામ જેવી ગણી ફેંકી દેતા.

બીજી તરફ ૧૯મી જૂન ગઈ એટલે જમીન ખાલસા કરવાની તારીખ વીતી ગઈ. હજારો ખાલસા નોટિસો તો નીકળી ચૂકી હતી જ, લગભગ અઢારઓગણીસ ગામે જમીન ખાલસા પણ જાહેર થઈ ચૂકી હતી. છતાં લોકોને કશી પડી નહોતી. લોકો જમીન ખેડવાની તૈયારી કર્યે જતા હતા, ખાલસા જાહેર થયેલી

જમીન ઉપર સરદારે પોતાની દીકરી મણિબહેન, શ્રી મીઠુબહેન અને શ્રી ભક્તિબહેન એમ ત્રણ વીરરમણીઓને જમીન આંતરીને બેસાડી દીધી હતી, અને રોજરોજ સરદાર પોતાના ભાષણમાં જમીન વેચાતી લેનારની અને ખાલસા કરનારની ઉપર તીક્ષ્ણ વાગ્બાણ ફેંક્યે જતા હતા: ‘કોઈ ઘાસલેટવાળો કે તાડીવાળો પરાઈ જમીન પચાવી લેવા આવે તેથી શું? એ તો વ્યભિચારીનું કામ છે. ઘાસલેટવાળો તો શું પણ ચમરબંધીઓ પણ આ જમીન નહિ પચાવી શકે એ લખી રાખજો;’ ‘કહે છે કે પોલીસમાં ખૂબ માણસો આવી રહ્યા છે. ભલેને પોલીસ લાવે, લશ્કર લાવે, જમીનો ત્યાંની ત્યાં રહેવાની છે, અને ખેડૂતો પણ ત્યાં ને ત્યાં રહેવાના છે;’ ‘પોલીસ ને અમલદારને શા સારુ હેરાન કરો છો? તાલુકામાં એમને ઊભા રહેવાનું તો ઠેકાણું નથી. જે ઘડીએ વરસાદ પડ્યો તે ઘડીએ ખેડૂતના દીકરા સિવાય કોણ અહીં રહી શકવાનું છે?’ ‘વેચાણ છે જ ક્યાં? એ તો ખેડૂતો ઉપર વેર લેવા ને તેમને પાયમાલ કરવા બેચાર સ્વાર્થીઆ નાગાઓને ઊભા કરીને તેમને જમીન આપી છે. તો હું કહું છું કે ખેડૂતનો ચાસેચાસ પાછો નહિ અપાય ત્યાં સુધી લડત બંધ થવાની નથી.’

અને ખરે જ આખા તાલુકામાંથી માત્ર એક દારૂ ખરીદનાર પારસી મળ્યો, પણ બીજી કોઈ વસ્તુ ખરીદનાર કોઈ તાલુકાવાસી મળ્યો નહોતો. આજ સુધી સ્માર્ટસાહેબને આવવાની જરૂર ન જણાઈ, પણ હવે તો આ ખેડૂતો શું કરવા બેઠા છે એ જોઈ આવું એમ એમને પણ થયું, અને સ્પેશ્યલ પોલીસ સુપરિન્ટેન્ડન્ટની સાથે તેઓ તાલુકાના રંગરાગ જોવાને આવ્યા. સરકારે જ તેમને મોકલ્યા એમ કહેવું કદાચ વધારે વાજબી હશે.

જેમણે જમીનમાં ચાસ મૂક્યા હતા, પણ જેમને ખાલસાની નોટિસ મળ્યા છતાં જેમની જમીન ખાલસા જાહેર થઈ નહોતી તેમને માટે સરકારે નવો જ રસ્તો કાઢ્યો હતો. સરભોણના લોકોએ ખેડ શરૂ કરી દીધી હતી એટલે જપ્તીઅમલદારે જાહેર કર્યું: ‘સરભોણની કોટન સોસાઇટીના સભ્યોએ લેલાભાઈ પરાગજીના નવસારીના જીનમાં જે કપાસ વેચેલો તે ત્યાં જપ્ત

કરીને તેના વેચાણનાં રૂ. ૩,૨૬૬–૩–૧ તે સભ્યોના ખાતામાં બાકી મહેસૂલખાતે જમા કરવામાં આવ્યા છે, એટલે હવે તેમને પોતપોતાની જમીન ખેડવાની છૂટ છે.' ખાતેદારો તો આ નોટિસથી ચકિત જ થયા, કારણ તેમને તો જીનના માલિકને જે કપાસ પોતે વેચેલો તેનાં પૂરાં નાણાં મળી ચૂક્યાં હતાં. આ જ પ્રમાણે વાંકાનેર તથા બીજાં ગામોના કેટલાક ખેડૂતોને નોટિસો મળી કે તમારું મહેસૂલ ભરાઈ ગયું છે. પ્રકાર એવો બનેલો કે બારડોલીના એક જીનના માલિક શ્રી. નારણજી દુર્લભે આ ખેડૂતોનો કપાસ કોટન સુપરિન્ટેન્ડન્ટ મારફત સુરતના કોઈ બે વેપારીઓને વેચેલો. વેપારીઓ પાસેથી કોટન સુપરિન્ટેન્ડન્ટ મારફત નાણાં નારણજી દુર્લભને મળે અને તે ખેડૂતોને આપી દે. પણ સરકારે તો કોટન સુપરિન્ટેન્ડન્ટને ત્યાં રૂ. ૭૩,૦૦૦ની એ રકમને રોકી ખેડૂતોની બાકી ખાતે જમા કરી લીધી. ચોખ્ખી રીતે નાણાં ગેરકાયદે ઉચાપત કરવાનો આ ગુનો ગણાય. વળી એ કાર્યમાં રહેલું મનસ્વીપણું અને ભયંકર અન્યાય તો બાજુએ રહ્યાં, પણ કયા ખેડૂતનો કેટલો કપાસ જીનના માલિકને ત્યાં વેચાયો છે તેની પણ સરકારે ખાતરી કરવાની તસ્દી લીધી નહોતી.

બીજી તરફથી લડતના નિષ્પક્ષ સાક્ષીઓ રોજ ને રોજ નવી અને સ્વતંત્ર તપાસસમિતિ નીમવા માટે સરકારને દબાણ કરી રહ્યા હતા. વર્તમાનપત્રો પણ રોજરોજ બારડોલીનો વહીવટ જેમના હાથમાં હતો તે સ્થાનિક અમલદારોની દુષ્ટ રીતિઓ ઉઘાડી પાડી રહ્યાં હતાં, અને આખા હિંદુસ્તાનમાં લોકમતની અપૂર્વ જાગૃતિ થઈ રહી હતી.

જ્યાં જોઈએ ત્યાં પ્રચંડ સભાઓ, ઊભરાતો ઉત્સાહ. આપણે જોઈ ગયા છીએ કે મુંબઈના યુવાનોએ સત્યાગ્રહ ફંડ માટે રૂ. ૨૫,૦૦૦ એકઠા કર્યા હતા. આ ઉપરાંત સભાઓ અને સાહિત્યપ્રચાર મારફત લડતની બાબતમાં લોકોને જ્ઞાનપૂર્વક રસ લેતા કરવામાં તેઓ સારી મદદ કરી રહ્યા હતા. સુરત અને અમદાવાદના યુવકસંઘો પણ પાછળ નહોતા પડ્યા. અમદાવાદના યુવકસંઘે માંહોમાંહે જ ઉઘરાણું કરીને રૂ. ૧,૦૦૦ મોકલ્યા

હતા. ગામડાંમાં તમામ જ્ઞાતિના અને જાતિના લોકો હલમલી ઊઠયા હતા. બ્રાહ્મણવર્ગ જેમનું રૂઢિચુસ્તપણું સૌ જાણે છે અને જેઓ તમામ રાષ્ટ્રીય ચળવળો વિષે બેદરકાર હોય છે તેમણે પણ પોતાના પૂર્વગ્રહોનો ત્યાગ કરીને લડતમાં પોતાનો ફાળો આપ્યો. જેમણે રાજીનામાં આપ્યાં તેમાંના ઘણાખરા તલાટીઓ બ્રાહ્મણો હતા. બારડોલીની નજીક જ આવેલા જલાલપુર તાલુકાના બ્રાહ્મણોએ બારડોલી સત્યાગ્રહના વિજયને અર્થે મહારુદ્રયજ્ઞ આરંભ્યો, અને તેની પૂર્ણાહુતિને દિવસે તેમાં હાજર રહેવા શ્રી. વલ્લભભાઈને નોતર્યા. અસ્પૃશ્યતા વિષેના જેમના અભિપ્રાય જાણીતા હતા અને જેઓ બ્રાહ્મણોના ઉપર ઘણીવાર પ્રહારો કરી ચૂકેલા હતા એવા સરદારને આ મહારુદ્રમાં નોતરવા, અને મહારુદ્રને અંગે થયેલી બધી આવક ભૂદેવોએ તેમને દાન કરવી એમાં લોકજાગ્રતની પરાકાષ્ઠા દેખાતી હતી.

લોકોના ઉત્સાહનું પૂર સર્વત્ર વધ્યું જ જતું હતું. સૂરત જિલ્લા પરિષદનો સવિસ્તર ઉલ્લેખ આગલા પ્રકરણમાં થઈ ગયો છે. પછી ભરૂચમાં પરિષદ ભરાઈ, નડિયાદમાં ભરાઈ અને અમદાવાદમાં ભરાઈ. દરેક સ્થાને હજારો માણસોની હાજરી, હજારો રૂપિયાનાં ઉઘરાણાં. ભરૂચમાં શ્રી. નરીમાન પ્રમુખ અને નડિયાદ તથા અમદાવાદમાં શ્રી. ખાડીલકર અને કેલકર. આ ‘બહારના’ પ્રમુખો બહારના તાલુકામાં પણ બારડોલીના જેવી જ સ્થિતિની વાતો કરતા જણાતા હતા, અને સરદાર તો નિશ્ચિંત બની પોતાનાં ભાવી સ્વપ્નાં દરેક પરિષદમાં વધુ વધુ સ્પષ્ટતાથી પ્રગટ કરતા જતા હતા. નડિયાદમાં કહે: ‘મણ ઘઉં બી બને છે, જમીનમાં સડી ફાટી જાય છે અને તે ઉપર અઢળક પાક પાકે છે. બારડોલીને તેવું બિયાણું થવા હું કહી રહ્યો છું, ને તમારો પણ તેને અંગે ધર્મ ઊભો થશે ત્યારે તે જ બતાવીશ.’ ભરૂચમાં કહ્યું: ‘જો સરકારની દાનત જમીન પર હોય તો હું તેને ચેતવું છું કે આવતી મોસમે હું એક છેડેથી બીજે છેડે સળગાવીશ પણ એક પૈસો એમ ને એમ ન આપવા દઉં.’ અમદાવાદમાં કહ્યું: ‘તમને ગુમાન હશે કે આપણી પાસે રાવણ કરતાં વધારે સંપત્તિ છે.

પણ રાવણ બાર મહિના સુધી એક વાડીમાં પુરેલી અબળાને વશ નહોતો કરી શક્યો, અને એનું રાજ્ય રોળાઈ ગયું હતું. અહીં તો એંશી હજાર સત્યાગ્રહીઓ છે, તેમની ટેક છોડાવી શકનાર કોણ છે?' જ્યાં શ્રી. વલ્લભભાઈ જવાના હોય ત્યાં લોકો ઘેલા થઈ તેમને સાંભળવા જતા હતા શ્રીમતી શારદાબહેને તેમને વિષે બોલતાં કહેલું: 'તેમનો એકેએક બોલ અંતરના ઊંડાણમાંથી જ આવતો લાગે છે. વલ્લભભાઈ ઈશ્વરી પ્રેરણાથી બોલે છે. પરિસ્થિતિ તેમને વાચા આપે છે, અને સાંભળનારને ઉચ્ચ ભૂમિકામાં લઈ જાય છે.' આખા ગુજરાતમાં એમને વિષે એવી સ્થિતિ થઈ પડી હતી કે

सर्वे वांछन्ति तं जनाः
वेणुं मधुरनिध्वानं वने वनमृगा इव ।

વનમાં વનમૃગો મધુરી વેણુ તરફ આકર્ષાય તેમ સૌ તેમની વાંછના કરતું હતું. આવા માણસના પ્રતિક્ષણ વધતા જતા પ્રભાવે સરકારને બહાવરી બનાવી મૂકી.

લોકજાગૃતિના આ ચડતા પૂરની સાથે શ્રી. મુનશીએ નામદાર ગવર્નરને બારડોલીનો તાદૃશ ચિતાર આપનારો જે પત્ર લખ્યો તેની ખૂબ અસર પડી અને તેણે ઘણાઓને તેમની ઘોર નિદ્રામાંથી જગાડ્યા. આમ જાગનારમાં એક 'ટાઇમ્સ ઑફ ઇંડિયા' હતું. શ્રી. મુનશીએ પ્રકટ કરેલી હકીકત કડવી ઝેર જેવી હતી તેને કંઈક ભાવતી કરી શકાય તો તે કરવા માટે આ પત્રે પોતાના એક ખાસ ખબરપત્રીને બારડોલી મોકલ્યો. એ બારડોલીમાં એક દિવસ રહ્યો અને બધી હકીકતો મેળવી ગયો. તેને મળેલી હકીકતો શ્રી. મુનશીની હકીકતોને મોટે ભાગે ટેકો આપનારી હતી અને ઊલટી વધારે કડવી લાગે એવી હતી.

કોઈ પાપીને પુણ્ય ખૂંચે, સ્વચ્છંદીને સંયમ ખૂંચે, અવ્યવસ્થિતને વ્યવસ્થા ખૂંચે, સ્વાર્થીને ત્યાગ ખૂંચે, તેમ 'ટાઇમ્સ'ના આ ખબરપત્રીને પોતાની ટેકને માટે ખુવાર થવા બેઠેલા ખેડૂતોનો નિશ્ચય ખૂંચ્યો, પડ્યો બોલ ઉઠાવી લેનારા સ્વયંસેવકોની શિસ્ત અને તાલીમ ખૂંચી, પોતાના સરદારની આંખમાંનો પ્રેમ જોઈ ઘેલી

બનનારી વીરાંગનાની ભક્તિ ખૂંચી. તેણે તો એમ માન્યું હતું કે બારડોલીના અઢીસો સ્વયંસેવકો લોકોને પૈસે તાગડધિન્ના કરતા હશે, સ્વરાજ થાણાંમાં પડ્યા પડ્યા ઊંઘતા હશે, પણ તેની આંખ બારડોલીમાં આવીને ઊઘડી ગઈ. વલ્લભભાઈની ગેર-હાજરીમાં પણ આશ્રમમાં તો તેણે કામ, કામ ને કામ જ જોયું; સ્વયંસેવકો પણ રેંજીપેંજી નહિ પણ કઠણ જીવન ગાળનારા જોયા, ઘણા જૂના જોગીઓ જોયા, વિદ્યાપીઠના વિદ્યાર્થીઓ જોયા. આશ્રમમાં ગરીબને પૈસે મિષ્ટાન્ન ઊડતાં હશે એવી એણે આશા રાખેલી, પણ ત્યાં તો તેણે જાડીપાતળી રોટલી અને ભાતદાળ અને કેવળ રાત્રે જ શાક મળતાં જોયાં. ગાંધીજીનો દીકરો રામદાસ પણ આ રસોડે જલદી જલદી પોતાના કોળિયા ભરી બીજી છાવણીએ કામ પર જવાને તૈયારી કરતો જણાયો. દરરોજ મફત વહેંચાતી સત્યાગ્રહ પત્રિકાઓનું ખર્ચ થતું જોઈએ તેના કરતાં ઓછું થતું હશે એમ તેને લાગ્યું. આ બધું જોઈને એ બિચારો શું કરે ? એણે આંખો ચોળી. ગામડાંમાં સ્ત્રીઓની અકૃત્રિમ નિર્વ્યાજ ભક્તિ જોઈને, તેમનાં મધુર ગીતો સાંભળીને પણ એ આભો બન્યો. એ ગીતોમાંનો રાજદ્રોહ તેના કાનને ખૂંચ્યો, પણ તે બહેનોના અવાજમાં અને તેમનાં પ્રફુલ વદનો ઉપર તેણે જે વીરતા જોઈ એ વીરતા પણ વર્ણવ્યા વિના એને નહિ ચાલ્યું.

ત્રીજું દૃશ્ય લોકો કેટલું કષ્ટ સહન કરી રહ્યા છે તેનું જોયું. તેણે પોકારીને કહ્યું: "બેશક બારડોલીનાં ગામડાં ભયંકર તાવણીમાંથી પસાર થયાં છે." આખો દિવસ બંધ રહેતાં ઘરોમાં પોતાનાં ઢોરઢાંખર સાથે સ્ત્રીપુરુષો અઠવાડિયાંનાં અઠવાડિયાં સુધી શી રીતે ભરાઈ રહી શક્યાં હશે, મળમૂત્રના ત્રાસથી કેમ કોઈ રોગચાળો ફાટી નીકળ્યો નહિ હોય, એ વિષે તેણે તાજુબી બતાવી, ઢોરોની દુર્દશા, તેમનાં શરીર પર પડેલાં પાઠાં, તેમને થયેલા અનેક રોગો જોઈને તે થથરી ગયો. એનું રહસ્ય સમજવાની એનામાં શક્તિ નહોતી, એટલે તેણે જડતાથી ટીકા કરી કે વલ્લભભાઈએ આ ઢોરો ઉપર અત્યાચાર કર્યો.

આ બધું તો તેણે પોતાની મતિ અને પોતાના જાતિકુલનું પ્રમાણ આપતી ભાષામાં વર્ણવ્યું, પણ તેનાં સત્ય, અસત્ય અને કલ્પનાઓના ગોળાઓથી ભરેલા ત્રણ રિપોર્ટોમાંથી કેટલીક સાચી હકીકત તો સહેજે તરી આવી, અને તે વાંચીને બારડોલી વિષે જાણી જોઈને આંખ બંધ કરીને બેઠેલો સરકારી વર્ગ કાન ફફડાવી બેઠો થયો. આ હકીકત આ હતી :

વલ્લભભાઈ પટેલે તાલુકાના મહેસૂલી તંત્રના સાંધેસાંધા ઢીલા કરી નાંખ્યા છે; ૮૦ પટેલો અને ૧૯ તલાટીઓએ રાજીનામાં આપ્યાં છે, અને હવે જે રજાખજ્યા રાજીનામાં આપ્યા વિના બેઠા છે તે વફાદાર છે એમ માનવાનું કારણ નથી; વલ્લભભાઈએ લોકોને એવા તો બહેકાવી મૂક્યા છે કે કોઈ માનતું જ નથી કે મહેસૂલવધારો સરકાર કદી લઈ શકે; આ ઉપરાંત તાલુકાનું આશ્ચર્યકારક સંગઠન, સ્ત્રીઓની અજબ વીરભક્તિ, સ્વયંસેવકો, છાવણીઓ, લોકોની અપાર વિટંબણા — એ વિષે તો હું ઉપર જણાવી ગયો તે પ્રમાણે.

આ લેખો સરકારને ધમકીરૂપ અને ચેતવણીરૂપ હતા, કદાચ સરકારને દેખાડીને લખાયેલા પણ હોય, એટલા માટે કે એવા બિહામણા ચિત્રના તાર રૉઈટર વિલાયત મોકલે, અને પછી અહીં જલિયાંવાલા બાગ થાય તો બ્રિટિશ પ્રજાની આગળ સરકાર બચાવનો ઢોંગ તો કરી શકે કે બારડોલીમાં મોટો બળવો ફાટી નીકળ્યો હતો. 'ટાઇમ્સ'ના ખબરપત્રીના પોતાના લેખનાં મથાળાં આ હતાં : 'બારડોલીના ખેડૂતોનો બળવો,' 'બારડોલીમાં બોલ્શેવિઝમ' વગેરે; અને સરકારને ચેતવણી હતી : 'વલ્લભભાઈને બારડોલીમાં સોવિયેટ રાજ્ય સ્થાપવું છે, અને એ લેનિનનો ભાગ ભજવી રહ્યો છે, અને જ્યાં સુધી એ માણસનો પ્રભાવ ચાલુ રહેશે ત્યાં સુધી બારડોલીમાં શાંતિ થવી અશક્ય છે.' આનો ધ્વનિ તો બેવકૂફ પણ સમજી શકે એવો હતો.

બ્રિટિશ સિંહને તેની નિદ્રામાંથી જગાડવાનું ધારેલું પરિણામ એ લેખોનું આવ્યું. આમની સભામાં બારડોલીના સત્યાગ્રહની લૉર્ડ વિન્ટર્ટને સમીક્ષા કરી અને તેમાં જણાવ્યું કે શ્રી. વલ્લભભાઈને

પોતાની લડતમાં થોડી સફળતા મળી છે ખરી, પરંતુ હવે જે ખેડૂતો મહેસૂલ નથી ભરતા તેમના ઉપર કાયદેસર પગલાં લેવાવા માંડ્યાં છે. સર માઇકલ ઓડવાયર જેવા માણસો તો ધૂંઆફૂંઆ થઈને કાયદો પૂરા જોસથી અમલમાં મુકાવો જોઈએ એવી બૂમો પાડવા લાગ્યા.

વ્હાઇટહોલ, સિમલા અને મુંબઈ વચ્ચે કેવા તારવ્યવહાર ચાલ્યા હશે, વ્હાઇટહોલથી થયેલા દબાણને લીધે કેવા લશ્કરી વ્યૂહ રચાયા હશે એ બધા વિષે તો શું કહી શકાય? એ તો કોઈ ભવિષ્યના ઇતિહાસકારને પ્રસ્તુત સમયનાં સરકારી દફ્તર તપાસવાનાં મળી આવશે તો બારડોલીમાં સરકારની કસોટીને પ્રસંગે તેણે કેવા છૂપા ભેદ રચ્યા હતા તે ઉપર અજવાળું પડશે. પરંતુ તેમની બાહ્ય હિલચાલો ઉપરથી તેમનાં દિલમાં જે ભડક પેસી ગઈ હતી તેની ઠીક કલ્પના આવી શકતી હતી. તાલુકામાં સશસ્ત્ર પોલીસ સારી સંખ્યામાં એકઠા કરવામાં આવ્યા હતા, અને જોકે નવા નિમાયેલા પોલીસ સુપરિન્ટેન્ડન્ટને તો પાછો બોલાવી લેવામાં આવ્યો હતો — આવી રીતે ભડકી જઈને પગલાં લેવાની તેણે ના પાડી હતી તેથી — છતાં આ બધા ઉપરથી સરકારના ઇરાદા વિષે કશી શંકા રહેતી નથી.

આમ વિવિધ બળો દરેક દિશાએથી પોતાની અસર પાડી રહ્યાં હતાં તેને પરિણામે, રેવન્યુ મેમ્બર મિ. રૂ જાતે તપાસ કરવા અમદાવાદ ગયા હતા તેમના ત્યાંથી પાછા આવ્યા પછી સરકારી મંત્રીઓની એક 'યુદ્ધપરિષદ' થઈ તેને પરિણામે ૧૩ મી જુલાઈએ ના. ગવર્નર ના. વાઇસરૉયને મળવા સિમલા ગયા. લોકોના સેવક રહેવાને બદલે લોકોના સ્વામી થઈ પડેલા અમલદારોથી ગવર્નરસાહેબ બહુ વખત સુધી દોરવાયા હતા. પોતાની કારકિર્દી તેમણે એવી રીતે શરૂ કરી નહોતી. જ્યારે સર લેસ્લી ગવર્નરના પદ ઉપર આવ્યા ત્યારે બોરસદનો સત્યાગ્રહ ખૂબ જોસમાં ચાલી રહ્યો હતો, તે વખતે તેમણે જરા પણ વિલંબ કર્યા વિના હોમ મેમ્બર સર મોરીસ હેવર્ડને એકદમ બોરસદ મોકલ્યા હતા, અને ત્યાંની પરિસ્થિતિ ઉપર તેમનું નિવેદન માગ્યું હતું. આ

મુલાકાતને પરિણામે તુરત જ ત્યાં રા[illegible] હેડિયાવેરા રદ થઈ લોકોને ન્યાય મળ્યો હતો. પણ બારડોલી વખતે સર લેસ્લી બદલાઈ ગયા હતા. પાંચપાંચ વરસ પ્રપંચી અને અષ્ટાવધાની સિવિલિયનોના સમાગમથી તેમની બધી સ્વતંત્રતા અને સૂઝ ઊડી ગઈ હતી.

આ આખી લડત દરમ્યાન સરકારનો જેટલો પત્રવ્યવહાર બહાર પડયો તેમાં ગવર્નરસાહેબ પોતાના હાથ નીચેના સિવિલિયન અમલદારોના નચાવ્યા કેમ નાચ્યા છે, એ જ પ્રગટ થાય છે. તેમના સિમલાપ્રયાણની પત્રિકા પણ આમાંના જ કોઈ માણસે ઘડેલી હોવી જોઈએ. એ પત્રિકામાં કેવળ ગવર્નર સિમલા જાય છે, વળતાં સૂરત ઊતરશે અને જેને મળવું હોય તેને મળશે, એટલું જ લખ્યું હોત તો કશા માનાપમાનનો સવાલ નહોતો, કેવળ હકીકત પ્રગટ થાત. પણ મનનું પાપ ઢાંકયું રહેતું નથી. એ જવામાં જ રખેને પ્રજા ‘નમી ગયા’ એમ કહે તો તેનો કાંઈક જવાબ પણ અગાઉથી આપી દેવો જોઈએ, એ કારણે ગવર્નરસાહેબને વિષે લખવામાં આવ્યું: ‘ગવર્નરસાહેબની સ્પષ્ટ ફરજ કાયદાનું સર્વોપરિપણું કાયમ રાખવાની છે, પણ શહેનશાહના પ્રતિનિધિ તરીકે તેમની ફરજ એ જોવાની પણ છે કે ઘણા લોકો ઉપર ભારે સંકટ અને ત્રાસ ન પડે.’ આ બધી વાણી પેલું પ્રતિષ્ઠાનું ભૂત ઉચ્ચરાવતું હતું. જે પ્રતિષ્ઠાનું ભૂત આપણે સરકારના ઉપર લડતના અંત સુધી, સમાધાની દરમ્યાન અને સમાધાની પછી પણ, સવાર થયેલું જોશું.

## ૨૯

# વિકરાળ કાળિકા

“ઢોર, મિલકત, જમીન બધું જશે, કાયદા ઊંચા મુકાશે. સરકાર વિકરાળ કાળિકાની પેઠે ઘૂમશે, એની આંખમાંથી ખૂન ઝરશે, એ બધું જીરવવાની શક્તિ હોય તો હિસાબ કરી કાઢીને આવજો.”

નામદાર ગવર્નર તા. ૧૬મીએ સિમલાથી ઊપડયા અને જુલાઈની તા. ૧૮મીએ સવારના સુરત પહોંચ્યા. સુરતના કલેકટરે બહાર પાડયું હતું કે બારડોલીના ખેડૂતો તરફથી લેખી અરજીઓ મળશે તો તેમના બાર પ્રતિનિધિઓને નામદાર ગવર્નરની મુલાકાતની પરવાનગી આપવામાં આવશે. પરંતુ ૧૮મી સુધી એકે અરજી તેમને મળી હોય એમ જણાતું નથી. ગવર્નરસાહેબ જ્યારે ના. વાઇસરૉય સાથે સિમલામાં મસલત ચલાવી રહ્યા હતા ત્યારે શ્રી. વલ્લભભાઈ પટેલ અમદાવાદની જિલ્લા પરિષદમાં મોટી મેદની સમક્ષ ભાષણ આપી રહ્યા હતા, અને રાવણ જેવા બળિયા સીતા જેવી સતીને સતાવતાં રોળાઈ ગયા હતા એમ સરકારને યાદ દેવડાવતા હતા. આ પરિષદના મંડપમાં જ શ્રી. વલ્લભભાઈને કમિશનર તરફથી આમંત્રણ મળ્યું કે બારડોલી સત્યાગ્રહીઓના બાર પ્રતિનિધિઓ સાથે તેઓ સુરત મુકામે ગવર્નરસાહેબને મળે. શ્રી. વલ્લભભાઈએ તો ના. ગવર્નરના આમંત્રણને માન આપવાની પોતાની તૈયારી અને સમાધાન કરવાની પોતાની ઇચ્છા ઘણીયે વખત પ્રદર્શિત કરી જ હતી. એટલે તેમણે આ આમંત્રણ તુરત સ્વીકાર્યું અને તા. ૧૮ મીની સવારે તેઓ ના. ગવર્નરને મળ્યા. તેમની સાથે શ્રી. અબ્બાસ તૈયબજી, સૌ. શારદાબહેન મહેતા, સૌ. ભક્તિલક્ષ્મી દેસાઈ, કુમારી મીઠુબહેન પીટિટ અને શ્રી. કલ્યાણજી મહેતા એટલાં લોકોનાં પ્રતિનિધિઓ તરીકે ડેપ્યુટેશનમાં હતાં.

સવારની મસલત લગભગ ત્રણ કલાક ચાલી અને વાતચીત બહુ મીઠાશથી થઈ. ત્યારપછી ના. ગવર્નરને શ્રી. વલ્લભભાઈ સાથે ખાનગી વાતચીત થઈ તેમાં ના. વાઈસરોય પણ આ દુઃખદ પરિસ્થિતિનો સત્વર અંત આણવા આતુર છે એમ તેમણે જણાવ્યું. જે મુદ્દાઓ ગૌણ ગણાતા હતા, દાખલા તરીકે જમીનો પાછી સોંપી દેવી, કેદીઓને છોડી દેવા વગેરે, તેના ઉપર કશો મતભેદ નહોતો. પણ વધારેલું મહેસૂલ પ્રથમ ભરી દેવાના મુખ્ય મુદ્દા ઉપર જ બધું અટકેલું લાગ્યું. રાવ બહાદુર ભીમભાઈ નાયકને ના. ગવર્નર સાથે બપોરે વાતચીત થઈ તેમાં એવું માલુમ પડયું કે ગૌણ મુદ્દાઓની બાબતમાં પણ મુશ્કેલી હતી. દાખલા તરીકે સરકારને પ્રતિષ્ઠાનું ભૂત વળગાડનારાઓએ ગવર્નરસાહેબને સમજાવ્યું લાગતું હતું કે ખાલસા જાહેર કરેલી જમીન ભલે પાછી અપાય પણ વેચેલી જમીન તો પાછી ન જ અપાય. એટલે જો કાંઈ ગેરસમજ થઈ હોય તો તે ટાળવા માટે શ્રી. વલ્લભભાઈને ફરી બોલાવવા તેમણે ગવર્નરને સૂચના કરી. શ્રી. વલ્લભભાઈ ના. ગવર્નરને ફરી મળ્યા અને છેક રાત પડી ત્યાં સુધી વાતો થઈ, પરંતુ ના. ગવર્નર વધારેલું મહેસૂલ ખેડૂતો પ્રથમ ભરી દે અથવા સત્યાગ્રહીઓ તરફથી કોઈ ત્રાહિત માણસ વધારા જેટલી રકમ અનામત તરીકે મૂકે એ બાબતમાં બહુ જ મક્કમ જણાયા. બીજા મુદ્દાઓ ઉપર પણ મુશ્કેલી હોય એમ જણાયું, અને સમાધાન શક્ય ન લાગ્યું એટલે શ્રી. વલ્લભભાઈએ ના. ગવર્નરની રજા લીધી અને વિનંતિ કરી કે સરકારને જે શરતો કબૂલ હોય તે લખી મોકલે એટલે પોતાના સાથીઓ સાથે મસલત કરીને તેનો જવાબ તેઓ લખી મોકલશે. આવા સમાધાનની આવશ્યક શરતો સરકારે નીચે પ્રમાણે જણાવી:

૧. આખું મહેસૂલ એકદમ ભરી દેવામાં આવે, અથવા જૂના અને નવા મહેસૂલના તફાવતની રકમ ખેડૂતોના તરફથી કોઈ પણ વ્યક્તિ સરકારી તીજોરીમાં અનામત મૂકે.

૨. જમીનમહેસૂલ નહિ ભરવાની ચળવળ એકદમ બંધ કરવામાં આવે.

જો આ બે શરતો સ્વીકારવામાં આવે તો આંકડાની ગણતરીમાં અમલદારોએ ભૂલ કરેલી હોવાના જે આક્ષેપો છે તે સંબંધમાં ખાસ તપાસ કરવાનાં પગલાં લેવા સરકાર તૈયાર રહેશે. એ તપાસ આ કેસ સાથે બિલકુલ સંબંધ નહિ ધરાવતા એવા કોઈ રેવન્યુ અમલદાર મારફત થાય અથવા તો રેવન્યુ અમલદાર સાથે એક ન્યાયખાતાનો અમલદાર પણ હોય અને હકીકત કે આંકડા સંબંધી કાંઈ મતભેદ પડે તો ન્યાયખાતાના અમલદારનો નિર્ણય આખરનો ગણાય.

આ ‘શરતો’થી કોણ છેતરાય? ગાંધીજીએ તો કહ્યું, ‘સરકારી હૃદય જ પિગળ્યું નથી તો પરિવર્તનની વાત જ ક્યાં કરવી? એ હૃદય તો પથ્થરથીયે કઠણ બની ગયું છે.’ શરતોમાં વિપરીત બુદ્ધિ સિવાય કશું જોવામાં આવતું નહોતું, પ્રતિષ્ઠાના ભૂતથી સરકાર હજી પછડાઈ રહેલી દેખાતી હતી. નહિ તો તો ‘આંકડાની ગણત્રીની તપાસ’ની ઘેલી વાત કરે? અને વધારાના પૈસા અનામત મૂકવાની જે માંગણીને દેશમાં વિનીત પક્ષના પણ એકે નેતાએ ટેકો નહોતો આપ્યો, અરે ‘પાયોનિયર’ અને ‘સ્ટેટ્સમેન’ જેવાં અંગ્રેજી છાપાંઓએ પણ ટેકો નહોતો આપ્યો તે માગણીને સરકાર વળગી રહી તેમાં ગાંધીજીના શબ્દોમાં કહીએ તો સરકારની કુબુદ્ધિ અને અલ્પતા તરી આવતી હતી.

સમાધાનીના પ્રયત્નના એ પાખંડને બીજા કોઈ પણ માણસે ધુતકારી કાઢ્યું હોત, અને શાંત થઈને પોતાને કામે વળગી ગયો હોત. પણ શ્રી. વલ્લભભાઈને તો સંધિનો એકે માર્ગ જતો નહોતો કરવો. તેમણે એક કાગળ લખી સરકારને બીજી સંધિ આપી, જે કાગળની સભ્યતા અને નરમાશ સરકારને ધડો આપે એવાં હતાં. તેમણે જણાવ્યું: “તપાસ નિમાય અને તેનું પરિણામ આવે તે અગાઉ જ વધારાનું મહેસૂલ ભરી દેવાની વાત કરવી એમાં પ્રજાનો અવિશ્વાસ અને આગેવાનોની સચ્ચાઈ વિષે શંકા દીસી આવે છે. જો લોકો લબાડ હશે તો તેમની વલે કરવા અને તેમનો આગેવાન ખોટો માણસ હશે તો તેને પૂરતી સજા કરવા સરકારની પાસે જોઈએ તેટલી સામગ્રી છે. વધારો ભરી દેવાનો

આગ્રહ કરવાની ફરજ કાયદો સરકારને ક્યાં પાડે છે તે હું તો જોઈ શકતો જ નથી.” તેમણે એમ પણ જણાવ્યું: “જમીન-મહેસૂલના કાયદાના તદ્દન એકતરફી અને જરીપુરાણા સ્વરૂપને લગતો વિશાળ અને વધુ મહત્ત્વનો પ્રશ્ન લોકો છેડી શકતા હતા, અને જો તેમણે તેમ કરવા ઇચ્છ્યું હોત તો તેમ કરવાનો તેમને સંપૂર્ણ હક હતો, પણ તેમણે તે પ્રશ્નને છેડચો જ નથી. મને તો માત્ર કાયદાની મર્યાદાની અંદર ન્યાય મેળવવામાં તેમને મદદ કરવાનું કામ તેમણે સોંપ્યું છે.” જો તપાસસમિતિ નીમવાનું કબૂલ કરવામાં આવે તો તેમાં આટલી વસ્તુઓ થવી જ જોઈએ એમ શ્રી. વલ્લભભાઈએ જણાવ્યું:

૧. સત્યાગ્રહી કેદીઓ છૂટવા જોઈએ.

૨. ખાલસા જમીન (પછી તે વેચાઈ ગઈ હોય કે માત્ર સરકારમાં દાખલ થઈ હોય) બધી તેના ખરા માલિકોને પાછી મળવી જોઈએ.

૩. ભેંસો, દારૂ, વગેરે જે જંગમ મિલકત લોકોની ફરિયાદ પ્રમાણે હસવા જેવી કિંમતે વેચી નાંખવામાં આવી હોય તેની બજારકિંમત તેના માલિકોને મળવી જોઈએ.

૪. બરતરફી તેમજ બીજી જે કાંઈ સજા આ લડતને અંગે કરવામાં આવી હોય તે પાછી ખેંચી લેવાવી જોઈએ.

તપાસની બાબતમાં પણ કશી ગેરસમજ ન રહે એ ખાતર શ્રી. વલ્લભભાઈએ સ્પષ્ટ કર્યું કે સરકારી અમલદારોની તપાસ-સમિતિથી પણ પોતાને સંતોષ થશે, માત્ર એ તપાસ ખુલ્લી, નિષ્પક્ષ અને ન્યાયની અદાલતમાં થાય છે એવા સ્વરૂપની હોવી જોઈએ, અને એ તપાસસમિતિ આગળ લોકોને પોતાની ઇચ્છા હોય તો વકીલ મારફત પોતાનો કેસ રજૂ કરવાની છૂટ હોવી જોઈએ. આમ કહીને શ્રી. વલ્લભભાઈએ સરકારને નિશ્ચિંત પણ કરી, અને સરકારને કશું કહેવાનો માર્ગ ન રાખ્યો.

વળી, સરકારને સતાવવાની અથવા હલકી પાડવાની પોતાની જરા પણ ઇચ્છા નથી એ વસ્તુ તથા સરકારને અને પ્રજાને બન્નેને માટે આબરૂભર્યું સમાધાન લાવવાનો એકેએક માર્ગ ગ્રહણ

કરવા પોતે તૈયાર છે એ વસ્તુ શ્રી. વલ્લભભાઈએ વળી પાછી એ કાગળમાં સ્પષ્ટ કરી.

સૂરતની મસલતના પછી પણ દરેકે દરેક પક્ષનો લોકમત તેમજ લગભગ આખા હિંદુસ્તાનનાં હિંદી તેમ જ ઍંગ્લો–ઇંડિયન વર્તમાનપત્રો સત્યાગ્રહીઓના પક્ષમાં હતાં તેમ જ રહ્યાં. આખી લડત દરમ્યાન ‘ટાઇમ્સ ઑફ ઇંડિયા’ સિવાયનાં બધાં જ મુંબઈનાં વર્તમાનપત્રો સત્યાગ્રહીઓની તરફેણમાં હતાં. ‘લીડરે’ સરકારની શરતોને ‘બારડોલીના ખેડૂતોને નામોશીથી નમી જવાની માગણી’ તરીકે વર્ણવી; ‘ન્યુ ઇંડિયા’એ સૂચવ્યું, કે બર્કનહેડ જો પોતાની હઠ પકડી રાખે અને પોતાની આડાઈ ચાલુ રાખે તો તેને ઠેકાણે લાવવા પાર્લમેંટમાં ચળવળ કરવી; ‘હિંદુ’ પત્રે લખ્યું કે ના. ગવર્નરે સમાધાન કરવાની બહુ ઉત્તમ તક ફેંકી દીધી, અને ‘પાયોનિયરે’ તો ‘સરકારની શરતોને ઘોડા આગળ ગાડી મૂકવા’ ઊંધી જેવી કહી.

પણ એકે અવાજે પ્રગટ થયેલા આ લોકમતથી જરાય અસ્વસ્થ થયા વિના સર લેસ્લી કાયદા અને બંધારણોનો વાવટો ઊંચો રાખવાના પોતાના કાર્યમાં મંડ્યા રહ્યા. નામનાના ભૂતને વળગતાં તેમના હાથમાં નામોશી રહી જતી હતી તે વાતનું તેમને ભાન કરાવનાર કોઈ રહ્યું નહોતું. તેમને ચઢાવનારાઓનો તોટો નહોતો. ૨૩મી જુલાઈએ ધારાસભા ખુલ્લી મૂકતાં તેઓએ ‘જ્વાળામુખીના ઉકળતા રસ જેવું ધગધગતું’ ભાષણ કર્યું, તેમાં એ તારીખથી ૧૪ દિવસની અંદર, સૂરત જિલ્લાના પ્રતિનિધિઓ સરકારે આપેલી શરતો નહિ સ્વીકારે તો પરિણામો બહુ ભયંકર આવશે એવી ધમકી આપી. મુદ્દાને વધુ સ્પષ્ટ કરવા જતાં તેમણે મુદ્દો ગૂંચવ્યો. તેમણે કહ્યું કે બારડોલીમાં થએલી નવી આકારણીના ન્યાયીપણા કે અન્યાયીપણાનો મુદ્દો હોવાને બદલે, જો મુદ્દો એ હશે કે ‘શહેનશાહના સામ્રાજ્યના અમુક ભાગમાં શહેનશાહનો હુકમ ચાલે કે નહિ,’ તો ‘સરકાર પાસે જેટલું બળ છે તે બળથી’ એ મુદ્દાને પહોંચી વળવા સરકાર તૈયાર છે. પરંતુ ‘જો એટલો જ પ્રશ્ન તપાસવાનો હોય કે નવી આકારણી ન્યાયી છે કે

અન્યાયી તો સરકાર તરફથી બહાર પડેલી યાદીમાં જણાવ્યા પ્રમાણે આખા કેસની સંપૂર્ણ, ખુલ્લી અને સ્વતંત્ર તપાસ કરવા સરકાર તૈયાર છે'—'પણ સરકારનું માગતું આખું મહેસૂલ ભરાઈ જવું જોઈએ અને ઉપાડેલી લડત પૂરેપૂરી બંધ થઈ જવી જોઈએ, ત્યારપછી જ એ બને.' આ પ્રમાણે પોતાની શરતો પ્રગટ કરીને ધારાસભાના જે સભ્યો બારડોલીના લોકોના પ્રતિનિધિઓ હતા તેમને તેઓ સાહેબે આ પ્રમાણે ડરામણું દેખાડયું:

"પરંતુ એટલું સ્પષ્ટ કરવાની મારી ફરજ છે કે જો આ શરતોનો સ્વીકાર નહિ થાય અને તેને પરિણામે સમાધાની નહિ થાય તો કાયદાનો સંપૂર્ણ અમલ કરવા માટે પોતાને જે ઇષ્ટ અને આવશ્યક જણાશે તે પગલાં સરકાર લેશે, અને સરકારની કાયદેસરની સત્તાનું સર્વ રીતે પાલન થયેલું જોવા માટે પોતાના તમામ બળનો તે ઉપયોગ કરશે."

ત્યારપછી સવિનય ભંગના ગેરકાયદેપણા વિષે થોડાંક સર્વવિદિત વચનો તેઓએ ઉચ્ચાર્યાં, અને રખેને પોતાની ધમકીનો અનર્થ થાય અને તેને સમાધાનીના આધારરૂપ ગણી લેવામાં આવે એટલા ખાતર તેમણે પાછું સાફ જણાવ્યું:

"સરકારના ચોક્કસ અને છેવટના નિર્ણય તરીકે આ વસ્તુઓ મૂકવામાં આવી છે. સરકારે ચોક્કસ શરતો આપી છે અને કોઈપણ જાતની ફરી તપાસનું વચન આપવામાં આવે તે પહેલાં એ શરતોનું પાલન થવું જ જોઈએ. એ શરતોમાં કશો ફેરફાર થઈ શકે એમ નથી."

ગવર્નરસાહેબ જાણતા હતા કે સત્યાગ્રહીઓ તો બધી ધમકીને ઘોળીને પી ગયા હતા, સરકારનો ક્રોધ કરવાનો ઇજારો છે એમ કહીને સરકારના કોપને પણ તેઓ હસી કાઢતા હતા, એટલે તેમણે આ ડરામણી ધારાસભાના સૂરતના સભ્યોને ઉદ્દેશીને પોકારી:

"આ વસ્તુ સાથે સંબંધ ધરાવતા હોય તે સભ્યોને હું કહું છું કે તેમણે આજથી ચૌદ દિવસની અંદર રેવન્યુ મેમ્બરને પોતાનો જવાબ આપી દેવો કે તેઓ પોતાના મતદારોના તરફથી ઉપર કહેલી શરતોનું પાલન કરવાને તૈયાર છે કે નહિ, કારણ તપાસ જાહેર થાય તે પહેલાં આ શરતોનું પાલન થવું જ જોઈશે."

સવિનય ભંગના પ્રશ્ન ઉપર બોલતાં નામદાર ગવર્નરને પોતાના ભૂતકાળનું વિસ્મરણ થયું. પાંચ વરસ પહેલાં બોરસદના સત્યાગ્રહ વખતે તેમણે પોતાના હોમ મેમ્બરને એ કાયદાવિરુદ્ધની ચળવળ ઉખેડી નાંખવાનો હુકમ નહોતો આપ્યો, પણ ત્યાંની પરિસ્થિતિ તપાસવા જણાવ્યું હતું. અને એ હોમ મેમ્બરની તપાસને પરિણામે જ તેમણે કબૂલ કર્યું હતું: "વાર્ષિક રૂ. ૨,૪૦,૦૦૦નો વિશેષ ધારો લોકો ઉપર નાંખવામાં આવ્યો હતો તે રદ કરવાનો કેસ સાબિત થાય છે." પોતાના આ શોભાભર્યા કાર્યથી જે રાજનીતિકુશળતા પોતે દર્શાવી હતી તે તેઓ સાહેબ આ વખતે ભૂલી ગયા. પણ એ સંભવિત છે કે પાંચ વર્ષ પૂર્વે પોતે પરિસ્થિતિના સ્વામી હતા, જ્યારે વર્તમાન બારીક પ્રસંગે પોતાના વ્હાઇટહૉલના માલિકોના બોલાવ્યા તેઓ બોલતા હોય, કારણ તે જ દિવસે આમની સભામાં ઉચ્ચારેલું લૉર્ડ વિન્ટર્ટનનું ભાષણ રૉઇટરના તારસમાચારથી પ્રસિદ્ધ થયું તેમાં સર લેસ્લીના ભાષણને પ્રેરનારો કોણ હતો તે ઉઘાડું પડતું હતું:

"મુંબઈની ધારાસભામાં આજે બારડોલીના સંબંધમાં જે શરતો સર લેસ્લી વિલ્સને રજૂ કરી છે તેનું પાલન નહિ થાય તો કાયદો અમલમાં મૂકવા માટે અને ત્યાંની ચળવળને ચગદી નાંખવા માટે મુંબઈ સરકારને હિંદની સરકારનો પૂરેપૂરો ટેકો છે. કારણ એ શરતો ન સ્વીકારાય તો એ ચળવળનો એટલો જ અર્થ થાય કે તે સરકારને દબાવવા માટે ચલાવવામાં આવી છે, નહિ કે લોકોના વાજબી દુઃખની દાદ મેળવવા માટે."

આ ધગધગતા અંગારમાં અહિંસક ચળવળની સફળતાથી અંગ્રેજ લોકોના દિલમાં કેટલો ક્રોધ વ્યાપ્યો હતો તેનું માપ દેખાતું હતું. શ્રી. વલ્લભભાઈને તો પોતાની જાતને અભિનંદન આપવા માટે પૂરતું કારણ હતું કે જે ૮૦,૦૦૦ માણસોનું નેતૃત્વ પોતે સ્વીકાર્યું હતું તેમના તરફથી એક પણ હિંસાનું કૃત્ય થયા વિના સરકારને પોતાનું ખરું સ્વરૂપ પ્રગટ કરી દેવાની તેમણે ફરજ પાડી. ધમકીથી ભરેલાં આ ભાષણોના જવાબમાં તેમના જેટલું જ અંગાર વર્ષતું આહ્વાન તેઓ બહાર પાડી શકતા હતા, અને સરકારને જે ફાવે તે કરી નાંખવા અને મકદૂર હોય તો આ

અળવળને ચગદી નાંખવા પડકાર કરી શકતા હતા. પણ પોતાની શક્તિનું જેટલું તેમને જ્ઞાન હતું તેટલી જ તેમનામાં નમ્રતા હતી એટલે તેમણે તો છાપાંજોગી એક ટૂંકી યાદી જ બહાર પાડી. તેમાં પોતાની માગણી ફરી સ્પષ્ટ કરીને તેમણે સંતોષ માન્યો, અને લોકોને ચેતવણી આપી કે પોકળ શબ્દોથી કોઈએ દોરવાઈ ન જવું, અથવા ભાષણમાંની ધમકીઓથી અસ્વસ્થ ન થવું. યાદીમાં તેમણે જણાવ્યું :

“ મારે કબૂલ કરવું જોઈએ કે નામદાર ગવર્નરના ધમકીભરેલા આવા ભાષણની મેં અપેક્ષા નહોતી રાખી. પણ એ ધમકીઓને બાજુએ રાખીને એ ભાષણમાં જાણ્યે કે અજાણ્યે જે ગોટાળો ઉત્પન્ન કરવાનો ઇરાદો જણાય છે તે હું દૂર કરવા માગું છું. ગવર્નરસાહેબના કહેવાનો સાર એ છે કે જો લડતનો હેતુ સવિનય ભંગ હોય તો સરકાર પાસે જેટલું બળ છે તેટલા બળથી પોતે તેનો મુકાબલો કરવા ઇચ્છે છે. પરંતુ જો ‘ પ્રશ્ન માત્ર નવી આકારણીના ન્યાયીપણા કે અન્યાયીપણાનો હોય તો ’ ‘ પૂરું મહેસૂલ સરકારને ભરી દેવામાં આવે અને ચાલુ લડત બંધ થાય ત્યારપછી આખા કેસની તેઓ પોતાના જાહેરનામામાં જેની રૂપરેખા આપી છે એવી સંપૂર્ણ, ખુલ્લી અને સ્વતંત્ર તપાસ કરાવવા તૈયાર છે. ’ હું એ દર્શાવવા ઇચ્છું છું કે લડતનો હેતુ સવિનય ભંગ કરવાનો નહોતો અને નથી જ. હું જાણું છું કે સવિનય ભંગના કાયદેસરપણા વિષે તથા ડહાપણ વિષે બધા પક્ષનો એક અભિપ્રાય નથી. એ બાબત મારો પોતાનો અભિપ્રાય દૃઢ છે. પરંતુ બારડોલીના લોકો સવિનય ભંગ કરવાનો હક સ્થાપિત કરવાની લડત લડતા નથી. તેઓ તો સવિનય ભંગની રીતે — અથવા તેઓએ સ્વીકારેલી રીતને જે નામ આપવામાં આવે તે રીતે — પોતા ઉપર થયેલો મહેસૂલનો વધારો સરકાર પાસે રદ કરાવવા, અથવા થયેલો વધારો ખોટી રીતે થયેલો સરકારને ન લાગતો હોય તો સત્ય શોધી કાઢવા માટે નિષ્પક્ષ અને સ્વતંત્ર તપાસ કરાવવા માટે લડે છે. એટલે પ્રશ્ન તો કેવળ નવી આકારણીના ન્યાયીપણાનો કે અન્યાયીપણાનો જ છે. અને સરકાર જો એ ‘ પ્રશ્નની સંપૂર્ણ, ખુલ્લી અને સ્વતંત્ર તપાસ ’ કરવા માગતી હોય તો તેઓ પોતે જ જે વસ્તુ સ્વીકારે છે તેનું તેમાંથી સ્પષ્ટ રીતે ફલિત થતું પરિણામ તેઓએ સ્વીકારવું જ જોઈએ. એટલે કે જે વધારા માટે તકરાર છે તે ભરાવી દેવાનો આગ્રહ ન રાખવો જોઈએ અને લડત શરૂ થઈ તે પહેલાં જે સ્થિતિ હતી તે સ્થિતિમાં લોકોને મૂકવા જોઈએ. વળી ‘ સંપૂર્ણ,

ખુલ્લી અને સ્વતંત્ર તપાસ' ને 'પ્રગટ થયેલા જાહેરનામામાં જેની રૂપરેખા આપી છે' એવું વિશેષણવાક્ય લગાડવામાં આવે છે તે સંબંધમાં લોકોને હું ચેતવું છું. એ વાક્ય બહુ ભયંકર છે, કારણ સૂરતની ચર્ચામાં 'સંપૂર્ણ, ખુલ્લી અને સ્વતંત્ર તપાસ'નું વચન નથી પણ તપાસની એક મશ્કરીનો જ ઉલ્લેખ છે. સૂરતની ચર્ચામાં તો બહુ જ મર્યાદિત તપાસનો વિચાર દર્શાવેલો છે. ન્યાયખાતાના અમલદારની મદદથી રેવન્યુ અમલદાર સરવાળાબાદબાકીની અને હકીકતની ભૂલો તપાસે એ 'સંપૂર્ણ, ખુલ્લી અને સ્વતંત્ર તપાસ'થી એક જુદી જ વસ્તુ છે. એટલે હું આશા રાખું છું કે ગવર્નરે પોતાના ભાષણમાં આપેલી ધમકીઓથી અસ્વસ્થ થયા વિના લોકમત મેં દર્શાવેલા માત્ર એક જ મુદ્દા ઉપર એકાગ્ર રહેશે."

આ લખાણમાંથી સત્યાગ્રહના અભ્યાસીને તો એ શીખવાનું મળે છે કે આકરી ઉશ્કેરણીને પ્રસંગે પણ સત્યાગ્રહીને પોતાના મગજનું સમતોલપણું ગુમાવવું ન પોસાય. તે પ્રયત્નપૂર્વક કડક અને ઉશ્કેરનારી ભાષાનો ત્યાગ કરે છે, અને પોતાના વિરોધીની કડામણી ભાષાનું અનુકરણ નથી કરતો. ગવર્નરના ભાષણની સહેજ જ અગાઉ ગાંધીજીએ 'યંગ ઇંડિયા'માં સરકારને જે વિનવણી કરી હતી તે પણ સત્યાગ્રહના અભ્યાસી માટે એટલી જ મનનીય છે :

"ભરોસાદાર વાતો ઉપરથી માલમ પડે છે કે ખાનગીમાં જે શરતો સરકાર તરફથી આપવામાં આવી છે તેના કરતાં પણ સૂરત મુકામે ગવર્નર-સાહેબે ઓછાની વાત કરી છે. શ્રી. વલ્લભભાઈ પટેલે તો પોતાની શરતો પહેલેથી નક્કી કરી રાખેલી છે, અને સરકારને અનેક રીતે તે જણાવવામાં પણ આવી છે. આબરૂભર્યા સમાધાનમાં સાધારણ રીતે હમેશાં જે માગવામાં આવે છે તેથી વિશેષ કશું તેમણે માગ્યું નથી. એટલું તો સહુ સ્વીકારે છે અને અણધાર્યાં સ્થળોએ પણ એ સ્વીકારવામાં આવ્યું છે કે બારડોલી અને વાલોડના ખેડૂતોએ પોતાના સિદ્ધાન્તની ખાતર બહુ વેઠ્યું છે. સરકાર જે તપાસ આપવા માગે છે તેનો અર્થ એવો થાય છે કે એક સામાન્ય રેવન્યુ અમલદાર વ્યક્તિગત દાખલા તપાસે અને તેમાં ભૂલ થઈ હોય તો સુધારે. પણ લોકોએ આવી તપાસ માટે સત્યાગ્રહ નથી માંડ્યો. વળી ખોટી રીતે ખાલસા થયેલી પોતાની કીમતી જમીન લોકો જતી કરે એવું પણ તેમને વિષે ન જ મનાય. વળી પોતાને માટે જેમને ખોટી રીતે દુઃખો વેઠવાં પડ્યાં છે તેમને તેઓ અંતરિયાળ છોડે એમાં પણ તેમની

આબરૂ ન ગણાય. સરકારની શરતોનો એટલો જ અર્થ છે કે વધારેલું મહેસૂલ ભરવાનું ના પાડીને લોકોએ અપરાધ કર્યો છે. હવેથી તેઓ એ અપરાધ કરતા અટકે, અને જે વધારો ખોટી રીતે આંકવામાં આવેલો હોવાનું તેઓ કહે છે તે વધારાની રકમ તેઓ અનામત મૂકે, તો સરકાર વ્યક્તિગત દાખલા ફરી તપાસવાની મહેરબાની કરે. નેતા થવાને લાયક કોઈ પણ વ્યક્તિ આવી શરતો સ્વીકારી શકે નહિ. લોકોએ અપરાધ કર્યો છે એવી તેની ખાતરી થવાને બદલે તેની ઊંડી ખાતરી તો એવી થયેલી છે કે લોકોનો પક્ષ સાચો છે અને સરકારનો પક્ષ તદ્દન ખોટો છે.

પણ શ્રી. વલ્લભભાઈ સરકારની પેઠે અશક્ય શરતો રજૂ કરતા નથી. સરકારે ભૂલ કરી છે એવું સરકાર પાસે સ્વીકારાવી લેવાની માગણી પણ તે નથી કરતા. તેમની માગણી તો એટલી જ છે કે આ લડતમાં કોણ સાચું છે ને કોણ ખોટું છે એની તપાસ સરકારે પોતે નિમેલી સમિતિ દ્વારા થાય, માત્ર એ સમિતિમાં લોકોનું વાજબી પ્રતિનિધિત્વ હોય. અને આમ થાય તો તેમની બીજી શરત એ છે કે આવી નિષ્પક્ષ તપાસસમિતિ નિમાવાનું જે સ્વાભાવિક અને સીધું પરિણામ હોવું જોઈએ કે લડત પહેલાં જે સ્થિતિ હતી તે ફરી હેવી એ વસ્તુ સરકારે સ્વીકારવી જ જોઈએ. હું તો એમ પણ સૂચવવા માગું છું કે આથી જો જરા પણ થોડું તે માગે અથવા સ્વીકારે તો તેમણે ભારે વિશ્વાસભંગ કર્યો ગણાય. આબરૂભર્યું સમાધાન કરવાની તેમની તત્પરતા અને ન્યાયપરતા તેમની પાસે આટલી ઓછામાં ઓછી માગણી કરાવે છે. નહિ તો જમીનમહેસૂલની સરકારની આખી નીતિનો પ્રશ્ન તેઓ ઉપાડી શકે છે, અને પોતાના કાંઈ પણ દોષ વિના છેલ્લા ચારચાર માસ બચા લોકો જે સિતમ વેઠી રહ્યા છે તેને માટે નુકસાની પણ માગી શકે છે.

સરકારની આગળ બે જ માર્ગ પડેલા છે — આખા દેશના લોકમતને માન આપી શ્રી. વલ્લભભાઈની માગણી સ્વીકારે, અથવા પોતાની જૂઠી પ્રતિષ્ઠા ઊંચી રાખવા દમનનીતિના દોર છૂટા મૂકે. હજી વખત વહી ગયો નથી. હું તો સરકારને સત્યનો માર્ગ સ્વીકારવાની વિનંતિ કરું છું.”

૩૦

## જેને રામ રાખે

"રાક્ષસી પ્રયોગ કરનારને સત્યના પ્રયોગની સૂઝ ન પડે. એટલે સરકાર હવે મૂંઝાય છે અને વિચાર કરે છે કે આ લોક તે કેવા? મારામારી કરતા નથી કે લડતા નથી."

આમ સરકારે વિકરાળ કાળિકાનું રૂપ ધર્યું હતું. લશ્કરી અમલદારો બારડોલીમાં આવીને લશ્કરી રચના કેવી રીતે થાય તે જોઈ ગયા હતા. લશ્કરનો પડાવ આવે તેને ચોમાસામાં રહેવાને માટે સરસામાન, ટારપોલિન વગેરે સૂરતથી બારડોલી ચડવાની વાટ જોવાની હતી. ગાંધીજીએ પણ લોકો આટલો બધો તાપ અસહ્ય થઈ પડે તો શું થાય એ પ્રશ્ન પોતાના મન સાથે પૂછીને પોતે જ જવાબ આપ્યો હતો: "જો ત્રાસ અસહ્ય થઈ પડે તો લોકોએ જેને પોતાની જમીન માની છે તેનો ત્યાગ કરી તેમણે હિજરત કરવી જોઈએ. જે ધરો કે લત્તામાં પ્લેગના ઉંદર પડ્યા હોય કે કેસ થયા હોય છે, તેનો ત્યાગ કરવો એ ડહાપણ છે. જુલમ એક જાતનો પ્લેગ છે, એ જુલમ આપણને ક્રોધ કરાવે અથવા નબળા પાડે એવો સંભવ હોય તો જુલમનું સ્થાન છોડીને ભાગવું એ ડહાપણ છે." પણ આપણે જોશું કે ખેડૂતો તો બારડોલીને મોટો અભેદ્ય કિલ્લો બનાવીને તેમાં સુરક્ષિત બેઠા હતા.

બારડોલી બહાર સ્થિતિ જુદી હતી. ગવર્નરની અને અર્લ વિંટર્ટનની ધમકીએ બારડોલી બહાર કેટલાક વર્ગોને ચીડવ્યા

હતા તો કેટલાકને ડરાવી દીધા હતા. જે સભ્યોને પેલું અલ્ટિમેટમ આપવામાં આવ્યું તેઓ તો તેને માટે તૈયાર નહોતા જ. તેમને માટે સીધો અને સાચો રસ્તો એ હતો કે સર લેસ્લી વિલ્સનને જરાય લાંબીટૂંકી વાત કર્યા વિના કહી દેવું કે અમારાથી આ શરતો ન પૂરી થઈ શકે, કારણ અમે તો બારડોલીના લોકોની લાજ રાખશું એ વચને પાછા ધારાસભામાં આવ્યા છીએ, અને એ સત્યાગ્રહીઓનો નિશ્ચય ફેરવાવવો એ અમારી મકદૂર નથી. પણ આવો જવાબ તત્કાળ આપી દેવાને બદલે તેમનામાંના એક પક્ષે એક નિવેદન તૈયાર કર્યું અને તેને ધારાસભાના ૫૦ સભ્યોની સહીથી પ્રસિદ્ધ કર્યું. એ નિવેદનમાં તેમણે 'બારડોલી સત્યાગ્રહ જેવી શાંત અને બંધારણપૂર્વકની લડતને ગવર્નરસાહેબે બેકાયદા ચળવળ કહી છે તેની સામે સખત વિરોધ' ઉઠાવ્યો, અને ખેદ દર્શાવ્યો કે 'નામદાર ગવર્નરે આ ઘડીએ ધારાસભાના ચૂંટાયેલા પ્રતિનિધિઓ ઉપર ખાસ કરીને સૂરતના પ્રતિનિધિઓ ઉપર અલ્ટિમેટમમાંથી ઊભી થતી જવાબદારી નાંખી છે, જ્યારે એ લોકોએ અગાઉ સમાધાનીના પ્રયત્ન કરેલા હતા તેની ઉપર સરકારે કશું ધ્યાન આપ્યું નહોતું.' આ વિરોધની ભાષા સરસ હતી, પણ એથી વધારે સ્પષ્ટ ભાષાથી તેઓ લખી શકતા હતા. તેમણે સરકારને સાફ કહેવું જોઈતું હતું કે જો સત્યાગ્રહ બંધ કરવો હોય તો આપ નામદારે સીધી સરદાર સાથે વાતચીત કરી લેવી જોઈએ. પણ આજની ધારાસભા જેવા મંડળ પાસેથી આવી આશા રાખવી એ કદાચ વધારેપડતું હોય.

બારડોલી બહારના ગરમ દળે તો ગવર્નરના ભાષણને હર્ષભેર વધાવી લીધું — એ કારણે કે હવે સત્યાગ્રહીઓની ઉત્તમોત્તમ કસોટી થવાનો અને સ્વરાજ્યની મોટી લડતનો અવસર આવશે. આ ઇચ્છા સરદાર શાર્દૂલસિંહ કવીશ્વરે ગાંધીજીને લખેલા એક ખુલ્લા પત્રમાં પ્રકટ પણ કરી દીધી. તેમણે ગાંધીજીને સલાહ આપી કે શ્રી. વલ્લભભાઈએ બારડોલી સત્યાગ્રહને મર્યાદિત રાખ્યો છે તે વ્યવહારવિરુદ્ધ લાગે છે, માટે હવે તો આખા દેશમાં સવિનય ભંગની હિલચાલ શરૂ થવી જોઈએ.

બીજી બાજુએ પ્રજાનો મોટો વર્ગ ગભરાઈ ગયો હતો. તેમને થયું કે હવે તો કોણ જાણે કેવો ભયંકર હત્યાકાંડ આવી પડશે. એટલે અત્યારસુધી તેઓ લડતને ટેકો આપતા હતા અને લોકોની માગણીને વાજબી ગણતા હતા તોપણ ભાવી વાદળથી તેઓ ડરી ગયા. આ વર્ગનો મત આગ્રહપૂર્વક જાહેર કરનાર મુંબઈના એક પ્રસિદ્ધ વર્તમાનપત્રના તંત્રી હતા, જેમણે જણાવ્યું કે શ્રી. વલ્લભભાઈ પટેલ જણાવે છે કે બારડોલીમાં સવિનય ભંગની વાત જ નથી, છતાં સર લેસ્લી વિલ્સને જે ભય બતાવ્યો છે તે ભય સાચો છે એટલે શ્રી. વલ્લભભાઈએ ગવર્નરે આપેલી શરત કબૂલ કરવી. દક્ષિણ આફ્રિકાની સત્યાગ્રહની લડતમાં બનેલા એક કિસ્સાની ખોટી સરખામણી કરીને તેમણે શ્રી. વલ્લભભાઈને સલાહ આપી કે 'હાલતુરત માટે લડત મોકૂફ રાખવી, કારણ આજકાલ હડતાળોને લીધે અને મજૂરવર્ગમાં ચાલતી ઊથલપાથલને લીધે સરકાર બહુ અગવડમાં છે.' આ તો તેમણે પોતાના દૈનિકમાં લખ્યું, પણ તેમના સાપ્તાહિકમાં લખેલા લેખથી જણાતું હતું કે તેમને સરકારની મૂંઝવણનું ઝાઝું દુઃખ નહોતું, તેમને તો કદાચ ભવિષ્યમાં માર્શલ લૉ અને તેમાંથી નીપજતાં ભીષણ પરિણામો આવી પડે તેની ફિકર થતી હતી. એક દિવસ તેઓ શ્રી. વલ્લભભાઈની મર્યાદા અને વિવેકનાં વખાણ કરતા તો બીજા દિવસના લેખમાં તેઓ જણાવતા કે બહાદુરી અને આંધળિયાં એ બંને એક વસ્તુ નથી, એટલે સત્યાગ્રહીઓ સરકારની શરત કબૂલ કરે તેમાં તેમને કશું ખોવાપણું છે જ નહિ, પણ મેળવવાપણું છે!

પણ જે ખેડૂતો ઉપર બધા આફતના ડુંગર તૂટી પડવાનો ડર રાખવામાં આવતો હતો તે ખેડૂતો તો નિરાંતે પોતાની ખેતીમાં લાગ્યા હતા, તેમને નહોતી સરકારની ધમકીની દરકાર કે ઉપર જણાવેલી ડાહી શિખામણની કદર. 'યંગ ઇંડિયા'માં ગાંધીજીએ આકળા બનેલા ગરમ વર્ગને અને ડરી ગયેલા નરમ વર્ગને બંનેને ઉદ્દેશીને નીચે પ્રમાણે ચેતવણી આપી હતી:

"સરદાર શાર્દૂલસિંહ કવીશ્વરની સૂચના વિષે વલ્લભભાઈ શું કહેશે તેની મને ખબર નથી. પણ બારડોલીની સહાનુભૂતિની ખાતર મર્યાદિત

સત્યાગ્રહ કરવાનો પણ સમય આવ્યો નથી. બારડોલીએ હજી તાવણી-માંથી પસાર થવાનું છે. જો છેવટની તાવણીમાંથી એ નીકળશે અને સરકાર છેલ્લી હદ સુધી જશે તો સત્યાગ્રહને હિંદુસ્તાનમાં ફેલાતો અટકાવવાની અથવા બારડોલી સત્યાગ્રહનો હેતુ સંકુચિત છે તેને બદલે વિસ્તૃત થતો અટકાવવાની વલ્લભભાઈની કે મારી મકદૂર નથી. પછી તો સત્યાગ્રહની મર્યાદા એ કેવળ આખા દેશની આત્મબલિદાન અને કષ્ટ-સહનની શક્તિથી બંધાશે. જો એ મહાપ્રયોગ આવવાનો જ હશે તો તે સ્વાભાવિક રીતે જ આવશે, અને તેને ભલો ભૂપ પણ અટકાવી શકવાનો નથી. પણ સત્યાગ્રહનું રહસ્ય હું જે રીતે સમજું છું તે રીતે તો શ્રી. વલ્લભભાઈ અને હું સરકારની ગમે તેટલી ઉશ્કેરણી છતાં બારડોલી સત્યાગ્રહને તેની મૂળ મર્યાદામાં જ રાખવાને બંધાયેલા છીએ — પછી ભલેને એ ઉશ્કેરણી એ મર્યાદા ઓળંગવાનું વાજબી ઠરાવે એટલી બધી હોય. સાચી વાત એ છે કે સત્યાગ્રહી સદાયે માને છે ઈશ્વર તેનો સાથી છે. ઈશ્વર તેને દોરી રહ્યો છે. સત્યાગ્રહીઓનો નેતા પોતાના બળ ઉપર નથી ઝૂઝતો, પણ પ્રભુના બળ ઉપર ઝૂઝે છે. તે અંતરાત્માને વશ વર્તે છે. એટલે ઘણીવાર બીજાને જે શુદ્ધ વ્યવહાર લાગે છે તે તેને ઇંદ્રજાલ લાગે છે. હિંદુસ્તાન ઉપર આજે તુમુલમાં તુમુલ લડત ઝઝૂમી રહી છે તે ઘડીએ આવું લખવું મૂર્ખાઈભરેલું અને સ્વપ્નદર્શી લાગે. પણ મને જે ઊંડામાં ઊંડું સત્ય લાગે છે તે જો હું પ્રગટ ન કરું તો દેશનો અને મારા આત્માનો હું દ્રોહી બનું. જો બારડોલીના લોકો વલ્લભભાઈ માને છે એવા સાચા સત્યાગ્રહી હોય તો સરકાર ગમે તેટલાં શસ્ત્ર ધરાવતી હોય તોપણ બધું કુશળ જ છે. જોઈએ છીએ શું થાય છે. માત્ર સમાધાનીમાં રસ લેનારા ધારાસભાના સભ્યોને અને બીજાઓને મારી વિનંતિ છે કે બારડોલીના લોકોને બચાવવાની આશામાં તેમણે એકે ભૂલભરેલું પગલું ન ભરવું. જેને રામ રાખે તેનો કોઈ વાંકો વાળ કરી શકવાનું નથી.”

જરા વધારે ધીરજ રાખત અને જરા વધારે હિંમત બતાવત તો ધારાસભાના સભ્યો ચૂપ બેસી રહી જે થવાનું હોત તે થવા દેત. ઉપર અમે જણાવ્યો છે તે ઉપરાંત તેમણે કશો જ જવાબ ગવર્નરને ન આપ્યો હોત તો આકાશ તૂટી પડવાનું નહોતું. ખરી વાત તો એ છે કે સરકાર જ સમાધાનીને માટે આતુર હતી અને પગલાં લઈ રહી હતી. ગવર્નરના ભાષણ પછી તુરત જ શ્રી. રામચંદ્ર ભટ્ટ નામના મોતાના રહીશ અને મુંબઈના વેપારીએ

સરકારને નવા મહેસૂલ અને જૂના મહેસૂલના તફાવત જેટલી રકમ ભરી દેવાની માગણી કરી. જોકે પ્રથમ તો ‘તમારી માગણી સૂરતના સભ્યો દ્વારા આવવી જોઈએ’ એમ તેમને સરકાર તરફથી કહેવામાં આવ્યું તોપણ પાછળથી જે બન્યું તે ઉપરથી સમજી શકાય છે કે એ ભાઈને ઊભા કરનાર પણ સરકારના કોઈ આડતિયા હતા, અને એમની પાસેથી પૈસા આવ્યા ત્યારે તે કોના તરફથી આવ્યા તેના પ્રપંચમાં પડવાની સરકારને કશી પડી નહોતી.

ગમે તેમ હોય, ધારાસભાના સભ્યોની ભડક ભાંગી નહિ. તેઓ ગવર્નરને મળ્યા, સરકારના કારભારીમંડળને મળ્યા. આ લોકોએ એની એ જ વાત તેમની આગળ કરી. શ્રી. કનૈયાલાલ મુનશી, જે સર ચુનીલાલ મહેતાની સાથે મસલત ચલાવી રહ્યા હતા તેમને લાગ્યું કે ગાંધીજી અને વલ્લભભાઈ પાસેથી જાણી લેવું કે કેટલાથી તેઓ સંતોષાય એમ છે. એટલે શ્રી. મુનશી ગાંધીજી અને શ્રી. વલ્લભભાઈની મુલાકાતે ગયા, અને તેમની પાસેથી નીચેનો ખરડો મેળવ્યો :

૧. તપાસ જાહેર થાય કે જૂનું મહેસૂલ ભરવું.

૨. સત્યાગ્રહીઓએ તપાસ જાહેર થાય કે તરત જ જૂનું મહેસૂલ ભરી સત્યાગ્રહ બંધ કરવો.

૩. તપાસ સ્વતંત્ર ન્યાયપુરઃસર થવી જોઈએ, અને તે કરનાર કાં તો ન્યાયખાતાનો અમલદાર કે તેની સાથે કોઈ રેવન્યુ ખાતાનો અમલદાર હોય, અને તે તપાસના મુદ્દા નીચે પ્રમાણે હોય, અને લોકોને વકીલ મારફત પુરાવો આપવાની અને સરકારના સાક્ષીઓની ઊલટતપાસ કરવાની જરૂર લાગે તો તેમ કરવાનો તેમને અધિકાર હોય :

બારડોલી અને વાલોડના લોકોની નીચેની બે ફરિયાદો તપાસીને તેની ઉપર રિપોર્ટ કરવો :

(૧) તાલુકામાં થયેલો મહેસૂલનો વધારો જમીનમહેસૂલના કાયદાને અનુસાર નથી;

(૨) એ મહેસૂલ વધારા વિષે જે રિપોર્ટો અને જાહેરનામાં બહાર પડયાં છે તેમાં વધારાને વાજબી ઠરાવવાને લાયક સામગ્રી નથી અને કેટલીક હકીકત અને આંકડા ખોટા છે;

અને જો લોકોની ફરિયાદ સાચી હોય તો જૂના મહેસૂલ ઉપર કેટલા ટકા વધારવા કે ઓછા કરવા તેની ભલામણ કરવી;

અને સરકારે વધારેલું મહેસૂલ વસૂલ કરવાને લીધેલાં બળજોરીનાં પગલાં વિષે લોકોએ કરેલી ફરિયાદની તપાસ કરી તેનો રિપોર્ટ કરવો.

૪. બધી જમીન પાછી આપવામાં આવે.

૫. બધા સત્યાગ્રહી કેદીઓને છોડી મૂકવામાં આવે.

૬. બધા પટેલતલાટીઓને પાછા નોકરીએ ચડાવવામાં આવે.

૭. વાલોડના દારૂવાળાને નુકસાન થયેલું ભરપાઈ કરી આપવું.

ગાંધીજીએ શ્રી. મુનશીને મોઢે એટલું કહ્યું હતું કે જો સમાધાનીમાં પેલી બળજોરીનાં પગલાં વિષેની તપાસ એ વિઘ્નરૂપ થઈ પડે તો સત્યાગ્રહીઓ તે ખુશીથી છોડી દેશે.

આ શરત લઈને શ્રી. મુનશી ગવર્નરની પાસે ગયા પણ એ મુલાકાતથી તેમને કશો સંતોષ ન થયો. આ પછી તરત ધારાસભાના બે સભ્યો, શ્રી. હરિભાઈ અમીન અને નરીમાન, ગાંધીજીને સાબરમતી મળ્યા. તેમની પાસે નવો જવાબ આપવાનો હતો નહિ, જે શ્રી. મુનશીને કહ્યું હતું તે તેમને કહ્યું. તેમની આગળ પણ કહ્યું કે બળજોરીનાં પગલાં વિષેની તપાસની માગણી છોડી દેવી પડે તો છોડી દેવી. ગાંધીજીએ તેમને એવી પણ ખાતરી આપી કે ઉપલી શરતો મુજબ સમાધાની કરવા માટે પૂનામાં વલ્લભભાઈની જરૂર લાગે તો તેઓ ત્યાં ખુશીથી જશે.

આવી સ્થિતિ હતી. બારડોલીમાં તો હું કહી ગયો તેમ અખંડ શાંતિ હતી. સરદાર પકડાશે જ એમ હવે સૌ કોઈ માનતું હતું, અને તેઓ પકડાય પછી તેમની ગાદી લેવાને બદલે તેઓ પકડાય તે પહેલાં ત્યાં પહોંચી જઈ તેમની પાસે હુકમ લેવાનું ગાંધીજીએ બહેતર માન્યું. તા. ૨ જી ઑગસ્ટે ગાંધીજી બારડોલી પહોંચ્યા. ત્યાં જઈને તેમણે જોયું કે બારડોલી વિષે બારડોલી બહાર જેટલી વાતો થઈ રહી છે તેના સોમા ભાગની બારડોલીમાં થતી નથી. બે દિવસ તેમની વચ્ચે રહેવાથી તેમની ખાતરી થઈ કે 'બારડોલીના લોકો ભગવાનને ભરોંસે કુશળ છે' એમ કહેવામાં તેમણે કશી ભૂલ કરી નહોતી.

બપોર પછી ત્રણચાર મોટાંમોટાં ગામોના ખેડુતો કાદવપાણી ખૂંદીને ગાંધીજીને મળવા આવ્યા હતા. એક પટેલની ઓળખાણ

કરાવતાં એક મિત્રે કહ્યું: 'આ પટેલ તો વલ્લભભાઈને કહેવા આવ્યા છે કે અમારું માથું તમને આપ્યું છે, નાક નથી આપ્યું.' ગાંધીજી હસ્યા, અને બોલ્યા: 'વલ્લભભાઈને પણ નાક હશેને! પણ તમારું નાક જાળવવામાં જ વલ્લભભાઈની અને દેશની શોભા છે.'

આ પછી ગાંધીજી કહે: 'ઠીક; પણ હજી તમારી પરીક્ષા તો આવે છે.'

ખેડૂતો સાનમાં સમજી ગયા. તેમાંના એકે જવાબ આપ્યો: 'તૈયાર છીએ.'

કસોટીની અનેક વાતો તેમની પાસે ગાંધીજીએ મૂકી, એટલે તેઓ કહે: 'સાચી વાત છે. હજી અમારી શી કસોટી થઈ? પંદરવીશ હજારનાં ભેંસડાં ગુમાવ્યાં, જમીન ગુમાવી, પણ જેને કસોટી કહીએ તેવી કસોટી હજી નથી થઈ. એ થવાની હોય તો ભલે થાય.'

'પણ ધારો કે વલ્લભભાઈને સરકાર ઉઠાવી લે તો તમે દબાઈ ન જાઓ?'

'શું કરવા? અમે તો લોઢું હતા, તેને વલ્લભભાઈએ પાણી પાઈને ખરું (પોલાદ) બનાવ્યા છે. એટલે અમે એક વાત સમજીએ છીએ કે મરણ થાય પણ ટેકને વળગી રહેવું.'

ગાંધીજી કહે: 'એ તો લડતની તૈયારી, પણ સમાધાન થઈ જાય તો તેને માટે પણ તૈયાર છો ના? કેમકે સમાધાન પછી પણ ઘણું મોટું કામ કરવાનું છે, ઘણું મુશ્કેલ કામ કરવાનું રહે છે, — જૂનું મહેસૂલ વલ્લભભાઈ કહે છે તેમ તુરત ભરી દેવાનું, અને મહેસૂલ વધારી શકાય એવી બિલકુલ સ્થિતિ નથી એમ સિદ્ધ કરી આપવાનું.' ગાંધીજી જે સમતાની સ્થિતિની આશા રાખતા હતા તે જ સ્થિતિ આ લોકોની હતી.

મેં તો તેમને ગોળીબારની પણ વાતો કરી. હસતાં હસતાં ચેલા બોલ્યા: 'એ તો અત્યારથી શું કહેવાય? પણ ગોળીબાર કેટલાકને મારશે? પ્લેગમાં મૂઆંતાં તેના કરતાં તો વધારે નહિ મરે. મારા ગામમાંથી જ ૪૦૦ માણસ મૂઆંતાં!'

એક મિત્રે માગણી કરી કે અમારા ગામમાં આવી તો જાઓ. 'વલ્લભભાઈ કહે નહિ ત્યાં સુધી નહિ,' એમ ગાંધીજીએ જવાબ આપ્યો. આખરે વલ્લભભાઈએ કહ્યું કે 'જઈ આવો' ત્યારે તેઓ સરભોણ અને રાયમ જઈ આવ્યા. રાયમમાં હજારો માણસો આસપાસનાં ગામોમાંથી આવ્યાં હતાં, તેમને ખબર નહોતી કે દેશ આખો તેમની ચર્ચા કરી રહ્યો છે. સેંકડો સ્ત્રીઓ હતી, અને એક ઠેકાણે કાંતવાનું પ્રદર્શન ગોઠવ્યું હતું. બધાં ગોઠવાઈ ગયાં એટલે એક પછી એક બહેને પોતાના અર્ઘ્ય આપ્યા. ગાંધીજીને ભાષણ કરવું નહોતું, પણ આભારની ખાતર પણ ભાષણ કરવું પડ્યું. તેમણે કહ્યું:

"સરદારના હુકમ છે કે તેમના સિવાય કોઈએ બોલવું નહિ એટલે મારાથી કશું ન બોલાય. સરદાર હોત અને હુકમ કરત તો બોલત. આજે તો તમારી બહાદુરી અને તમારા સંગઠનને માટે તમને ધન્યવાદ આપું છું. રેંટિયાનું પ્રદર્શન જોઈને મને આનંદ થયો, પણ આજે રેંટિયા વિષે પણ ન બોલું. આપણે જેમને સરદાર બનાવ્યા તેમના હુકમ અક્ષરશઃ પાળવા એ આપણો ધર્મ છે. હું સરદારનો મોટો ભાઈ થાઉં એ વાત સાચી છે, પણ જાહેર જીવનમાં જેની નીચે આપણે કામ કરતા હોઈએ તે આપણો પુત્ર હોય કે નાનો ભાઈ હોય તોપણ તેના હુકમ માન્ય રાખવા જ જોઈએ. એ કાંઈ નવો કાયદો નથી. એ આપણો પ્રાચીન ધર્મ છે. એ ધર્મનું પાલન કરવા માટે જ શ્રીકૃષ્ણે અર્જુનનું સારથિપણું કર્યું અને યુધિષ્ઠિર રાજાએ રાજસૂય યજ્ઞ કર્યો ત્યારે તેમણે પતરાળાં ઉઠાવેલાં. એટલે આજે તો માત્ર તમને ધન્યવાદ જ આપું છું. વલ્લભભાઈએ તમને દેશમાં પ્રસિદ્ધ કર્યા. સરકારે તમને જગપ્રસિદ્ધ કર્યા છેઃ ભવિષ્યમાં તમને હજીયે મોટી ફતેહ મળો."

આ બધા ભાઈઓ અને બહેનો રામભરોસે બેઠાં હતાં અને સરદારનું પડ્યું વચન ઉપાડવાને માટે તૈયાર હતાં. ગાંધીજીએ આવીને તેમને ઊલટા વધારે વલ્લભભક્ત બનાવ્યા.

## ૩૧
## સત્યાગ્રહનો જયજયકાર

"મારે સરકારનું ખોટું દેખાય એવું કરવું નથી. એવું કરવામાં રાજી થનારો હું નથી. પણ એ જ રીતે પ્રજાનું નીચું દેખાડવાનો સરકારનો ઇરાદો હોય તો તે પણ હું નથી થવા દેવાનો."

આમ ગાંધીજી બારડોલીમાં ડેરો નાંખી બેઠા હતા ત્યારે શ્રી. વલ્લભભાઈને રાવસાહેબ દાદુભાઈનું પૂનાથી તેડું આવ્યું, ગુજરાતના સભ્યો તરફથી એ તેડાનો તાર હતો; અને તેમાં સર ચુનીલાલ મહેતાના અતિથિ થવાનો પણ વલ્લભભાઈને આગ્રહ હતો, એટલે સર ચુનીલાલની સૂચનાથી નહિ તો તેમની સંમતિથી એ તેડું આવ્યું હતું એમ કહેવામાં વાંધો નથી. શ્રી. વલ્લભભાઈને મુંબઈપૂનાના 'ધરમધક્કા' એટલા બધા થયા હતા કે તેમને જવાનું જરાયે મન નહોતું, પણ સમાધાની થતી જ હોય તો તે તેમની અશ્રદ્ધાથી અથવા તેમના ન જવાથી અટકે નહિ એટલા ખાતર તેઓ ગયા. સાથે સાથે તારથી રા. સા. દાદુભાઈને જણાવ્યું: 'છાપાં વગેરેમાંથી તો કોઈની કંઈ કરવાની દાનત હોય એવું દેખતો નથી, છતાં ગુજરાતના સભ્યોના બોલાવ્યા આવવું જોઈએ એટલે આવું છું.'

૩ જી અને ૪ થી ઑગસ્ટે સર ચુનીલાલ મહેતાને ત્યાં શું બન્યું તે બધું આપવું શક્ય નથી, શક્ય હોય તોપણ આપવું શોભે એમ નથી. પણ મુખ્ય હકીકત સંક્ષેપમાં સૌના ન્યાયની ખાતર અને સત્યની ખાતર આપવી જોઈએ. સરકારને ખબર પડી ગઈ હતી કે અલ્ટિમેટમ તો તેણે સૂરતના સભ્યોને આપ્યું હતું, પણ છેવટે સુલેહ કરવાની હતી તો શ્રી. વલ્લભભાઈ સાથે. સૂરતના સભ્યો અને

તેમની સાથે કામ કરી રહેલા બીજા સભ્યોએ આખર સુધી કશું વચન આપવાની અથવા શ્રી. વલ્લભભાઈને કશા વચનથી બાંધવાની ના જ પાડી, એ વસ્તુ એમને શોભાવનારી હતી. સર ચુનીલાલને આ વાટાઘાટો ચાલ્યા કરતી હતી ત્યારે જ સૌને લાગી ગયું હતું કે સમાધાની કરવાની ઉત્કંઠા સૂરતના સભ્યો કરતાં સરકારની ઓછી નહોતી, પણ સરકારનો હાથ ઊંચો રહે એવી કંઈક શબ્દજાળ શોધવાની ભાંજગડ જરા જબરી હતી. એક સીધો સાદો ખરડો શ્રી. વલ્લભભાઈએ તૈયાર કર્યો, પણ તે સર ચુનીલાલને પસંદ ન પડ્યો. તેઓ સરકારના બીજા સભ્યોની સાથે ચર્ચા કરી રહ્યા હતા. રાત્રે તેઓ એક કાગળનો ખરડો લઈને આવ્યા, જે સૂરતના સભ્યો સરકારને લખે એવી તેમની સૂચના હતી:

**“અમને કહેવાને આનંદ થાય છે કે અમે સરકારને ખબર આપવાની સ્થિતિમાં છીએ કે નામદાર ગવર્નરે તેમના ૨૪ મી જુલાઈના ભાષણમાં કહેલી શરતો પૂરી કરવામાં આવશે.”**

વલ્લભભાઈએ કહ્યું: ‘જે સભ્યો આ કાગળ ઉપર સહી કરશે તે શી રીતે એમ કહી શકે કે શરતો **પૂરી કરવામાં આવશે,** જ્યારે તપાસસમિતિ નીમવામાં આવે એ પહેલાં એ શરતો તો પૂરી કરવાની છે? એમણે તો એમ કહેવું જોઈએ ના કે શરતો **પૂરી કરવામાં આવી** છે? અને એ એ લોકો શી રીતે કહી શકે, કારણ શરતો પૂરી કરવાની તો અમારે છે? અને અમે તો આ તપાસસમિતિ ન મળે ત્યાં સુધી જૂનું મહેસૂલ પણ આપવાને તૈયાર નથી.’

‘એની તમારે શી ફિકર છે?’ સર ચુનીલાલે કહ્યું. ‘એટલો કાગળ સહી કરીને મોકલવામાં આવે એટલે થયું. એ સભ્યોને એટલો કાગળ મોકલવાને વાંધો ન હોય તો પછી એ શરતો **કેવી રીતે,** કોણ, ક્યારે પૂરી કરશે તેની ભાંજગડમાં તમારે પડવાની જરૂર નથી. તમે તમારી મેળે તપાસસમિતિ જાહેર થાય પછી જ જૂનું મહેસૂલ ભરજો.’

આ સફાઈ અમારી સમજ કે બુદ્ધિની બહાર હતી. શ્રી. મુનશી જેઓ મસલતમાં ખૂબ રસ લઈ રહ્યા હતા અને મુંબઈથી સાબરમતી સુધી જઈ આવ્યા હતા તેમણે એક બીજો ખરડો ઘડ્યો, શ્રી. શિવદાસાનીએ પણ ઘડ્યો, પણ એકે ખરડો સર ચુનીલાલને પસંદ નહોતો. મોડી રાત સુધી શ્રી. વલ્લભભાઈ અને શ્રી. મુનશી સર ચુનીલાલ સાથે ચર્ચા કરતા બેઠા. ખરડાની વાત છોડીને બીજી શરતોની વાત ચાલી. જમીનો પાછી આપવાના સંબંધમાં, તલાટીઓને પાછા લેવા સંબંધમાં, સત્યાગ્રહીઓને છોડવા સંબંધમાં સંતોષકારક શરતો શ્રી. વલ્લભભાઈ અને શ્રી. મુનશી કબૂલાવી શક્યા. મોડી રાતે શ્રી. મુનશી ઘેર ગયા. પણ પેલો ખરડો તો હજી ઊભો જ હતો.

શ્રી. વલ્લભભાઈની સાથે આ પ્રસંગે સ્વામી આનંદ હતા, હું હતો. રાત્રે સૂતા પહેલાં તો અમે સર ચુનીલાલને કહી દીધું કે આવું કંઈ લખી આપી શકાય નહિ. પણ કેમે ઊંઘ ન આવે. ખૂબ ચર્ચા કરી, પૂનાથી નીકળી આવતાં પહેલાં ગવર્નર-સાહેબને લખવાના એકબે કાગળોના ખરડા કર્યા, ફાડ્યા. સવારે ચાર વાગ્યા પહેલાં હું ઊઠી નીકળ્યો, શ્રી. વલ્લભભાઈને પણ જગાડ્યા અને કહ્યું: 'મને સર ચુનીલાલના પેલા ખરડામાં કશું જ લાગતું નથી. એમાં નથી આપણે બંધાતા, નથી સૂરતના સભ્યો બંધાતા. સરકારને નાકનો સવાલ થઈ પડ્યો છે અને સરકાર માને કે આથી એનું નાક રહે છે તો ભલે એનું નાક રહેતું.'

વલ્લભભાઈ કહે: 'પણ એમાં જૂઠાણું છે તે?'

મેં કહ્યું: 'છેસ્તો, પણ તે સરકારના તરફથી છે.'

વલ્લભભાઈ: 'આપણે સરકાર પાસે સત્યનો ત્યાગ કરાવીએ છીએ એમ નહિ?'

મેં કહ્યું: 'ના; સરકાર સત્યનો ત્યાગ કરે છે અને એમાં એને શ્રેય લાગે છે. એને લાગે તો લાગવા દો. આપણે એને કહીએ કે આમાં સત્યનો ત્યાગ થાય છે.'

વલ્લભભાઈ: 'ત્યારે તું સર ચુનીલાલને સાફ સાફ કહેશે કે એ લોકો સત્યનો ત્યાગ કરે છે?'

મેં કહ્યું: 'હા.'

વલ્લભભાઈ: 'પણ જો તું જાણે! મને આ લોકોની બાજીમાં ખબર પડતી નથી. એવાં કુંડાળાં શા સારુ કરતા હશે? બાપુ શું કહેશે? સ્વામી, તું શું ધારે છે?

સરદારની આ ઘડીની તત્ત્વનિષ્ઠા, અમારા જેવા નાનકડા સાથીઓનો પણ અભિપ્રાય જાણવાની ઇચ્છા, અને 'આપણે જે કરીએ છીએ તે વિષે બાપુ શું ધારશે' એ વિષેની અપાર ચિંતા જોઈને સરદાર મારે માટે જેટલા પૂજ્ય હતા તેથીયે અધિક પૂજ્ય બન્યા. લડત દરમ્યાન ઘણીવાર તેઓ કહેતા, 'આ મુત્સદ્દીઓનાં જૂથમાં હું સીધો ભોળો ખેડૂત ન શોભું; એમની કળા મને ન આવડે,' એ શબ્દો મને બહુ યાદ આવ્યા. મેં કહ્યું: 'બાપુ પણ સરકારને આટલો લૂખો લહાવો લેવો હોય તો જરૂર લેવા દે. સરકારને નામ સાથે કામ છે, આપણને કામ સાથે કામ છે.'

સ્વામી કહે: 'મારો પણ એ જ મત છે.'

છેવટે વલ્લભભાઈ કહે: 'પણ સૂરતના સભ્યો આના ઉપર સહી કરશે?'

મેં કહ્યું: 'કરશે; સર ચુનીલાલ મહેતા કહેતા હતા કે તેમને એ વિષે શંકા નથી.'

શ્રી. વલ્લભભાઈ કહે: 'ભલે ત્યારે; એઓ સહી કરે તો કરવા દો. પણ તારે તો સર ચુનીલાલને સાફ કહી દેવાનું કે આમાં સરકારને હાથે સત્યનો ત્યાગ થાય છે.'

હું ગયો, સર ચુનીલાલની સાથે વાતો કરી, તેમને કાંઈ એ વાત નવી નહોતી. તેમણે કહ્યું, 'તમે તમારી સ્થિતિની ચોખવટ કરો એ બરોબર છે. સરકારને પણ હું એ જણાવીશ.' એટલામાં શ્રી. વલ્લભભાઈ આવ્યા. તેમણે વળી પાછી એની એ જ વાત ફોડ પાડીને કહી અને જણાવ્યું: 'સરકારને આવા અર્થહીન પત્રથી સંતોષ થશે એમ મને લાગતું નથી, પછી તો તમે જાણો.'

સર ચુનીલાલને કશી શંકા નહોતી જ. તેઓ રાજી થયા. ભગવાનની જેમ સરકારની ગતિ અગમ્ય છે. શ્રી. વલ્લભભાઈએ કહ્યું કે સૂરતના સભ્યો એ કાગળ લખવાને રાજી હોય તો મને વાંધો નથી એટલે તુરત જ સમાધાન નક્કી થયું !

સર ચુનીલાલ મહેતાને વિષે એ શબ્દ અસ્થાને ન ગણાય. સર ચુનીલાલને બીજા કોઈ પણ જણ કરતાં સરકારના મનની વિશેષ ખબર હતી, એટલે તેઓ બધું જોઈ વિચારીને અને સમજીને જ કરતા હતા. આ અણીને વખતે તેમની દેશભક્તિ તરી આવી હતી, અને સરકાર પ્રતિષ્ઠાના ભૂતને વળગતી ઉઘાડી પડે એ ભોગે પણ આ પ્રકરણનો અંત આણી બારડોલીના ખેડૂતને ન્યાય મળે એ વિષે તેઓ આતુર હતા. સરકાર કાંઈ થોડી જ આ પહેલીવાર ઉઘાડી પડવાની હતી !

પણ જો સરકાર પ્રતિષ્ઠાની માયાને વળગીને સંતોષ માનવાને તૈયાર હતી, તો શ્રી. વલ્લભભાઈ તત્ત્વના સત્ય વિના સંતોષ માને એમ નહોતું. તેમને તો સંપૂર્ણ, સ્વતંત્ર, ન્યાયપુરઃસર તપાસ જોઈતી હતી, અને લડાઈ પહેલાં જે સ્થિતિ હતી તે સ્થિતિ જોઈતી હતી. આટલું કરવાને તો સરકાર તૈયાર હતી જ, પણ ત્યાંયે પ્રતિષ્ઠાની માયા વળગેલી હતી જ. પેલો કાગળ લખવામાં આવે કે તરત જ તપાસ તો જે શબ્દોમાં શ્રી. વલ્લભભાઈએ માગી હતી તે જ શબ્દોમાં — બળજોરીનાં કૃત્યોની તપાસ બાદ કરીને તેના તે જ શબ્દોમાં — જાહેર થશે એમ નક્કી થયું, અને તલાટીઓને પાછા લેવા બાબત, જમીન પાછી આપવા બાબત, અને કેદીઓને છોડવા બાબત સૂરતના સભ્યો રેવન્યુ મેમ્બરને એક શિરસ્તા મુજબ કાગળ લખે એટલે તુરત ઘટતું કરવામાં આવશે એમ ઠર્યું. છેવટનો નુકસાનીના બદલા વિષેનો ભાગ કાગળમાં લખવાનો નહોતો, પણ સરકારી રાહે ઘટતું કરવામાં આવશે એમ ઠર્યું. શ્રી. વલ્લભભાઈને આથી વધારે કશું જોઈતું નહોતું. તેમને તો કામની સાથે વાત હતી, નામની સાથે વાત નહોતી.

બાકીની કથા તો ઝટ ઝટ કહી જવાય એવી છે. પેલા એક વાક્યના કાગળ ઉપર સૂરતના અને બીજા ત્રણચાર સભ્યોએ

સહી કરી — એ ત્રણચાર સો સા. અંદર ભળ્યા એ ભગવાન જાણે. એ જ વખતે સર ચુનીલાલ મહેતાની વિનંતિથી રા. બ. ભીમભાઈ નાયક, શ્રી. કનૈયાલાલ મુનશી, અને બીજા કેટલાક સૂરત કલેક્ટરને મળી સત્યાગ્રહીઓની વેચેલી જમીન પાછી મૂળ માલિકોને નામે ચડાવી દેવડાવવા માટે સૂરત ગયા. આ ખરીદનાર તો ઈનમીન અને સાડાતીન હતા. તેમને કલેક્ટરે ઢૂંઢાવી મંગાવ્યા, અને તેમને સમજાવી, દબાવીને તેમણે બધાએ મળી ૧૨,૦૦૦ રૂપિયાની જમીન ખરીદેલી તેટલા ૧૨,૦૦૦ રૂપિયા પાછા આપી તેમની પાસે જમીન છોડાવવામાં આવી. આ લોકોને જૂના કલેક્ટર અને કમિશનરે પોતાની ગાંઠનાં વચનો આપ્યાં હશે, એટલે એ જમીન તેમની પાસે છોડાવવી કેટલી મુશ્કેલ પડી હતી તેનું રમૂજી વર્ણન આ પ્રકરણમાં અગ્રગણ્ય ભાગ લેનાર શ્રી. મુનશીએ શ્રી. વલ્લભભાઈને મોકલ્યું હતું. જૂના કલેક્ટરે બિચારાએ ઘણીવાર પોતાનાં 'શુભ વચનો'માં કહેલું કે વેચેલી અને ખાલસા થયેલી જમીન કદી પાછી આપવામાં ન આવે, તેમને તો આ ટાંકણે જ સરકારે બીજા જિલ્લામાં મોકલી દીધા હતા, અને નવા કલેક્ટર મિ. ગૅરેટને આ કામ કરવામાં કાંઈ નાનમ લાગે એમ નહોતું. જે દિવસે સૂરતના સભ્યોએ પેલો કાગળ લખ્યો તે જ દિવસે ગાંધીજીએ અને શ્રી. વલ્લભભાઈએ જે શબ્દોમાં માગેલી હતી તે જ શબ્દોમાં તપાસસમિતિ નિમાવાનું જાહેર થયું. અને પેલા બીજા કાગળના જવાબમાં રેવન્યુ મેમ્બરે લખ્યું કે બધી જમીન પાછી આપી દેવામાં આવશે, કેદીઓ બધા છૂટી જશે, અને તલાટીઓ ઘટતા શબ્દોમાં અરજી કરે એટલે તેમને પાછા નોકરી ઉપર ચડાવવામાં આવશે. શ્રી. વલ્લભભાઈએ આટલું થયું એટલે પોતાનો સંતોષ જાહેર કર્યો, અને જાહેર રીતે તેમણે સરકાર સુદ્ધાં સૌનો આભાર માન્યો, અને ખેડૂતોને ઉદ્દેશીને પત્રિકા કાઢી તેમાંનો મુખ્ય ભાગ આ હતો :

“ આપણી ટેક જાળવવાને સારુ આપણે ઈશ્વરનો પાડ માનીએ. આપણે હવે જૂનું મહેસૂલ ભરવાનું છે, વધારો ભરવાનો નથી. જૂનું

મહેસૂલ ભરવાની તૈયારી સૌ કરી મૂકશો એવી આશા રાખું છું. ભરવાનો સમય મુકરર થયે જાણ કરીશ.”

કેદીઓ છૂટશે એવી આશા રાખીને એમણે આ વાક્ય લખ્યું હતું. પણ સરકારને હજી ખબર નહોતી કે શ્રી. વલ્લભભાઈને સમાધાની પસંદ પડી કે નહિ એટલે કલેક્ટરને બારડોલી જઈને શ્રી. વલ્લભભાઈ પાસે એ જાણી લેવાના હુકમ મળ્યા. શ્રી. વલ્લભભાઈએ જણાવ્યું કે મારો સંતોષ અને ધન્યવાદ તો હું મારી ગુજરાતી પત્રિકામાં દર્શાવી ચૂક્યો છું. એટલે તુરત જ કલેક્ટરે સરકારને તાર કર્યો, અને બીજે જ દિવસે બધા કેદીઓને છોડી દેવામાં આવ્યા, તલાટીઓને પાછા લેવા વિષેની અરજી શ્રી. વલ્લભભાઈએ જ ઘડી હતી અને તે કલેક્ટરને ગમી, એટલે તુરત જ તેમણે તેમની નિમણૂકના હુકમ કાઢ્યા. આ થયું એટલે લોકોનો ધર્મ હવે જૂનું મહેસૂલ ભરવાનું પોતાનું કર્તવ્ય કરવાનો હતો. એક મહિનાની અંદર તો લોકોએ બધું મહેસૂલ ભરી દીધું.

આમ ‘નિર્બલ કે બલ રામનો’ આધાર રાખી પોતાની ટેક ઉપર ઝૂઝનારા અને સંકટસહન જ મોટું શસ્ત્ર માની છ મહિના સુધી બળિયાની સાથે બાથ ભીડનારા બારડોલીના ભલાભોળા ખેડૂતોનો વિજય થયો. સત્ય અને અને અહિંસાનો આવો વિજય કેટલાંક વર્ષ થયાં હિંદુસ્તાને જાણ્યો નહોતો. સરદારની ત્રણ સફળ લડતોમાંની ભારેમાં ભારે આ લડત હતી; સ્વરાજ્યને પંથે તેમણે નાંખેલા મજલ દાખવનારા સ્તંભોમાંનો આ ત્રીજો સ્તંભ. નાગપુર સત્યાગ્રહમાં માત્ર એક હક સાબિત કરવાનો હતો તે સાબિત થયો. બોરસદની લડતના જેવી શીઘ્ર ફલદાયી અને સંપૂર્ણ સફળતાભરી તો એકે લડત થઈ નથી, પણ એ સ્થાનિક પ્રકારની હતી અને દોઢ જ માસમાં પૂરી થઈ એટલે દેશમાં ઘણાએ એને વિષે કશું જાણ્યું નહોતું. પણ બારડોલી સત્યાગ્રહ અપૂર્વ કહેવાય. કારણ તેણે દેશનું નહિ પણ સામ્રાજ્યનું ધ્યાન ખેંચ્યું હતું, અને લોકોની માગણીના ન્યાયીપણા અને મર્યાદાને લીધે એણે આખા દેશની સહાનુભૂતિ મેળવી હતી;

આ સત્યાગ્રહનો વિજય ઇતિહાસમાં અનેક કારણોને લીધે અપૂર્વ હતો: મુખ્ય એ કારણ કે બારડોલીને સત્યાગ્રહના પ્રથમ ક્ષેત્ર તરીકે ગાંધીજીએ પસંદ કરવામાં ભૂલ કરી નહોતી એ સિદ્ધ થયું; બીજું, હિંદુસ્તાનમાં રાંકમાં રાંક ગણાતા લોકોએ વિજય મેળવ્યો; ત્રીજું એ કે લડતને છૂંદી નાંખવાને પ્રતિજ્ઞાબદ્ધ થયેલી સરકારને પ્રતિજ્ઞાના પંદર દિવસની અંદર એ લોકોએ નમાવી; ચોથું એ કે રેવન્યુ ખાતામાં મોટા બાન્ધાતા ખણુ માથું ન મારી શકે એવા નોકરશાહીના સિદ્ધાન્ત છતાં સરકારને નમવું પડયું; પાંચમું એ કે ત્રણત્રણ ચારચાર વર્ષની રાષ્ટ્રીય નિરાશા અને યાદવીઓ પછી આવો મોટો વિજય પ્રાપ્ત થયો; છઠ્ઠું એ કે સત્યાગ્રહના નાયકે પ્રતિષ્ઠાના ભૂતનો ત્યાગ કરી તત્ત્વ તરફ જ તાક્યું હતું; અને છેવટે એ કે જે ગવર્નર કેટલોક સમય પોતાના હાથ નીચેના માણસોનું જ સંભળાવ્યું સાંભળતા હતા અને હિંદી પ્રધાનનું કહ્યું કરતા જણાતા હતા તેમણે સમાધાની કરવામાં પોતાથી થાય તેટલું કર્યું. પેલા અર્થહીન કાગળથી એમણે સંતોષ માન્યો તે પણ કદાચ શાંતિપ્રીત્યર્થે જ હોય. આ કારણે ગાંધીજી અને વલ્લભભાઈએ પોતાના લેખોમાં અને ભાષણોમાં સત્યાગ્રહીઓને તેમજ ગવર્નરને ધન્યવાદ આપવાનું ઉચિત ધાર્યું હતું.

## ૩૨

## અભિનંદન

"બાપુનો સંદેશ ભાંગ્યોતૂટ્યો પણ લોકોને પહોંચાડનારા કેટલા ઓછા છે? બાકી કોણ આપણે? આપણે કર્યું શું? બાપુએ નાહકના ચડાવી માર્યા."

સમાધાનની વાત દેશમાં વીજળીની જેમ ફરી વળી, અને સરદાર ઉપર અભિનંદનના તારો વરસ્યા તથા દેશનાં સઘળાં વર્તમાનપત્રોમાં પ્રશંસાના લેખો ઊભરાયા.

એ બધાનો અહીં ઉલ્લેખ કરવો તો શક્ય નથી, પરંતુ લડતના અંત વિષેના મુખ્ય મુખ્ય નેતાઓના અભિપ્રાય ટાંકીશ. અહીં જે પુષ્પોની નાની માળા હું ગૂંથવા ધારું છું તેમાં સૌથી અગ્રસ્થાન શ્રીમતી સરોજિની દેવીના અભિનંદનને ઘટે છે. ગાંધીજી ઉપરના પત્રમાં તેમણે લખ્યું હતું:

"જેના ઉપર આવી પડે તેને રાત્રે કેવા આકરા ઉજાગરા કરવા પડે છે તેની જગતને ક્યાં ખબર પડે છે? બારડોલીના લોકોએ રાતોની રાતો સુધી એવા કેટલાય આકરા ઉજાગરા કર્યા છે! . . . પણ મને આનંદ થાય છે કે આજે રાત્રે તો એ ભયાનક દિવસોમાં જે લોકોએ ઊંઘ અને આરામ જાણ્યો નથી તેમને મીઠી નિદ્રા આવશે અને તેથીયે અધિક મીઠાં સ્વપ્નો આવશે. . . . સત્યાગ્રહીનું કાર્ય સમાપ્ત થયું એટલે તેને જે મીઠી નિદ્રા આવે છે તે તો દેવોની જ દીધેલી હોય છે. જર્મન ફિલસૂફના શબ્દો તમે જાણો છો?—'તમારું કાર્ય એટલે યુદ્ધ, અને તમારી શાંતિ એટલે વિજય.' બારડોલીમાં પણ એમ જ થયું. બારડોલીમાં આજે શાંતિની અને યુદ્ધના શાંત માર્ગની વિજયપતાકા ફરકે છે. . . . હમણાં જ મેં તમારા સત્યાગ્રહના ઇતિહાસનાં હૈયાને હલાવનારાં અને તાદૃશ

ચિતાર આપનારાં પાનાંમાંનું છેલ્લું પૂરું કર્યું ત્યાં ટપાલમાં બારડોલીની સમાધાનીના ખુશ ખબર આવ્યા, જેને માટે ઘણો સમય થયાં રાહ જોવાતી હતી. . . . સમાધાની બન્ને પક્ષને શોભે એવી છે. મેં 'સરદાર' વલ્લભભાઈને એક મહિના ઉપર લખ્યું હતું તેમ સત્યાગ્રહનો ઊંડો, સાચો અર્થ ખરેખર 'નિર્બલની સંપત છે'— જેમને સાચી વસ્તુ મેળવીને સંતોષ છે, અને જેઓ અસત્યની માયા પાછળ ભમનારા નથી, તેમની સંપત છે. બારડોલી મારફત જગતને સત્યાગ્રહનો પદાર્થપાઠ આપવાનું તમારું સ્વપ્ન આજે બારડોલીએ પોતાની રીતે સફળ કર્યું છે."

ગાંધીજી જેઓ તે પ્રસંગે બારડોલીમાં હતા તેમણે મુંબઈ સરકારને, બારડોલીના ખેડૂતોને અને શ્રી. વલ્લભભાઈને 'યંગ ઇંડિયા'માં અભિનંદન આપ્યું. તેમણે લખ્યું: "વલ્લભભાઈની દૃઢતા તેમજ નમ્રતા વિના આ સમાધાન થઈ જ ન શક્યું હોત." "સત્યાગ્રહીઓએ જે માગ્યું હતું તે બધું તેમને મળ્યું છે. તપાસસમિતિના કર્તવ્યક્ષેત્રની આંકણી આપણે ઇચ્છીએ તેવી જ થઈ છે. એટલું છે કે મહેસૂલ વસૂલ કરવા માટે સરકારની દમનનીતિનાં કૃત્યોની બાબતમાં જે આક્ષેપો છે તે સંબંધમાં કશી તપાસ નથી થવાની. પરંતુ એ માગણી જતી કરવામાં શ્રી. વલ્લભભાઈએ ઉદારતા દાખવી છે, કારણ ખાલસા થયેલી જમીનો, વેચાઈ ગયેલી જમીનો સુદ્ધાં પાછી મળવાની છે, તલાટીઓને ફરી પોતપોતાની નોકરી ઉપર ચડાવી દેવાના છે, અને બીજી ગૌણ બાબતો ઉપર પણ ધ્યાન આપવામાં આવનાર છે."

લાલા લજપતરાયે 'પીપલ'માં લખતાં જણાવ્યું: "સરકાર અને બારડોલીના ખેડૂતો વચ્ચેની લડતનું સમાધાન એ લોકપક્ષનો એક મહત્ત્વનો વિજય છે, તેમ જ સરકારને માટે પણ માનભરી વસ્તુ છે. સત્ય અને ન્યાયનો એ નૈતિક વિજય છે. વળી લોકમત જો સારી રીતે સંગઠિત કર્યો હોય અને તેની પાછળ બળ હોય તો તેના દબાણને સરકાર પણ વશ થાય તેવી છે એ આ સમાધાનમાં ચોક્કસ દેખાય છે. લડત મક્કમ અને સંગઠિત હોય અને તેની સાથે ભોગ આપવાની પૂરી તૈયારી હોય તો જ તે કાળે તેની અસર પડે જ છે."

સિમલામાં વલ્લભભાઈને દેખતાંની સાથે જ 'ભલે પધાર્યા બારડોલીના સરદાર! તમે ઇતિહાસ ઘડ્યો છે' એમ બોલીને ભેટી પડતા સ્વ. લાલાજીની મૂર્તિ હજી નજર આગળ તરે છે.

પંડિત મોતીલાલ નેહરુએ આ સમાધાનને 'સુંદર વિજય' કહીને ગાંધીજી અને શ્રી. વલ્લભભાઈને અભિનંદન આપ્યું.

શ્રી. રાજગોપાલાચારીએ લખ્યું: "ખરેખર આ વિજય અદ્ભુત છે, અને જે રીતે આ પરિણામ આવ્યું તે જોઈને મને બહુ આનંદ થાય છે. ગાંધીજીએ લખ્યું છે તેમ હજી તો બહુ કામ કરવાનું છે. હું આશા રાખું છું કે આખરે ખેડુતોને ન્યાય મળશે જ. પરંતુ રાષ્ટ્રીયતાની અને નીતિની દૃષ્ટિએ વિજય મળી જ ચૂક્યો છે. આપણા દેશના ઇતિહાસમાં વલ્લભભાઈનું કાર્ય બહુ ભારે છે."

પંડિત મદનમોહન માલવીયજીએ વલ્લભભાઈને અભિનંદન આપતાં કહ્યું: "સત્યાગ્રહની એક સચોટ જીત ચંપારણમાં થઈ હતી. બીજી અને તેના જ જેવી મહાન જીત બારડોલીની છે."

શ્રી. કનૈયાલાલ મુનશીએ તાર કર્યો: "આપણા દેશના જાહેર જીવનના ઇતિહાસમાં અતિશય ઉજ્જવળ વિજય માટે અભિનંદન."

શ્રી. સત્યમૂર્તિનો તાર હતો: "હાર્દિક અભિનંદન. સ્વરાજ્યના એકમાત્ર માર્ગમાં તમે આગેવાન થયા છો."

શ્રી. શુભાશ બોઝે તારથી જણાવ્યું: "આ યશસ્વી વિજય માટે તમારી સાથે સારું હિંદ આનંદ અનુભવે છે. સત્યાગ્રહીઓ અને તેમના નેતાને વંદન."

મૌ. શૌકતઅલી અને શ્વેબ કુરેશીએ 'આપણા બહાદુર ભાઈઓ, સરદાર અને સાથીઓને' તારથી અભિનંદન આપ્યા.

મિ. રિચર્ડ ગ્રેગે ગાંધીજી ઉપરના કાગળમાં લખ્યું: "બારડોલીના ખેડુતોને, આપને અને શ્રી. વલ્લભભાઈ પટેલને હાર્દિક અભિનંદન. લડત ભવ્ય હતી અને સંગઠનની દૃષ્ટિએ તો આખા દેશને એક અસરકારક દૃષ્ટાન્તરૂપ તે થઈ પડશે. કિંમત તો ભારે આપવી પડી, પણ વિજયનાં પરિણામ સહન કરેલાં કષ્ટો

કરતાં વધારે કીમતી છે. હું તો માનું છું કે ખેડૂતોની રગેરગમાં શરાબની માફક — જો આ ઉપમા સામે આપનો વાંધો ન હોય તો — એ ફરી વળશે."

સર લલ્લુભાઈ શામળદાસે 'ઇંડિયન નેશનલ હેરલ્ડ'માં એક ખાસ લેખ લખ્યો. તેમાં તેઓ જણાવે છે, "તાલુકાના ખેડૂતોએ હિંસાનું એક પણ કૃત્ય કર્યા વિના આટલાં કષ્ટો સહ્યાં તેથી સારા હિંદુસ્તાનમાં જ નહિ પણ પરદેશમાં પણ તેમને માટે પ્રશંસા અને અજાયબી ઉત્પન્ન થઈ છે. ઉશ્કેરાયા વિના અને સામો ઘા કર્યા વિના લોકો કષ્ટો વેઠી લેશે એ વિષે હું અશ્રદ્ધાળુ હતો. આ લડતના કેટલાક આગેવાનો આગળ મારી અશ્રદ્ધા મેં વ્યક્ત કરી ત્યારે ખાસ કરીને શ્રી. મહાદેવ દેસાઈએ મને ખાતરી આપેલી કે જ્યાં સુધી આ લડત વલ્લભભાઈના કાબૂમાં છે ત્યાં સુધી ખેડૂતો તરફથી હિંસા થવાનો જરાય ભય નથી. સત્યાગ્રહની લડતને વિજયને અંતે પહોંચાડવાની લોકોની શક્તિ વિષેના મારા ખ્યાલમાં હું ભૂલ્યો હતો એ વસ્તુ હું ખુશીથી કબૂલ કરું છું. વલ્લભભાઈ સિવાય બીજા કોઈ આવી લડતમાં સફળ થાય નહિ. લોકોનો વિશ્વાસ તેમણે જેટલો જીતી લીધો તેટલો ભાગ્યે જ બીજો કોઈ જીતી શકે. ખેડૂતોએ પણ એટલી જ ધીરજ અને સહનશક્તિ બતાવ્યાં. પોતાના નેતાના પડ્યા બોલ તેમણે ઝીલ્યા છે."

સરોજિની દેવીના મધુર પત્રથી આપણે આરંભ કર્યો. શ્રી. શ્રીનિવાસ શાસ્ત્રીના મધુરા પત્રથી આ પ્રકરણ સમાપ્ત કરશું:

"બારડોલી પ્રકરણનું પરિણામ સાંભળીને મને કેટલો આનંદ થયો છે! બન્ને પક્ષને તે શોભા આપનાર છે. વલ્લભભાઈ પટેલ બહુ ઊંચે ચડ્યા છે. પૂજ્ય ભાવથી મારું મસ્તક તેમને નમે છે. તેમના ભાઈએ પણ ભલી કરી. અને ગવર્નરને પણ આપણે વીસરવા જોઈએ નહિ. તેમની મુશ્કેલીઓ પણ મોટી હશે જ. ઊંચા દરજ્જાના અમલદારોને કેટલાં બંધનો અને મર્યાદાઓમાં રહીને કામ કરવું પડે છે તેનો ખ્યાલ આપણામાંના બહુ થોડાને હોય છે. પોતાની માનવલાગણીઓને બરાબર વ્યક્ત કરવાનું તેમને માટે શક્ય નથી હોતું, એટલા બધા તે તેમના હોદ્દાના અને તેને લગતી પરંપરાઓના ભાર નીચે દબાઈ ગયેલ હોય છે.

ન્યાયપરાયણતાના સદ્ગુણથી અડધી અમલદાર આલમ તો ડરતી જ હશે અને અડધી તેને હૃદયથી પૂજે છે.

આ લડતમાંના તમારા હિસ્સા વિષે તો હું કાંઈ લખતો જ નથી. કારણ બાહ્ય દૃષ્ટિએ તમે તેથી અલગ રહેવાનું પસંદ કર્યું હતું, અને એની કીર્તિમાં તમારો કોઈ હિસ્સો ગણે એ તમને ગમે પણ નહિ. જેમ કેટલાક ફિલસૂફો માને છે કે ઈશ્વરે આ સંસારના સતત પ્રવર્તતા ચક્રને ગતિ આપી પણ પછી તે ચલાવવા માટે તેની આવશ્યકતા અનિવાર્ય ન રહી, અને છતાં તે ચક્રના પરિવર્તનનો અનિવાર્ય હેતુ તો તે રહ્યો, તેમ તમે પણ અદૃશ્ય માર્ગદર્શક અને ચેતનદાયી દૃષ્ટાન્તરૂપે સહુના હૃદયમાં પ્રવર્તતા અને સહુને સીધે પંથે રાખતા રહ્યા છો. સાચી વાત છે કે એમની કીર્તિમાં તમારો ભાગ નથી, કારણ તમારી કીર્તિ જ અનેરી છે, એમાં કોઈ ભાગ ભરી શકે એમ નથી, અને એને તમે ટાળી શકો એમ પણ નથી.”

## ૩૩

## તાજો જુલમ

"જ્યાં સુધી પોતાની ભૂલ કબૂલ કરતાં સરકાર શરમાય છે ત્યાં સુધી આપણે સમજી શકીએ છીએ કે એના ઉદ્ધારનો હજી દિવસ આવ્યો નથી."

આ પ્રકરણો વાંચનારને કહેવાની જરૂર નથી કે બારડોલીની સમાધાની સરકારે રાજીખુશીથી નહોતી કરી. સરકાર નમી તે લોકોની માગણી ન્યાય્ય છે એમ સમજીને નહિ, પણ તેને લાગ્યું કે હવે ત્રાસનીતિ ઝાઝી ચાલી શકે એમ નથી તેથી.* ૧૯૨૮ના ઑગસ્ટ મહિનાના મધ્યમાં 'યંગ ઇંડિયા'માં લખતાં ગાંધીજીને નોંધવું પડ્યું હતું કે સિવિલ સર્વિસમાં હૃદયપલટો થયો નથી. તેમણે લખ્યું હતું:

"એમ સાંભળીએ છીએ અને જોવામાં પણ આવે છે કે સિવિલ સર્વિસને સમાધાનીથી સંતોષ થયો નથી. જો તેને સંતોષ થયો હોત તો સરકાર અને તેમનાં કાર્યો વિષે જે જૂઠાણાંનો ધોધ ચાલી રહ્યો છે તે બંધ થયો હોત."

અરે, બંધ થવાને બદલે એ વધ્યો, કારણ છેક બે માસ પછી જૂઠાણાંમાં જ પોતાનું જોર માનનાર સરકારના એ મુખપત્રે 'બારડોલીની આફત' નામનો પોતાના ખબરપત્રીનો એક પત્ર બહાર પાડ્યો હતો જેમાં તેણે લખ્યું હતું કે શ્રી. વલ્લભભાઈએ

* સને ૧૯૨૯માં નવા ગવર્નરે બારડોલી વિષે બોલતાં જે ઉદ્ગારો કાઢ્યા અને રેવન્યુ મેમ્બર મિ. રૂએ જે ભાષણ કર્યું તે સરકારની નફટાઈ બતાવવાને માટે પૂરતાં હતાં. આ પ્રકરણ ૧૯૨૮માં લખાયું હતું.

બારડોલીમાં સત્યાગ્રહસેના હતી તેવડી જ કાયમ રાખી છે, સરદાર સમાધાની થઈ છે એમ માનતા નથી, એટલું જ નહિ પણ તે અને તેમના સાથીઓ તપાસસમિતિને માટે પુરાવા એકઠા કરી રહ્યા છે, અને સમિતિની આગળ ઘણા ખેડુતો પુરાવો આપે એમ ઇચ્છતા નથી, કારણ એકબીજાને તોડે એવો પુરાવો આપે તો તેમનો કેસ માર્યો જાય. આમાંથી એકે વાત સત્ય નહોતી. કારણ શ્રી. વલ્લભભાઈ તો આખો વખત બારડોલીની બહાર હતા, અને તેમણે આ લેખ જોયો એટલે તુરત એનું પોકળ ખોલનારું એક નિવેદન બહાર પાડ્યું. વલ્લભભાઈનું આ નિવેદન એ વર્તમાનપત્રે પ્રસિદ્ધ તો કર્યું, પણ આગલાં જૂઠાણાં માટે ન દિલગીરી બતાવી કે તે ખેંચી લીધાં. ઊલટાં પેલાં મૂળ જૂઠાણાં લંડન જેમનાં તેમ તારથી મોકલવામાં આવ્યાં! અને આ બધું બારડોલીની તપાસસમિતિના સભ્યોની નિમણુક થઈ તેના બેપાંચ દિવસ આગાઉ.

આમ તપાસને ખરાબ કરનારા આવા પ્રયત્નો શ્રી. વલ્લભભાઈ સાંખી શક્યા નહિ એટલે તેમણે સરકારના રેવન્યુ મેમ્બરને એક કાગળ લખીને પુછાવ્યું કે કમિટીમાં કયા અમલદારોને નીમવા ઇચ્છો છો. તેમણે એ પણ જણાવ્યું કે સમાધાનીની આખી મસલત દરમ્યાન તેમની અને બીજા મિત્રોની સમજ એવી હતી કે ન્યાયખાતાનો અમલદાર મિ. ડેવીસ નીમવામાં આવશે, અને એની સામે શ્રી. વલ્લભભાઈને વાંધો નહોતો. સરકારે આ વાતનો તદ્દન ઇનકાર કર્યો, મિ. બ્રુમફીલ્ડ અને મિ. મેક્સવેલની નિમણુક જાહેર કરી, પણ શ્રી. વલ્લભભાઈને તાર કર્યો કે પૂના આવી જાઓ તો મિ. ડેવીસને નીમવામાં અડચણો છે તે સમજાવવામાં આવે. શ્રી. વલ્લભભાઈ ગયા — સરકારની પાસે ખુલાસો મેળવવાની આશાથી નહિ પણ પોતાને એક પ્રકારનો વસવસો રહેતો હતો તે દૂર કરવા. જ્યારે સમાધાનીની શરતો નક્કી થઈ ત્યારે સર ચુનીલાલ મહેતા અને વલ્લભભાઈની વચ્ચે કેટલીક બાબતો વિષે ચોખ્ખી સમજ હતી — એમાંની એક મિ. ડેવીસની નિમણુક હતી, અને બીજી સત્યાગ્રહ દરમ્યાન ચોથાઈ વગેરે જે દંડો ખેડુતોની

પાસે લીધા હોય તે માફ કરવાની. કેદીઓને છોડવામાં આવ્યા હતા અને જપ્ત કરેલાં લાઇસન્સ પાછાં આપવામાં આવ્યાં હતાં, પણ ચોથાઈ દંડ પાછા આપવામાં આવ્યા નહોતા. જે સત્યાગ્રહીઓની જંગમ મિલકત જપ્ત થઈ નહોતી અને જેમણે સમાધાની થઈ ત્યાં સુધી એક કોડી ભરી નહોતી તેમને આ ચોથાઈ દંડ આપવાનો નહોતો તો જેમના ઉપર લડત દરમ્યાન જપ્તીઓ થઈ હતી અને જેમણે હોરઢાંખર ખોયાં હતાં તેમણે શા સારુ ચોથાઈનો વધુ દંડ આપવો જોઈએ? દુઃખની વાત તો એ હતી કે જેઓ સત્યાગ્રહમાં જોડાયા નહોતા પણ કેટલોક સમય પૈસા ભર્યા નહોતા અને પાછળથી ભર્યા હતા તેમની પાસે પણ આ દંડ લેવામાં આવ્યો હતો. શ્રી. વલ્લભભાઈ સમાધાની થઈ ત્યારથી રા. બ. ભીમભાઈ નાયકને કહ્યા કરતા હતા કે આ દંડની રકમ પાછી મેળવી લો. રાવ બહાદુર કલેક્ટરને મળ્યા હતા, રેવન્યુ મેમ્બરને મળ્યા હતા, પણ કંઈ વળ્યું નહોતું. શ્રી. વલ્લભભાઈને આ વાત બહુ ખટકતી હતી, અને તેમને લાગતું હતું કે કમિટીના સભ્યોની નિમણૂક વિષે પોતે પોતાનો વાંધો ખેંચી લે તોપણ આ વસ્તુ તો છોડી દઈ શકાય એવી નહોતી જ. એટલે રેવન્યુ મેમ્બરે જ્યારે મિ. ડેવીસને નીમવાની સરકારની અશક્તિનો ખુલાસો આપ્યો ત્યારે શ્રી. વલ્લભભાઈએ તેમને કહ્યું કે મિ. ડેવીસ ન નિમાયા તે સાંખી લેવાને તૈયાર છું — કારણ એકવાર એ અમલદારની નિમણૂક જાહેર કર્યા પછી તે ફેરવવાની સરકારની મુશ્કેલી હું સમજી શકું છું, પણ આ ચોથાઈ દંડ પાછો આપવાનું ન બને તો તો સત્યાગ્રહીઓ તપાસ-સમિતિ વિના ચલાવી લેશે, કારણ સમાધાનીમાંથી જે વસ્તુ સ્વાભાવિક રીતે ફલિત થાય છે તેટલી પણ ન કરવામાં આવે તો સરકારની દાનત વિષે સૌ કોઈને શંકા થાય. રેવન્યુ મેમ્બર પ્રથમ તો એકના બે ન થયા, એટલે શ્રી. વલ્લભભાઈ તેમની રજા લઈને પોતાને મુકામે પાછા ફર્યા. પણ રેવન્યુ મેમ્બરને તરત પોતાની ગંભીર ભૂલ સમજાઈ, તે તુરત ગવર્નરની પાસે દોડ્યા, અને શ્રી. વલ્લભભાઈ પૂનાથી પાછા નીકળવા ઊપડે તે પહેલાં તેમને હાંફળા હાંફળા આવી મળ્યા અને કહેવા લાગ્યા: 'નામદાર

ગવર્નર કહે છે કે ચોથાઈ દંડની બાબત નજીવી છે એટલે તે વિષે કંઈ મુશ્કેલી ન હોવી જોઈએ, માત્ર શ્રી. વલ્લભભાઈએ કમિટીની નિમણૂક સ્વીકારવી જોઈએ.' ફરી એકવાર સિદ્ધ થયું કે નામદાર ગવર્નર જ્યારે શાંતિને માટે ઉત્સુક હતા ત્યારે તેમના સલાહકારો કેવળ ન્યાય આપવાને પણ તૈયાર નહોતા અને લડત સળગાવતાં પાછું ફરીને જુએ એવા નહોતા.

આવું વાતાવરણ ચાલુ રહે તો ખેડુતને ન્યાય શી રીતે મળે? એટલે વિચક્ષણ સરદારે પૂનાથી નીકળતાં રેવન્યુ મેમ્બરને એક પત્ર લખ્યો તેમાં જણાવ્યું: 'કમિટીની નિમણૂક તો હું સ્વીકારું છું, પણ તે એવી સ્પષ્ટ શરતે કે તપાસ દરમ્યાન કોઈ પણ વખતે મને લાગે કે ન્યાયસર કામ નથી થતું, અથવા તપાસને અંતે મને એમ લાગે કે કમિટીનો નિર્ણય પુરાવામાંથી નીકળી શકે એવો નથી અને અન્યાય્ય છે તો સરકારને પાછી લડત આપવાની મને છૂટ રહેશે.' આનો જવાબ રેવન્યુ મેમ્બરે આપ્યો હતો તેમાં આ શરત વિષે તેમણે વાંધો લીધો નહોતો.

સરદારે તો 'ચેતતો નર સદા સુખી' એ સૂત્રને અનુસરીને જ આટલી સાવધાની રાખી હતી.

## રળિયામણી ઘડી

[ સત્યાગ્રહના વિજયના ઉત્સવપ્રસંગના મારા ‘નવજીવન’ના લેખ અને ગાંધીજી અને વલ્લભભાઈનાં ભાષણ જેમના તેમ અહીં ઉતાર્યા છે. મ. હ. દે. ]

‘જાનકીનાથ સહાય કરે જબ કૌન બિગાડ કરે નર તેરો ?’

‘નિર્બલ કે બલ રામ’

### પાવક દશ્યો

બારડોલી સત્યાગ્રહના વિજયની ઉજવણી બારડોલીના ગામડાંમાં જોઈ, બારડોલી તળમાં જોઈ, સૂરતમાં જોઈ, અને અમદાવાદમાં જોઈ. હજી ઘણે ઠેકાણે થશે. પણ ગામડાંની ઉજવણીમાં સત્યાગ્રહમાં ભાગ લેનારાઓ પણ શામેલ હતા એટલે એની નોંધ વિશેષ મહત્ત્વની છે.

એ ઉજવણીનાં દશ્યોના સહેજે કેટલાક વિભાગ પડી જાય છે, અને તે વિભાગ પ્રમાણે નોંધને ગોઠવવાની રજા લઉં છું. એ દશ્યોમાં જેને પાવક દશ્યો કહી શકાય એ તો બારડોલીનાં ગામડાંમાં જોવાનાં હતાં. એ ભોળા ભલા ખેડુતોને, અને જેનું દર્શન વિકારોને પણ શમાવી શકે એવું પુનિત છે એવી ખેડુત-સ્ત્રીઓને બારડોલી સત્યાગ્રહનો અંત કેવી રીતે આવ્યો, સમાધાની કેવી રીતે થઈ, કોણે કરી, સમાધાનીમાં શું શું થયું એ જાણવાની પરવા નહોતી. તેમને તો ગાંધીજી અને વલ્લભભાઈનાં દર્શન પૂરતાં હતાં, તેમને વિજયનાં ગીત ગાવાનાં નહોતાં, તેમને તો લડત પૂરી થઈ અને પોતાના હૃદયના દેવ તેમની આગળ અમૃતવચન સંભળાવવાને આવીને ઊભા છે

એટલી જ વાત બસ હતી. તેમની પાસે શેઠિયાની જેમ કીમતી હારોમાં પૈસા ખર્ચવાના નહોતા, તેઓ તો ભર વરસાદમાં કાદવ-કીચડ ખૂંદીને, નદીઓ ઊતરીને, પોતાના કાંતેલા સૂતરના હારો લઈને આવ્યાં હતાં. હા, આજે જેમ તેમને આનંદની ઘડી હતી, પોતાના વહાલા નેતાઓ આવ્યાની વધામણી હતી, તેમ તેમને એક રમણીય મૂંઝવણ પણ હતી. પાટીદારની સ્ત્રીઓ તો સંતના દર્શને ખાલી હાથે જાય જ નહિ, એટલે ભેટો લઈને આવી હતી. પહેલી ભેટ તો ગાંધીજીને ધરવાની હોય, પણ પછી પાસે ન હોય તો વલ્લભભાઈને શું ધરવું? જેની પાસે બે રૂપિયા હોય તે તો રૂપિયો રૂપિયો બંને મૂર્તિઓ આગળ મૂકીને સંતોષ માનતાં, પણ એક હોય તેનું શું થાય? પાંચ હોય તે ત્રણ ગાંધીજી આગળ મૂકે, બે વલ્લભભાઈ આગળ મૂકે, એમાં પણ મૂંઝવણ તો હતી જ. જગતમાં એકથી બધું સધાય છે, બેથી બગડે છે એમ કહેવત છે, પણ આ સત્યાગ્રહી પાટીદારણોને તો બેકી ભેટ હોય તો મૂંઝવણ મટતી હતી, એકી હોય તો મૂંઝવણ વધતી હતી. તેમની મૂંઝવણ ભલે વધતી હોય કે ઘટતી હોય, તટસ્થ પ્રેક્ષકને એ બંને સ્થિતિમાં ઊભરાતા પ્રેમનાં દર્શન થતાં હતાં. સત્યાગ્રહની લડતનાં કાવ્યો બનાવનાર કવિએ તો વિજયનાં ગીતો બનાવ્યાં હતાં, પણ આ પાટીદાર બહેનો તો પોતાનાં પુરાણાં ગીતો જ ગાતી હતી — 'ગાંધીજી સવરાજ લઈ વેલા આવજોરે,' 'સાબરમતી આશ્રમ સોહામણું રે,' એવાં એવાં ધ્રુવભાવનાં ગીતો જ તેમને મોઢે ચડતાં હતાં. રાનીપરજ બહેનોને રૂપિયા આપવાના હોય નહિ એટલે મોટી મૂંઝવણ પડતી નહોતી. પોતે કાંતેલા સૂતરના હારો તેઓ બંને મૂર્તિઓને પહેરાવીને આનંદ માનતી હતી, અને રેંટિયા અને દારૂનિષેધનાં ગીતો ગાતી હતી.

પીશો મા, પીશો મા, પીશો મા, દારૂ પીશો મા.
અમે પીશું તો ગાંધીરસ પીશું — દારૂ૦
અમે પીશું તો રામરસ પીશું — દારૂ૦

આ સાદી સીધી કડીઓમાં તેમનો નૈસર્ગિક કંઠ પુરાઈને જે અસર થતી હતી તેના ભણકારા હજી કાનમાં વાગ્યા કરે છે, અને

થાય છે કે સાચો 'ગાંધીરસ' પીનારા તો આ જ લોકો છે, બીજા નામનાં છે. આવાઓની આગળ ગાંધીજીને કે વલ્લભભાઈને ભાષણો કરવાની પણ શેની જરૂર પડે? તેઓ તો કરવાનું કરી રહ્યાં છે.

## જેલી ભાઈઓ

આ પાવક દૃશ્યોમાં વૃદ્ધિ કરનારાં દર્શન જેલમાંથી છૂટી આવેલા વીરોનાં હતાં. બારડોલીની લડતે જેમ જેલ બહાર રહેનારાઓની ઠીકઠીક કસોટી કરી છે તેમ જેલમાં જઈને બેઠેલાઓની પણ સારી કસોટી કરી છે. એ કસોટીમાંથી પાર ઊતરીને આવેલા, ઘસાયેલા શરીર પણ ઉજ્જવળ આત્મા સાથે આવેલા એ વીરોનાં દર્શન પાવક હતાં. બધા સત્યાગ્રહીઓમાંથી એકેના ઉપર સરકારના જેલર અને જેલ સુપરિન્ટેન્ડન્ટે કશી દયા કે ભલમનસાઈ રાખી હોય એમ ન સાંભળ્યું, પણ વિટંબણાની વાતો કરતાં તેમનાં મોં ઉપર તો સ્મિત સિવાય બીજું કશુંય નહિ. વાંકાનેરના ખેડુતવીરોએ તો અગાઉ કદી જેલ જોયેલી નહિ. તેમાંના ઘણાખરાને કઠણમાં કઠણ મજૂરી આપવામાં આવી હતી,—ચક્કીમાં ૩૭ શેર રોજ દળવાનું, પંપ ચલાવવાનો વગેરે—જેલર ખાસ ભલો થાય તો કોઈવાર ખરાબમાં ખરાબ ઘંટી પસંદ કરીને તે ઉપર દળાવતો, તોપણ જરાય આનાકાની વિના તેઓ પોતાનું કામ બજાવી આવ્યા. એ લોકોને જોઈને કોને ઉત્સાહ અને આશા ન મળે? રાયમનો એક ગરીબ ગાય જેવો ખેડુત જરાય પુરાવા વિના જેલમાં ગયેલો. તેના સ્વાગતને માટે તેની વીર પત્ની આવી હતી. પત્નીને ભય હતો કે કદાચ પોતાનો ભલો, ગરીબડો પતિ, જેલના ત્રાસ નીચે ભાંગી પડશે, પણ તે જેલની જહેમત વેઠીને સાજોસમો પાછો આવ્યો તેથી તે બહેનના આનંદનો પાર નહોતો. ગાંધીજીને પ્રણામ કરતાં કરતાં તે બહેન કહે: '૭ મહિના તો ની રે'વા પામ્યા. તણ જ મહિનામાં આવી ગીયા.' એ ખેડુતને લેવાને તેનું આખું ગામ સ્ટેશને ઊલટયું હતું. ઘણાઓને મનમાં થયું હશે કે આપણો આ ગરીબડો ભાઈબંધ શી રીતે

જેલમાં ટકી શકશે, પણ સૌનો ભ્રમ ભાગ્યો, અને પોતાના ગામડામાં પણ કદી બહુ ન બોલનારા એ ભાઈએ પોતાનું સ્વાગત કરવાને ભેગા થયેલા ભાઈઓને કહ્યું: ‘મારી ભડક ભાંગી ગઈ, મારી જીભ પણ ખૂલી ગઈ છે. જેલમાં કશું નથી. ઘેર મહેનત કરવાની અને ત્યાંયે મહેનત કરવાની. મને તો લાભ જ થયો છે, હું તો જેલમાં બીડી છોડી આવ્યો.’

જેલનો ત્રાસ કેટલો હશે તે તો ભાઈ ચિનાઈને અને વાંકાનેરના એક ભાઈને કેવળ જોવાથી જ પ્રતીત થતું હતું. ચિનાઈનું તો વજ્ર જેવું શરીર, પણ તે શરીર ભાંગી પડયું. કામ રાક્ષસનું લેવું અને ખોરાક દુકાળિયાનો આપવો એ ન્યાયે આપણી જેલો ચાલે છે. ચિનાઈએ પોતે તો પોતાનું દુઃખ જાહેર ન કર્યું, પણ રવિશંકરભાઈએ બેત્રણ વાક્યોમાં બધું કહી દીધું: ‘ચિનાઈએ તો કમાલ કીધી. એમની પવિત્રતાથી હું ચકિત થઈ ગયો. સવારથી ચક્કી શરૂ કરે તે ઘણીવાર સાંજના રોટલા વખત સુધી ચાલતી હોય ત્યારે માંડ પૂરા ૩૭ શેર થાય, થાકયાપાકયા પડે એટલે રોટલા ખાવાના હોય, અને પાણીમાં અગાઉથી ભીંજવી રાખેલા કોબી કે એવા જ કશાના પાકા, આંગળી જેટલા જાડા, ડીટાનું શાક હોય. પણ ચિનાઈએ કદી ફરિયાદ નથી કરી, પોતાનું કામ કદી કોઈની પાસે નથી કરાવ્યું.’

આ શાક અને રોટલા અને માંદાની માવજતના સંપૂર્ણ અભાવને લીધે વિદ્યાપીઠનો એક વિદ્યાર્થી ભાઈ દિનકર મહેતા તો જેલમાંથી ઝેરી તાવ લઈને નીકળ્યો. હજી અમદાવાદની ઇસ્પિતાલમાં પડયો છે, અને બચે તો તેનાં સગાંવહાલાં અને મિત્રોના નસીબે બચે એવી સ્થિતિ છે.*

જેલ નથી લાગી રવિશંકરભાઈને. તેમનું મધુરું હાસ્ય જેલમાં જઈ આવ્યાથી જરાય ઝાંખું નથી થયું. એમનું શરીર વજ્ર જેવું હશે કે તે શરીરમાં રહેલું સંકલ્પબળ વજ્ર જેવું હશે, તેમના

* અહીં સહર્ષ એ જણાવવું જોઈએ કે ભાઈ દિનકર હવે તદ્દન સાજા થઈ ગયા છે. —પ્રકાશક

ઉપર જેલ નથી અસર કરી શકતી; કદાચ સરકારની પાસે નરક-વાસ આપવાનો અધિકાર હોય તો તે નરકને પણ સ્વર્ગ કરી મૂકવાની શક્તિ રવિશંકરભાઈ ધરાવે છે. હસતા હસતા તે કહે: 'लाभस्तेषां जयस्तेषां कुतस्तेषां पराजयः એ વાત અમારે માટે તદ્દન સાચી છે. આવી જીત મળશે, આટલામાં છૂટીને નીકળશું એવું સ્વપ્ને પણ નહોતું ધાર્યું.' રવિશંકરભાઈ તો ધારાળાઓના ગોર રહ્યા, એટલે તેમને પોતાના ઢગલાબંધ જજમાનો જેલમાં મળી ગયા. કોઈ કેદીની સાથે તેમને સીધી ઓળખાણ હોય, તો કોઈનાં સગાંવહાલાં યાદ કરીને ઓળખાણ નીકળે. 'મહારાજ, તમે અહીં ક્યાંથી! હારું, ભલે આવ્યા. તમને ચક્કીનું કામ આપ્યું છે. ફિકર નહિ, આપણું પંદરહત્તર માણસ ચક્કી પર છે. તમારું તો ઘડીકમાં દળી દેવું,' એમ કહીને સૌ આશ્વાસન આપે. એક જણ તો હરખઘેલો થઈને પગે લાગી પડ્યો: 'હેં, ગાંધીજી તમે અહીં ક્યાંથી?' — જે ધારાળાઓએ ગાંધીજીનાં કદી દર્શન નથી કર્યાં તેને રવિશંકરભાઈ 'ગાંધીજી' જ છે — એટલે પછી 'ગાંધીજી' સમજાવે કે કેમ આવવાનું થયું. પોતાના જેલજીવનની વાતો કરતાં રવિશંકરભાઈ કહે: 'આપણે તો કાગડા બોલે સૂવું અને કાગડા બોલે ઊઠવું. ઊઠ્યા કે તરત સાબરમતી આશ્રમનો ઘંટ સંભળાય. બીજા ઊઠ્યા હોય તે પહેલાં તો હું પરવારીને બેઠેલો હોઉં. મેં તો જેલમાંથી બહાર નીકળીને જ દીવો જોયો. જેલમાં દીવાનાં દર્શન નથી કરવા પામ્યો. છ અઠવાડિયાં મને ઘંટી હતી. રોજ ૩૭ શેર દળવાનું. નાગપુરમાં તો બેત્રણ કલાકમાં એટલું દળીને ફેંકી દેતો. અહીં આરંભમાં જરા મોડું થતું, પણ પછીથી તો દોઢએ વાગ્યામાં બધું પૂરું થઈ જાય.'

'તમને આ ખોરાક કેમ પચી ગયો?' એમ પૂછતાં કહે: 'શાક તો ઝેર જેવું મળતું, પણ એ બધું હું પી ગયો છું, આંખ મીચીને એ ખાઈ જાઉં. રોટલા તો મારે ત્રણ વેળના સાતઆઠ જોઈએ અને તે સ્વાદથી ખાઉં. દાળ ઘણાને ન રુચે એવી હોય, પણ હું તો રોટલા ચાવી ચાવીને ખાઈ જાઉં, અને ઉપર દાળ પી જાઉં!'

જેલમાં બીજા કેદીઓનાં જીવન વિષે વાત કરતાં તેમણે કંપારી છૂટે એવી હકીકતો કહી. કેદીઓને પૈસા ખરચીને ગમે તે વ્યસન પૂરું પડી શકે છે, તેમનાં બધાં પૈસા ખાઈને બીડી, મીઠાઈ, જે જોઈએ તે પૂરું પાડનારાં સિપાઈસપરાં પડેલાં છે; અને બીડીના વ્યસનની ખાતર અધમતાની હદ ઓળંગતા કેદીઓ પણ પડેલા છે. ગુનાઓ માટે કેદમાં જનારા ચોરી વગેરેના ગુનાઓ જેલમાં ચાલુ રાખે છે, કેટલાક નવા ગુના શીખે છે, અને વારંવાર પાછા ત્યાં આવે છે, ઇત્યાદિ, ઇત્યાદિ.

પણ એ તો આડી વાત ઉપર ઊતર્યો. રવિશંકરભાઈની સાથે થોડી ઘડી ગાળવી એ પણ ચેતન મેળવવા જેવું છે; નરકને સ્વર્ગ કરવાની તેમની શક્તિ જોવા અને સાધવાને સારુ તો તેમની સાથે રહી તેમની તપશ્ચર્યા શીખવી જોઈએ.

### અદ્ભુત દૃશ્યો

તાલુકામાં તેમજ સૂરતમાં અને અમદાવાદમાં વલ્લભભાઈએ માનપત્રો અને અભિનંદનોનો જવાબ આપતા જેટલા ગાંધીજીને સંભાર્યા છે તેટલા જ પોતાના સાથીઓને સંભાર્યાં છે. અને એ સાથીઓ તે કેવા? પડ્યો બોલ ઉઠાવી લેનારા, ફલાણો હુકમ કેમ થયો છે તે પૂછ્યા વિના તેનો અમલ કરનારા, ફલાણે ઠેકાણે કેમ જાઓ છો, ગવર્નરની પાસે ડેપ્યુટેશનમાં કોને લઈ જવાના છો, પૂના જઈને સમાધાનીની શરતો કેવી કરવાના છો, પૂના જઈને શી વાત કરી આવ્યા — એવા એકે સવાલ પૂછવાનો વિચાર સરખો ન કરી કેવળ તાલીમ જાળવી, પોતાને સોંપેલું કામ કરનારા વફાદાર સાથીઓ. આ સાથીઓને વિજયની ખુમારી ચડે તો તેમાં નવાઈ શી હતી? પણ તેમને પણ પોતાના વિજયની ખુમારી નહોતી; પોતાનાથી થયેલી કાચીપાકી સેવાથી પોતાના સરદારને વિજય મળ્યો એ જ વાતની તેમને ખુમારી હતી, અને સરદાર વળી એવી જ તક આપે તો વળી તેમના ઝુંડા નીચે તેમના ગમે તે હુકમો ઉઠાવવાની તૈયારીની, અને એ તૈયારીથી થતા કૃતકૃત્યતાના ભાનની ખુમારી હતી. જેણે વફાદારીભરેલી સેવાની લહેજત ચાખી છે,

જેણે કાળી રાતે પડ્યો બોલ ઉઠાવવાનો લહાવો લીધો છે, એવા સૈનિકોને એ ખુમારી રાખવાનો અને મસ્ત થઈને પોતાના સરદારના વિજયનાં ગીત ગાવાનો અધિકાર છે. પોતાનાં સીધાં, સાદાં અને ગામડિયાઓની જીભે સહેજે ચડી જનારાં ગીતોથી આખા બારડોલીને ઘેલું કરનાર ફૂલચંદભાઈનો અને તેમના ભેરૂ શિવાનંદનો આનંદ માતો નહોતો. કેટલાય દિવસો થયાં ગીતો બનાવવાનું બંધ કરેલું છતાં વિજયની ખબર આવી કે તરત જ ફૂલચંદભાઈને ઊર્મિ છૂટી આવી, અને વિજયનાં અનેક ગીતો રચી કાઢ્યાં એમાં

ડાક વાગી વલ્લભની વિશ્વમાં રે
તોપ બળિયાને કીધા મહાત — ડાક૦
પ્રાણ ફૂંક્યા ખેડૂતનાં હાડમાં રે
કાયરતાને મારી લાત — ડાક૦
હાથ હેઠા પડ્યા સરકારના રે
વધી સત્યાગ્રહીની સાખ — ડાક૦
કર્યું પાણી પોતાના લોહીનું રે
નિજ બાંધુની સેવા કાજ — ડાક૦
કર્યું સાબિત કોઈથી ના હઠે રે
શૂરા સત્યાગ્રહીની જમાત — ડાક૦
જીતડંકો વગાડ્યો વિશ્વમાં રે
બારડોલીનો જયજયકાર — ડાક૦

એ ગીત સભામાં, સરઘસોમાં અને ટ્રેનમાં એ સૈનિકો લલકાર્યા જ કરતા હતા. ૧૨મી ઑગસ્ટને દિવસે બારડોલીમાં આખો બારડોલી તાલુકો ઊલટ્યો હતો; બારડોલીથી બધા સૈનિકો સમેત સરદારને સૂરતનું નિમંત્રણ હતું, પોતાની સેના લઈને જે ટ્રેનમાં સરદાર ગયા તે ટ્રેનમાં બુલંદ અવાજે ગવાતાં ગીતોમાં પણ મસ્તી ભરેલી હતી. સૂરતમાં આ ત્રણસે જેટલા સૈનિકોનું સરઘસ નીકળ્યું તે દૃશ્યમાં પણ મસ્તી હતી. એ મસ્તી જોઈને ગમે તે સરકારનો મદ હળવો પડે તો નવાઈ નહિ.

એ સૈનિકોની મસ્તીને જરાય મોળી પડવા ન દે એવું, તેમને શિરનાં સાટાં કરીને ઝૂઝવું હોય તો તેનો અવકાશ આપે એવું,

મસ્તીમાં કર્તવ્યભાન ભૂલવાની ગફલત ન થાય તેની સચોટ ચેતવણી આપનારું, જેવો લડતનો તેવો જ શાંત રચનાત્મક કાર્યનો રસ ચડાવનારું ભાષણ ગાંધીજીએ ૧૯૨૨ના ઐતિહાસિક આંબા નીચે કર્યું તે અક્ષરશઃ અન્યત્ર આપવામાં આવે છે. જુઓ 'અમૃતવાણી' પાનું ૨૭૮.

## ગુરુશિષ્યનાં દર્શન

નાગપુર અને બોરસદના વિજયવેળા તો ગાંધીજી જેલમાં હતા, એટલે નાગપુરનો વિજય મેળવનારા કે બોરસદનો વિજય મેળવનારાઓને ગાંધીજી અને વલ્લભભાઈ બંનેનાં દર્શન ભેળાં નહોતાં થયાં. બારડોલીના અપૂર્વ વિજયની એક અપૂર્વતા ગાંધીજી અને વલ્લભભાઈ બંનેનાં ભેળાં દર્શન સૌને મળ્યાં એમાં પણ કહું તો ખોટું નહિ. બારડોલીના કાદવકીચડમાં ફરતા, અને નદી અને ખાડીઓના સરકણા ઘાટ ઉપર એકબીજાને ટેકા દઈને ખેડૂતોમાં ભળી જતા આ યુગલનાં દર્શન સોહામણાં હતાં. બંનેને એક જ સ્થાને બોલવું એ તો પેલી ભોળી બહેનોને જેવું મૂંઝવણભર્યું લાગ્યું હતું તેવું જ લાગ્યું હશે. પણ પ્રેમી જનતાના આગ્રહને વશ થઈને તેમને તે પણ કરવું પડ્યું. વિજય અગાઉ તો ગાંધીજી જ્યાંત્યાં સરદારના હુકમનો આશરો લઈને કહેતા, 'સરદારનો હુકમ નથી એટલે કેમ બોલાય?' વાલોડમાં સરદારનું સ્થાન સૈનિકોએ જ લઈ લીધું, અને વિભાગપતિ ચંદુલાલે ગાંધીજીને બોલાવ્યા. ગાંધીજીએ વાલોડમાં પોતાની મૂંઝવણ સત્યાગ્રહનું રહસ્ય સમજાવીને ટાળી, બારડોલીની એક સભામાં માન રાખ્યું છતાં માનપત્ર વલ્લભભાઈને આપતાં તેમની પીઠ ઉપર શાબાશીનો મજબૂત થાબડો દઈને ટાળી, સૂરતમાં ૧૯૨૧ના કાર્યક્રમની યાદ દઈને ટાળી, અને અમદાવાદમાં પરસ્પર સ્તુતિકારક મંડળ બનાવવાની ના પાડીને ટાળી. વાલોડનું ટૂંકું ભાષણ અહીં જ આપી દઉં :

"તમારામાંના કેટલાકને એમ લાગે છે કે આપણને લડવાનું વધુ મળ્યું હોત તો સારું. મને પણ એમ લાગે. પણ સત્યાગ્રહી ખોટી રીતે યુદ્ધ લડવા ન માગે, સાચી રીતે જન્મારા સુધી લડયા જ કરે. કારણ એની શાંતિ તો લડાઈમાં જ રહેલી છે. પણ શરતનું પાલન સામો પક્ષ ન કરે

તો કહેવું સારું કે જેથી લડતનો વધારે રસ લૂંટવાનો મળે એ સત્યાગ્રહની વૃત્તિ નથી, અસત્યાગ્રહની વૃત્તિ છે. સરદારને સરકારે ન બોલાવ્યા તેથી શું? સરદારને તો મમમમનું કામ હોય, ટપટપનું કામ ન હોય. એટલે તમે જો આગળ વધીને કહો કે અમારા સરદારને બોલાવો તો જ સલાહ કરીએ તો તમે દોષમાં પડો. તમારા કે તમારા સરદારના સાચા માનની હાનિ હોય એવું કશું બન્યું નથી. શરતનું પાલન કરાવનાર ઈશ્વર હતો. અનેક ઉદ્ધત ભાષણો કર્યાં પછી સરકારને આપણી શરતોનું પાલન કરવું પડયું. કમિશનરે પેલો ઉદ્ધત કાગળ બહાર પડવા દીધો ત્યારે જ મેં કહેલું કે હવે જીત ચોકસ છે. જેમજેમ સરકાર દોષ કરતી ગઈ તેમતેમ આપણી જીત પાસે આવતી ગઈ. સરકારને વહેલું આટોપવું પડયું એમાં આપણા માનની લેશમાત્ર હાનિ નથી થઈ. આપણે જો ભીનું સંકેલ્યું હોત તો માનહાનિ થાત ખરી. મારા અનુભવમાં સત્યાગ્રહની અનેક લડાઈઓ થઈ ગઈ છે, પણ તેમાંની એકેમાં આના કરતાં વધારે સાચી, વધારે શુદ્ધ જીત બીજે કયાંયે નથી મળી એમ સત્યાગ્રહના શાસ્ત્રી તરીકે હું મારો પુરાવો આપું છું.”

વલ્લભભાઈની મૂંઝવણ એથીયે વધારે હતી. ગાંધીજીની સમક્ષ માનપત્રો લેવાં એ જ તેમને ભારે વસમું લાગતું હતું. બારડોલીમાં તેમણે સાફ કહ્યું — માનપત્ર આપવાનો સમય જ હજી નથી આવ્યો, એ તો ૧૯૨૨ની પ્રતિજ્ઞાનું પાલન થશે ત્યારે જ આવવાનો છે. માનપત્ર લેવાની પોતાની લાયકાત નથી એમ જણાવતાં તેમણે કહ્યું :

“અહિંસાના સિદ્ધાંતનું પાલન કરનારા તો હિંદુસ્તાનમાં છૂટાછવાયા અજ્ઞાત ઘણાયે પડયા છે; તેમના ભાગ્યમાં જાહેરાત નથી, જે પૂરું પાલન નથી કરતા તેમના ભાગ્યમાં જાહેરાત આવી પડી છે. અહિંસાના પાલનની વાત કરવી એ જ મારે માટે તો નાને મોઢે મોટી વાત કરવા જેવું છે — કોઈ માણસ હિમાલયની તળેટીએ બેસીને તેના શિખરે પહોંચવાની વાત કરે તેના જેવું છે. પણ કોઈ કન્યાકુમારી આગળ બેસીને તે શિખરે પહોંચવાની વાત કરે તેના કરતાં તળેટીએ બેસીને એ વાત કરે તે કંઈક વધારે ડાહ્યો કહેવાય એટલું જ. બાકી હું તો ગાંધીજીની પાસેથી ભાંગ્યોતૂટયો સંદેશો તમારી આગળ મૂકું છું. તેટલાથી જ જો તમારામાં પ્રાણ આવ્યા તો જો હું પૂરો પાળનારો હોત તો ૧૯૨૨ની પ્રતિજ્ઞા પાળીને આપણે બેસી ગયા હોત.”

અમદાવાદમાં ગાંધીજીને વલ્લભભાઈની સ્તુતિ કરવાની, અને વલ્લભભાઈને બધી સ્તુતિ સાંભળી ગાંધીજીની સમક્ષ માનપત્ર લેવાની મૂંઝવણ આવી પડે એમ હતું. તેનો બંનેએ કેમ નિકાલ કર્યો તે તો બંનેનાં ભાષણો અક્ષરશઃ બીજે ઠેકાણે ઉતાર્યાં છે તેથી સમજાશે. ( જુઓ ‘ અમૃતવાણી ’વાળા ભાગમાં )

વિજયની ઉજવણીમાં રખેને કોઈ ભાન ભૂલે, રખેને કોઈ આંખ આગળ પડેલું કર્તવ્ય વીસરીને નિદ્રામાં પડે એ ખાતર પ્રજાને ગંભીર ચેતવણી આપનારા ગાંધીજી અને વલ્લભભાઈના ઉદ્‌ગારો સ્વરાજ્ય મળ્યા પછી પણ લોકો પેઢી દરપેઢી સુધી યાદ કરશે. ( જુઓ બારડોલીનું, સૂરતનું અને અમદાવાદનું ભાષણ — ‘ અમૃતવાણી ’વાળા ભાગમાં. )

## શહેરીઓએ કરેલાં સ્વાગત

બારડોલીની લડતથી શહેરીઓ પણ ઘેલા થયા હતા, અને ક્રિકેટની મૅચ જીતીને આવતા ખેલાડીઓને ખાંધે ચડાવીને માન આપતા પ્રેક્ષકોની યાદ આપતા હતા. સૂરત અને અમદાવાદનાં સ્વાગત જોઈને કોઈ મશ્કરો એમ કહે કે ‘ તમે એકવાર લડી દો, પછી વાજાં વગાડી, સરઘસ કાઢી, વિજય ઉજવવાનું કામ અમારું છે એમ શહેરો સંદેશો આપતાં લાગે છે,’ તો તેનો ભાગ્યે જ કોઈ વાંક કાઢશે. પણ શહેરો સત્યાગ્રહની જીત આવી રીતે ઉજવે એ પણ ઉત્સાહ આપનારી વાત તો છે જ.

સૂરતે તો દીવાળી ઉજવી, સૂરતની રોશની અને સૂરતના શણગાર, સૂરતની પચીસ હજાર માણસોની અપ્રતિમ શાંતિભરી સભા લોકોની સ્મૃતિમાંથી નહિ ખસે. અમદાવાદે પણ સરદારનાં સન્માન કરવામાં કશી કચાશ ન રાખી. શ્રી સરલાદેવીએ સ્ટેશને સરદારનાં ઓવારણાં લીધાં, અને મિત્રોએ સોનેરી હારો આપ્યા. કોઈએ મોતીએ વધાવ્યા, કોઈએ લાખો રૂપિયાના મોતીનાં તોરણના શણગાર કર્યા. મંગળદાસ શેઠે પોતાના ભાષણમાં સત્યાગ્રહનો વારંવાર ઉલ્લેખ કર્યો ત્યારે તો જમાનો પલટાયો છે એમ ઘણાને લાગ્યું હશે. પણ એમ એકાએક જમાનો પલટાઈ ગયો છે એમ

માની બેસનારને ગાંધીજીની મીઠી ચાબુકની જરૂર હતી. ગાંધીજીની પાસે ભાષણ કરાવવાની કબૂલાત ન લીધેલી છતાં તેમને ઉઠાડીને ડાક્ટર હરિપ્રસાદે અમદાવાદને માટે એ ચાબુક માગી લીધી.

અમદાવાદ અને સૂરતની વ્યવસ્થામાં ઠીક ફેર દેખાઈ આવતો હતો. સૂરત શહેર છતાં ગ્રામ્ય સાદાઈ અને સૌંદર્ય સમજે છે એમ નદીના તટે પચીસ હજાર માણસોની શાંત સભા ગોઠવીને તેણે બતાવી આપ્યું. અમદાવાદ 'સુધારા'નું પૂજારી રહ્યું, નદી ઉપર શોભા ન કરી શકાય, અને નદીની અકૃત્રિમ શોભાથી તેને તૃપ્તિ ન વળી એટલે ભગુભાઈના વંડામાં શોભા કરી, અને સભાની અશાંતિ વહોરી લીધી. કૃત્રિમ સૌંદર્યનો ત્યાગ કરતાં પણ આપણે શીખવાનું છે.

સૂરત અને અમદાવાદનાં સરઘસો અને સન્માન જો બારડોલીનો કોઈ ગામડિયો જોવા આવ્યો હોય તો શું કહે તે જણાવું? તેને તો એ જ વિચાર આવે: 'અમારા ગામડામાં આટલાં ફૂલો નથી થતાં અથવા નથી મળતાં એ સારું છે, નાહકનાં ઢગલો ફૂલોમાં પૈસા બરબાદ થાય, અને જેનો માથે જ ચડવાનો અધિકાર છે તે ફૂલો પગ તળે રોળાય.' બારડોલીમાં કાછિયા અને કોળી જેવા વર્ણની બહેનોએ પણ સરદારનાં સ્વાગત રૂપિયો, પૈસો અને કુંકુમે કરેલાં, શહેરીઓ શા સારુ ફૂલોના ઢગલાને બદલે તેટલા રૂપિયાના ઢગલા ન કરતા હોય? એટલા રૂપિયાએ તો ખાદીનું એક કેન્દ્ર ચાલે અને હજારો બહેનોને રોજી મળે!

અમદાવાદમાં પણ કેટલાક વ્યવહારકુશળ સ્વાગત કરનારા હતા ખરા. કેટલાંક મહાજનોએ સારી સારી રકમો આપી. એક બહેનના મીઠા શબ્દો વલ્લભભાઈ કદી ન ભૂલે. એક ડોશીમાએ સૂતર આપતાં કહ્યું: 'ધન્ય છે તમારી માતાને!' અને એક સાદી જાડી ખાદી પહેરીને લોકોના ટોળામાંથી જેમ-તેમ માર્ગ કરીને આવેલી બહેને પોતાનો હાર પહેરાવી કહ્યું: 'મારા હાથે કાંતીને હાર કરી લાવી છું.'

## અમૃતવાણી

[ આ ભાગમાં ગાંધીજી અને વલ્લભભાઈનાં વિજયોત્સવનાં અનેક ભાષણોમાંથી મહત્ત્વનાં ભાષણો આપ્યાં છે. મ૦ દ૦ દે૦ ]

### ૧૯૨૨ની પ્રતિજ્ઞા અને તેના પાલનની શરતો

૧૯૨૨ના જે ઐતિહાસિક આંબા તળે સત્યાગ્રહની પ્રતિજ્ઞા લેવાઈ હતી તે આંબાની યાદ તાજી કરીને ગાંધીજીએ નીચે પ્રમાણે વિવેચન કર્યું હતું :

#### વણપળાયેલી પ્રતિજ્ઞા

મારે તમને એ વાત યાદ આપવી હતી કે ૧૯૨૨માં ઊલટતપાસ પછી જે પ્રતિજ્ઞા લીધી હતી તે આજે હજુ કાયમ છે. તે પ્રતિજ્ઞા એક વખત જ નથી લેવાઈ. અનેક વખત પાછળથી પાકી કરવામાં આવી છે. વાઇસરૉય પરનો કાગળ પાછો ખેંચ્યો તે સાથે પ્રતિજ્ઞા કાંઈ પાછી ખેંચી નથી. લોકો સાથે મસલત પછી એ પ્રતિજ્ઞા માટે સંગઠન પણ તાલુકામાં કરવામાં આવ્યું. બારડોલીની અંદર ચાલતા રચનાત્મક કામની એ ઉત્પતિ. એ કામ કંઈ અહીં બધું વગર અડચણે, સરળપણે થયું છે એમ નથી. અહીં સ્વયંસેવકોને કેવી વિપત્તિઓમાંથી પસાર થવું પડયું, ભાઈ નરહરિને ઉપવાસ કરવા પડયા, એ તો એક ઐતિહાસિક બનાવ છે. પણ એમાં આજે હું ઊતરવા ઇચ્છતો નથી. આ પ્રતિજ્ઞાનું પાલન થયું નથી ત્યાં સુધી કોઈથી નિશ્ચિંત બેસી શકાય નહિ.

તેથી જો કે ઉત્સવ ઊજવવા તમે ભેગા થયા છો, તોપણ ફરજનું ભાન ભૂલો નહિ એટલા માટે ઉત્સવને આત્મનિરીક્ષણ સારૂ વાપરી લો. સ્વયંસેવક તો પોતાના ઉત્સવોને તેમ જ વાપરે. આ વિજય એ તો સમુદ્રમાંનું બિંદુ માત્ર છે. જ્યાં આવી સરદારી હોય ને નિયમપાલન

કરનારા સ્વયંસેવકો હોય ત્યાં આવા વિજય મેળવવા એ હું ભારે નથી માનતો. આમાં રાજ્યની સત્તા પર હાથ નાંખવાનો નહોતો, અમુક અન્યાયના સંબંધમાં ઇન્સાફ જ માગવામાં આવ્યો હતો. મારો વિશ્વાસ છે કે આ સત્યાગ્રહની રીતે આવા ઇન્સાફ જેટલી સહેલાઈથી મેળવી શકાય છે તેટલી સહેલાઈથી બીજી કોઈ રીતે મેળવવા શક્ય નથી.

### સત્યાગ્રહનો પ્રતાપ

હિંદુસ્તાને આ લડતથી આટલું આશ્ચર્યચકિત થવાનું કંઈ કારણ નથી. પણ તેને આશ્ચર્ય લાગ્યું તેનું કારણ છે. સત્યાગ્રહ પરનો વિશ્વાસ ડગી ગયો હતો. હિંદુસ્તાન પાસે તેનો આટલો જબરદસ્ત બીજો દાખલો નહોતો. બોરસદનાગપુરના દાખલાઓ થઈ ગયા એ ખરું. અને મેં કોઈ જગાએ હજુ દર્શાવ્યું નથી. છતાં હું માનું છું કે નાગપુરનો વિજય પણ સંપૂર્ણ હતો. આપણે સારે કે નઠારે નસીબે તે વખતે આપણને 'ટાઇમ્સ ઑફ ઇંડિયા'ના પ્રતિનિધિ જેવો આપણી જાહેરાત કરનાર કોઈ ન મળેલો. તેની વગોવણીથી હિંદુસ્તાનમાં જ નહિ, પણ આખા જગતમાં બારડોલીની પ્રસિદ્ધિ થઈ છે. બાકી આપણે કંઈ એવું ભારે કરી નાંખ્યું નથી. ભારે તો ત્યારે કર્યું ગણાશે કે જ્યારે ૧૯૨૨ની અધૂરી રહી ગયેલી પ્રતિજ્ઞાનું પાલન કરીએ. ત્યારે જ બારડોલી પર કલંક આવ્યું છે તે દૂર થાય. પણ મેં એ શબ્દ પાછો વાળી લીધો. કલંક આપણે ન કહીએ, કારણ બારડોલીમાં ન થયું તે કંઈ બારડોલી બહાર પણ ક્યાંયે આપણે કરી શક્યા નથી. પણ એને જવાબદારી ઉઠાવવાની કહો કે કલંક ધોવાનું કહો તેનો સમય હજુ બાકી જ છે. એ કરવામાં આ લડત મદદરૂપ થઈ પડશે તે માટે મેં તેને વધાવી લીધી છે.

### સોળ આની જીત

આપણું કેવું સદ્‌ભાગ્ય કે બારડોલીમાં જ આવી લડતનો પ્રસંગ આપણને મળ્યો ને તેમાં સંપૂર્ણ સફળતા પણ પ્રાપ્ત થઈ. જે માગ્યું તે સોળેસોળ આની મળ્યું. આપણે માગી તેનાથી બીજી ઘણી શરતો માગી શકતા હતા, તપાસની શરતોમાં આપણે કહી શકતા હતા કે મહેસૂલ ઉઘરાવતાં જે જે જુલમો કરવામાં આવ્યા છે તેની તપાસ કરવી જોઈએ. પણ એવી માગણી આપણે નથી કરી એ વલ્લભભાઈની ઉદારતા. સત્યાગ્રહીને તાત્ત્વિક વસ્તુ મળે એટલે તે રાજી થાય છે, અને લોભ કે આગ્રહ રાખતો નથી.

### હવે શું કરવું?

ત્યારે હવે આપણે શું કરવું? આ ઉત્સવને આત્મનિરીક્ષણનો અવસર બનાવી દઈએ. જે સ્વયંસેવકો આ લડત પૂરતા જ આવ્યા હતા, લડત

આંટોપાય કે તરત પાછા જવાનું ધારીને આવ્યા હતા, તે જાય જ. પણ જેને તેમ જવાની જરૂર નથી, જે સ્વયંસેવક ઉપર વલ્લભભાઈની નજર ઠરી હોય તેઓ તો અહીં જ રહે, અને એમ જાણે કે આ જ કામ કરવાયોગ્ય છે એ કામ તમારી કસોટી કરનારું નીવડશે.

## યોદ્ધાઓ કેવળ લડાયક હોય છે?

જો કોઈ એમ જાણતા હો કે હિંદુસ્તાનનું સ્વરાજ્ય લડાયક થઈને જ લઈ શકાશે તો તે ભ્રમ છે એમ હું કહેવા ઇચ્છું છું. હિંસક લડાઈમાં પણ યોદ્ધાઓ આખો વખત યુદ્ધના જ વિચાર કરતા હશે એમ કોઈ માનત હોય તો તે ભૂલ છે. ગૅરીબાલ્ડી તો ઇટાલીનો મહાન સેનાપતિ થઈ ગયો. લડવામાં તે ભારે વીરતા બતાવી ગયો; પણ લડાઈ ન હોય ત્યાં તો તે હળ હાંકીને ખેતી કરતો હતો. દક્ષિણ આફ્રિકાનો જનરલ બોથ કોણ હતો? બારડોલીના ખેડૂત જેવો એક ખેડૂત હતો. ૪૦ હજાર તે તે ઘેટાં રાખતો. ઘેટાંની તેના જેવી પરીક્ષા કોઈ ભરવાડ પણ કરી શકતે નહિ. તે વિદ્યામાં તે પારિસની પરીક્ષામાં પાસ થયો હતો. તેણે લડવૈય તરીકે નામના કાઢી, પણ લડાઈના પ્રસંગ તો તેની જિંદગીમાં ઓછા હત રચનાત્મક કામમાં જ જિંદગીનો વધુ ભાગ તેણે ગાળ્યો હતો. એટલો મોટ ધંધો ચલાવનારને કેટલી રચનાકૌશલ્યની જરૂર પડી હશે! ત્યારપછ જનરલ સ્મટ્સનો દાખલો લઈએ. એ એકલો જનરલ જ નથી, એ ધંધે વકીલ છે. વકીલાતમાં એટર્ની જનરલ હોવા સાથે એટલો જ કુશ ખેડૂત હતો. પ્રિટોરિયા પાસે તેની વિશાળ જમીનદારી આવેલી છે. જેવી સુંદર ફળફળાદિની વાડી છે તેવી એ આખા પ્રદેશમાં બીજા પા ભાગ્યે જ હશે. આ બધા જગતના જાણીતા જનરલો હોવા છતાં રચનાત્મ કાર્યના ફાયદા સારી પેઠે સમજેલાનાં દૃષ્ટાંતો છે.

આ બધી જાહોજલાલી દક્ષિણ આફ્રિકામાં કાંઈ મૂળથી નહોતી. ત તો હબસી લોકો રહેલા. પછી નવા લોકોએ આવીને મુલક વસાવ્ય પણ શું તેઓએ લડાઈ કરીને વસાવ્યો હતો? લડાઈથી તો મુલક ન કરાય, પણ વસાવાય તો રચનાત્મક કાર્યથી જ. તમે સૌએ લડત તો વલ્લભભાઈની સરદારી સ્વીકારી. હવે રચનાત્મક કાર્યમાં પ વલ્લભભાઈની સરદારી સ્વીકારી શકશો ખરા? એ તમારાથી બની શકશે એ નહિ બને તો કરી કમાણી ધૂળ મળવાની છે એ યાદ રાખજો. પ થોડા લાખ રૂપિયા બારડોલીના ખેડૂતોના બચ્યા તોયે શું, અને ન બચ તોયે શું?

## સફાઈ અને દુરસ્તી

બારડોલી ગામના રસ્તા જુઓ. અહીં રહેનાર સ્વયંસેવકોને સારુ એને સાફ કરવા એ એક દિવસનું કામ છે. તે પછી તો હમેશાં અડધો કલાક વખત આપી લોકોને શીખવે તોયે બસ થાય. તમે પૂછશો કે એને ને સ્વરાજને શો સંબંધ? હું કહું છું કે બહુ નિકટનો સંબંધ છે. અંગ્રેજ સાથે લડીને જ સ્વરાજ નથી આવવાનું. જ્યાં આપણી સ્વતંત્રતામાં દખલ કરે ત્યાં લડીએ. પણ શું આપણે જંગલી માણસોના જેવું સ્વરાજ જોઈએ છે કે અંગ્રેજો જાય ત્યારપછી ગમેતેમ રહીએ? ગમે ત્યાં ગંદકી કરીએ? કાલે જ અમે વાલોડથી બારડોલી મોટરમાં આવ્યા. એવા રસ્તામાં મારા જેવો નબળો માણસ તો થાકી જ જાય, તેમાં કોનો વાંક? તેમાં સરકારનો જ વાંક કાઢવો ન જોઈએ. આપણો પણ વાંક તેમાં રહેલો છે. ગુજરાતના જેવી ચંપારણ્યમાં પણ સ્થિતિ હતી અને ત્યાં સ્વયંસેવકોએ રસ્તા દુરસ્ત કર્યા હતા. હું એમ નથી સૂચવવા ઇચ્છતો કે કાલે અમારે જવું હતું તેથી રસ્તાની ફરિયાદ કરું છું, પણ રસ્તાને હમેશાં આપણે જ સારા રાખતા થવું જોઈએ. એ કરવાની ફરજ ભલે સરકારની હશે, પણ આપણે જો એટલી સેવા કરીએ તો સરકાર કાંઈ ના નહિ જ પાડે.

છાવણીઓએ આરોગ્યના નિયમનો કેટલે અંશે પ્રચાર કર્યો છે? આમાં તો છૂતઅછૂતનો પ્રશ્ન નથીને? આ તો એ પ્રશ્ન છે કે આપણી દિલસોજી જે લોક સાથે આપણે રહીએ છીએ તેમની સાથે કેટલી છે? જો પોતાની આસપાસનું જ આંગણું સાફ રાખવાથી આપણે સંતોષ માની લઈએ તો સ્વરાજ ન લઈ શકીએ. જ્યારે લોક તરફથી આટલો સહકાર ને અનુકૂળતા છે તો આ તાલુકાની જમીનને સુવર્ણભૂમિ કરી શકાય. અહીંની કાળી માટી તો સુવર્ણ જેવી છે જ. જો તેના રસ્તાઓ સાફ રાખીએ તો વીંછી, સાપ, વગેરેની જે ફરિયાદો રહે છે તે પણ ગામડાંમાંથી કાયમની ટળે. હું તમને મનાવવા ઇચ્છું છું કે આ કામ સ્વરાજનું જ અંગ છે.

## મદ્યપાન નિષેધ

તેટલી જ દારૂના પ્રશ્નને લેવાની આપણી ફરજ છે. એમાં સરકાર શું મદદ કરી શકે? તે તો બહુ તો પીઠાંના ઇજારા ન આપે. પણ લોકને પીવાની આદત પડી છે તેને સરકાર કેમ સુધારી શકે? જે દિવસે ૨૫ કરોડની ઊપજ બંધ કરવાની શક્તિ સરકાર બતાવવા તૈયાર થશે તે દિવસે પણ લોક પાસે મદ્ય છોડાવવા ફૂલચંદભાઈની ભજનમંડળીને જ જવું પડશે. લોકના ઘા એ રીતે માથા ઉપર ઝીલવા તૈયાર થશો? હિંદુ અને મુસલમાન એકબીજાનાં માથાં ફોડતા હોય ત્યાં છાતી પર ગોળી ઝીલવા તમે તૈયાર

થશો ? તેની સામે આવો જ શુદ્ધ સત્યાગ્રહ કરી શકશો ? ૧૯૨૧માં દારૂ પર ચોકી શરૂ કરેલી, પણ આપણાએ જ તે વખતે ત્રાસ છોડાવ્યો હતો. જેઓ પોતે પીનારા હતા તેમણે જ બીજાના પર જુલમ ગુજાર્યો, તેથી જ તે કામ બંધ કરવું પડેલું.

## રેંટિયાશાસ્ત્રી બનો

ત્યારપછી રેંટિયા પર આવીએ. રેંટિયા વિષે તમારી શ્રદ્ધા જામેલી છે ? તમને એટલી શ્રદ્ધા બેઠી છે કે રેંટિયા ન હોત તો આ લડત શક્ય જ ન બનત ? રાનીપરજમાં કેટલાક સુંદર સેવકોએ રેંટિયાથી સારી છાપ પાડી અને તેમની પ્રીતિ સંપાદન કરી હતી એ વસ્તુ જો સમજ્યા હો તો રેંટિયાશાસ્ત્રી થવા તૈયાર થશો ? રામ કે અલ્લાહનું નામ લેતા કે મૂંગા મૂંગા રેંટિયાનું કામ કરશો ? આજ આખા દેશમાં ત્રાક સુધારનાર માત્ર છ કે સાત માણસ છે. ઠરડ વિનાની ત્રાક હોવી જોઈએ એ શોધ તો રેંટિયાયુગ શરૂ થયો ત્યારથી જ થઈ. માણસાર રાજ્ય તરફથી રેંટિયાની પ્રવૃત્તિ થઈ રહી છે. તેમણે પણ સીધી ત્રાક બનાવવાનો પ્રયત્ન કરી જોયો છે. ત્યાંથી નમૂના આવ્યા પણ બધી ત્રાકો પાછી મોકલવી પડી. લક્ષ્મીદાસ શુદ્ધ ત્રાક માટે જર્મની સાથે પત્રવહેવાર કરી રહ્યા છે. જો દરેકને રસ પડી શકે તો સૌ પોતપોતાને હાથે કરી લઈ શકે. ત્રાક સીધી કરતાં જો દરેકને આવડે તો કેટલું સરળ કામ થાય ? રેંટિયાપ્રવૃત્તિમાં આવી જે બે-ચાર આંટી છે તે ઉકેલીએ તો આજ રેંટિયા મારફત ઘણું વધારે કામ લઈ શકીએ. એ કામમાં સરદાર તમને રસ પાડી શકશે ? અથવા તમે કહેશો કે વલ્લભભાઈ એવું કામ નહિ બતાવે, એ તો પેલો સાબરમતીવાળો લપલપ કર્યા કરશે ? પણ તેને એ સિવાય બીજું કંઈ ન આવડે ત્યારે શું કરે ?

## દલિત કોમોનો કોયડો

તે પછી ભયંકર કોયડો અંત્યજનો છે. તેમાં જ દૂબળાઓનો પ્રશ્ન સમાઈ જાય છે. રાનીપરજ સાથે ઉજળિયાત કહેવાતો વર્ગ ઓતપ્રોત થઈ શકશે ? એ ન કરી શકો તોપણ શું તમને ભાસે છે કે તમે સ્વરાજ લઈ શકશો ? શું તમને લાગે છે કે એકવાર સ્વરાજ મળશે એટલે પછી તેવા હઠીલાઓને મારી મારીને તમે સીધા કરી દેશો ?

## જીતનો સાચો ઉપયોગ

જો આ જીતને આખા હિંદુસ્તાનને મુક્ત કરવામાં વાપરવા માગતા હો તો આ અને આવા બધા જ કોયડાઓનો ઉકેલ કાઢયે જ છૂટકો. જો આ નહિ ને બીજું કંઈ રચનાત્મક કામ તમે જાણતા હો તો ભલે તે કરો. લડાઈ તો થોડીવાર ચાલીને પાછી મંદ પડવી જ જોઈએ, પણ લડવાની

શક્તિ તો વડવાનલ જેવી સુષુપ્ત દશામાં હોય જ. લોકોમાં કામ કરવાનું ઘણું છે, કેમકે આપણામાં સડો ઓછો ધોવાનો નથી. મિસ મેયોને ગાળો દેવી સહેલી છે. તેણે લખ્યું તે બધું દુશ્મનભાવે લખ્યું છે એ ખરું, પણ તેણે જે કંઈ લખ્યું છે તેમાં કશું રહસ્ય નથી એમ કોઈ કહે તો હું તે કબૂલ નહિ કરું. તેણે મુકેલા કેટલાક પુરાવા તો સાચા છે, જોકે તે પરથી તેણે ખેંચેલાં અનુમાનો ખોટાં છે. આપણામાં જે બાળવિવાહ છે, આપણામાં જે વૃદ્ધવિવાહ છે, વિધવાઓ તરફ જે અમાનુષી વર્તાવ છે તે બધાનું આપણે શું કરશું?

ઠીક થયું કે બારડોલી તાલુકાની લડત દરમ્યાન હિંદુ, મુસલમાન, પારસી બધા સાથે રહી શક્યા. પણ તે પરથી એમ કંઈ માની શકાય કે બધા સંપૂર્ણ અને કાયમને સારુ એકદિલ થઈ ગયા છે? એકતા થઈ તેમાં સરદારની કુનેહ ઉપરાંત તેમની સાથે અબ્બાસસાહેબ અને ઇમામસાહેબ જેવા બેઠા હતા એ કારણ છે. પણ હિંદુસ્તાનમાં બીજે ગમે તેટલા કોમી ઝગડા ફાટી નીકળે તોયે અહીં તેના છાંટા ઊડે જ નહિ એવી સ્થિતિ હજુ ન જ માની લેવાય. આ બધી બાબતોના નિકાલ કર્યા વિના સ્વરાજ આવવાનું નથી. વિલાયતથી બે ચોપડીઓ કાયદાની લખાઈ આવે તેનાથી સ્વરાજ્ય સ્થપાવાનું નથી. તેનાથી ખેડૂતો પર શો પ્રભાવ પડે? પ્રજાને શો લાભ પહોંચે? આ બધું ચલાવતાં આવડે ને આ બધી મુશ્કેલીઓના ઉકેલ કરતાં આવડે એનું જ નામ સ્વરાજ.

## સ્વયંસેવકની નીતિ

અહીં જે સ્વયંસેવકો રહ્યા છે તેઓ પ્રજાનો પૈસો કૃપણ થઈ વાપરે કે બહોળે હાથે? પોતા પ્રત્યે ઉદાર રહેવું તે તો મોટું દૂષણ છે. ઉદાર બીજા પ્રત્યે થવાય. પોતા પ્રત્યે કૃપણ અને બીજા પ્રત્યે ઉદાર રહેતાં આવડે ત્યારે જ પોતા અને બીજા વચ્ચેના સંબંધનો મેળ રહે. હું માનું છું કે તમે જે ખર્ચ કર્યું છે તે ઉડાઉ નહોતું, છતાં તે પૂરી કૃપણતાથી વપરાયું છે એમ આપણે સિદ્ધ કરી શકશું તો હું ઘણો ખુશી થઈશ. દેશના બીજા ભાગોમાં આવે પ્રસંગે જે રીતે સ્વયંસેવકો વર્તે છે તેના કરતાં તમે ચડી ગયા છો એમ જોઈશ ત્યારે રાજી થઈશ.

## આપણા જીવનનું ધોરણ કેવું હોય?

આપણો દેશ એક તો જગતમાં સૌથી કંગાળ. વળી આપણી સરકાર એવી કે અમેરિકાને બાદ કરીએ તો દુનિયામાં સૌથી ઉડાઉ છે. આપણે અહીંની ઇસ્પિતાલો જોઈએ તો તેમાં ઇંગ્લંડને ધોરણે ખર્ચ થાય છે. સ્કૉટલંડની ઇસ્પિતાલો પણ આપણા જેટલો ખર્ચ ન કરે. કર્નલ મેડૉક

મને કહેલું કે અહીં જેમ વપરાયેલા પાટાનાં કપડાં ફેંકી દઈએ તેમ અમારે સ્કૉટલૅંડમાં ન ચાલે. ત્યાં તો અમે ધોઈને ફરીથી પાછા વાપરીએ. ઇંગ્લંડને એ બધું પાલવે, તેના લોકો ઘર છોડીને બહાર નીકળી પડેલા, તેમાં વળી હિંદુસ્તાન જેવું ક્ષેત્ર લૂંટવા મળી ગયું. પણ આપણું ખરું પ્રમાણ તો હિંદુસ્તાનના મોટા ભાગના લોકોને શું પહેરવાનું મળે છે, શું ઓઢવાનું મળે છે તે પરથી ઠરાવાય. તેના પ્રમાણમાં આપણને કેટલી જરૂર છે, એ વિચાર કરીને તમે તમારું ખર્ચ ચલાવો. તેમ નહિ કરીએ તો છેવટે હારી જવાય.

### પ્રજાપ્રેમની પારાશીશી

જેને ધીરજ અને શ્રદ્ધા હશે તે તો આ બધાં કાર્યો ચલાવ્યા જ કરશે. મારા જેવા મરણકાંઠે પહોંચ્યા છે તેમને વરસમાં સ્વરાજ જોવાની ઇચ્છા હોય તે ભલે ન ફળે, પણ તમે તો તમારી જિંદગીમાં જોવા ઇચ્છો જ. તો પછી અંતરમાં ઊતરીને વિચારો કે જે સમુદાયને તમારે સુધારવો છે તેના પ્રત્યે તમને સાચો પ્રેમ, સાચી સહાનુભૂતિ છે કે નહિ? તેમાંના કોઈનું માથું દુખે તો આપણું માથું દુખવા જેટલું દર્દ થાય છે કે નહિ? તેમનાં પાયખાનાં મેલાં હોય તો તે સાફ કરવાને આપણે તૈયાર છીએ કે નહિ?

### સ્વરાજ લેવું સહેલું છે

એ બધાં રચનાત્મક કાર્ય માટે આટલા સેવકો પૂરા નથી. આપણી એવી સ્થિતિ હોવી જોઈએ કે સરદારે કહ્યું કે ફલાણું કામ થાઓ કે થયું જ છે, વાસણ માંજવાનું કે પાયખાનાં સાફ કરવાનું કામ સોંપ્યું હોય કે મોટરમાં બેસવાનું કામ સોંપ્યું હોય — તે સરખા પ્રેમથી, સરખી પ્રામાણિકતાથી થયું જ છે. એ લાયકાત જો આપણામાં હોય તો જેટલી સહેલાઈથી આ જમીનમહેસૂલની નાની લડતમાં જીત મેળવી તેટલી જ સહેલાઇથી સ્વરાજ મેળવીએ એ વિષે મારા મનમાં શંકા નથી.

### એ જ સરદાર પાસે સ્વરાજ લેવડાવો

બારડોલીની દશ હજાર માણસોની સભા આગળ ગાંધીજીએ કરેલું ભાષણ આખું જ અહીં આપવું યોગ્ય લાગે છે:

આજના કામનો આરંભ આપણે ઈશ્વરભજનથી કર્યો છે. આપણને ચેતવણી મળી ગઈ છે કે વિજયનો ગર્વ કરવાનો ન હોય. પણ વિજયનો ગર્વ ન કરીએ એટલું બસ નથી. એટલું કહેવું કે બારડોલીનાં ભાઈબહેનોએ પોતાના પરાક્રમથી જશ પ્રાપ્ત કર્યો તે પણ બસ નથી. વલ્લભભાઈ જેવા સરદારના અથાક પ્રયત્નથી જય મળ્યો એ સાચું તોપણ એટલું બસ નથી.

એમને વફાદાર, મહેનતુ અને સાચા સાથી નહિ મળ્યા હોત તો જય ન જ મળી શકત. પણ એટલું કહેવું તેયે બસ નથી.

સત્યાગ્રહનો એવો નિયમ છે કે કોઈને દુશ્મન ન ગણીએ, પણ એવા મનુષ્યો હોય છે જેમને આપણે દુશ્મન ન ગણીએ તોપણ આપણને દુશ્મન ગણે ને પોતાને આપણા દુશ્મન મનાવે. આપણે તેવા મનુષ્યોનો નાશ નહિ, હૃદયપલટો ઇચ્છીએ.

અનેકવાર સરદારે તમને તેમજ સરકારને સંભળાવ્યું હશે કે જ્યાં સુધી સરકારી અમલદારોનો હૃદયપલટો નહિ થાય ત્યાં સુધી સમાધાન થવું શક્ય નથી. હવે સમાધાન થઈ શક્યું છે તો ક્યાંક હૃદયપલટો થયો જ હશે. સત્યાગ્રહી એવો ગર્વ સ્વપ્ને પણ ન કરે કે પોતાના બળથી તેણે કાંઈ કર્યું છે. સત્યાગ્રહી એટલે તો શૂન્ય. સત્યાગ્રહીનું બળ એ ઈશ્વરનું બળ છે. તેના મોમાં એ જ હોય: 'નિર્બલ કે બલ રામ.' સત્યાગ્રહી પોતાના બળનું અભિમાન છોડે તો જ ઈશ્વર તેને મદદ કરે. ક્યાંક હૃદયપલટો થયો હોય તેને માટે ઈશ્વરનો આપણે આભાર માનીએ. પણ તે આભાર પણ પૂરતો નથી.

એ હૃદયપલટો ગવર્નરસાહેબનો થયો એમ આપણે માનવું જોઈએ. જો તેમનો હૃદયપલટો ન થયો હોત તો શું થાત? જે કંઈ થાત તેનું આપણને તો કશું દુઃખ નહોતું. આપણે તો પ્રતિજ્ઞા લીધેલી હતી, અને ભલે તોપ લાવે તોપણ આપણને તેની ચિંતા નહોતી. આજે જયનો ઉત્સવ કરીએ, હર્ષ મનાવીએ એ ક્ષંતવ્ય છે. પણ તે સાથે તેને સારુ જવાબદાર ગવર્નર છે એમ હું તમને મનાવવા ઇચ્છું છું. જો તેમણે તેમના ધારાસભાના ભાષણમાં બતાવી તે જ અક્કડાઈ કાયમ રાખી હોત અને નમતું ન આપ્યું હોત, અને જો તે ઇચ્છત કે બારડોલીના લોકને ગોળી-બારથી ઉડાડી દેવા તો તે આપણને મારી શકત. તમારી તો પ્રતિજ્ઞા હતી કે તે મારવા આવે તોપણ તમે સામે મારવાના નથી; મારવાના નથી તેમ મૂઠ પણ બતાવવાના નથી, તમે તેમની ગોળી સામે લાકડી કે આંગળી સરખી ઉપાડવાના નથી. તમારી એ પ્રતિજ્ઞા હતી. એટલે ગવર્નરે ઇચ્છ્યું હોત તો બારડોલીને જમીનદોસ્ત કરી શકત. તેમ કરવાથી તો બારડોલીનો તો જય જ થાત, પણ તે જુદા પ્રકારનો જય હોત. તે જય ઊજવવા આપણે જીવતા ન હોત, આખું હિંદુસ્તાન, આખું જગત તેની ઉજવણી કરત. પણ એટલું કઠણ હૃદય આપણા કોઈમાં — અમલદારમાં પણ — ન ઇચ્છીએ. આ બારડોલી તાલુકાની જંગી સભા કે જ્યાં ૧૯૨૨ની મહાન પ્રતિજ્ઞા લેનારા ભેગા થયા છો, ત્યાં આ વાત આપણે રખે ભૂલીએ.

આપણામાં ક્યાંક પણ અભિમાન છુપાયેલું હોય તો તે કાઢવા મેં આટલી પ્રસ્તાવના કરી લીધી.

હું તો દૂર રહ્યો રહ્યો તમારો જય ઇચ્છતો હતો. પણ તમારી વચ્ચે આવીને કામ કરનારો નથી એ વાત સાચી છે. જોકે હું વલ્લભભાઈના ખીસામાં હતો અને જે ક્ષણે ધારત તે ક્ષણે મને તે બોલાવી શકતા હતા, પણ આ તમારા જયનો યશ હું ન જ લઈ શકું. આ જય તમારો અને તમારા સરદારનો જ છે, અને તેમાં ગવર્નરનો ભાગ છે અને તેમનો ભાગ હોય તો તેમના અમલદારવર્ગનો, ધારાસભાના સભ્યોનો પણ ભાગ તેમાં હોય જ. જે કોઈએ શુદ્ધ હૃદયથી સમાધાનીની ઇચ્છા કરી તે સૌનો આ જયમાં ભાગ સ્વીકારવો જોઈએ. આ જય માટે ઈશ્વરનો આપણે પાડ માનીએ જ. પણ ઈશ્વર તો અલિપ્ત રહી માટીનાં પૂતળાંને નિમિત્ત બનાવી કાર્યો કરાવે છે. એટલે બાકીનાને જેમને જેમને ઘટે છે તે સૌને આ યશ આપણે વાંટી દઈએ. પછી આપણા પોતાના ભાગે ઓછું જ રહેવા પામશે અને ઓછું રહે તે જ ઠીક.

આ તો હજી તમારી પ્રતિજ્ઞાના પૂર્વાર્ધનું પાલન થયું છે. તેનો ઉત્તરાર્ધ હજી અમલમાં મૂકવાનો બાકી છે. સરકાર પાસેથી લેવાનું હતું તે તો આવ્યું, અને તેણે પોતાનો ભાગ આપ્યો, તો હવે તમારે જૂનું મહેસૂલ તરત આપી દેવું જોઈએ. એટલે હવે તે તરત આપી દેજો. વળી હવે જેમણે આપણો વિરોધ કર્યો હોય તેમની હવે મિત્રતા કરી લેજો. જૂના અમલદારો જે હજુ આ તાલુકામાં રહ્યા હોય તેમની સાથે પણ મિત્રતા કરી લેજો. નહિ તો તમે તમારી પ્રતિજ્ઞા ભંગ કરી કહેવાશો. આપણી પ્રતિજ્ઞાના પહેલા ભાગ માટે સરકાર પાસે જવાનું હતું, આ ઉત્તરાર્ધ આપણે પોતે જ સિદ્ધ કરવાનો છે. હૃદયમાં કોઈને માટે ગાળ ન રહે, કોઈને માટે ક્રોધ ન રહે, એમ કરવું એ આપણી પ્રતિજ્ઞાનો પાળવાનો રહેલો ભાગ છે.

હવે તેથીયે આગળ ચાલીએ. આ પ્રતિજ્ઞા એ તો આપણી નવી અને નાની સરખી પ્રતિજ્ઞા છે. તે તો સમુદ્રમાંનું બિંદુ છે. ૧૯૨૨માં જે પ્રતિજ્ઞા આ તાલુકામાં લેવાઈ હતી તે ભીષણ પ્રતિજ્ઞા હતી. એ ભીષ્મ પ્રતિજ્ઞા હજુ બાકી છે. તેના પાલનને માટે તમે આ તો તાલીમ લીધી છે હવે એ મહાપ્રતિજ્ઞાનું પાલન પણ કરો એ હું તમારી અને ઈશ્વરની પાસે માગું છું.

જે સરદારની આગેવાની નીચે રહી તમે આ પ્રતિજ્ઞાનું આવું સુંદર પાલન કર્યું એ જ સરદારની નીચે એ પણ કરો. આવો સ્વાર્થત્યાગી

સરદાર તમને બીજો નહિ મળે. એ મારા સગા ભાઈ જેવા છે છતાં એટલું પ્રમાણપત્ર તેમને આપતાં મને સંકોચ નથી થતો.

છાતીમાં ગોળી ખાવી એ હું એટલું કઠણ નથી માનતો, પણ રોજ કામ કરવું, ક્ષણેક્ષણે પોતા સાથે લડાઈ કરવી, પોતાની આત્મશુદ્ધિ કરવી એ કઠણ કામ છે. ગોળી તો બે રીતે બે જણ ખાઈ શકે છે. ગુનેગાર પણ ગુનો કરીને ખાય છે, પણ તેનાથી કંઈ સ્વરાજ મળે? આત્મશુદ્ધિ કરીને જે ગોળી ખાવામાં આવી હોય તે જ સ્વરાજ લાવવાને સમર્થ છે. અને તે મુશ્કેલ છે. જેમને ખાવાનું નથી, જેમની પાસે પીવાનું નથી, જેમને પહેરવાનું નથી, તેમને ખાતાપીતા કરવા, ઉદ્યમી કરવા, તેમને ઓઢાડવા તેમાં ફાળો આપવો એ મુશ્કેલીનું કામ છે. ઉત્કલવાસીઓની કેવી દીનહીન દશા છે તે તમે ઘણી બહેનો અને ભાઈઓ જાણતાં નહિ હો. ત્યાંનાં હાડપિંજરની વાત મેં ખાસ કરીને બહેનોને ઘણીવાર કરી છે. જો તે તમને કહેવા બેસું તો તમારી અને મારી આંખોમાંથી આંસુ ખરે. તમને અતિશયોક્તિ લાગશે. પણ ત્યાં તમને લઈ જાઉં તો તમે એ બધું નજરે જુઓ. હાડપિંજરમાં કંઈક ચરબી અને માંસ પૂરવાં એ કામ મુશ્કેલ છે. પણ એ આપણી પ્રતિજ્ઞા છે.

એ પ્રતિજ્ઞાનું પાલન ન કરો ત્યાં સુધી તમારે માથે કરજ રહેલું છે એમ સમજજો. તે કરજ ફેડવાની ઈશ્વર તમને અને આપણને સૌને સન્મતિ અને શક્તિ આપો.

## દેશને સંદેશ

સુરતની વિરાટ સભા આગળ ગાંધીજી નીચે પ્રમાણે બોલ્યા હતા:

આજે સુરતના શહેરીઓ આટલી બધી અગવડ સહન કરીને અહીં શાંતિથી બેઠા છે એ મને ૧૯૨૧ની યાદ કરાવે છે. આ જ મેદાનમાં મેં તમારી આગળ જે ભાષણ કર્યું હતું તેના ભણકારા હજી મારા કાનમાં વાગે છે. કદાચ તે તમારા કાનમાં પણ વાગતા હશે. તે વેળાના કાર્યક્રમમાં તમે જે નથી કર્યું તેની આજે તમને યાદ દેવડાવવા ઇચ્છું છું. બારડોલીના વિજયથી તમે અને બારડોલી શાંત થઈને બેસી ન જાઓ. સહભોજન કરીને તમને ધન્યભાગ્ય માની બેસશો તો સમજજો કે તમે બારડોલીનું રહસ્ય નથી જાણ્યું, બારડોલીની જીતમાંથી જેટલો લાભ ઉઠાવવો જોઈએ તે નથી ઉઠાવ્યો. હું તો વલ્લભભાઈ સાથે ચારપાંચ દિવસ રહ્યો તેટલામાં તેમની પાસે સાંભળી લીધું કે સરકારની સામે લડવું એ સહેલું છે પણ લોકની સાથે લડવું એ મુશ્કેલ છે. સરકારની સામે લડવું એ સહેલું છે,

કારણ સરકારનો રજ અન્યાય હોય તેને આપણને ગજ કરતાં આવડે છે, કીડીના જેવડો અન્યાય પણ હાથીના જેવડો આપણને લાગે છે — અને લાગવો જોઈએ, જેને ન લાગે તે મહા મૂર્છામાં છે — પણ આપણે જ્યારે પોતા ભણી કંઈ કરવાનું આવે છે ત્યારે કર્તવ્યથી ભાગી છૂટીએ છીએ. એટલે મેં બારડોલીના લોકોને પહેલું કહ્યું: ‘તમે પ્રતિજ્ઞાનો પૂર્વાર્ધ પાળ્યો, હવે ઉત્તરાર્ધ પાળો.’ ઉત્તરાર્ધ જૂનું મહેસૂલ ભરી દેવામાં છે. એ મહેસૂલ તો ઝપાટાબંધ ભરી દેવામાં આવશે એવી મારી ખાતરી છે. પણ એ મહેસૂલ ભરવાના ગર્ભની અંદર રહેલી રચનાત્મક કાર્યની પ્રતિજ્ઞા હજી પાળવાની રહેલી છે. બારડોલીમાં જે અસીમ જાગૃતિ જોઈને હું આવું છું તે બહેનોની સેવા આપણે કઈ રીતે કરશું, તેમનાં દુઃખ શી રીતે ટાળશું, એમાં તમે શહેરીઓ શો ભાગ ભરશો? એ પ્રશ્નનો ઉકેલ તમારે કરવો રહ્યો છે. ૧૯૨૧માં તમારી પાસેથી જઈને મેં વાઇસરૉયને લાંબો કાગળ લખેલો, એમ સમજીને તમે અને બારડોલી મારી પ્રતિજ્ઞામાં શામેલ રહેશો. પણ તે વેળા જે કરવાનું હતું તે આપણે આજ સુધી નથી કર્યું. સત્યાગ્રહની અંદર સવિનય ભંગ આવી જાય છે, આંધળી સત્તાના અમલનો સદા વિરોધ કરવાનું આવી જાય છે, પણ એ વિરોધનો જેના ઉપર આધાર છે તે આત્મનિરીક્ષણ, આત્મશુદ્ધિ, રચનાત્મક કાર્ય એ તમે કેટલું કર્યું છે તેનો હિસાબ માગું તો મને લાગે છે કે તમારી અને મારી આંખમાંથી આંસુ પડાવી શકું.

હું તો ૧૯૨૧માં હતો તેનો તે જ આજે પણ છું, તે વેળા જે કઠણ શરતો મૂકી હતી તે જ શરતો આજે મૂકનારો છું. એ શરતો વિના હિંદુસ્તાનમાં જે સુખ, શાંતિ, વૈભવ, સ્વરાજ, રામરાજ જોઈએ છે તે અસંભવિત માનું છું. જ્યાં સુધી અલબેલી કહેવાતી સૂરત નગરીના હિંદુમુસલમાન પાગલ બને અને ખુદાને નીંદીને ધર્મને ઓઠે નામે લાઠીઓ ચલાવે, અને અદાલતમાં જઈને ઇન્સાફ માગે, ત્યાં સુધી તેમને સ્વરાજનું નામ લેવાનો અધિકાર નથી. મેં તે દિવસોમાં પણ કહેલું કે તમે ખરા બહાદુર હો તો તમને એકબીજા સાથે લડવાનો અધિકાર છે, પણ અદાલતમાં જવાનો અધિકાર નથી. આજ સુધી જગતમાં એવા લડવૈયા નથી જાણ્યા જે લડીને અદાલતમાં ગયા હોય. અંગ્રેજ અને જર્મનો તોપબંદૂકથી લડ્યા, પણ અદાલતની પાસે ન્યાય માગવા ન ગયા. એમાં અમુક અંશે બહાદુરી રહેલી છે. હિંદુમુસલમાન એમ કરે તો તે કરવાનો તેમને અધિકાર છે; જો તેઓ લડતની નીતિ અને મર્યાદા જાળવીને લડશે તો તેમનાં નામ ઇતિહાસમાં

રહેશે. તેઓ જો વકીલની મદદ ન લે, પૈસાની મદદ ન લે, તલવાર પર ઝૂઝશે તો શૂરવીર કહેવાશે, પણ આજે આપણે જે ઢંગથી કામ લઈએ તે રીતે તો નામર્દ બનવાના છીએ. એમાં ધર્મ નથી. ધર્મ તો નમ્રતામાં છે, નમતું મૂકવામાં છે; મરવામાં અથવા લડતાં લડતાં મારીને મરવામાં છે, પણ લડીને અદાલતમાં જવામાં નથી. આજે આખા હિંદુસ્તાનની અંદર હીનહીન સ્થિતિ વ્યાપી રહેલી છે, એમાંથી નીકળી જવાના પાઠ આપણે બારડોલીમાં શીખ્યા છીએ. બારડોલીમાં શૂરાતન બતાવ્યું તેથી આપણને શું ઝાંઝપખાજ વગાડી રાચવાનો અધિકાર મળી જાય છે? (અહીં ખૂબ વરસાદ પડવા માંડ્યો, પણ લોકો પોતાને સ્થાનેથી ખસ્યા નહિ.) મેં તો તમને સત્યાગ્રહી તરીકે આત્મશુદ્ધિનો ધર્મ સમજાવ્યો. આપણે હિંદુસ્તાનમાં રહેનારા એક જ માટીમાંથી પાકેલા એક જ હિંદમાતાની ગોદમાંથી પેદા થયેલા છતાં વિધર્મી સગા ભાઈઓ તરીકે કેમ ન રહી શકીએ?

બીજો એક કાર્યક્રમ તો છે જ. હિંદુઓ તરીકે આપણે હિંદુજાતિની સુધારણા કરી ચૂક્યા? આપણી પતિત સ્થિતિ માટે આપણે કેટલા જવાબદાર છીએ? તમે તમારી મેળે જ હિસાબ કરશો તો જોશો કે એ શુદ્ધિ વિના સ્વરાજ ન મળે. બીજી કોઈ રીતે મને સ્વરાજ લેતાં આવડતું નથી. એ મારી મર્યાદા છે, એ સત્યાગ્રહની પણ મર્યાદા છે. જો સ્વરાજ બીજે કોઈ રસ્તે મળતું હોય તો તે સ્વરાજ ન હોય પણ બીજું જ કાંઈ હશે.

જેમ હિંદુધર્મનો સડો કાઢવાનો છે તેમ હિંદુ તેમજ બીજા ધર્મીઓનો હિંદુસ્તાનનાં હાડપિંજર પ્રત્યે શો ધર્મ છે? હિંદુસ્તાનનાં હાડ-પિંજરમાં તમે ચરબી અને માંસ દાખલ કરવા ઇચ્છતા હો તો રેંટિયા સિવાય એકે બીજો રસ્તો નથી. એનું નાનકડું કારણ હમણાં જ મારા જોવામાં આવ્યું તે સંભળાવી દઉં. ખેતીવાડી કમિશનનો રિપોર્ટ સેંકડો પાનાંનો બહાર પડ્યો છે, તેના ઉપર સર લલ્લુભાઈ શામળદાસની ટીકા વાંચી. તેમણે જણાવ્યું છે કે કમિશનના સભ્યો ભીંત ભૂલ્યા છે, ગ્રામ્ય ઉદ્યોગોના પ્રકરણમાં એમને રેંટિયાનું નામ લેવું પણ યોગ્ય નથી લાગ્યું. સર લલ્લુભાઈ કહે તેમ એ નામથી પણ તેઓ ભડક્યા અને અસ્પૃશ્ય માનીને આઘા ખસ્યા છે. એના ઉચ્ચારણથી પણ શરમાયા છે. એ શા કારણે હશે? જે રેંટિયા પાછળ કેટલાક ઘેલા થયેલા છે એનું નામનિશાન નહિ, અરે, એની નિંદા કે ટીકા પણ નહિ. એનું કારણ શું? એની શક્તિથી એ લોકો ભડક્યા છે, અને એમાં મને રેંટિયાનો જબરદસ્ત બચાવ મળતો લાગે છે. (વળી વરસાદનું ઝાપટું. અંગ્રેજી માલના બહિષ્કારની

વાત ઉપર આવતા હતા, પણ આપણે અહીં જ પૂરું કર્યું.) મેં કહેવાનું કહી દીધું છે, હવે કાંઈ કહેવાનું બાકી રહ્યું નથી.

## સરદારનો કૉલ

બારડોલીમાં વિજયથી ખેડુતોની પાસે ભાવી કાર્યક્રમ રજૂ કરતાં વલ્લભભાઈએ ખેડુતોને નીચે પ્રમાણે કૉલ આપ્યો હતો:

સરકાર સાથે લડવાનું તો મીઠું લાગે છે, પણ યાદ રાખજો મારે તો તમારી જોડે પણ લડવું પડવાનું છે. ખેડૂત પોતાની ભૂલોથી દુઃખી થઈ રહ્યો છે. તે ભૂલો હું સુધારવા માગું છું. તેમાં હું તમારો સાથ માગું છું. બારડોલી તાલુકાની બહેનો, જેમણે મારા પર આટલો પ્રેમ વરસાવ્યો છે, મને ભાઈ સમાન ગણ્યો છે તેઓ મને એ કામમાં સાથ આપે એ માગું છું. એમની મદદ સિવાય એમાંનું કંઈ પણ બનવું અસંભવિત છે.

હું તમને કહી દેવા ઇચ્છું છું કે સરકાર તમામ મહેસૂલ માફ કરી દે છતાં તમે જો ન ઇચ્છો તો સુખી ન જ થઈ શકો. સત્તાના જુલમો સામે તમે લડો એ તો મને પસંદ છે. પણ આપણે જાણવું જોઈએ કે આપણી પોતાની જ મૂર્ખાઈથી આપણે બહુ જ દુઃખી થઈએ છીએ, આપણે પોતે જ આપણાં દુઃખો માટે જવાબદાર છીએ, તો તે સામે શું આપણે ન જ લડીએ? તે સારુ તો રાતદિવસ જંગ માંડવો જોઈએ.

તેથી હું હવે બારડોલી તાલુકાનાં તમામ મહાજનો અને પંચોને કહેવાનો કે તમારાં પંચોને સજીવન કરો, જૂનાં ખોખાંમાં નવું ચેતન રેડો. પંચો તો એવાં હોય કે જ્યાં ગરીબોનું રક્ષણ થતું હોય, જેના વડે આખી કોમનો પુનરુદ્ધાર થવા લાગે.

શું નાનાં નાનાં બાળકોને પરણાવી મા:યે કોઈ દિવસ કોઈ કોમનું કલ્યાણ થઈ શકે? જે પ્રજા છાતી પર ગોળી ઝીલવાને તૈયાર થયાનો દાવો કરતી હોય તે પોતાનાં નાનાં નાનાં બાળકોને કદી પરણાવે? તેને માટે શું સરકારને "અમુક ઉંમર પહેલાં છોકરાં પરણાવવાની બંધી કરનારા કાયદા કરવા પડે? જો સરકારને આપણા સુધારા માટે કાયદા ઘડવા પડતા હોય તો આપણે તેની સાથે કેમ લડી શકીશું?

જેમ આપણે સરકારના દિલનો પલટો ઇચ્છતા હતા તેમ આપણાં પોતાનાં હ્રદયનો પલટો પણ કરવો પડશે.

પ્રભુને હાજર જાણી લીધેલી એક પ્રતિજ્ઞામાંથી આપણે પાર ઊતર્યા અને આજે એ ફતેહની ઉજવણી માટે હર્ષથી ભેગા થયા છીએ. આ ઉજવણીમાં ભાગ લેવાનો સૌનો અધિકાર છે. પણ આ ઉજવણીને અંતે

આપણાં માથા પર કેટલી મોટી જવાબદારી રહેલી છે તેનું ભાન આપણને રહેવું જોઈએ. કાયમનાં કામો હવે આપણે ઉપાડવાં આવશ્યક છે, એવાં કામો કે પછી આવી લડતો લડવાપણું જ ન રહે.

હું પોતે તમે ઇચ્છો તેટલું તમારી વચ્ચે રહેવા તૈયાર છું. હું ગામેગામ ફરી તમને સમજાવીશ, બહેનોને તેમ બાળકોને મળીશ. પંચોને ભેગાં કરીને સમજાવીશ કે મોક્ષનો માર્ગ તો આપણા જ હાથમાં છે. તોપબંદૂકની સામે ઝૂઝવાની કંઈ જરૂર નથી. કંઈક સંયમો શીખવાના છે, કંઈક પાપો ધોવાનાં છે, કંઈક મિથ્યાભિમાન હોય તે છોડવાનાં છે. એક વખત તોપગોળા સુધી પહોંચવાની તૈયારી કરી નાંખી હોય તેને માટે એ બધું કરવું મુશ્કેલ નથી. અત્યારે તો હું આટલું સૂચન જ કરી લઉં છું. હું તમારી સાથે જ રહેવાનો છું એટલે અત્યારે આવડી મેદનીમાં વધુ ધાંટો નહિ ખેંચું.

એટલું જ કહીને તમારી રજા લઈશ કે તમે બધા આ લડત તો સુંદર રીતે લડયા, પણ હવે આથીયે ભારે કામ માટે તૈયાર થાઓ. તપાસ-સમિતિ નિમાશે તેને માટે પુરાવા એકઠા કરવાનું કામ છે. પણ તે તો નાનું કામ છે, અને તે કરનારાઓ તો મળી રહેશે. જો મારા સાથીઓ મારી વાત માનશે તો બારડોલી તાલુકામાં આપણે એવું કામ કરીશું કે જે આખા હિંદુસ્તાનમાં આદર્શરૂપ બનશે. એ કામ જ્યારે કરશો ત્યારે તમને મીઠું લાગશે.

જ્યારે આપણે સત્યાગ્રહની લડત ઉપાડી ત્યારે તેનાં પરિણામની તમને ખબર નહોતી. વખત જતો ગયો અને કસોટી થતી ગઈ તેમ તેમાં રસ પડતો ગયો, તેમતેમ તમારામાં ચેતન વધતું ગયું. એ જ પ્રમાણે હવે પછીના મીઠા અને ઠંડા કામ વિષે પણ ખાત્રી રાખજો. તે જેમ થતું જશે તેમ, જોકે તે કઠણ તો છે જ છતાં, ફળ તમને ખૂબ મીઠાં લાગશે.

તેથી મને ઉમેદ છે કે જેમ આ લડતમાં તમે સૌએ મને સાથ આપ્યો તેમ હવે પછીના કાર્યમાં પણ સાથ આપશો. ઈશ્વર એમ કરવાની બુદ્ધિ અને શક્તિ તમને આપો, અને પ્રભુ તમારું કલ્યાણ કરો.

## હું પટ્ટશિષ્ય શેનો ?

શ્રી. વલ્લભભાઈનું અમદાવાદનું ભાષણ તેમનાં અનેક ભાષણોનો સારરૂપ હોઈ આખું લીધું છે:

આજે સવારે જ્યારથી મેં આ શહેરમાં પગ મૂક્યો છે ત્યારથી અમદાવાદના શહેરીઓએ મારા પર જે પ્રેમ વરસાવ્યો છે તેથી હું

આભારની લાગણીથી એટલો બધો દબાઈ ગયો છું કે કયા શબ્દોમાં તમારો આભાર માનું એ મને સૂઝતું નથી. અત્યારે મારી લાગણીઓ એવી છે કે તમારી પાસે કંઈ પણ બોલ્યા સિવાય મૂંગો જ બેસું. છતાં જે માનપત્રો તમે આપ્યાં છે તેનો કંઈક જવાબ મારે આપવો જોઈએ. તેથી ટૂંકામાં બે શબ્દો કહું છું તે શાંતિથી સાંભળશો.

તમે અમદાવાદના શહેરીઓ તરફથી માનપત્ર આપ્યું તેમાં મને ગાંધીજીના પટ્ટશિષ્ય તરીકે વર્ણવેલો છે. હું ઈશ્વર પાસે માગું છું કે મારામાં એ યોગ્યતા આવે. પણ હું જાણું છું, મને બરાબર ખબર છે કે મારામાં એ નથી. એ યોગ્યતા મેળવવા માટે મારે કેટલા જન્મ લેવા જોઈએ એ મને ખબર નથી. સાચે જ કહું છું કે તમે પ્રેમના આવેશમાં જે અતિશયોક્તિભરેલી વાતો મારે માટે લખી છે તે હું પી જાઉં તો ચાલી શકે, પણ આ વાત ન ગળી શકાય એવી છે. તમે સૌ જાણતા હશો કે મહાભારતમાં દ્રોણાચાર્યને એક ભીલ શિષ્ય હતો, જેણે દ્રોણાચાર્ય પાસેથી એક પણ વાત સાંભળી નહોતી. પણ ગુરુનું માટીનું બાવલું કરી તેનું પૂજન કરતો અને તેને પગે લાગી દ્રોણાચાર્યની વિદ્યા શીખેલો. જેટલી વિદ્યા એણે મેળવી હતી એટલી દ્રોણાચાર્યના બીજા કોઈ શિષ્યે મેળવી નહોતી. એનું શું કારણ? કારણ કે એનામાં ગુરુ પ્રત્યે ભક્તિ હતી, શ્રદ્ધા હતી. એનું દિલ સ્વચ્છ હતું, એનામાં લાયકાત હતી. મને તમે જેનો શિષ્ય કહો છો તે ગુરુ તો રોજ મારી પાસે પડેલા છે. એમનો પટ્ટશિષ્ય તો શું, અનેક શિષ્યોમાંનો એક થઈ શકું એટલી પણ યોગ્યતા મારામાં નથી એ વિષે મને શંકા નથી. એ યોગ્યતા જો મારામાં હોત તો તમે ભવિષ્યને માટે મારે વિષે જે આશાઓ બતાવી છે તે મેં આજે જ સિદ્ધ કરી હોત. મને આશા છે કે હિંદુસ્તાનમાં એમના ઘણા શિષ્યો જાગશે, જેમણે એમનાં દર્શન નહિ કર્યાં હોય, જેમણે એમનાં શરીરની નહિ પણ એમના મંત્રની ઉપાસના કરી હશે. આ પવિત્ર ભૂમિમાં કોક તો એવો જાગશે જ. કેટલાક લોકો કહે છે કે ગાંધીજી ચાલ્યા જશે ત્યારે શું થશે? હું એ વિષે નિર્ભય છું. એમણે પોતે કરવાનું હતું તે કરી લીધું છે. હવે જે બાકી રહેલું છે તે તમારે ને મારે કરવાનું છે. આપણે એ કરીશું તો એમને તો કશું કરવાનું રહેલું નથી. એમને જે આપવાનું હતું તે એમણે આપી દીધું છે. હવે આપણે એ કરવાનું રહેલું છે. બારડોલીને માટે મને માન આપો છો તે મને ઘટતું નથી. કોઈ અસાધ્ય રોગથી પીડાતો દર્દી પથારીવશ હોય, આ દુનિયાને પેલી દુનિયા વચ્ચે ઝોલાં ખાતો હોય, તેને કોઈ સંન્યાસી મળે, તે જડીબુટ્ટી આપે, અને એ માત્રા ઘસીને પાવાથી દર્દીના પ્રાણ સ્વસ્થ થાય, એવી

કેશા હિંદુસ્તાનના ખેડૂતોની છે. હું તો માત્ર એક સંન્યાસીએ જે જડીબુટ્ટી મારા હાથમાં મૂકી તે ઘસીને પાનાર છું. માન જો ઘટતું હોય તો તે જડી આપનારને છે. કંઈક માન પેલા ચરી પાળનાર દર્દીને ઘટે છે—જેણે સંયમ પાળ્યો અને તેમ કરીને હિંદુસ્તાનનો પ્રેમ મેળવ્યો, અને જેના પ્રતિનિધિ તરીકે મને આજે તમે માન આપો છો. બીજા કોઈને માન ઘટતું હોય તો મારા સાથીઓને છે, જેમણે ચકિત બનાવે એવી તાલીમ બતાવી છે, જેમણે મને કદી પૂછ્યું નથી કે કાલે તમે કયો હુકમ કાઢશો? આવતી કાલે તમે શું કરવાના છો? ક્યાં જવાના છો? કોની સાથે સમાધાનની વાતો કરવાના છો? ગવર્નરના ડેપ્યુટેશનમાં કોને કોને લઈ જવાના છો? પૂને જઈને શું કરવાના છો? જેમણે મારા પર જરાયે અવિશ્વાસ નથી રાખ્યો, સંપૂર્ણ વિશ્વાસ રાખ્યો છે અને તાલીમ બતાવી છે, એવા સાથીઓ મને મળ્યા છે. એ પણ મારું કામ નથી. આવા સાથીઓ પાક્યા છે, જેમને સારુ ગુજરાત મગરૂર છે, તે એમનું કામ છે. આમ જો આ માનપત્રમાંનાં વખાણ વહેંચી આપવામાં આવે તો બધાં વખાણ બીજાને ભાગે જાય, અને મારે ભાગે આ કોરો કાગળ જ રહે એમ છે.

યુવકસંઘનું માનપત્ર જોઈને મારું દિલ લાગણીથી ભરાઈ ગયું છે. અમદાવાદના યુવકોને જો હું સમજાવી શકું તો કહું કે તમારે આંગણે ગંગાનો પ્રવાહ વહે છે. પણ ગંગાકાંઠે વસનારાઓને ગંગાની કિંમત નથી હોતી. હજારો માઈલથી લોકો ગંગામાં નહાઈ પવિત્ર થવા આવે છે. આજે જગતમાં પવિત્રમાં પવિત્ર સ્થાન કોઈ હોય તો તે આ અનેક પ્રવૃત્તિવાળા શહેરમાં નદીને સામે કાંઠે છે, જ્યાં જગતમાંથી અનેક સ્ત્રીપુરુષો પવિત્ર થવા આવે છે. જુવાનોને પવિત્ર થવાનો આ અવસર મળ્યો છે. જુવાનો જો સમજે તો એ ગંગામાંથી બહાર જ ન નીકળે.

ખેડૂતને માટે મેં કામ કર્યું તેને માટે મને માનપત્ર શું? હું ખેડૂત છું. મારી નસેનસમાં ખેડૂતનું લોહી વહે છે. જ્યાં જ્યાં ખેડૂતને દુઃખ પડે છે. ત્યાં ત્યાં મારું દિલ દુભાય છે. હિંદુસ્તાનમાં જ્યાં ૮૦ ટકા લોકો ખેડૂત છે ત્યાં યુવાનોનો ધર્મ બીજો શો હોય? ખેડૂતોની સેવા કરવી હોય, દરિદ્રનારાયણનાં દર્શન કરવાં હોય તો ખેડૂતોનાં ઝૂંપડાંમાં જાઓ. બારડોલીની લડતમાં યુવકસંઘે ભારે ફાળો આપ્યો છે. મુંબઈના યુવકોએ શરૂઆત કરી. ત્યાંની બહેનોએ આવીને સ્થિતિ જોઈ અને ચોધાર આંસું પાડ્યાં. તેમણે મુંબઈ શહેરને જાગૃત કર્યું. પછી સૂરત અને અમદાવાદનાં યુવાનોમાં પણ ચેતન ફેલાયું છે. એ ચેતન જો ક્ષણિક ન હોય, એ પ્રકાશ દીવાની જ્યોત જેવો નહિ પણ સૂર્યના જેવો સ્થાયી હોય, તો દેશનું

કલ્યાણ થવાનું છે. દેશનું કલ્યાણ નથી મારા હાથમાં કે નથી ગાંધીજીના હાથમાં, તમારા યુવાનોના હાથમાં છે. દરેક દેશમાં સ્વતંત્રતા યુવાનોએ મેળવેલી છે, પચાવેલી છે, અને ભવિષ્યના યુવાનોને આપેલી છે. આ માનપત્રનો અર્થ એ છે કે એ કામ તમને પસંદ છે, તમારું દિલ પલળેલું છે. મારી ઉમેદ છે કે બાકીનું જે મહાભારત કામ રહેલું છે તે આપણે સાથે મળીને કરીએ. હું પ્રભુ પાસે માગું છું કે તમે જે અતિશયોક્તિભર્યાં શબ્દો મારે માટે વાપર્યાં છે તેને માટે તે મને યોગ્ય બનાવે, અને તમે પોતાને માટે જે ઉમેદો બાંધી છે તે બર લાવવાની તમને શક્તિ આપે. પ્રભુ તમારું કલ્યાણ કરે.

## સત્યાગ્રહનું રહસ્ય પચાવો

આખી ઉજવણીના ઉપસંહાર તરીકે ગાંધીજીનું અમદાવાદનું ટૂંકું અને ટચ ભાષણ સમુચિત છે:

આજના મેળાવડાની અંદર ન મને આવવાની આવશ્યકતા હોય, ન મને એક શબ્દ બોલવાનું પ્રયોજન હોય. વલ્લભભાઈને માનપત્ર અપાય અને એમાં મારા જેવાની હાજરી હોય અને મને બોલવાનું કહેવામાં આવે એનો અર્થ એ કે અમે બંને ભેળા થઈને તમારી હાજરીમાં અને તમારી સંમતિથી એક પરસ્પર સ્તુતિકારક મંડળ બનાવીએ અને તેના અમે બે જણા સભાસદ બનીએ. એ અમદાવાદના ચતુર શહેરીઓએ ઘડીભર પણ સહન ન કરવું જોઈએ.

વલ્લભભાઈ નામે અને સાખે પટેલ છે. બારડોલીનો વિજય મેળવીને એમણે પટેલની સાખ કાયમ રાખી. જે માલધણી પોતાની સાખ કાયમ રાખે તેને કોઈ માનપત્ર આપે એવું જાણ્યું સાંભળ્યું નથી. મંગળદાસ શેઠ પોતાને ત્યાં આવતી બધી હૂંડીઓ સ્વીકારે તે માટે આપણે તેમને કેટલાં માનપત્ર આપ્યાં? અને હૂંડી ન સ્વીકારે તો તમે શું કરો તે નથી જાણતો.

તમે જો વિજયને માટે ધન્યવાદ લેવા માગો કે આપવા માગો તો વિજયનું ખરું રહસ્ય સમજો, અને સમજીને અનુકરણ કરો. ખરી રીતે કહું તો તમારાથી જેટલું હજમ થઈ શકે તેટલું પચાવો. પણ અનુકરણમાં જ સફળતા નથી રહેલી, અને અક્ષરશઃ અનુકરણ સહેલું પણ નથી હોતું. પ્રસંગપ્રસંગમાં સામ્ય ભલે દેખાય, પણ જેમ મનુષ્યમનુષ્યમાં વ્યક્તિત્વ રહેલું છે તેમ પ્રસંગોમાં પણ પોતપોતાનું વ્યક્તિત્વ રહેલું છે. એટલે જે માણસ સત્યાગ્રહના પ્રસંગોને સમજી, સિદ્ધાન્તનું રહસ્ય સમજી, તેને પચાવે, તેનો અનુવાદ કરી તેને વર્તનમાં ઉતારે તે જ સફળતા મેળવે

અસહકાર, સત્યાગ્રહ, સવિનય ભંગ જેવા શબ્દોનું કરોડોવાર નામ લેવાય છે, એને નામે જેમ સારાં કામ થયાં છે તેમ કેટલીવાર જૂઠાં કામ પણ થયાં છે. એનું નામ લઈએ છીએ, કારણ દરેક પક્ષના કાર્યકર્તામાં સ્વરાજની ઝંખના રહેલી છે. પણ માત્ર ઝંખનાથી અર્થ નથી સિદ્ધ થઈ શકતો. તરસ્યા માણસની તરસ 'તરસ' 'તરસ' પોકાર્યે નથી છીપતી, પણ તળાવ, કૂવા ખોદાવે અથવા તેમાંથી પાણી મંગાવે, એટલે તરસ છીપવાનો ઉદ્યમ કરેલે જ છીપે છે. તેમ તમે અહીં સત્યાગ્રહની સ્તુતિનાં વચન સાંભળી કૃતકૃત્યતા માનશો તો ભૂલ કરવાના છો.

એટલે મારી તમને વિનંતિ છે કે તમે સત્યાગ્રહનું રહસ્ય સમજો. બારડોલીમાં વલ્લભભાઈ પટેલનો વિજય નથી થયો, સત્ય અને અહિંસાનો વિજય થયો છે. જો એ તમને બરોબર થયું છે એમ ભાસતું હોય તો એનો પ્રત્યેક કાર્યમાં તમે પ્રયોગ કરો. એ પ્રયોગથી તમને સફળતા મળશે જ એમ તો હું ન કહી શકું. ઈશ્વરે આપણને ત્રિકાળદર્શી નથી કર્યાં એટલે સફળતા સાચી મળી છે કે નહિ એની આપણને ખબર નથી પડતી. માણસ સફળ થયો કે અફળ થયો તે આખર સુધી કહી નથી શકતો. એટલે જ મણિલાલ પોતાનું અમર વાક્ય કહી ગયા છે: 'કંઈ લાખો નિરાશામાં અમર આશા છુપાઈ છે.' એટલે નિરાશ થઈને, નિષ્કામ ભાવથી જે સત્ય અને અહિંસાની વલ્લભભાઈએ આરાધના કરી તે સત્ય ને અહિંસાની તમે પૂર્ણ આરાધના કરશો તો તમને જયમાળા પહેરાવનારાં તો મળી જ રહેશે.

# બારડોલી તપાસસમિતિની સાથે

ગયા ભાગમાં તપાસસમિતિ કેવી રીતે નિમાઈ અને શ્રી. વલ્લભભાઈએ તે કેવી શરતે સ્વીકારી એ જણાવ્યું છે. ૧૮ મી ઑક્ટોબર ૧૯૨૮ ના ઠરાવથી કમિટીની નિમણૂક જાહેર થઈ અને તા. ૧ લી નવેંબરથી મિ. બ્રૂમફીલ્ડ (ન્યાયખાતાના અમલદાર) અને મિ. મૅક્સવેલ (મુલકી ખાતાના અમલદાર) પોતાના કામ ઉપર ચડ્યા, અને પહેલું પખવાડિયું રિપોર્ટો વાંચવાની અને આરંભિક તૈયારીમાં ગાળ્યું. પાંચમી તારીખે અમલદારોની સાથે એક ગુફ્તેગુ થઈ જે દરમ્યાન મુંબઈના પ્રસિદ્ધ ઍડ્વોકેટ શ્રી. ભૂલાભાઈ દેશાઈએ લોકપક્ષ કહી સમજાવ્યો. તપાસનું કામ તા. ૧૪ મી નવેંબરે શરૂ થયું, અને જાન્યુઆરી મહિનાની આખરની તારીખે બારડોલીમાં અને ફેબ્રુઆરીની આખરની તારીખે ચોર્યાસી તાલુકામાં પૂરું થયું.

શ્રી. વલ્લભભાઈની ઇચ્છા મુજબ લોકોના તરફથી હકીકત રજૂ કરવાનું કામ ભાઈ નરહરિ પરીખ, રામનારાયણ પાઠક અને મેં માથે લીધું હતું. અમને મદદ કરનારા તો પુષ્કળ ભાઈઓ હતા — શ્રી. મોહનલાલ પંડ્યા, કલ્યાણજીભાઈ, ચોખાવાળા, વગેરે. એમની મદદ એવી કીમતી હતી કે અમારાં પત્રકો વગેરેની અને બીજી તૈયારી જોઈને અમલદારોને અદેખાઈ થતી, અને ઘણીવાર કહેતા: 'તમારા જેવી તૈયારી અમારી પાસે નથી, સરકારે એવી સગવડ અમને નથી કરી આપી. તમને તો આખો તાલુકો મદદ કરવાને તૈયાર છે.' આનંદની વાત છે કે પોતાનો રિપોર્ટ સરકારને રજૂ કરતાં અમલદારોએ જે કાગળ લખ્યો છે તે કાગળમાં તેમણે અમારી સાથેના પોતાના સંબંધને 'અતિશય મીઠા સંબંધ' તરીકે વર્ણવ્યો છે, અમે આપેલી મદદને 'કીમતી મદદ' તરીકે વર્ણવી છે, અને લોકોની વૃત્તિ 'તદ્દન વિરોધ વિનાની, અને અમારી તપાસમાં અમે આશા નહોતી રાખી એટલો સહકાર આપવાની' તરીકે વર્ણવી છે.

વાચકને સ્મરણ હશે કે સત્યાગ્રહના આરંભમાં ચોર્યાસી તાલુકાને લડતમાં જોડવાની સૂચના લઈને કેટલાક ખેડૂતો બારડોલી આવ્યા હતા, અને તેમને સમજાવીને શ્રી. વલ્લભભાઈએ પાછા

વાળ્યા હતા. ત્યારપછી અનેક ભાષણોમાં શ્રી. વલ્લભભાઈએ સરકારની નીતિ ઉઘાડી પાડતાં કહ્યું હતું: “ચોર્યાસીને અન્યાય થયો છે એમ કબૂલ કરતા હો તો તેને આજથી જ ન્યાય આપો, તેણે તો લડત પણ માંડી નથી. તમે તો તેણે પૈસા ભર્યા તેનો અવળો અર્થ કરીને એમ સમજાવવા માગો છો કે ત્યાં થયેલો વધારો ન્યાયી હતો એમ લોકો માને છે.” લોકોને શ્રી. વલ્લભભાઈએ વારંવાર કહેલું, અને તા. ૧૯ મી જૂન ૧૯૨૮ ને રોજ ચોર્યાસી તાલુકાના ખેડૂતોની આગળ ભાષણ આપતાં પણ કહેલું: “તમારા ચોર્યાસી તાલુકાનો પ્રશ્ન તો શરૂઆતથી બારડોલી સાથે સંકળાયેલો છે જ, અને આ લડતમાંથી બારડોલીને જે કાંઈ ઇન્સાફ મળે તે ચોર્યાસીને મળ્યા વિના રહેનાર નથી. . . . બારડોલીના ખેડૂતો જે દુઃખ ખમશે તેને પરિણામે જો ન્યાય મળશે તે સાથે તમને પણ મળવાનો છે એ ખચીત માનજો.” આ વચનો સાચાં પડ્યાં, અને બારડોલીની સાથે ચોર્યાસીને પણ પોતાને થયેલો અન્યાય સાબિત કરવાની તક મળી. સાહેબો અમને વારંવાર પૂછે: ‘તમે ચોર્યાસીમાં પણ આવવાના?’ અમે કહીએ, ‘હા.’ એટલે તેમને આશ્ચર્ય થાય. ‘ચોર્યાસી સત્યાગ્રહમાં ભળેલો નહિ, છતાં સત્યાગ્રહીઓનું ત્યાં શું લાગે વળગે?’ એમ તેમને થતું હશે. પણ અમે જ્યારે આગ્રહપૂર્વક કહ્યું કે લોકો ઇચ્છે છે કે અમારે તેમના તરફથી પણ કેસ રજૂ કરવો, એટલે સાહેબોના મનનું સમાધાન થયું. એટલે ચોર્યાસી તાલુકાનાં ગામોની તપાસ દરમ્યાન પણ અમે જ હાજર રહ્યા હતા. બારડોલીમાં ૫૦ ગામો અને ચોર્યાસીમાં ૨૦ ગામો તપાસાયાં.

તપાસ દરમ્યાન દરેક અઠવાડિયે ‘નવજીવન’માં હું તપાસના હેવાલ મોકલતો. એ હેવાલ જેમના તેમ છાપવાની ઇચ્છા પહેલાં તો હતી, કેટલાક ‘નવજીવન’ના વાચકે પણ એવી ઇચ્છા બતાવી હતી, પણ સામાન્ય વાચકના ધૈર્ય ઉપર એથી બહુ મોટો બોજો પડે એમ સમજીને એ વિચાર માંડી વાળ્યો. આ પછીનાં પ્રકરણોમાં સામાન્ય વાચકને રસ પડે એવી રીતે આખી તપાસનું અને તેના પરિણામનું સામાન્ય વર્ણન આપવામાં આવ્યું છે.

## ૧

# આરંભના દિવસો

તપાસકમિટીનું કામ નીચેના શબ્દોમાં સરકારી હુકમમાં નિયત કરવામાં આવ્યું હતું:

“સદરહુ અમલદારોએ બારડોલી તાલુકાના અને વાલોડ મહાલના તથા ચોર્યાસી તાલુકાના લોકોની નીચેની ફરિયાદની તપાસ કરી રિપોર્ટ કરવો

(ક) એ તાલુકાઓમાં કરવામાં આવેલો મહેસૂલનો વધારો લૅંડ રેવન્યુ કોડ પ્રમાણે વાજબી નથી,

(ખ) સદરહુ તાલુકાઓ વિષે જે રિપોર્ટો બહાર પડેલા છે તેમાં સદરહુ વધારાને વાજબી ઠરાવવા પૂરતી હકીકત નથી, અને કેટલીક હકીકત ખોટી છે;

અને જો એ અમલદારોને સદરહુ ફરિયાદ વાજબી માલૂમ પડે તો જૂના મહેસૂલમાં કેટલો વધારો અથવા ઘટાડો થવો જોઈએ તે જણાવવું.”

પૂનામાં જ્યારે સમાધાનીની શરતો લખાઈ ત્યારે તપાસ-સમિતિએ કરવાના કામ વિષેનો ઉપરનો ખરડો શ્રી. વલ્લભભાઈ તરફથી રજૂ કરવામાં આવ્યો હતો — ગાંધીજીએ એ જ ખરડો શ્રી. મુનશી અને બીજા સજ્જનોને આપ્યો હતો — અને સરકાર તરફથી એ જ ખરડો અક્ષરશઃ સ્વીકારવામાં આવ્યો.

આમાં જણાવેલા બે મુદ્દાઓમાંથી પહેલા મુદ્દા ઉપર શ્રી. ભુલાભાઈ દેશાઈએ ચર્ચા કરી હતી, અને જણાવ્યું હતું કે શ્રી. જયકર અને મિ. ઍંડર્સનની ભલામણો ગણોતના આંકડાને આધારે કરવામાં આવી છે, અને ગણોતના આંકડા પ્રમાણે ભલામણ કરવી એ લૅંડ રેવન્યુ કોડની ૧૦૭મી કલમ પ્રમાણે બરોબર નથી; એ કલમમાં તો જમીનમાંથી થતા નફા ઉપર જ

મહેસૂલ નક્કી કરવાનું ઠરાવ્યું છે, અને ચોખ્ખો નફો નક્કી કરવાને માટે ગણોતના આંકડા નકામા છે; ચોખ્ખો નફો તો ખેડૂતને થતી ઉત્પન્નમાંથી તેને થતો ખર્ચ બાદ કરીને જ કાઢી શકાય. વળી ગણોતની ઉપર આધાર રાખી શકાતો હોય તોપણ તે તો ત્યારે જ રખાય કે જ્યારે સેટલમેંટ મેન્યુઅલ પ્રમાણે ગણોતે આપેલી જમીનનું પ્રમાણ બહુ મોટું હોય. મિ. ઍંડર્સને બારડોલી તાલુકામાં ૩૩ ટકાથી તે ૫૦ ટકા સુધી જમીન ગણોતે અપાયેલી છે એમ કહ્યું છે તે તદ્દન કપોળકલ્પિત છે અને માંડ ૬-૭ ટકા જમીન ખરી ગણોતે અપાઈ છે.

આરંભના ૧૦-૧૫ દિવસ તો અમને એમ લાગ્યું કે બંને અમલદારોની મૂંઝવણ એ હતી કે આ તપાસ કરવી શી રીતે? પહેલે જ દિવસે જે ગામ તપાસ્યું ત્યાંનાં ગણોતના આંકડામાં ભારે ગોટાળો તેમને જણાયો. ગણોતના જેટલા આંકડા હોય તેમાંથી શુદ્ધ ગણોતના આંકડા તારવવા જોઈએ એવી સેટલમેંટ મેન્યુઅલમાં સેટલમેંટ અમલદારોને સૂચના છે. એ રીતે આંકડા તારવવામાં આવે તો મૂળ આંકડા કરતાં એ આંકડા ઓછા થાય. હવે શ્રી. જયકરનો દાવો એવો હતો કે એમણે તો બધાં જ ગણોતના આંકડા તપાસેલા અને તારવેલા. પણ પહેલે જ દિવસે અમે તપાસ કરનારા અમલદારોને બતાવી આપ્યું કે શ્રી. જયકરના આંકડા તો તારવી કાઢ્યા વિનાનાં કુલ ગણોતના આંકડા કરતાં પણ વધારે છે. તેમને આશ્ચર્ય તો થયું, પણ શું કરે? તેમણે પોતાના શિરસ્તેદાર પાસે ફરીથી બધાં દફતર તપાસાવીને કુલ ગણોતે અપાયેલી જમીન તપાસાવરાવી. એનું પરિણામ કેવું આવ્યું તે કમિટીના અમલદારો પોતાના જ રિપોર્ટમાં આ પ્રમાણે જણાવે છે:

જયકરના આંકડા (શુદ્ધ તારવેલાં ગણોતના)

| જમીન | ક્ષેત્રફળ | આકાર | ગણોત |
|---|---|---|---|
| | એકર ગુંઠા | રૂ. આ. | રૂ. આ |
| જરાયત | ૧૨૭—૨૬ | ૫૭૪—૪ | ૧૮૨૧—૮ |
| ક્યારી | ૪૯—૧૪ | ૩૬૭—૧ | ૨૪૪૬—૦ |

તારવ્યા વિનાનાં કુલ ગણોતના ખરા આંકડા

| | | | |
|---|---|---|---|
| જરાયત | ૬૨—૩૬ | ૨૩૯—૮ | ૩૯૭—૦ |
| ક્યારી | નથી | | |
| મિશ્ર | ૬૬—૧૫ | ૪૦૧—૧૩ | ૧૮૦૫—૭ |
| {જરાયત | ૪૩—૩૭ | ૧૯૫—૧૫} | |
| {ક્યારી | ૨૨—૧૮ | ૨૦૫—૧૪} | |

આમ તારવ્યા વિનાના કુલ આંકડાની રકમના કરતાં તારવેલાં ગણોતની રકમ ઓછી હોવી જોઈએ તેને બદલે, અમારા બતાવ્યા પ્રમાણે, તપાસઅમલદારોને સ્વતંત્ર તપાસ ઉપરથી પણ, એ રકમ બહુ વધારે માલૂમ પડી. આમ તપાસમાં ‘પ્રથમગ્રાસે મક્ષિકા’ જોઈને જ અમલદારો ચેત્યા. જોકે બરોબર ચેતવાને માટે અમલદારોને લગભગ પંદર દિવસ લાગ્યા. ન્યાયાધીશે હમેશાં ગુનેગારને નિર્દોષ માની લઈને જ તપાસ કરવી જોઈએ એ ન્યાયનો સિદ્ધાંત છે, અને એ ન્યાયને અનુસરીને બંને અમલદારો શ્રી. જયકર અને મિ. ઍંડર્સનની કશી ભૂલ થઈ નથી એમ જ માનીને આરંભમાં વર્તતા લાગતા હતા. પણ મિ. બ્રૂમફીલ્ડ એથી આગળ જઈને એમ માનતા જણાયા કે ખેડૂતો તો જૂઠું જ બોલે, ત્યારે અમને આશ્ચર્ય થયું. આરંભને જ એક દિવસે અમારે એમની સાથે સહેજ ચકમક ઝરી હતી. મેં કહ્યું: ‘તપાસ થઈ જ નથી.’ એટલે મિ. બ્રૂમફીલ્ડ કહે: ‘હા; એમ ખેડૂતો કહે છે. જગતમાં બધે જ ખેડૂતો એવી વાતો કરે છે.’ મેં કહ્યું: ‘તે સાચા છે કે ખોટા એ તપાસવાની તમારી ફરજ છે.’ એટલે એમણે પાછું પૂછ્યું: ‘ત્યારે શું આ ગામે શ્રી. જયકર આવેલા કે નહિ?’ મેં કહ્યું: ‘હું શું જાણું? તમે ખેડૂતોને પૂછી જુઓ. પણ ખેડૂતો જૂઠા જ છે એમ માની બેસશો તો ખેડૂતોનું કશું વળવાનું નથી.’

થોડા જ દિવસ પછી જ્યારે મોટી ભટલાવ નામના ગામે મિ. બ્રૂમફીલ્ડ આવ્યા અને લોકોને પૂછ્યું: ‘અહીં જયકર આવ્યા હતા?’ અને પટેલતલાટી બંનેએ જવાબ આપ્યો: ‘સાહેબ, જયકરનું મોં જ કોણે જોયું છે?’ ત્યારે તેમની આંખ

ઊઘડવા માંડી: વળી આગળ વધીને સવાલ પૂછ્યો: 'આ લોકો જાણે છે તો ખરાને કે જયકર કોણ છે?' એટલે લોકોએ કહ્યું: 'જયકર પ્રાંત અમલદાર હતા એમ સાંભળ્યું છે, પણ એમનું મોં જોયું હોય તો ખબર પડે ના કે એ કોણ હતા?' પટેલતલાટીનો આવો બેધડક જવાબ મેળવીને જ મિ. બ્રૂમફીલ્ડ આભા બન્યા. આ પછી તો તેમણે ઘણે ઠેકાણે એની એ જ તપાસ કરી, એના એ જ જવાબ મેળવ્યા; બીજાં ગામોએ પણ આફવા ગામની જેમ કુલ તારવ્યા વિનાનાં ગણોતના આંકડા અને શ્રી. જયકરના તારવેલા આંકડા તપાસ્યા, પણ બધે જ એમને જયકરના આંકડા ઢંગધડા વિનાના લાગ્યા.

એટલે અમલદારોની આગળ સમસ્યા એ ઊભી થઈ કે જો ગણોતના શ્રી. જયકરે તૈયાર કરેલા આંકડા છેક ખોટા જ હોય તો શું બધે નવાં પત્રકો તૈયાર કરવાં કે ગણોતના ઉપર આધાર રાખવાનો વિચાર માંડી વાળવો. આરંભમાં એમણે એકબે ઠેકાણે અમને કહ્યું: 'તમે નફાતોટાના આંકડા આપવાના હતા તે કેમ થયું?' એટલે અમે એ આંકડા આપવા માંડ્યા. એ આંકડામાં ખોટ આવે એટલે એ જોઈને અમલદારોની મૂંઝવણ વધી. સરભોણમાં એવો નિશ્ચય કર્યો કે આ આંકડા વિષે અમારી અને ખેડૂતોની સખ્ત ઊલટતપાસ કરવી અને આંકડા ખોટા પાડવા. એ ઊલટતપાસથી તો તેઓ આંકડા ખોટા ન પાડી શક્યા એમ આપણે આવતા પ્રકરણમાં જોશું, પણ એ આંકડા ખોટા ન પડ્યા એટલે કાંઈક બીજો રસ્તો કાઢવો જોઈએ એવા નિશ્ચય ઉપર તેઓ આવ્યા. આ નિશ્ચય ઉપર આવતાં પણ તેમને ત્રણેક અઠવાડિયાં ગયાં હશે એમ લાગે છે; અને એ નિશ્ચય ઉપર આવીને એમણે પહેલા મુદ્દાનો એ જવાબ કાઢ્યો કે નફો કાઢવાની રીત અનેક છે જેમાંની એક શુદ્ધ ગણોત તપાસવાની છે, અને તેથી ગણોત ઉપર આધાર રાખવામાં કલમ ૧૦૭નો ભંગ થતો નથી. છતાં તેમણે પોતાના રિપોર્ટમાં એટલું તો કબૂલ જ કર્યું કે આ તાલુકામાં ગણોતે આપવાનો રિવાજ ઓછો છે,

અને જમીન જવલ્લે જ ગણોતે અપાય છે, એટલે નફો શોધવા માટે ગણોત ઉપર આધાર રાખવામાં સેટલમેંટ અમલદારોએ કલમ ૧૦૭ના અક્ષરનો નહિ તો આત્માનો ભંગ કર્યો છે.

આ સાથે બીજી એક બાબતનો નિર્ણય પણ તેમણે આપી દીધો. અમારા તરફથી વાંધો લેવામાં આવ્યો હતો કે ૧૦૭મી કલમ પ્રમાણે ખેતીની જમીનની કિંમતનો નહિ પણ જમીનના નફાનો જ વિચાર, મહેસૂલ ઠરાવતાં, થવો જોઈએ. આ વાંધો તપાસઅમલદારોએ રદ કર્યો, પણ સાથે સાથે જણાવ્યું કે જમીનની કિંમત, તેમાંથી થતો નફો દર્શાવનારી ન હોય તો, એ કિંમત ઉપર આધાર રાખવાનો કશો અર્થ નથી, અને બીજે ક્યાંય નહિ તો બારડોલીમાં તો જમીનની કિંમત નફો કેટલો થાય તે બતાવી શકતી નથી. કારણ વરાડ જેવા ગામમાં એક જમીનના ટુકડાના એકરે ૧૫,૦૦૦ રૂપિયા અપાયેલા તેમણે જોયા, જ્યારે તેની આવક કશી જ નહોતી. બીજાં ઘણાંખરાં વેચાણો જ્યાં મોટી રકમે જમીન ખરીદવામાં આવી હતી ત્યાં મોટી રકમ આપનારા દક્ષિણ આફ્રિકાવાળાઓ જ હતા. એટલે તેમણે એ અનુમાન બાંધ્યું: "આટલી મોટી કિંમત આપનારાઓ જમીનમાંથી થતા નફાનો અથવા રોકેલી મૂડીમાંથી ઉત્પન્ન થનારા વ્યાજનો વિચાર કરતા નથી."

## ૨

# તાલુકાની સામાન્ય સ્થિતિ

પહેલા પ્રકરણમાં જણાવ્યું તેમ ગણોતના આંકડાની શુદ્ધતા વિષે તો તેઓ ચોંક્યા, પણ તાલુકાની સામાન્ય હકીકત વિષે પણ તેમને શંકા થવા લાગી. કેટલેક ઠેકાણે તો તેમને તેમના તલાટી જે આંકડા આપતા હતા તેમાંથી જ શ્રી. જયકરે આપેલી હકીકત તોડનારો પુરાવો મળી રહેતો હતો, અને કેટલેક ઠેકાણે તેમની આંખ શ્રી. જયકરના રિપોર્ટની હકીકત ખોટી પાડતી હતી. દાખલા તરીકે મહેસૂલ વધારવાનાં કારણોમાં એક કારણ રસ્તા સુધર્યા છે અને ટાપ્ટી વેલી રેલ્વે નીકળી છે એ આપવામાં આવ્યું હતું. રસ્તા કેટલા સુધર્યા છે એ એમણે આંખે જોયું, અને પોતાના રિપોર્ટમાં લખ્યું :

“ રસ્તા સુધાર્યા છે એમ શી રીતે કહી શકાય, જ્યાં સુધી અગાઉ તે કેવા હતા એ અમે જાણતા નથી ? પણ ત્રણ મહિના આ તાલુકામાં રખડ્યા પછી અમે એટલું તો કહી શકીએ છીએ કે અમને એ રસ્તાઓનો બહુ સુખમય અનુભવ તો નથી જ થયો.” જૂના મુખ્ય રસ્તાઓમાંનો એક પણ રસ્તો — સરભોણથી નવસારીનો રસ્તો પણ — સારા રસ્તા તરીકે ન જ વર્ણવી શકાય. ક્યાંક ક્યાંક ઠીક ભાગ આવે છે, પણ ઘણાખરા ભાગ તો એવા છે કે એ રસ્તો એથી જરાક ખરાબ હોય તો એને કોઈ રસ્તાનું નામ જ ન આપે. બળદગાડાં એના ઉપરથી જઈ શકે છે અને મોટર ચાલી શકે છે એટલું જ વધારેમાં વધારે એ રસ્તા વિષે કહી શકાય.”

રેલ્વે વિષે તો અમે બતાવી ચૂક્યા હતા કે ૧૮૯૬ની જમાબંધી થઈ ત્યારે પણ રેલ્વેને ધ્યાનમાં લેવામાં આવી હતી. એ જ વસ્તુ સાહેબોએ નોંધી છે અને જણાવ્યું છે :

“ ટાપ્ટી વેલી રેલ્વેથી ખેડૂતોને થતા નફાનુકસાનમાં કંઈ ફેર પડી ગયો છે એવું અમને નથી જણાતું.”

ખૂબી તો એ છે કે જે રેલ્વેથી આજે પણ કશો લાભ નથી થતો એમ આ અમલદારો કહે છે તે જ રેલ્વેમાંથી થનારો નફો ધ્યાનમાં લઈને ૧૮૯૬માં દર બાંધવામાં આવ્યા હતા. એટલે એ દર પણ કેટલા આકરા હશે! પણ એ દર કેટલા આકરા હતા તેનો નિર્ણય કરવાનું આ અમલદારોનું કામ નહોતું એટલે એવી નોંધ તેઓ શેની જ કરે!

મોટરો દાખલ થવાથી તો ખેડુતોને નફો થવાને બદલે ખોટ ગઈ છે એમ અમે ચોર્યાસી તાલુકાનાં એકએ ગામોમાં સ્પષ્ટ બતાવી શક્યા હતા. ગાડાંની મજૂરી મળતી તે ઓછી થઈ, અને ઘોડા માટે લીધું ઘાસ ખપતું તે ઓછું થયું — અને એ વાત અમલદારોને પણ બરાબર લાગી છે.

બજારોને વિષે શ્રી. જયકરે તો કશો વિચાર જ કર્યો નહોતો. આ અમલદારો બધે જ બજારોની તપાસ કરતા, કપાસ ક્યાં વેચો છો, ઘાસ ક્યાં વેચો છો, બીજી વસ્તુઓ ક્યાંથી લાવો છો, એવા એવા સવાલો પૂછતા. પરિણામે એઓ એવા નિશ્ચય ઉપર આવ્યા કે ઘણો કપાસ લોકો નવસારી ને જલાલપોર લઈ જાય છે, લોકોને રસ્તાની બહુ પડી નથી, પણ જ્યાં ભાડાના પૈસા જેટલું પણ વધારે મળે ત્યાં તેઓ જાય છે. પણ શ્રી. જયકરે બારડોલી, મઢી, વાલોડ, કમાલછોડ અને બુહારીનાં જીન જાણે સરખાં જ અગત્યનાં હોય એમ વાત કરીને મઢી, વાલોડ, કમાલછોડ અને બુહારી અને તેની પાસેનાં ઘણાં ગામોના દર વધાર્યા હતા તે વાતની ઉપર સારી ટકોર કરી. એ બીજાં જીનોમાં કશું દૈવત નથી, કમાલછોડનું બંધ થયું છે, બુહારીમાં કપાસ થતો નથી અને બુહારીના જીનનો કોઈ ભાવ પૂછતું નથી એવો અમે પુરાવો રજૂ કર્યો હતો તે સાહેબોએ સ્વીકાર્યો અને શ્રી. જયકરે ચડાવેલાં ગામડાંના વર્ગો રદ કર્યા.

શ્રી. જયકરે 'ઘાસ તો ઢગલેઢગલા થાય છે અને સુરત બજારમાં વેચાવા જાય છે, જ્યાં તેની ખૂબ કિંમત આવે છે' એમ લખેલું. બારડોલીનાં ૫૦ ગામો તપાસ્યાં ત્યાં ક્યાંયે સાહેબોને એક તણખલું ઘાસ બહાર જતું હોય એમ ન માલુમ

પડચું. એક ગામે તો ઘાસની ગંજીનાં ગાડાં ભરીને લોકો જતા હતા એટલે સાહેબોએ તુરત પૂછયું, 'આ ગાડાં કયાં જાય છે?' તેમને જવાબ મળ્યો, 'બીજા ગામના લોકોની જમીન આ ગામે છે, તેઓ ઘાસ કાપીને પોતાને ઘેર લઈ જાય છે.' આમ છતાં સાહેબો બહુ સાવધાનીથી લખે છે:

"સંભવ છે કે અમને ઘાસના વેપાર વિષે ખોટી ખબર આપવામાં આવી હોય, પણ સૂરતમાં તો ચોર્યાસી તાલુકાનાં અને પાસેનાં ગાયકવાડી ગામોનું જ ઘાસ આવે છે એ વિષે શંકા નથી, અને ઘણાં ગામોમાં તો ઘાસ ઢોરના ઉપયોગપૂરતું જ છે."

શ્રી. જયકરે બીજાં વધારાનાં જે કારણો આપ્યાં છે તેમનો પણ સાહેબોએ ઠીક નિકાલ કરી નાંખ્યો. ખેતીની મજૂરી બમણી થઈ છે એ કારણ તથા સામાન્ય ભાવ વધ્યા છે એ કારણ તો મહેસૂલ વધારવાને માટે નહિ પણ મહેસૂલ ઓછું કરવાને માટે અપાવું જોઈએ એમ અમલદારો જણાવે છે. દૂધાળાં ઢોરનો વધારો, રાનીપરજ લોકોની સ્થિતિમાં સુધારો, સુંદર ઘરો, અને કપાસના ભાવ એ બીજાં કારણો તરીકે જણાવવામાં આવ્યાં હતાં. વસ્તીની વધઘટ વિષેના અમારા બધા ખુલાસા સાહેબોને પસંદ પડયા. એક ઠેકાણે વસ્તીગણત્રી થઈ તે દિવસે એ જાન આવી હતી એટલે વસ્તી વધી ગઈ, એ કારણ સાહેબોને બહુ નોંધવાજેવું લાગ્યું, અને એકંદર રીતે સાહેબોને જણાયું:

'બારડોલીમાં જે વસ્તીનો વધારો થયેલો દેખાયેલો છે તે નજીવો છે. ચોર્યાસીમાં વધારો થયો જ નથી. એટલે આ જમાબંધીમાં વસ્તીની વાત તો વિચારવાજેવી લાગતી જ નથી.'

ઘરોને વિષે સાહેબોએ જણાવ્યું:

"અમે કેટલાંક ઘરો જોયાં, અને કણબી અને અનાવલાનાં ઘરો અમને સારાં લાગ્યાં. અને એ ઘરો આબાદી નહિ તો લોકો ખાધેપીધે સુખી છે એમ તો બતાવે છે. પણ આ મોટાં ઘરોમાંનાં ઘણાંખરાં દક્ષિણ આફ્રિકાવાસીઓનાં છે, અને જમીનના નફામાંથી નથી બાંધવામાં આવ્યાં. વળી મોટાં ઘરો આબાદીની નહિ પણ ઉડાઉપણાની અને ખાલી ભપકાની નિશાની છે. વળી બારડોલીમાં ઘરોમાં અર્ધા ભાગમાં તો ઢોર પણ વસે છે, અને માળ ઉપર દાણોદૂણી અને કચરું ભરવામાં આવે છે, એટલે મોટાં ઘરો જોઈને આબાદીનું અનુમાન બાંધવું એ બરોબર નથી."

ઢોરોને વિષે એક વસ્તુ સાહેબોએ પોતાની તપાસને કારણે જાણવાજેવી શોધી કાઢી એમ કબૂલ કરવું જોઈએ. શ્રી. જયકરે ૧૯૦૪–૦૫ના આંકડા અને ૧૯૨૪–૨૫ના આંકડા સરખાવીને આબાદી બતાવી હતી, પણ સાહેબોએ ૧૮૯૪–૯૫ના આંકડા લીધા, ૧૯૦૪–૦૫ના આંકડા લીધા અને ૧૯૨૪–૨૫ના લીધા, અને બતાવ્યું કે ૧૯૦૪–૦૫ના આંકડામાં જે વધારો થયેલો દેખાય છે તે વધારો નથી, પણ ૧૯૦૪–૦૫માં તો છપનિયા દુકાળને પરિણામે જે મોટો ઘટાડો થયેલો તે ઘટાડો જ પુરાયો છે, અને ૧૮૯૪–૯૫માં જે સંખ્યા હતી તે ૧૯૨૪–૨૫ના જેટલી જ હતી. તે આ પ્રમાણે:

| | ૧૮૯૪–૯૫ | ૧૯૦૪–૦૫ | ૧૯૨૪–૨૫ |
|---|---|---|---|
| **બારડોલી** | | | |
| ખેતીનાં ઢોર | ૧૮,૩૪૮ | ૧૧,૨૩૪ | ૧૮,૧૨૭ |
| ગાયો | ૮,૮૩૫ | ૬,૩૭૦ | ૮,૨૮૩ |
| ભેંસો | ૮,૯૭૭ | ૭,૪૩૯ | ૧૦,૮૫૪ |
| ગાડાં | ૫,૭૩૨ | ૪,૩૫૨ | ૬,૦૫૫ |
| **ચોર્યાસી** | | | |
| ખેતીનાં ઢોર | ૫,૧૧૪ | | ૫,૮૨૨ |
| ગાયો | ૨,૪૭૮ | | ૨,૧૦૧ |
| ભેંસો | ૩,૩૪૨ | | ૪,૭૧૯ |
| ગાડાં | ૧,૯૪૫ | | ૨,૩૪૭ |

આ ઉપરથી એમણે એ અનુમાન કાઢ્યું કે જ્યાં સહેજ-સાજ વધારા થયા તે પણ નજીવા છે અને તે પણ માત્ર ભેંસોમાં જ થોડો વધારો થયો છે. રાનીપરજની સ્થિતિ વિષે લખતાં આજકાલની દારૂનિષેધની પ્રવૃત્તિ સાહેબોને બહુ ખળભળાટવાળી લાગી, પણ બારડોલીમાં ચાલતાં આશ્રમોની ખાદીપ્રવૃત્તિ અને તે દ્વારા થતી શુદ્ધિપ્રવૃત્તિ એમને વ્યવસ્થાસર અને સીધે રસ્તે ચાલતી લાગી. આમ એ લોકોમાં સુધારાનાં ચિહ્નો તો દેખાય છે, પણ 'શ્રી. જયકર કહે છે તેટલો જલદી અથવા તેટલો દેખીતો સુધારો થયો છે' એ વિષે તો સાહેબોને શંકા છે.

ભાવ વધ્યા છે તે વિષે તો અમે ગામેગામે બતાવી આપ્યું તે સ્વીકારી લઈને સાહેબો લખે છે કે કપાસના ભાવના ઉછાળાએ તો લોકોનું ઉજાળ્યું નહિ પણ નખોદ વાળ્યું કહેવાય, કારણ એ ભાવોથી તણાઈને મોટાં મોટાં ગણોતો આપ્યાં, એમાં કણબી-અનાવલા પણ મૂરખ બન્યા, અને ગણોતનો સટ્ટો ચાલ્યો.

આખરે વધેલા ભાવ ઉપર શ્રી. જયકરે કરેલા વધારા વિષે સાહેબોએ જણાવ્યું :

"એમણે ૩૩ ટકા ઠરાવ્યા તેના કરતાં ૨૦, ૧૫ કે ૧૦ ઠરાવ્યા હોત તોયે ચાલત, કારણ બધું મંડાણ અટકળ ઉપર જ બંધાયેલું હતું, અને મિ. ઍંડર્સને કહ્યું છે તેમ મિ. જયકરે મુખ્ય દરવાજો જ ખુલ્લો રહેવા દીધો."

ભાવોને વિષે બોલતાં અસાધારણ વર્ષોના ભાવ ધ્યાનમાં લેવા ન જોઈએ એવો પણ ખેડુતોનો એક વાંધો હતો. તે વિષે સાહેબો રિપોર્ટમાં જણાવે છે :

"જુવારના ભાવ ૧૮૯૭, ૧૯૦૦, ૧૯૦૮, ૧૯૧૨ અને ૧૯૧૪માં એક જ હતા, અને ૧૯૨૮માં એના એ હતા. ભાતના ભાવ પણ ૧૯૨૮માં ૧૯૧૪ના જે હતા તે જ હતા. એટલે ૧૯૧૪થી તે ૧૯૨૪ના ગાળામાં જે ભાવ હતા તે સાધારણ હતા, એટલું જ નહિ પણ ભાત, જુવાર વગેરે, અનાજના ભાવો તો લડાઈ પહેલાં હતા તેના કરતાં બહુ વધશે એવી વકી નથી. કપાસની વાત જુદી છે. ૧૯૨૪ પછી ઓછામાં ઓછા ભાવ ૧૯૧૪ના કરતાં ૩૩ ટકા વધારે છે, અને હવે કદાચ ભાવ નહિ ઊતરે. પણ જુવાર અને ભાત તો ખાવાને માટે જ વપરાય છે. વળી ખાવાની વસ્તુ સસ્તી મળે તો તો મજૂરીના ભાવ પણ ઘટવાનો સંભવ છે, અને ખેતીનાં ખર્ચ પણ ઓછાં થાય. એટલે બહુ નિરાશાને કારણ નથી. પણ શ્રી. જયકરે જે વધારો ભાવના વધારાને આધારે કર્યો છે તે તો ટકી શકે એમ જ નથી."

આમાં જુવાર અને ભાત સિવાય બીજી હજાર વસ્તુ ખેડુતોને જોઈએ છે, અને એ બધી વસ્તુના ભાવ વધ્યા છે તે વાત સાહેબોએ ધ્યાનમાં જ ન લીધી, અને ખેતીની મજૂરી, બળદ, ઓજાર, ગાડાંના ભાવ ત્રણચારગણા વધ્યા છે એવો પુરાવો અમે આપ્યો છતાં તે ઉપર ધ્યાન ન આપ્યું. એ વાત ધ્યાનમાં લેત તો તાલુકામાં ૬ ટકાનો વધારો તેમણે કર્યો તે વધારો તેઓ ન કરી શકત.

૩

# ખેતીનો નફો !

ખેતીમાંથી નફો થાય છે કે નહિ એનો નિર્ણય કરવાને માટે શો આધાર હોવો જોઈએ એ વિષે અમારો મત અમે જણાવી ગયા. એ મત પ્રમાણે અમે બધે નફાતોટાનો હિસાબ આપવા લાગ્યા. દરેક ઠેકાણે જે હિસાબ આપતા હતા તે અહીં આપવાની જરૂર નથી, પણ નમૂનાની ખાતર અમે કેટલી વીગતમાં ઊતરતા હતા અને કેવી રીતે અમારા હિસાબ આપતા હતા તે અહીં જણાવવાની જરૂર છે. એ જણાવીશું એટલે બ્રૂમફીલ્ડ કમિટીના રિપોર્ટમાં અમારા આંકડા વિષે શી ટીકા થઈ છે અને તેમાં કેટલું વજૂદ છે તે પણ સમજાશે.

સરભોણ ગામમાં અમે આપેલા આંકડા આ પ્રમાણે હતા:

**સરાસરી ઉત્પન્ન**

| | | |
|---|---|---|
| એકરે | ૬। | મણ કપાસ |
| ,, | ૩૫ | ,, ડાંગર |
| ,, | ૧૨ | ,, જુવાર |
| ,, | ૧ | ,, તુવર, મગ, વગેરે કઠોળ |
| ,, | ૬ | ,, વાલ |
| ,, | ૧,૬૦૦ | પૂળા ઘાસ |

કપાસના પાકના આંકડા આ ગામમાં અમે બહુ ચોકસ એટલા કારણસર આપી શક્યા હતા કે એ ગામમાં કપાસ વેચનાર સહાયકારક મંડળ મારફતે બધો કપાસ વેચાયો હતો, અને એ મંડળને મળેલા કપાસના ચાર વર્ષના આંકડાની સરાસરી ૬। મણની આવતી હતી. ભાવ પણ બીજાં બધાં ગામો કરતાં સારો

હતો. — ૨૪ મણના રૂ. ૧૮૬ લેખે. એ જ ભાવ અમે ઉત્પન્નની કિંમત આપતાં ગણ્યો.

એક ખેડૂત પોતાની જમીન કેટલી ખેડે, ગણોતે કેટલી ખેડે, બહારગામની કેટલી ખેડે, એનો સરવાળો કાઢીને એક જોડ બળદે સરાસરી કેટલી જમીન ખેડાય છે એ અમે એ ગામને વિષે કાઢયું. અને તલાટીના તુલવારી પત્રક ઉપરથી, એ એક હળે અને બળદ-જોડે ખેડાતી જમીનમાં જુદાંજુદાં તુલોનો હિસાબ કાઢ્યો તે આ પ્રમાણે: કુલ ખેડાતી જમીન ૧૯ એકર, તેમાં ૮ એકર કપાસ, ૩ એકર જુવાર, ૨ એકર ક્યારી, ૪ એકર ઘાસ અને ૨ એકર ચરણ.

આ પ્રમાણે જણાવીને આટલી જમીન ખેડનાર ખેડૂતને સરભોણમાં કેટલી આવક ગયા વરસમાં થઈ હતી તે અમે જણાવ્યું. આમ કરતાં તણખલેતણખલું જેટલું ખેડૂતના ખેતરમાં પાકે તેની આવકનો અમે હિસાબ આપ્યો:

| રૂા. આ. | |
|---|---|
| ૩૮૭–૮ | કપાસ ૫૦ મણ (રૂ ૧૮૬ ભારને ભાવે) |
| ૭૨–૦ | જુવાર ૩૬ મણ (મણના રૂ. ૨) |
| ૪–૮ | જુવારની કડબ ૪૫૦ પૂળા (૬૨ સેંકડે રૂ. ૧) |
| ૬–૦ | તુવર વગેરે કઠોળ ૩ મણ (મણના રૂ. ૨) |
| ૯૫–૦ | ડાંગર ૭૦ મણ (હારાના રૂ. ૯–૮ને ભાવે) |
| ૧૨–૦ | વાલ ૧૨ મણ (મણનો રૂ. ૧) |
| ૩–૦ | દિવેલા ૧ મણ (મણના રૂ. ૩) |
| ૪–૮ | જુવારના ટોલાં અને તુવરનું ગોતર |
| ૧૦–૦ | ભાતના પૂળા ૨,૦૦૦ (હજારે રૂ. ૫) |
| ૧૦–૦ | વાલનું ગોતર ૧૫ મણ (રૂપિયે ૧।। મણ) |
| ૬૪–૦ | ઘાસના પૂળા ૬,૪૦૦ (હજારે રૂ. ૧૦) |
| કુલ ૬૬૮–૮ | |

(ચરણનો હિસાબ ન ગણ્યો, કારણ બળદની જોડને બે એકર ચરણ ચાલી રહે. ખર્ચમાં પણ ચરણનો ખર્ચ ન ગણ્યો.)

હવે આટલી ઊપજ મેળવવાને માટે ખેડુતને ખર્ચ કેટલું થાય તેના આંકડા આ પ્રમાણે આપ્યા:

| રૂ. આ. | |
|---|---|
| ૨૧૫–૦ | બળદજોડની ઉપર ખર્ચ |
| ૧૫૧–૦ | દૂબળાનું ખર્ચ |
| ૧૮૩–૮ | મજૂરી (આમાં દૂબળો મજૂરી કરે તે નથી ગણી, અને ઘરનાં માણસો કરે તે રોકડ મજૂરી લેતાં હોય એવી ગણત્રી કરી.) |
| ૧૬–૮ | બી |
| ૮૧–૦ | ખાતર |
| ૨૪–૦ | ખેતીનાં ઓજારોની મરામત |
| ૧૧૦-૧૨ | બળદ અને ખેતીનાં ઓજારો ઉપર ઘસારો અને વ્યાજ |
| ૭૮૧-૧૨ | |
| ૬૬૮–૮ | |
| ૧૧૩–૪ | ખોટ |

આમ ખેડુતને ૧૧૩ રૂપિયા ૪ આના ખોટ જાય, અને એ ઉપરાંત ધારો ભરવાનો તો ઊભો જ રહે. આ બધા ખર્ચના આંકડા કેવી રીતે ગણવામાં આવ્યા તેની વીગત પણ અહીં જ આપી દઉં છું:

**સરભોણ ગામમાં જણાવેલા એક હળે ૧૫ એકરની ખેતીમાં થતા વાર્ષિક ખર્ચની વીગત:**

૨૧૫) **૧. બળદજોડનું આખા વર્ષનું ખર્ચ**

૧૨૦) ઘાસ ૧૨,૦૦૦ પૂળા, દા. રૂ. ૧૦)
૧૫) ચોમાસામાં ગોવાળિયાના ખર્ચના
૩૦) ગોતર મ. ૬૦, દા. રૂપિયાનું બે મણ
૨૫) ગુવાર મ. ૧૧, દા. રૂ. ૨।

૧૨॥ ખોળ મ. ૫, દા. રૂ. ૨॥
૩ મીઠું મ. ૩, દા. રૂ. ૧)
૪॥ તેલ મ. ૦–૫, દા. રૂ. ૧૨)
૫) ગોળ, ઘી, અજમો, કાંદા, વગેરે પરચૂરણ

———

૨૧૫)

ચોમાસામાં બળદને ક્યારીમાં કામ કરતાં બહુ જ મજૂરી પડે તેથી તેલ, ઘી, ગોળ વગેરે ખવડાવવામાં આવે છે.

૧૫૧) ૨. દૂબળાનું ખર્ચ

૧૧૨॥ ખોરાકીખર્ચ તથા તમાકુ, દસ માસના રોજના ૦।≈ પ્રમાણે
૧૩॥ જોડા તથા કપડાં
૨૫) વરસમાં દસ માસ કામે આવે તે સિવાયના દિવસોમાં ખોરાકી માટે ઉપાડ કરે તથા બૈરાંછોકરાંનાં કપડાં, મહેમાનનું ખર્ચ, માંદગીનું ખર્ચ વગેરે અંગે વરસમાં ઉપાડ કરે તેના

———

૧૫૧

૧૮૩॥ ૩. ખેતીની મજૂરીનું રોકડ ખર્ચ

૫૬) કપાસ એકર ૮ માં એકરે રૂ. ૭) પ્રમાણે. તેની વીગત:
૨। દાભડો કોદાળવામાં ૫ માણસ, દા. ૦।
૦॥। વલવામાં ૧॥ માણસ, દા. ૦॥
૫) નીંદવામાં ૨૦ માણસ, દા. ૦।

———

૭)

૧૮॥। કપાસ વીણવાના મણ ૫૦)ના, દા ૦।≈ મણના
૨૨॥ જુવાર એકર ૩માં એકરે રૂ. ૭॥ પ્રમાણે, તેની વીગત:
૨। દાભડો કોદાળવામાં ૫ માણસ, દા. ૦।
૦॥। વલવામાં ૧॥ માણસ, દા. ૦॥
૩) નીંદવામાં ૧૨ માણસ, દા. ૦।
૨॥ ટોયાના (પંખીઓને ઉડાડનાર)

———

૭॥

૪૨) ભાત (ડાંગર) તથા વાલમાં મજૂરી બે એકરની, એકરના
રૂ. ૨૧) પ્રમાણે
૧)= આંતા કરવામાં ૩ માણસ, દા. ૦ા=
૫) રોપણીમાં ૧૬ માણસ, દા. ૦ા-
૩)= નીંદામણમાં ૧૦ માણસ, દા. ૦ા=
૬ા- વાઢવા તથા બાંધવામાં ૨૦ માણસ, દા. ૦ા-
૧)= ઝૂડવામાં ૩ માણસ, દા. ૦ા=
૧ાા વાલમાં નીંદામણ ૭ માણસ, દા. ૦ા
૧ાા વાલમાં વાઢવાના ૬ માણસ, દા. ૦ા
૧)= વાલ ઝૂડવામાં ૩ માણસ, દા. ૦ા=

૨૧)

૧૦) વાડના
૨ા ૬ એકર ઘાસિયા જમીનમાં ઝૂંપલાં ખોદવા તથા કાંટા
વીણવામાં એકરે ૧ માણસ, દા. ૦ા=
૩૨) ઘાસકટાઈ ૬,૪૦૦ પૂળાના, દા, રૂ. ૫) હજારના

૧૮૨ાા

૨૬ાા ૪. બીજું ખર્ચ
૪ાા કપાસિયા એકરે શેર ૧૬×૮=મણ ૩-૮, દા, ૧ાા
૨) જુવાર તથા કઠોળ મણ ૧, ત્રણ એકરમાં
૬) ભાત મણ ૪ એકરે ૨ મણ, દા. ૧ાા
૩) વાલ મણ ૩) એકરે ૧ાા મણ, દા. ૧)
૦ાા દિવેલા મણ ૦ા એકરે શેર ૫), દા. ૩)

૨૬ાા

૮૧) ૫. ખાતર
૪૮) ક્યારી ૨ એકરમાં ૪૮ ગાલ્લી, દા. ૧)
૩૩) જરાયતમાં દર વરસે સરેરાશ ૩ ગાલ્લી પ્રમાણે કુલ
૩૩ ગાલ્લી, દા. ૧)

૮૧)

૨૪) ૬. ગાલ્લી તથા ઓજારોની સમરામણી
૧૦) સુતાર તથા લુહારને મજૂરી

૪) આંક નંગ ૨
૨) લોઢું
૩ાા નાડી, નામણું, જોતર
૪ાા દિવેલ મણ ૦ાા

૨૪)

૧૧૦ાા ૭. બળદ, ગાલ્લી, કૂબળો, હળ, લાકડાં, વગેરેનો ઘસારો તથા વ્યાજ

૪૦) બળદજોડનો ઘસારો, એક જોડ ૭ વરસ કામ આપે તે હિસાબે
૧૩ાા રૂ. ૩૦૦)નું કાપતું વ્યાજ
૧૦) ગાલ્લી રૂ. ૧૫૦)ની ૧૫ વરસ ચાલે
૬ાા રૂ. ૧૫૦)નું કાપતું વ્યાજ
૧૭) ઓજારોનો ઘસારો
૪ાા રૂ. ૧૦૦)નું કાપતું વ્યાજ
૧૦) કૂબળાનો ઘસારો રૂ. ૨૦૦)ની કિંમતનો ૨૦ વરસ કામ આપે
૯) રૂ. ૨૦૦)નું કાપતું વ્યાજ

૧૧૦ાાા

૭૮૧ાાા

આ આંકડા, હું પહેલા પ્રકરણમાં બતાવી ગયો તેમ, પ્રથમ તો સાહેબોને ખોટા પાડવાની ઇચ્છા થઈ, અને તે ગરીબ ખેડૂતોની ઊલટતપાસથી ખોટા પાડવા એમ ધાર્યું, અને તે હેતુથી સરભોણ અને વડોલી ગામમાં તેમણે ખૂબ ઊલટતપાસ કરી. સરભોણના જે અનાવલા ખેડૂતની ઊલટતપાસ કરી તે તો સાહેબોએ રિપોર્ટમાં પણ ઉતારી છે અને તેની ઉપર ટીકા કરી છે એટલે તે અહીં આપવી આવશ્યક છે. વડોલીમાં તો એક કૂબળાને તપાસવામાં આવ્યો હતો — એટલા હેતુથી કે કૂબળાની ઉપર જે ખર્ચ બતાવવામાં આવે છે તે બરોબર છે કે નહિ. એ ઊલટતપાસ કૂબળા જેવી અભણ, અજ્ઞાન તથા ગરીબડી પ્રજામાં પણ સત્યાગ્રહથી કેટલું તેજ આવ્યું હતું તે

બતાવવા માટે પણ આપવાજેવી છે. અનેક ખેડુતો સાહેબોની આગળ બેઠેલા હતા તેમાંથી મકનજીભાઈને પસંદ કરવામાં આવ્યા અને તેમની તપાસ શરૂ થઈ. દોઢેક કલાક સુધી એ તપાસ ચાલી.

૧૫ એકર ૧૦ ગુંઠા કપાસ, ૧૨ એકર ૨૫ ગુંઠા ઘાસ, ૬ એકર જુવાર, ૨ એકર ૩૯ ગુંઠા ભાત, ૩૦ ગુંઠા ઘઉં, ભાતના જેટલા વાલદિવેલા, ૨ એકર ૨૩ ગુંઠા કઠોળ, એમ એમની જમીન લખાઈ.

‘ તમારી પાસે હળ કેટલાં ?’

‘ બે.’

‘ બળદ કેટલા ?’

‘ બે જોડ. આમાંથી ૧૬૯ની કિંમતે નાનાં ગોધાં આ વર્ષે વેચી દીધાં.’

‘ ત્યારે આ વર્ષે બધી જમીન એક જોડે ખેડો છો ?’

‘ હા; પણ ૧૦ એકર ૧૯ ગુંઠાના ત્રણ નંબર મેં આ વર્ષે છોડી દીધા, અને ઓરણીની મોસમમાં મેં સોંઢલ કરી હતી.’

‘ વારુ, ત્યારે તમને ભાત, કપાસ, જુવાર, કડબ, ઘાસ કેટલાં પાક્યાં ?’

‘ ભાત પંદર હારા; કપાસ ૪॥ ભાર; જુવાર બે માણી; વાલ ૧૪ મણ; તુવર ૩ મણ; મગ પોણો મણ; ચોળી ૧ મણ; ૨૫,૦૦૦ ઘાસના પૂળા એકવડા; ૧,૨૦૦ પૂળા કડબ; ૪૦ મણ ગોતર; ૩,૦૦૦ પૂળા ભાતના.’

‘ કપાસ શા ભાવે વેચ્યો ?’

‘ ૧૮૬ના ભાવે સોસાઇટી મારફતે.’

‘ ઘાસ કેમ વેચ્યું ?’

‘ ઘાસ તો વેચાયું જ નહોતું.’

‘ પણ કિંમત શી આવત ?’

‘ પાંચ રૂપિયા.’

‘ એની કિંમત અગાઉ વધારે આવતી ખરી ?’

‘ ગયે વરસે ૬ હતી, તેને આગલે વર્ષે સાત હતી, પેલે વર્ષે ૭॥ હતી.’

‘વાલનો શો ભાવ ઊપજ્યો?’

‘વાલ તો ઘરમાં વપરાયા.’

‘તમારી પાસે ઢોર કેટલાં છે?’

‘૩ ભેંસ, ૧ પાડી, ૪ ગાય, ૩ વાછડી, ૪ બળદ.’

‘બળદને માટે તમારે બહારથી કેટલી વસ્તુ લાવવી પડી?’

‘ગુવાર, ખોળ, તેલ, ઘી, મીઠું, હળદર, ગોળ વગેરે ચીજો.’

‘બળદને માટે જ તમે આવી સારી વાની રાખી છે કે ગાયભેંસોને પણ ખવરાવો?’

‘બળદને માટે જ, સાહેબ.’

‘ગુવાર કેટલા?’

‘બધો એક જોડીનો ખર્ચ ગણાવું છું. ૩૪ રૂપિયાના ગુવાર; ૨૫ રૂપિયાનો ખોળ; ૧૦ રૂપિયા તેલઘીના; ૨॥ રૂપિયાનું મીઠું.’

‘મીઠું’ સાંભળીને સાહેબ ચોંક્યા. બળદ મીઠું ખાય?

બળદને મીઠું એના ખોરાકમાં અનેક વસ્તુ સાથે ખવડાવવામાં આવે છે એ સમજાવવામાં આવ્યું.

‘બળદને માટે જુદું મીઠું લાવ્યા હતા?

‘જુદું શા માટે? ૧૦ મણ લાવ્યો હતો. તેમાં અર્ધું ઘરમાં ગયું અને અર્ધું ઢોરોને માટે વપરાયું.’

‘દૂબળા કેટલા હતા?’

‘ગયે વર્ષે ચાર દૂબળા હતા.’

‘દૂબળાનો ખર્ચ કેટલો આવે?

‘વર્ષે ૧૫૦ રૂપિયા.’

‘એ કેવી રીતે?

‘રોજના છછ આનાની ખોરાકી લેખે ૯ રૂપિયા.’ (પોતાને સુધારીને મહિને ૧૧ રૂપિયા કહ્યા.)

‘દૂબળાને કેટલું રોકડ અને કેટલું અનાજ આપો?’

‘ખાધાખાઈ આપીએ તે ઉપરાંત તે ૨૫ રૂપિયા સુધીનો ઉપાડ કરે, અને ૧૫ રૂપિયાનાં કપડાં અને જોડા.’

'૨૫ રૂપિયા ઉપાડના તો તમે ધીરો ને? એ તો એને ખાતે લખાય ને?'

'ખાતે લખાય, પણ પાછા વળે કયે દિવસે? કદાચ દૂબળો બેચાર રૂપિયા કાપણી વખતે વાળે.

'ખાતર કેટલું ખરીદેલું?'

'૪૨ રૂપિયાનું ખાતર. ૩૫ રૂપિયાનાં બકરાં બેસાડેલાં અને ૭ રૂપિયાનું છાણ લીધેલું. આ ઉપરાંત ઘરનું ખાતર તો હતું જ.'

વડોલી ગામમાં સાહેબ એકાદા દૂબળાને પકડી તેની દૃષ્ટિએ કેસ સાંભળવો છે એમ કહેતા કહેતા આવ્યા હતા, એટલે એક દૂબળાને પકડી આણવામાં આવ્યો. સુખલો દૂબળો જાણે પોતાના ઘરમાં જ ઊભો હોય તેમ સાહેબની સામે ઊભો, અને પોતાના ધણિયામાની — બારડોલીમાં દૂબળાનો માલિક ધણિયામા કહેવાય છે — સાથે વાત કરતો હોય તેમ વાત કરવા લાગ્યો. સત્યાગ્રહની ચળવળે દૂબળાઓમાં પણ કેટલું તેજ આણ્યું છે તેની સાક્ષી પૂરતો સુખલો સાહેબનાથી જરાયે અંજાયા વિના ઉજળિયાતને લજવે એવી હિંમતથી જવાબ આપ્યે ગયો.

'તારા ધણિયામાનું નામ શું?'

'મણિ કલન.'

'તારું ખાતું એને ઘેર કેટલું?'

'મારી પાહે તણહેં રૂપિયા માગે.'

'કેટલાં વરસ થયાં તું રહ્યો છે?'

'પાંચ, છ હાત વરહ થયાં ઓહે જ તો.'

'તું તારા ધણિયામાને દર વરસે કેટલું વાળે?'

'બઉ બઉ તો વરહે પાંચ રૂપિયા. પાંછેર રૂના બે પૈહા મલે અને બે જણા મળીને ૨॥ મણ કપાહ વણીએ. ઘાહના હો પૂળે પાવલી અને ધણિયામાને ઘેર તણ આના.'

'તને તારો ધણિયામો શું આપે?'

'રોજ બહેર જુવાર, બે વખત ખાવાનું, અને તણ વખત તમાકુ. ચા પીવાની હો મલે જ તો.'

'તારી બૈરીને પણ મળે કે?'

'હા જ તો. મારી બૈરીને પણ બે વખત ખાવાનું, જુવાર અને તમાકુ મળે; કામ કરે તો.'

'પણ તે પણ આવી રીતે કામ કરે છે?'

'ના, રોજ હાની કામ કરે? ઘરનું કામ હોય ની!'

'આ બશેર જુવાર તું વેચાતી લાવે તો તને શી કિંમત પડે?'

'તણ આના વાણિયાને તાં પડે.'

'આ જુવાર બશેર તને પૂરી ભરીને આપે છે કે ઓછી મળે?'

'મારા ગામમાં તો પૂરી જ મલે.'

'તને બે વખત ખાવાનું મળે તેની શી કિંમત પડે?'

'મને હું ખબર પડે? હું તો બે વખત ખાઉં તે જાણું.'

'પણ તારે ઘેર ખાય તો ખરચ થાય ને? તે પરથી ગણીને કહે ની?'

'મારે ઘેર હું ખરચ થાય? ઘેરમાં તો અમે જુવારનું ભડકું પીએ.'

'બીજું શું મળે?'

'બે પોતડી, બે બન્ડી, એક પિછોડી, જોડો.'

'જોડાની કિંમત?'

'કિંમત કોણ આપે? ધણિયામો જ આપે તો. પાંચ રૂપિયાના જોડા મલે. (એક અપશબ્દ બોલીને) મારો ભાઈ તો બે જોડ પણ ફાડે, મને એક જ જોડ જોઈએ.'

'બાળકોનાં કપડાં માટે પૈસા જોઈએ તે કયાંથી લાવે?'

'ધણિયામા પાહે જ તો.'

'દૂબળો કેટલો ઉપાડ કરે?'

'માણહ ઘરમાં ઓછાં હોય તો વીહ રૂપિયા. મેં તો આઠ વરહમાં આતાર લગણમાં જ ૧૬ રૂપિયા ઉપાડેલા છે.'

'આ બધા રૂપિયા તારે ખાતે મંડાય તે તું વાળશે કે?'

'મરા તીઆરે જ તો ! અને મરું તીઆરે પણ દહ રૂપિયા બાંધિયાને પીવાના મળે. પોયરું મરે તો હાત રૂપિયા, અને હું મરું તો દહ રૂપિયા.'

પણ આટલી ઊલટતપાસ કરીને બીજાં ગામોએ તેમણે ઊલટતપાસ કરવી બંધ કરી. એક ઠેકાણે તેઓ બોલ્યા : 'આમ ખોટ જ બતાવ્યા કરો તો ખેડૂત જીવે શી રીતે ?' મોતા ગામમાં જ્યાં આવા આંકડા પહેલી જ વાર આપવામાં આવ્યા હતા ત્યાં આનો જવાબ આપવામાં આવ્યો હતો, છતાં અમલદારો એ આંકડા શંકાની જ નજરે જોવા લાગ્યા. એટલે કમાલછોડ ગામે અમે એક ખેડૂતના એક વર્ષના આવક અને ખર્ચના ગણતરીના નહિ, પણ ખરા આંકડા આપ્યા, અને તેને ભેંસના દૂધઘીથી થતી કમાણીના આંકડા આપીને અમે બતાવવાનો પ્રયત્ન કર્યો કે ખેડૂત શી રીતે પોતાનો નિર્વાહ ચલાવે છે. એ આંકડા બંને અમલદારોએ પોતાના રિપોર્ટમાં આપીને અમારો કેસ નબળો છે એમ સાબિત કરવાનો પ્રયત્ન કર્યો છે, એટલે એ આંકડા પણ અહીં આપું છું.

કમાલછોડના રણછોડ મોરારની ખેતીના અને ઢોરઢાંખરની એક વર્ષની આવક અને ખર્ચનો હિસાબ :

## ખેતીની આવક અને ખર્ચ

### આવક

| રોકડ | | દાણોદૂણી | |
|---|---|---|---|
| રૂ. ૪૬૨—૦—૦ | કપાસ (રૂ. ૭ના ભાવે ૬૬ મણ કપાસ વેચ્યો) | રૂ. ૬૧—૧૪—૦ | જુવાર (પરાળ મણ; ૨।।। રૂપિયે મણ, બજારભાવ.) |
| | | ૧૦૦—૦—૦ | ભાત (૧૦ રૂપિયે હારા બજારભાવ, ૧૦ હારા) |
| | | ૫—૦—૦ | વાલ (૫ મણ; રૂપિયા ભાવના) |
| | | ૨૪—૦—૦ | તુવર (બે રૂપિયે મણના ભાવની; ૧૨ મણ) |

| | |
|---|---|
| ૩૩-૦-૦ | ચારો |
| ૯-૦-૦ | કડબ |
| ૯-૦-૦ | જુવારનાં ટોલાં |
| ૧૦-૦-૦ | પરાળનાં પૂળિયાં |
| ૫-૦-૦ | વાલનું ગોતર |
| ૩૩-૦-૦ | |
| ૧૦-૦-૦ | બળદનું ખાતર |
| ૨૬૩-૧૪-૦ | |

ખર્ચ

| રોકડ | | | દાણાદૂણી | |
|---|---|---|---|---|
| રૂા ૧૫૯-૪-૦ | બળદનો ખર્ચ<br>૧૦૦-૦-૦ ઘાસ<br>૫૯-૪ ૦ ગવાર, ઘી, મીઠું | + | ૫-૦-૦ | બળદને વાલનું ગોતર ઘરનું ખવડાવ્યું |
| ૩૦-૦-૦ | દૂબળાનો પગાર | + | ૧૧૨-૮-૦ | દૂબળાના રોજના પાંચ આના લેખે ખાધાખાઈના |
| ૧૨-૦-૦ | દૂબળાના જોડા અને કપડાંના | | | |
| ૪૬-૧૨-૦ | ૧૮૭ મજૂરને ચાર આનાને દરે રોકડી મજૂરી | + | ૨૩-૬-૦ | મજૂરોને એકવાર ખાવાનું રોજના બે આના લેખે |
| ૭-૮-૦ | કપાસિયા (બીના) | + | ૭-૮-૦ | જુવાર, ભાત અને વાલનું બી |
| ૨૪-૦-૦ | ઓજારની સમરામણી ખેતીનો સામાન વિ. | | | |
| | | | ૬૦-૦-૦ | ખેતીમાં ખાતર ઘરનું નાખ્યું |
| ૨૭૯-૯-૦ | | | ૨૩૪-૦-૦ | *ઘરનાં બે માણસોની ખાધાખાઈ |
| | | | ૫૪૨-૦-૦ | |

* ઘરનાં માણસોની ખાધાખાઈને માટે રોકડ લાવેલી વસ્તુનો આંકડો રોકડવાળા ખાનામાં નાંખી શકાય, પણ તેથી બહુ ગૂંચવણ થવાના ભયને લીધે ખાધાખાઈનો કુલ ખર્ચ નાંખ્યો છે.

## બિનખેતીની આવક અને ખર્ચ

### આવક

| રોકડ | | અ–રોકડ | |
|---|---|---|---|
| ૨૫૫–૦–૦ | ભેંસનું ઘી ૬ મણ રૂ. ૪૨ાા ના ભાવે વેચ્યું | ૪૨–૦–૦ | ઘી, ઘરમાં વાપર્યું |
| | | ૫૦–૦–૦ | ભેંસનું ખાતર |
| | | ૯૨–૦–૦ | |

### ખર્ચ

| રોકડ | | અ–રોકડ | |
|---|---|---|---|
| ૧૧૨–૮–૦ | કપાસિયા ૭૫ મણ ૧ાા રૂપિયે ભાવના, ભેંસને ખવડાવ્યા | ૨૮–૦–૦ | જુવારની કડબ અને પરાળના પુળીઆં ઘરનાં ખવડાવ્યાં |
| ૨૪-૧૨-૦ | ગુવાર | | |
| ૮–૦–૦ | મેથી | | |
| ૬–૦–૦ | તલ | | |
| ૧૦–૦–૦ | ભેંસ વિયાઈ તે વેળા મસાલા વગેરેનું ખર્ચ | | |
| ૧૬૧—૪ ૦ | | | |

| કુલ આવક | | કુલ ખર્ચ | |
|---|---|---|---|
| ૪૬૨–૦–૦ | રોકડ ખેતીની આવક | ૨૭૯–૮–૦ | રોકડ ખર્ચ |
| ૨૬૩-૧૪-૦ | હાણીહુણી અને ખાતર | ૫૪૨–૬–૦ | ખર્ચ ઘરના અનાજનું |
| ૨૫૫–૦–૦ | ઘીની આવક | ૧૬૧–૪–૦ | ભેંસનું રોકડ ખર્ચ |
| ૯૨–૦–૦ | ઘી દૂધ ઘરમાં વપરાયું તેની કીંમત | ૨૮–૦–૦ | ઘરની કડબ ભેંસને ખવડાવી તેની કિંમત |
| | | ૫૮–૭–૦ | સરકારધારો અને લોકલફંડ |
| ૧૦૭૨-૧૪-૦ | | ૧૦૬૯–૯–૦ | |
| | | ૩–૫–૦ | નફો |
| | | ૧૦૭૨-૧૪-૦ | |

આ પત્રકના ઉપર અમે એક નોંધ આપી હતી, જે નોંધ બ્રૂમફીલ્ડ કમિટીએ પોતાના રિપોર્ટમાં આપી નથી પણ જે જરૂરની છે :

રણછોડ મોરાર એક સારો પ્રામાણિક ખેડૂત છે, એની ૨૮ાા વીઘાં જમીનની અને બે ભેંસની આવકનો આ હિસાબ છે. ૨૮ાા વીઘાંમાં ૧૭ વીઘાં કપાસ કર્યો હતો અને ૯ વીઘાં જુવાર અને ૨ાા વીઘાં ક્યારી હતી. કપાસ એનો સારામાં સારો હતો. ઘાસિયું નહોતું

એટલે તેને બળદ માટે ઘાસ વેચવું પડ્યું હતું. ૪૦૦ રૂપિયાની જોડ બળદ છે, ૧૩૫ રૂપિયાનો દૂબળો છે. એની કિંમત ઓછી પડી છે, કારણ એ પરણેલો નથી. આ દૂબળો ઘરમાં ખાઈપીને ૩૦ રૂપિયા પગાર લઈને રહે છે. ખેડૂતની સાથે તેની સ્ત્રી અને તેનો ૧૫ વર્ષની ઉંમરનો છોકરો ખેતરમાં કામ કરે છે. આથી મજૂરીનો ખર્ચ ઘણો બચે છે. ખાધાખાઈ બે માણસની જ ગણી છે. કારણ સ્ત્રી અને છોકરો અર્ધો વખત કામ કરે છે.

ખર્ચ ગણવામાં ઘસારો અમે ગણ્યો નથી.

ખેડૂતને ખેતીમાંથી તો રૂ. ૮૨૧–૧૪ ઓછા ૭૨૫–૧૪ એટલે રૂ. ૯૬ની ખોટ ગઈ, પણ એની પાસે બે ભેંસો હોવાથી તેમાંથી રૂ. ૧૫૭–૧૨નો નફો થયો એટલે ખેડૂત ખેતીની ખોટ પૂરી શક્યો અને સરકારધારો ભરી શક્યો. ખેડૂતનાં બે માણસ અને દૂબળાને ખાધાખાઈ ઉપરાંત ૩ રૂપિયા ૫ આના નફો થયો. એમાંથી કપડાં વગેરેનો ખર્ચ શી રીતે નીકળે? ખેડૂતને કરજ નથી એનું કારણ એ છે કે એની પાસે કદાચ આગલાં વર્ષોમાંથી કાંઈ બચત હશે — ઘર વેચેલું તેમાંથી કરજ વાળીને કંઈ બચ્યું હશે તે હશે — અથવા તો અમે એની જેટલી ખાધાખાઈ ગણી એના કરતાં એણે ઓછું ખાધું હશે.

ઘસારો ગણ્યો નથી, પણ જ્યારે બળદ મરે કે નવાં ઓજાર લેવાં પડે ત્યારે તો ખેડૂતને કરજ કર્યા વિના છૂટકો નથી. જ્યારે રૂના ભાવ સારા હતા ત્યારે એ ખેડૂતને નફો થતો હશે. ધારો કે ભારનો ભાવ ૨૪૦ રૂપિયા હોત તો ૬૬ મણના એને રૂ. ૬૬૦ મળત એટલે કે ગયે વર્ષે મળ્યા એના કરતાં રૂ. ૧૯૮ વધારે મળ્યા હોત, એટલે ૯૬ રૂપિયાની ખોટ જવાને બદલે એને ૧૦૨ રૂપિયા નફો થાત. એ ઉપરાંત ભેંસનો નફો તો હતો જ.

હવે ઉપરના બંને દાખલાઓ ઉપર તપાસઅમલદારોએ કરેલી ટીકા જોઈએ. સરભોણના મકનજીભાઈના જવાબ ઉપર રિપોર્ટમાં આ પ્રમાણે ટીકા કરવામાં આવી છે:

“આ માણસને રૂ. ૮૩૭ એના કપાસમાંથી મળ્યા. ઘાસમાંથી કશું ન મળ્યું, કારણ એ વેચી શક્યો નહોતો. આપણે આ માની લઈએ. એના

-જ કહેવા પ્રમાણે એને રોકડું ખર્ચ રૂ. ૩૦૫ થયું (રૂ. ૧૪૩ બે બળદ માટે, રૂ. ૪૨ ખાતર માટે, અને રૂ. ૧૨૦ ચાર દૂબળા માટે). આ ઉપરાંત એને ૧૪૫ રૂપિયા મહેસૂલ ભરવું પડયું હશે, અને ૨૦ એકર ૧૩ ગુંઠા ગણોતે લીધેલી જમીનનું ગણોત — તે ૨૬૦ રૂપિયાથી ૩૦૦ રૂપિયા સુધી હોઈ શકે છે. ગણોતનો આંકડો એ માણસને પૂછવાનો રહી ગયો એ ઢિલગીરીની વાત છે. આ પ્રમાણે ઊંસમાંથી એને જે નફો થયો હશે તે ન ગણતાં પણ ૮૩૭ બાદ ૭૫૦ એટલે ૮૭ રૂપિયા રોકડા એની પાસે રહ્યા. અને આ ઉપરાંત એને રોજના ૧૦॥ શેર ચોખા અને ૬ શેર જુવાર બાકી. અને એક માણસનો રોજનો ખોરાક એક શેર ચોખા અને દોઢ શેર જુવાર મનાય છે. એટલે ચાર દૂબળા અને કુટુંબનાં માણસોને માટે વધારેપડતા ચોખા રહેશે, અને કંઈક ઓછી જુવાર રહે છે, પણ એનો તો કોક રીતે મેળ બેસાડી શકાય, અને બીજા ખોરાક પર રોકડું ખર્ચ તો જૂજનજ જ થાય. પણ હવે ધારો કે જે રીતે બીજા ખર્ચના આંકડા મૂકવામાં આવ્યા છે તે રીતે આ આંકડા મૂકવામાં આવ્યા હોત સો બળદનું ખર્ચ રૂ. ૨૦૦ મુકાત, ચાર દૂબળાનું રૂ. ૧૫૦ લેખે રૂ. ૬૦૦નું ખર્ચ મુકાત, રૂ. ૧૮૦નું ખાતર મુકાત, અને પરિણામે ખોટનો સુમાર ન રહ્યો હોત.”

આ ટીકાની ઉપર શી ટીકા કરીએ? એમાં કેટલીક સામાન્યમાં સામાન્ય બાબતનું પણ અજ્ઞાન છે, અને કેટલીક વસ્તુ ગણવામાં આવી જ નથી. ખેડૂતને ૧૦૫ મણ ડાંગર પાકી તે ઉપરથી સાહેબોએ ત્રિરાશિ કરીને હિસાબ કાઢ્યો કે એને ત્યાં રોજના ૧૦॥ શેર **ચોખા** પાક્યા! ડાંગર અને ચોખાનો ભેદ અમલદારો શા સારુ જાણે? ૧૦॥ શેર ચોખા નહિ, પણ ૧૦॥ શેર ડાંગર પાકી અને એમાંથી તો માંડ ૫ શેર ચોખા થાય. એટલે સાહેબોને હિસાબે જ એ માણસનું કુટુંબ અને ચાર દૂબળાને ખાવાના ચોખા વધારેપડતા નહિ પણ ખાવા જેટલા ન મળે, અને વધારે ચોખા લાવવામાં જ એની આખી રોકડ ખપી જાય. આ તો એક વાત થઈ. બીજી વાત એ કે સાહેબો માને છે કે અનાવલાનું ખરચ અને દૂબળાનું ખરચ સરખું છે, અને અનાવલા ગૃહસ્થને શેર ચોખા અને દોઢશેર જુવાર મળી પછી ખાવાપીવાને માટે કશું ખરીદવાનું રહેતું જ નથી! આના જેવું ભીષણ અજ્ઞાન બીજું કયું હોઈ શકે? સાહેબોએ એમના પટાવાળા અથવા ઘોડા-

બાળકને પણ પૂછ્યું હોત તોપણ તે કહેત કે શેર ચોખા અને દોઢશેર જુવારથી સામાન્ય માણસ જીવતો નથી. આ ઉપરાંત રોકડ ખર્ચમાં રોકડ મજૂરી મકનજીભાઈએ કેટલી આપી એ તો સાહેબે તેને પૂછવાની તસદી જ લીધી નહોતી ! સાહેબો માને છે કે દૂબળા અને ખેડૂત મળીને બધી ખેતી કરી નાંખી અને એને મજૂર બોલાવવાની જરૂર જ ન પડી.

પણ એ ખંડનાત્મક ટીકા કરવાનું દૂર રાખીને હવે એ જ આંકડામાંથી ખરી સ્થિતિ શી નિષ્પન્ન થાય છે એ તપાસીએ. સાહેબોએ જે આંકડા સ્વીકાર્યા છે તે જ આંકડા લઈને ખેડૂતોનો આવકજાવકનો હિસાબ આ પ્રમાણે આવે છે :

૧૯ એકર ૩૨ ગુંઠા માલકીની, ૨૦ એકર ૧૨ ગુંઠા ગણોતની, કુલ ૪૦ એકર ૫ ગુંઠા જમીન.

આવક

| રોકડ | | દાણાદૂણી | |
|---|---|---|---|
| રૂ. ૮૩૭–૦ | ૧૦૮ મણ કપાસના, ૭ાા રૂપિયાના ભાવે. | ૧૪૨–૮ | ભાત |
| | | ૧૨૦–૦ | જુવાર |
| | | ૧૪–૦ | વાલ |
| | | ૯–૮ | દાળ |
| | | ૧૨૪–૦ | ઘાસ |
| | | ૧૨–૦ | કડબ |
| | | ૧૫–૦ | કચરું |
| | | ૨૫–૦ | ગોતર. |
| | | ૪૬૩–૦ | |

ખર્ચ

રોકડ

| | |
|---|---|
| ૧૪૩ | બળદનું ખર્ચ |
| ૪૨ | ખાતર |
| ૧૬૦ | ચાર દૂબળાના |
| ૩૪૫ + ૨૨૫ | ગણોત |
| ૬ | મજૂરીનો આંકડો |

આ ઉપરથી દેખાશે કે મજૂરીનો આંકડો ગણવામાં આવ્યો નથી છતાં એ ખેડુતની પાસે રૂ. ૮૩૭ ઓછા રૂ. ૫૭૦ એટલે રૂ. ૨૬૭ રૂપિયા રોકડા રહ્યા. ઉપરાંત ભાત, જુવાર, વાલ, અને દાળ મળીને ૨૮૬ રૂપિયાની કિંમતનો દાણો એના ઘરમાં રહ્યો, જેમાંથી એને ૪ દૂબળાનું અને પોતાના કુટુંબનું પોષણ કરવાનું અને ૧૪૫ રૂપિયા મહેસૂલ ભરવાનું, એટલે કે ૨૬૭+૨૮૬−૧૪૫=૩૦૮ રૂપિયામાં એણે પોતાનું, પોતાના કુટુંબનું અને ચાર દૂબળાનું પોષણ કરવાનું! એ પોષણ એ કેમ કરતો હશે તે ભગવાન જાણે! ગાયભેંસમાંથી થતી અને બીજી સગાવહાલાંના પગારની કમાણી વિના એ ખેડુતની ખેતી અને તેનું જીવન અશક્ય થઈ પડે એ વિષે શંકા નથી.

કમાલછોડના આવકખર્ચના આંકડા વિષે ટીકા કરતાં અમલદારો લખે છે:

"નફો માત્ર ૩ રૂપિયા ૫ આનાનો બતાવ્યો છે, પણ સરવાળે ખોટ જ છે એમ કહેવામાં આવે છે, કારણ કપડાંનો ખર્ચ અને ઘસારો તો ગણવામા જ આવ્યો નથી. અમને આટલી બધી નિરાશાજનક સ્થિતિ કલ્પી લેવાનું કારણ લાગતું નથી. અમને એક ઠેકાણે કહેવામાં આવ્યું હતું કે એક જોડ બળદ અને બે ભેંસ મળીને ૧૦૦ રૂપિયાનું ખાતર આપે. આ માણસને ૬૦ રૂપિયાનું જ ખાતર મળે છે એમ જણાવવામાં આવ્યું છે એ ઓછું લાગે છે, એમાં જ ૪૦ રૂપિયા ઓછા બતાવવામાં આવ્યા, જે ગણવામાં આવ્યા હોત તો રૂ. ૫૮−૭ મહેસૂલ ભરવાનું છે તેમાંથી તેટલા ઓછા થાતના! પણ સાચી વાત તો એ છે કે એ ખેડુતને પોતાની જમીનમાંથી રોજના ૭ શેર ચોખા અને પા શેર જુવાર પાકે છે, જેમાંથી એને બે માણસ, એક સ્ત્રી અને એક છોકરાને જ ખવડાવવાનું છે. આ બધા અનાજની કિંમત જમા બાજુએ રૂ. ૧૯૧−૧૪−૦ બતાવવામાં આવી છે. જ્યારે ઉધાર બાજુએ રૂ. ૧૧૨−૮ અને રૂ. ૨૩૪ મળીને રૂ. ૩૪૬−૮ ખાધાખાઈના બતાવવામાં આવ્યા છે. હવે એ માણસને ખાધાખાઈને માટે રોકડું તો જૂજ જ ખરચવાનું હોય, એટલે કે ૩૪૬−૮ બાદ ૧૯૧−૧૪−૦ ના થોડા જ ટકા જેટલું ખરચવાનું હોય, એટલે એને કપડાંના અને ઘસારાના પૈસા સહેજે મળી રહે. આમ વિરોધી પક્ષ તરફથી આવતો, આવકખર્ચની બંને બાજુ મેળવવાની મુશ્કેલીનો, આ સરસ દાખલો છે."

આમાં પણ પહેલાના દાખલા જેવું જ અજ્ઞાન છે. ખાતરના ૬૦ રૂપિયા ગણ્યા હતા કારણ કમાલછોડમાં ખાતરનો ભાવ ગાડાનો ૧ાા રૂપિયો હતો, અને વરાડ જ્યાં પેલો ૧૦૦ રૂપિયાનો આંકડો આપવામાં આવ્યો હતો ત્યાં ૨ રૂપિયાનો ભાવ હતો. વળી અહીં પણ ચોખા અને ડાંગર બંનેને એક જ માનવામાં આવ્યાં છે, અને અમલદારો માનતા લાગે છે કે રૂ. ૩૪૬-૮-૦ ઓછા ૯૬ રૂપિયાની ખોટ એટલે ૨૪૦ રૂપિયામાંથી દૂબળો, ખેડૂત અને એની સ્ત્રી, અને છોકરાનો ખર્ચ નીકળી શકે અને રૂ. ૫૮-૭ નો સરકારધારો ભરાઈ શકે.

બીજી ટીકા એ કરી છે કે આ ખેડૂતને ભેંસના ઘીદૂધમાંથી રૂ. ૧૫૭-૧૨ નો નફો થાય છે તે ખેતીનો જ નફો છે, કારણ ખેડૂત પોતાની પાસે જમીન હોય છે માટે જ ભેંસો રાખી શકે છે ! પણ જમીનમાંથી જે ઘાસ થાય છે તે ઘાસનો તો જમા બાજુએ અમે હિસાબ આપીએ છીએ. પણ બીજો જે રોકડ ખર્ચ થાય છે તેનું શું ? પણ સાચી વાત જ એ છે કે ઘીદૂધની આવક એ ખેતીની આવક છે એ સિદ્ધાન્ત જ બેહૂદો છે અને ખેડૂતોને એ સિદ્ધાન્તની સામે લડી લીધે જ છૂટકો છે.

આમ નફાતોટાના અમારા હિસાબને અમલદારો જરાય અડી શક્યા નથી એમ અમારું માનવું છે, અને એ ન અડી શક્યા એટલે જ એની વધારે ખણખોદ ન કરવાનો અને ગણોતની ઉપર જ આધાર રાખવાનો સહેલો માર્ગ એમણે સ્વીકાર્યો.

કમાલછોડના ખેડૂતનો હિસાબ જે દિવસે અમે રજૂ કર્યો તે દિવસે અમલદારોની સાથે થયેલી વાતચીત આખા પ્રશ્ન ઉપર સારો પ્રકાશ પાડે છે. એ વાતચીત અહીં આપી દઉં :

સાહેબો : 'એ ખેડૂતને ખોટ જાય છે એ ધારો કે માની લઇએ, પણ એટલી જ જમીન એ ગણોતે આપતો હોય તો તેને ફાયદો થાય, એટલે મહેસૂલ તેની ઉપર શા માટે ન લેવું ?'

અમે : 'પણ સાચી વાત એ છે કે એમ ખેડૂતો પોતાની જમીન ગણોતે આપતા નથી, અને બધા ગણોતે આપે તો ગણોતે લે કોણ ?'

'પણ જે આપે તેને તો ફાયદો થાય જ છે ના?'

'પણ એ કેટલા આપે છે એનો જ પ્રશ્ન છે. આપ જો અમને સિદ્ધ કરી આપો કે ૮૦થી ૯૦ ટકા ખેડુતો જમીન ગણોતે આપે છે, તો તમે ભલે તેમના ગણોત ઉપર કર લો.'

'પણ ગણોત ઉપર મહેસૂલની ગણતરી કરવાનો અમને પણ મોહ રહ્યો નથી. અમારું કહેવું તો એ છે કે આકારને માટે કાંઈક આધાર તો જોઈએ જ ના? તમે નફાતોટાની ગણત્રી કરો છો તે ગણત્રી બરોબર કરવી અને તપાસવી એમાં તો કેટલાય દિવસો જાય અને એ કેટલી કડાકૂટનું કામ?'

'એના કરતાં વધારે કડાકૂટનું કામ ગણોતો તપાસવાનું તમને નથી લાગતું? અને છતાં ગણોતો તો વિશ્વાસપાત્ર મળતાં નથી?'

'પણ અમે ક્યાં ગણોતના આધારને વરેલા છીએ? અમે તો કહીએ છીએ કે આવી ગણત્રી કરવામાં તો દરેક ગામડે બેત્રણ અઠવાડિયાં રહેવું જોઈએ.'

'એ તો રહેવું જ પડે તો. સેટલમેંટ ૩૦ વર્ષને માટે કરવું એ કંઈ રમત વાત છે? એને માટે ગામેગામ અને ખેતરે ખેતરે તપાસ કરવી જોઈએ.'

'એ વાત તો સાચી. પણ એને માટે કેટલા માણસ જોઈએ, સરકારને પગાર કેટલા આપવા પડે?'

'એ તો આપ જાણો. આપની આગળ તો અમે હકીકત મૂકી. એના ઉપર આપ વધારે વિચાર કરજો.'

આ ઉપરથી જણાશે કે મહેસૂલ ગણોતને આધારે ઠરાવવાના સિદ્ધાન્તના મૂળમાં એ વાત ગ્રહણ કરી લેવામાં આવે છે કે બધી જ જમીન ગણોતે આપવામાં આવે તો તેનું અમુક ગણોત મળે, અને એ ગણોતના ૫૦ ટકા સુધી મહેસૂલ લેવું જોઈએ. પણ બધી જ જમીન ગણોતે આપવામાં આવે તો તે લે કોણ અને ગણોત મળે ક્યાંથી એ સવાલનો અમલદારો કે સરકાર જવાબ આપવાની દરકાર કરતી નથી.

## ૪

## ગૂંચઉકેલ?

આમ અમારો નફાતોટાનો હિસાબ તો અમલદારો ખોટો ન પાડી શક્યા, પણ મૂંઝવાઈ રહ્યા. નાતાલની રજા સુધી એમની એ મૂંઝવણ ચાલુ રહી, છેલ્લી વાતચીત થઈ ત્યારે પણ તેમણે કહ્યું હતું કે ગણોતને આધારે મહેસૂલ ઠરાવવાના સિદ્ધાન્ત ઉપર અમને વિશ્વાસ નથી પણ એ સિદ્ધાન્ત ઉપર વિશ્વાસ ન હોય, અને અમારો હિસાબ એમને મૂંઝવનારો લાગતો હોય તો એ ગૂંચ ઉકેલવી શી રીતે? એ ગૂંચ એમણે પાછા ગણોતના માર્ગે જ ઉકેલી. એ ગૂંચ ઉકેલતાં એમને ઘણી વાતોનું દર્શન થયું અને એ વાતોની ઉપરનું વિવેચન એ અમલદારોના રિપોર્ટનો અમોલો ભાગ છે. અમલદારોની નફા-તોટો શોધવાની દાનત નહોતી એમ નહિ, પણ એ શોધતાં તો તેમને આખું વરસ કદાચ તાલુકામાં ગાળવું પડે અને અમારા આંકડાને ખૂબ છણવા પડે એટલે એ વાત જ એમણે પડતી મૂકી. માણસ પોતાની જમીન ખેડવાને બદલે અમુક રૂપિયે ગણોતે આપતો હોય તો તેટલી આવક એ એને જમીનમાંથી શુદ્ધ નફો થાય છે, અને તેને એટલો શુદ્ધ નફો થાય એટલે જે જમીન બીજાને ખેડવા ન આપતાં પોતે જ ખેડે છે તેને પણ એટલો નફો થતો હોવો જોઈએ એમ સ્વીકારી લીધે જ છૂટકો છે એમ અમલદારોને લાગ્યું. એ સિદ્ધાન્તની સાથે લડવાને માટે અમારી લડાઈ નહોતી, અમારે તો ચાલુ કાયદો અને ચાલુ રીતિ પ્રમાણે તપાસ કરવામાં આવે તોપણ બારડોલીને અન્યાય થયો છે એ બતાવવું હતું. તાલુકાની સામાન્ય સ્થિતિવાળા પ્રકરણમાં એ અન્યાય એક દૃષ્ટિએ સિદ્ધ થયેલો બતાવવામાં આવ્યો. હવે આ પ્રકરણમાં બીજી રીતે એ અન્યાય કેમ સિદ્ધ થયો એ જોઈશું, અને અમલદારોએ પોતાની ગૂંચ કેવી રીતે ઉકેલી તે જોઈશું.

પહેલા પ્રકરણમાં શ્રી. જયકરે ઉટાંગ આંકડા કેવા ઊભા કીધા છે તેનો પહેલો દાખલો અમલદારોએ તપાસેલા પહેલા જ-

ગામમાં તેમને મળ્યો એ આપણે જોઈ ગયા. ત્યારથી જ તેમને ફાળ પડી કે ખેડૂતોની ફરિયાદમાં કંઈ વજૂદ તો હોવું જોઈએ. જ્યાં સુધી શંકાની નજરથી જોતા હતા ત્યાં સુધી અમુક ગણોત એ સાચું ગણોત છે કે ગણોતિયાએ કરજે કાઢેલી રકમનું વ્યાજ છે એ વિષે પણ ખૂબ તપાસ થતી, અને ખાતરી થતી ત્યારે જ એ ગણોતને અમલદારો ગણત્રીમાંથી રદ કરતા. પણ તપાસના પાંચસાત દિવસમાંજ મોટી ભટલાવ ગામ એવું આવ્યું કે જેમાં પોણોસો ટકા ગણોત જ ખોટાં હતાં, એટલે કે વ્યાજનાં ગણોત હતાં અને તે દફતરથી જ સિદ્ધ થઈ શકે એમ હતું. લોકોની કરજ કરવાની પદ્ધતિ પણ વિચિત્ર. એક માણસ પોતાની જમીન બીજાને કરજ પેટે લખી આપે, બીજો માણસ પેલાને ગણોતિયો નહિ બનાવે પણ ત્રીજા જ માણસનું નામ ગણોતિયા તરીકે લખે! આ બધું સાહેબને શી રીતે સમજાવવું? અમે આ ગામે આવા શરતી વેચાણના કબાલાઓની એક વીગતવાર નોંધ તૈયાર કરી અને અમલદારોને કહ્યું કે 'આટલા બધા ગણોતપટ્ટા વ્યાજના પટ્ટા છે.' આ પછી સાહેબોને અમારે વિષે વિશ્વાસ પડવા માંડ્યો અને અમારા ખુલાસા એ તેમને મદદ કરવા માટે આપવામાં આવતા હતા એમ ખાતરી થઈ. અને પરિણામે રિપોર્ટમાં અમારે વિષે આ પ્રમાણે નોંધ કરવી પડી :

"આ સજ્જનોએ પોતાની રીતે ઘણી ઉપયોગી માહિતી ભેગી કરીને અમને રજૂ કરી, તે ઉપરાંત એઓ ગણોત અને વેચાણના બધા દાખલા આગળથી નોંધી રાખતા, અને દરેક કિસ્સા વિષે એટલી વીગતવાર ખબર મેળવી રાખતા કે અમને ઘણીવાર તેમની મદદથી સાચી અને ચોકસ માહિતી મળી શકી, જે એમ ને એમ ન જ મળી શકી હોત. ખરા દિલથી અને નિષ્પક્ષ ભાવે આપવામાં આવેલી આ મદદ આ તપાસમાં અમને ખરી મૂલ્યવાન થઈ પડી એમ કબૂલ કરતાં અમને આનંદ થાય છે."

ચીવટથી કરેલી આ તપાસને અને મદદને પરિણામે નીચેના પ્રકારનાં ગણોતો તો ગણત્રીમાંથી બાતલ થયાં :

૧. વ્યાજનાં ગણોતો અને ગણોતિયો જેમાં જમીનના માલિકનો દેવાદાર હોય તેવાં ઘણાંખરાં ગણોતો.

૨. સગાવહાલાં વચ્ચેનાં ગણોતો. આ ગણોતો કેવળ ગામડાંના સ્વાર્થનો વિચાર કરીએ તો ગણત્રીમાં લેવામાં આવે એ અમને પોસાય એમ હતું, પણ ન્યાયને ખાતર અમે એવાં બધાં ગણોતો બાતલ કરાવ્યાં. કારણ કેટલીકવાર ગણોતની અને મહેસૂલની રકમ બંને સરખી જ હોય, અને એ ગણત્રીમાં લેવાય તો મહેસૂલ અને ગણોતનું પ્રમાણ ઓછું નીકળે. એક ઠેકાણે તો ધણી પોતાની સ્ત્રીનો ગણોતિયો હતો! કુંભારિયા ગામમાં ભાઇભાઇઓ ગણોતિયા હોવાના ઢગલાબંધ દાખલા હતા.

૩. બીજી જમીનનો જેમાં સમાવેશ થતો હોય એવાં ગણોતો.

નીચેનાં ગણોતો વિશેષ પ્રકારનાં તરીકે નોંધાયાં, એટલે કે તેની સામે નોંધ લખાઈ, કે જેથી કરીને ગણોતની રકમ વધારે હોય તો તેનો ખુલાસો મળે :

૧. ઘાસિયાંનાં ગણોતો. ઘાસિયું ખેતર, માલિકની જમીનની પાસે હોય, વાડાવાળું હોય તો તેનું વધારે ગણોત ઠરાવવામાં આવ્યું હોય;

૨. જેમાં ઘર અથવા ઝૂંપડાના ભાડાનો સમાવેશ થતો હોય;

૩. ઝાડના ભોગવટાવાળાં ગણોતો;

૪. જે જમીન ઉપર મૂળ માલિકે ખાતર નાંખવાનો, ખેતર સુધરાવવાનો, ખોદાવવાનો, વાડ કરવાનો, અથવા સાફ કરાવવાનો ખર્ચ કર્યો હોય, અથવા ટ્રેક્ટરથી જમીન નવી ફડાવવાનો ખર્ચ કર્યો હોય;

૫. કપાસના ભાવ બહુ ચડી ગયેલા હતા તે દરમ્યાન કરવામાં આવેલા ગણોતપટાઓ;

૬. ગણોતિયો તદ્દન તારાજ થઈ ગયો હોય, તેની સામે હુકમનામું થયું હોય, ગણોત બાકી રહ્યું હોય અથવા ન ભરાયાં હોય એવાં ગણોતો;

૭. કેટલીકવાર ગણોતમાં જમીનમહેસૂલનો સમાવેશ થતો હોય, અથવા ગણોત ઉપરાંત ગણોતિયાને જમીનમહેસૂલ પણ ભરવાનું હોય;

૮. જમીન ખેડૂતની જમીનની પાસે હોય માટે ગણોતે લીધી હોય; ઘણુંખરાં સાચાં ગણોતો બારડોલીમાં તો આવી જમીનમાં જ હતાં.

૯. જ્યાં જમીનમાં અમુક પ્રકારનો ખાસ લાભ હોય તેટલા ખાતર જ ગણોત અપાતું હોય. દાખલા તરીકે અડાજણમાં ૨૭ ગુંઠા ક્ષેત્રફળનું અને ૧૦ રૂપિયા આકારનું એક ખેતર ૫૦ રૂપિયા ગણોતે અપાતું હતું. એનો ખુલાસો આપતાં પારસી ગણોતિયાએ કહ્યું કે મારી તાડીની વાડી એ ખેતર પાસે છે અને એ ખેતરમાં ઉત્તમ મીઠા પાણીનો કૂવો છે જે મારા મજૂરોને માટે બહુ સગવડકર્તા છે, અને એ પાણીને માટે જ ૫૦ રૂપિયા આપું છું.

૧૦. કેવળ બીજાને બતાવવાની ખાતર ગણોતની રકમ ખોટી અથવા ભરાતી હોય તે કરતાં વધારે લખેલી હોય એવાં ગણોતો;

૧૧. ખાસ કબૂલાતથી થયેલાં ગણોતો. ચોર્યાસી તાલુકાના ઇચ્છ ગામે ૪૦ એકરનું એક ખેતર એક કોળણે ગણોતે રાખેલું, એનું મહેસૂલ રૂ. ૬૮—૬, એનું ગણોત ૧૦૦૧ રૂપિયા! આ ગણોત બીજાની સાથે ભેળવવામાં આવે તો ગણોતનો સરાસરી દર અતિશય વધી જાય. અમલદારો આગળ આવીને બાઈએ ખુલાસો કર્યો કે હજાર રૂપિયા મેં ઘાસના ઊંચા ભાવ વખતે કબૂલેલા, પણ હું આપુ છું રૂપિયા છસો, છેલ્લાં ત્રણચાર વરસથી તો મારા ઘરેણાં વેચીને ગણોત ભરું છું; વાણિયાએ મને કહેલું કે આ ગણોતપટો ચાલુ રાખીશ અને દર વર્ષે ગણોત બરોબર ભરીશ તો દશ વીઘાં જમીન તને મફત કાઢી આપીશ, આ લાલચે મહેસૂલ ભર્યાં કરું છું!

અમલદારો પોતાની તપાસમાં જેમજેમ આગળ વધતા ગયા તેમતેમ તેમણે જોયું કે ઉપર જણાવેલાં ગણત્રીમાં ન લેવાનાં ગણોતો શ્રી. જયકરે બાદ કર્યાં નહોતાં, એટલું જ નહિ પણ ઉપરના ૧૧ પ્રકારનાં ગણોતને માટે તો તેમણે કશો વિચાર કર્યો હોય એવો જરાય પુરાવો નહોતો. શ્રી. જયકરે તો પોતાના રિપોર્ટમાં લખ્યું કે ૧૯૦૧ થી ૧૯૨૫ નાં બધાં ગણોતો તેણે ચાળીને સાફ કરીને ઉતાર્યાં છે. અમલદારો આ વચનની ધૃષ્ટતાથી આભા બન્યા. આ વસ્તુ જ અશક્ય છે એમ તેમણે જોયું. જેટલાં ગામો જોઈ શકાય તેટલાં જ ગામમાં છેલ્લાં થોડાં વર્ષનાં ગણોતો વિષે માહિતી મેળવી શકાય — ૨૫ વર્ષની માહિતી

તો મેળવવી જ અશક્ય છે, એમ તેમણે અનુભવે જોયું, અને થોડાં વર્ષની માહિતી મેળવતાં પણ કેટલો બધો સમય જાય છે તે તેમણે ઘડિયાળ રાખીને જોયું. દાખલા તરીકે વાંકાનેર ગામમાં છેલ્લાં સાત વર્ષનાં ૩૧ ગણોતો તપાસતાં તેમને પાંચ કલાક લાગ્યા, કારણ કેટલાયે દાખલાઓમાં તો પક્ષકારો કાં તો મરી ફિટેલા હતા, અથવા હાજર નહોતા, અને હાજર હોય તો તેમને હકીકતની માહિતી નહોતી. વાલોડમાં ૨૪ ગણોત તપાસતાં ૨ કલાક, ડીંડોલીમાં ૧૧ ગણોત તપાસતાં બે કલાક, સૂપામાં ૯ ગણોત તપાસતાં ૧॥ કલાક લાગ્યો હતો એમ તેઓ રિપોર્ટમાં જણાવે છે. આ બધું બતાવીને તેઓ કહે છે કે શ્રી. જયકરને માટે છેલ્લાં સાત વર્ષનાં ગણોતો પણ પૂરાં તપાસી જવાં અશક્ય હતાં, છતાં અગાઉના એકએ રિપોર્ટની ભાષા ચોરી લઈને તેના તે જ શબ્દોમાં તેમણે જણાવ્યું છે કે એ બધાં ગણોતો તપાસવામાં આવ્યાં છે. વળી લોકોએ જે કહ્યું તેને વધારેપડતું વજન ન આપવાની ઇચ્છા છતાં અમારે જણાવવું જોઈએ કે બે તાલુકાનાં ૭૦ ગામો અમે જોયાં તેમાં શ્રી. જયકરે ગણોતો તપાસી જોવાની તસ્દી પોતે જરાય લીધી હોય એમ અમને લાગ્યું નથી, એમ અમલદારો સ્પષ્ટ જણાવે છે.

પણ એ આંકડા બરોબર તપાસાયા છે એમ માનીને સેટલમેંટ કમિશનર મિ. ઍંડર્સને તેનો પૂરેપૂરો ઉપયોગ કર્યો, અને જ્યાં ગણોત મહેસૂલના કરતાં અનેકગણાં દીઠાં ત્યાં ગામોના વર્ગ ચડાવ્યા. એક રમૂજી દાખલો અમલદારોએ ટાંક્યો છે તે અહીં આપવા જેવો છે:

" સમરોહ નામના ગામમાં ૧૯૧૮થી ૧૯૨૫માં ગણોતે અપાયેલી કુલ જમીન ૧૦૬ એકર ૩૫ ગુંઠા છે. તેનો આકાર રૂ. ૪૨૮–૫, અને ગણોત રૂ. ૨૬૦૨–૧૨ છે. આ પ્રમાણે જોઈએ તો ગણોત મહેસૂલ કરતાં છગણું છે એમ થયું. હવે જયકરના રિપોર્ટમાં એ જ સાત વર્ષના ગણોતના આંકડા આ આપ્યા છે: જમીન ૫૩ એકર ૧૯ ગુંઠા, આકાર ૧૦૫ રૂપિયા, ગણોત ૧૧૮૬ રૂપિયા. ખૂબી એ છે કે ૧૯૧૮–૧૯ના એક જ વર્ષના આંકડા સાથે આ આંકડા લગભગ મળતા આવે છે, કારણ એ વર્ષમાં કુલ ગણોતે અપાયેલી જમીન ૫૨ એકર ૨૬ ગુંઠા છે, અને ગણોત રૂ. ૧૨૨૧–૪

છે, પણ એ જ જમીનનો આકાર રૂ. ૨૧૮–૬ છે (એટલે કે શ્રી. જયકરે આપેલી રકમનું બમણું છે). એટલે આ આંકડામાં ક્યાંક ભયંકર ગોટાળો હોવો જોઈએ, એટલે શ્રી. જયકરે ગણોત મહેસૂલનું ૧૧.૨૯ ગણું છે એમ જણાવ્યું છે તેને માટે જરાય આધાર નથી. છતાં એ આંકડાને આધારે સેટલમેંટ કમિશનર ઍંડર્સને લખ્યું કે એ ગામને ત્રણ વર્ગ ચઢાવી પહેલા વર્ગમાં મુકાય છતાં એનો આકાર વધારેપડતો નથી એમ કહેવાય.”

હશે આ આંકડામાં વાચકને વધારે ઉતારવાની હું જરૂર જોતો નથી, જોકે રિપોર્ટમાં તો એ આંકડાના બેહૂદાપણા ઉપર અને મિ. ઍંડર્સને એના ઉપર આધાર રાખવાની જે ભૂલ કરી તે ઉપર પાનાનાં પાનાં ભર્યાં છે.

બીજી એક શોધ અમલદારોએ એ કરી કે મિ. ઍંડર્સને તાલુકાની ત્રીજા ભાગની અથવા લગભગ અર્ધી જમીન ગણોતે અપાઈ છે એમ માનવામાં ભીંત ભૂલ્યા હતા: “શ્રી. જયકરનો સાત વર્ષનો ગણોતનો આંકડો ૪૨,૯૨૩ એકર લઈને મિ. ઍંડર્સને જમીનના કુલ આંકડા ૧,૨૬,૯૮૨ એકરની સાથે તેનું પ્રમાણ કાઢ્યું; જ્યારે ૪૨,૯૨૩ એકરનું પ્રમાણ તો એક વર્ષની કુલ જમીન સાથે ન નીકળે પણ ૧,૨૬,૯૮૨ એકરના સાત ગણા કરીને તેની જ સાથે નીકળી શકે. એટલે ગણોતે અપાતી જમીન લગભગ અર્ધી છે એમ કહેવામાં મિ. ઍંડર્સને ભારે થાપ ખાધી છે.” અમલદારોની પોતાની ગણત્રી પ્રમાણે કુલ ગણોતે અપાતી જમીન સેંકડે ૯ ટકાથી ૧૧ ટકા જેટલી હોવી જોઈએ. અમે ૬ ટકાની અટકળ કરી હતી. અને એ અટકળ સાચી છે, કારણ એ કુલ ગણોતે અપાયેલીમાંથી કહેવાતી ગણોતે આપેલી બાદ જાય તો શુદ્ધ ગણોતે અપાયેલી કદાચ ૬ ટકા જ રહે.

વેચાણના દાખલાઓની પણ તપાસ તો શેની જ હોય? એ પણ અમલદારોએ કેટલાંક ગામોની તપાસ ઉપરથી જોયું. અને પરિણામે એ નિર્ણય ઉપર આવ્યા કે શ્રી. જયકર અને મિ. ઍંડર્સને ગણોતના આંકડાને આધારે ગામડાંના વર્ગોમાં જે ફેરફાર કર્યા છે તે આખા રદ કરવા જોઈએ.

ત્યારે અમલદારોએ પોતે શી રીતે ગૂંચ ઉકેલી? એ લોકો ભલા થયા હોત તો કહી શકતા હતા કે તાલુકાની સામાન્ય

સ્થિતિ ઉપર તો મહેસૂલમાં વધારો થઈ શકે એમ નથી; ગણોતોના આંકડા તો સાવ પાયા વિનાના અને ખોટા માલૂમ પડ્યા છે એટલે ગામડાંનું વર્ગીકરણ આખું રદ કરવું જોઈએ, અને અમે તો ૫૦ ગામ તપાસ્યાં છે એટલે આખો તાલુકો તપાસાય નહિ ત્યાં સુધી આખા તાલુકાના દર અમારાથી નક્કી થાય નહિ એટલે જૂના મહેસૂલના દર અને ગામડાંના જૂના વર્ગ કાયમ રહે એવી અમારી ભલામણ છે.

પણ અમલદારોને એ વાત ન સૂઝી. એમને લાગ્યું કે પોતે જેટલી સામગ્રી — ગણોતોની — શોધી છે તે ઉપરથી મહેસૂલના દર પણ નક્કી કરવા જોઈએ, અને એ નક્કી કરવા માટે એમણે પોતાના સિદ્ધાન્તો નવા ઘડ્યા. આ પ્રકરણના આગલા ભાગમાં ગણોતોના જે અગિયાર પ્રકાર આપ્યા છે, તે ગણોતમાંથી કોની કેટલી કિંમત હોવી જોઈએ એ તેમણે નક્કી કર્યું, અને દરેક ગામ વિષે એમણે ગણોતનાં નવાં કોષ્ટક તૈયાર કર્યાં, જેમાં પાંચ વિભાગ પાડ્યા. મહેસૂલના બમણાથી ઓછાં, બમણાથી વધારે, તમણાથી વધારે, ચારગણાથી વધારે, પાંચગણાથી વધારે ગણોતો. આમાં જે ગણોતો **તેમને** ન ગણવા જેવાં લાગ્યાં તે તેમણે અસાધારણ તરીકે બાદ રાખ્યાં, અને બીજાં ગણોતો ઉપલા ખાનામાં મૂક્યાં, અને તેમ કર્યા પછી એ ઉપરથી પોતાને સામાન્ય ગણોતનો દર કેટલો લાગે છે એ કાઢીને દરેક ગામમાં જૂનું મહેસૂલ ગણોતના કેટલા ટકા છે એ હિસાબ કાઢ્યો. અને એ ટકા ઉપર નવા દરોની ભલામણ કરી. મહેસૂલ ગણોતના ૫૦ ટકા હોવું જોઈએ કે ઓછા હોવું જોઈએ એ પ્રપંચમાં અમલદારો પડ્યા જ નહિ, જોકે સરકારે અત્યારસુધી એમ મનાવવાનો ડોળ કર્યો છે કે ચોખ્ખા નફાના વધારેમાં વધારે ૫૦ ટકા મહેસૂલ લેવાય છે, અને ટેક્સેશન ઇંક્વાયરી કમિટીએ અને લૅંડ રેવન્યુ ઍસેસમેંટ કમિટીએ ભલામણ કરી છે કે ચોખ્ખા નફાના વધારેમાં વધારે ૨૫ ટકા જેટલું મહેસૂલ હોવું જોઈએ. આનો નિર્ણય આપવાનું માથે ન લેતાં અમલદારોએ મનસ્વી રીતે અમુક મહેસૂલ આ તાલુકાએ આપવું જોઈએ એવો

હરાવ કરી દીધો, અને તાલુકાની ઉપર ૬ ટકાનો કુલ વધારો ઠરાવ્યો. રિપોર્ટનો ખંડનાત્મક ભાગ કેવો અમૂલ્ય છે તે આપણે જોઈ ગયા. રચનાત્મક ભાગ કેવો નબળો અને પાયા વિનાનો છે તે આટલી એક વસ્તુ ઉપરથી જ જણાશે. પણ છ ટકા વધારવામાં પણ ગામોને કેટલો અન્યાય થયો છે તે જરા વીગતમાં ઊતરવાથી જણાશે.

કમિટીએ જે આંકડા તપાસ્યા તેમાં તાલુકાનો જૂજ ભાગ આવે છે એમ તેમણે કબૂલ કર્યું છે. એ જૂજ ભાગ એટલે કેટલો તે જોઈએ. કમિટીએ બારડોલીનાં ૧૩૭ ગામમાંથી ૪૯ ગામ તપાસ્યાં; આ ૪૯માંથી ૪૦ ગામમાં જ ગણોતના આંકડા મળ્યા અથવા તપાસી શકાયા; અને આ ૪૦ ગામના આંકડામાં પણ ૧૭ ગામના આંકડા એટલા જૂજ હતા કે ત્યાં એકરે સામાન્ય રીતે કેટલું ગણોત ઊપજે છે તે વિષે અનુમાન કરવું અશક્ય છે એમ કમિટી કબૂલ કરે છે, એટલે બધું ૧૩૭ ગામોનું મંડાણ ૨૩ ગામના આંકડા ઉપર રચાયેલું છે! ક્ષેત્રફળની દૃષ્ટિએ ગણતરી કરીએ તો તાલુકાના ૧,૨૦,૦૦૦ એકરમાંથી ૮ થી ૧૨મા ભાગ જેટલી જમીન ગણોતે અપાય, અને તેમાંથી માત્ર ૧,૬૧૦ એકરના આંકડા તપાસ્યા! એટલે કુલ ક્ષેત્રફળના એક ટકા જેટલા હિસ્સાના આંકડા, અને ગણોતે આપેલી જમીનના ૮ થી ૧૦ ટકા જમીનના આંકડા. આ એક વાત. બીજી વાત એ કે આ આંકડા ભેગા કરવામાં અને એના ઉપર આધાર રાખવામાં તો પાર વિનાની કાળજી લેવી જોઈએ છતાં (એ બધી કાળજી કમિટીએ લીધી છે એ તેનો દાવો છે ખરો), અને કેટલાંક ગામોમાં કશું અનુમાન ન ખેંચી શકાય એ છતાં કમિટી માને છે: “જેટલા આંકડા ભેગા થયા તેટલામાંથી ઉત્તમ પરિણામ આવ્યાં છે, અને એ આંકડા ઉપર જ અમે બીજી કોઈ વસ્તુ કરતાં વધારે આધાર રાખ્યો છે.”

ખેડુતો ખાધેપીધે સુખી છે એમ કમિટીના અમલદારોએ માની લીધું એમ આપણે અગાઉનાં પ્રકરણમાં જોઈ ગયા, એટલે ‘મધ્યમસર’નો વધારો સૂચવવાની અમલદારોને ફરજ લાગી,

અને તે આટલા જૂજ આંકડાને આધારે સૂચવ્યો. બારડોલીમાં મૂળ શા દર હતા, વચગાળે સરકારે શા દર ઠોકેલા, અને કમિટીએ શા દર ઠરાવ્યા એ નીચેના કોષ્ટક ઉપરથી સમજાશેઃ

| ગામનો વર્ગ | જૂના દર | | | | સત્યાગ્રહ પહેલાં સરકારે ઠરાવેલા દર | | | | બ્રૂમફીલ્ડ કમિટીએ ભલામણ કરેલા નવા દર | | | | | | શેરો |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | જરાયત | | ક્યારી | | જરાયત | | ક્યારી | | જરાયત | | કેટલા ટકા | ક્યારી | | કેટલા ટકા વધારો કે | |
| | રૂ. | આ. | રૂ. | આ. | રૂ. | આ. | રૂ. | આ. | રૂ. | આ. | વધારો | રૂ. | આ. | ઘટાડો | |
| ૧ | ૬ | ૦ | ૧૨ | ૦ | ૭ | ૪ | ૧૫ | ૦ | ૨ | ૮ | + ૮.૩ | ૧૨ | ૦ | | ૪૦ ગામમાંથી ૬ ગામ બીજામાં ઉતાર્યાં. |
| ૨ | ૫ | ૦ | ૧૦ | ૮ | ૬ | ૦ | ૧૩ | ૨ | ૫ | ૮ | + ૧૦.૦ | ૧૦ | ૦ | – ૪.૮ | ૩૨ ગામમાંથી ૫ ગામ ત્રીજામાં ઉતાર્યાં. |
| ૩ | ૪ | ૦ | ૯ | ૦ | ૪ | ૧૨ | ૧૧ | ૪ | ૪ | ૧૨ | + ૧૮૮ | ૮ | ૮ | – ૫.૫ | ૩૫ ગામમાંથી ૧૨ ગામ ચોથામાં ઉતાર્યાં. |
| ૪ | ૩ | ૦ | ૭ | ૮ | ૩ | ૧૦ | ૯ | ૬ | ૪ | ૦ | + ૩૩.૩ | ૭ | ૮ | | ૩૦ ગામમાંથી ૨૭ ગામ પાંચમામાં ઉતાર્યાં. |
| ૫ | | | | | | | | | ૩ | ૪ | + ૮.૩ | ૬ | ૮ | – ૧૩.૩ | ૨૭ ગામનો નવો વર્ગ. |

હવે આ દર વધારવાઘટાડવામાં એમનાં કારણ તપાસીએ. જરાયત જમીનમાં બધા જ વર્ગોમાં વધારો સૂચવ્યો છે એ જોવા-જોગું છે. પાંચમો વર્ગ જે ગરીબ રાનીપરજ ગામોને માટે ખાસ બનાવવામાં આવ્યો છે ત્યાં પણ જૂના ચોથા વર્ગના ૩ રૂપિયાને બદલે રૂ. ૩–૪–૦ ઠરાવવાનું તેમને યોગ્ય લાગ્યું!

પહેલા વર્ગમાં ૪૦ ગામ હતાં. એમાં સાહેબોએ માત્ર આઠ ગામ તપાસ્યાં. આ આઠમાંથી ત્રણ ગામમાં તો આંકડા જ એવા ન મળ્યા કે જેમાંથી કશું અનુમાન ખેંચી શકાય. બાકીનાં પાંચમાં બે ગામમાં તો દર દેખીતો જ વધારે લાગ્યો અને એક ગામ કમિટીને ઘણું ગરીબ લાગ્યું. એટલે એ ત્રણને નીચે ઉતારવાની પણ તેમને જરૂર જણાઈ. માત્ર એક જ ગામ સરભોણમાંથી તેમને 'ઉત્તમ પુરાવો' મળ્યો — અને તે એવું બતાવનારો કે 'મહેસૂલ બહુ વધારેપડતું લેવાતું નથી.' 'બહુ ઓછું' લેવાય છે એવો તો નહિ જ! વારુ, અને એ પુરાવો પણ ૧૯૨૭ ૨૮ની એક જ સાલના આંકડાનો અને એ હજાર એકર જેટલી જમીનમાંથી ૪૩ એકર ૨૬ ગુંઠાનો! આ એક સરભોણના પુરાવાથી અમલદારોને લાગ્યું કે આ વર્ગમાં ૬ રૂપિયાને બદલે ૬॥ રૂપિયાનો દર કરવો જોઈએ! જો સરભોણનો પુરાવો 'ઉત્તમ' હતો તો તે ક્યારી સારૂ કેમ નહિ? ક્યારીની જમીન ઉપર આ તપાસેલા વર્ષના આંકડા પ્રમાણે પણ જૂનું મહેસૂલ ગણોતના ૪૨ ટકા જેટલું હતું. તે ઓછું શા માટે ન કરવામાં આવ્યું તે કમિટી જાણે.

બીજા વર્ગનાં ગામોમાં ૩૨ ગામમાંથી ૧૧ તપાસાયાં, જેમાંનાં ૪ ગામમાં આંકડા બહુ નજીવા હતા. બાકીનાં ગામોમાં બે ગામમાં જ ગણોત ભારે હતાં, અને તેમાંના એક ગામમાં તો ભારે ગણોતનું કારણ લોકો જમીન ખાતરીને આપતા હતા તે હતું. વળી આ ગામનાં ગણોતો વધારે છે તેનું કારણ 'ઘાસિયા અને રૂના ભાવ' છે પણ કમિટી જણાવે છે તેમ 'થોડો વધારો તો થઈ શકે' એમ તેમનો અભિપ્રાય થયો, અને 'થોડો' એટલે સેંકડે ૧૦ ટકા!

ત્રીજા વર્ગમાં ૩૫ ગામમાંથી ૧૧ તપાસાયાં, ચારમાં આંકડા નજીવા હતા. બાકીનાં સાતમાંથી એકમાં જ ગણોત વધારે અને મહેસૂલ ઓછું દેખાતું હતું. ઉવા ગામમાં તો જૂનું મહેસૂલ જ ગણોતના ૩૫ ટકા જેટલું છે. છતાં ઉવા અને બીજાં કેટલાંક ગામોમાં ‘જરાયત જમીન ઉપર થોડો વધારો થઈ શકે’ એમ કમિટીને લાગ્યું. ‘થોડો’ એટલે સેંકડે ૧૮ ટકા! આમાંનાં કેટલાંક ગામો ચોથા વર્ગમાં ઉતારવામાં આવ્યાં, પણ ઊતરીને દર તેમનો હતો તેટલો ને તેટલો જ રહ્યો.

ચોથા વર્ગના ગામોમાં ૩૦માંથી ૧૦ તપાસાયાં. ચારમાં આંકડા નજીવા હતા. બાકીનાં છમાંથી એક જ ગામમાં ગણોત વધારે છે, અને એ ગામમાં તો ‘શાહુકારોને લીધે જ ગણોતનો દર વધારે દેખાય છે’ એમ કમિટી કબૂલ કરે છે. છતાં, ‘આખા વર્ગના આંકડા લઈએ તો દર બહુ ભારે નથી દેખાતા.’ માટે, તે ભારે દેખાય એવા કરવા જોઈએ? ૩૦માંથી ૨૭ ગામને માટે તો પાંચમો વર્ગ બનાવવો જોઈએ એમ કમિટીને લાગ્યું, કારણ ‘એમાંનાં કેટલાંક તો આખા તાલુકા અને મહાલમાં ગરીબમાં ગરીબ છે’ (આ કમિટીના જ શબ્દો છે). છતાં નવા વર્ગમાં ઊતર્યાંથી પણ તેમનો જૂનો દર ૩ રૂપિયા હતો તેનો ૩ા રૂપિયા થયો! અને જે ત્રણ ગામ જૂના ચોથા વર્ગમાં રહ્યાં તે ત્રણ ગામને તો ૩ રૂપિયાને બદલે ૩॥ ભરવાના ઠર્યા, એટલે ૨૫ ટકા વધારો થયો. જયકર અને ઍંડર્સનના સપાટામાં પણ આ ગરીબ ગામોને આવો ફટકો નહોતો લાગ્યો! અને આ ગામો તે ક્યાં? દેગામા, અંબાચ અને વેડછી — ત્રણેમાં રાનીપરજની જ મોટે ભાગે વસ્તી, અને છેલ્લાં બે ગામમાં તો ‘આશ્રમના લોકો જે પ્રગતિનું કામ કરી રહ્યા છે તેમાંથી લાભ થવાનો ચોખ્ખો સંભવ દેખાય છે’ એમ કમિટી કહે છે. લાભ થવાનો સંભવ દેખાય છે માટે જ કદાચ એમને ૩૩ ટકાનો દંડ દીધો હશે!

ક્યારીની જમીનનાં ગણોત તો બધે જ વધારે હતાં, એટલે ત્યાં મહેસૂલ વધારવાની તો વાત જ બોલી શકાય એમ ન મળે.

ગણોતના આંકડા જ સારી પેઠે ઘટાડો સૂચવનારા હતા એટલે નફ્ફટકે તેમણે બીજા વર્ગમાં જૂજજાજ ઘટાડો અને છેલ્લા વર્ગમાં ૧૩ ટકા ઘટાડો સૂચવ્યો. કમિટી કહે છે: "જરાયત અને ક્યારીની જમીન ઉપર પડતા દરમાં બરોબર પ્રમાણ જળવાતું નથી એટલે ક્યારી ઉપરનો બોજો થોડો જરાયત ઉપર નાંખીએ તો યોગ્ય થશે." આ બોજો ઉતારવા સારુ જરાયત ઉપર નાંખવો જોઈએ એનું શું કારણ? પણ એ બોજો કેવી રીતે ઊતર્યો તે આ આંકડા બતાવશે: ક્યારીની જમીન ઉપર કુલ રૂ. ૩,૮૩૪ મહેસૂલ ઓછું કરીને કમિટીએ જરાયત જમીન ઉપર રૂ. ૩૪,૮૫૩ વધાર્યું છે!

પણ વધારે નહિ તો શું કરે? સિવિલ સર્વિસના અમલદારોનો એક સિદ્ધાંત એવો લાગે છે કે મહેસૂલ બહુ ઓછું કરીએ તો કરજાઉપણું વધે છે! ફ્નાં-ડીઝ નામનો અગાઉનો એક સેટલમેંટ ઑફિસર એવા જ ઉદ્‌ગાર કાઢી ગયો છે. તે ઉદ્‌ગારો આ અમલદારો ટાંકે છે, અને કહે છે કે દરના અમુક ધોરણથી ઊતરીએ તો લોકોના કરજનો બોજો ઊતરવાનો નથી એ વિષે શંકા નથી. તો શા સારુ લેતા આવ્યા તે ન લેવું, અથવા ચાર આના વધારે ન લેવું?

## ૫

## ફળ

આ આખા ઉત્તરાર્ધને 'ફળ'નું નામ આપ્યું છે. પૂર્વાર્ધને 'ક્લેશ' કહ્યો હતો. 'ક્લેશ' એટલે તપશ્ચર્યા. શુદ્ધ સાત્ત્વિક તપશ્ચર્યા જેને કહે છે તેવી તપશ્ચર્યા બારડોલીના લોકોએ કદાચ ન કરી હોય, તોપણ તેમણે કદી ન ભોગવેલાં એવાં કષ્ટ ભોગવ્યાં એ તેમને માટે તપશ્ચર્યા જ હતી, અને એ 'ક્લેશ'નું જ્યારે લોકોને 'ફળ' મળ્યું, ત્યારે જેમ શિવજીને માટે તપશ્ચર્યા કરતી ઉમાને પોતાના 'ક્લેશ'નું 'ફળ' શિવજી મળ્યા અને તેનો થાક ઊતરી ગયો તેમ લોકોનો પણ થાક ઊતરી ગયો. તેમનો સત્યાગ્રહ સ્વીકારાયો અને સરકારે તપાસકમિટી નીમી એ જ એક ફળ તો હતું, પણ તપાસકમિટીએ તેમની ફરિયાદ સાચી નહિ પાડી હોત તો એ ફળ અધૂરું રહી જાત. આ ફળ પણ એવડું હતું. એક તો સત્યાગ્રહનું સીધું આર્થિક પરિણામ જે આવ્યું તે.

**આર્થિક પરિણામ:** બારડોલી અને ચોર્યાસી તાલુકામાં સરકારે ૧,૮૭,૪૯૨ રૂપિયાનો મહેસૂલવધારો ઠોકી બેસાડ્યો હતો તે ઓછો કરી તપાસઅમલદારોએ ૪૮,૬૪૮નો વધારો ઠરાવ્યો, એટલે બંને તાલુકા મળીને લોકોને દર વર્ષે લગભગ એક લાખ ચાળીસ હજારનો લાભ થયો, એટલે ૩૦ વર્ષને માટે ૪૫ લાખ અથવા બ્યાજની ગણતરી કરીએ તો કરોડ રૂપિયાનો લાભ થયો.

આ ઉપરાંત તાલુકાનાં ઘણાં ગામોમાં

૧. ન વપરાતા કૂવા માટે સરકાર કર લે છે તે તપાસ દરમ્યાન બહાર આવ્યું અને તે રદ થવાની ભલામણ થઈ;

૨. ક્યારીના ઉપયોગને માટે ન આવતી જમીન જરાયત તરીકે દાખલ કરવામાં આવે એવી ભલામણ થઈ, એટલે એ જમીન જે ઘણાં વર્ષ થયાં બેવડો સરકારધારો ભરતી હતી તે અન્યાય દૂર થાય એવી ભલામણ થઈ;

૩. કેટલાંક ગામોમાં 'ભાઠાં'ની જમીન તરીકે ચાલતી અને 'બાગાયત' તરીકે ચાલતી જમીન ઉપર બાવળ અને ઘાસ ઊગેલાં હતાં. તેવી જમીન 'ભાઠાં' અને 'બાગાયત' તરીકે ન ગણવામાં આવે એવી ભલામણ થઈ.

**નૈતિક પરિણામ:** લોકોએ કરેલી બધી ફરિયાદ સાચી પડી અને લોકોના તેમજ તેમના પ્રતિનિધિઓની પ્રામાણિકતા જગત આગળ સિદ્ધ થઈ. તપાસને પરિણામે કેટલીક વાતો સ્પષ્ટ રીતે બહાર આવી:

૧. સરકારના જવાબદાર અમલદાર જેને સરકારે પોતાના વલ્લભભાઈની સાથેના પત્રવ્યવહારમાં 'રેવન્યુ ખાતાના અનુભવી અમલદાર' તરીકે વર્ણવ્યા હતા તે અમલદારે તપાસ નહોતી કરી, એટલું જ નહિ પણ જે ૭૦ ગામ કમિટીએ તપાસ્યાં તેમાંના એકે ગામમાં ગણોતો તપાસ્યાં નહોતાં, છતાં એ તપાસ્યાં છે એવું જૂઠાણું એણે રિપોર્ટમાં જાહેર કર્યું, એ જૂઠાણાથી સેટલમેંટ કમિશનરને અવળે રસ્તે દોરવ્યા, અને સરકારને ઊલટે પાટે ચડાવી મનાવ્યું કે આવા ઠાવકા દેખાતા આંકડા ઉપર સેટલમેંટનો આધાર રાખી શકાય. (રિપોર્ટ પૅરા ૪૩.)

૨. મિ. ઍંડર્સને પણ જૂઠાણું નહિ ચલાવ્યું તો ભયંકર બેદરકારી બતાવી. જે ગામોએ જઈને અમુક ગણોતો તપાસ્યાં એમ એ કહે છે તે ગણોત પણ એણે તપાસ્યાં નહોતાં. અડાજણનું જે ગણોત ગયા પ્રકરણમાં નોંધવામાં આવ્યું છે, અને જેમાં ૨૭ ગુંઠાની જમીનના ટુકડાના ૫૦ રૂપિયા ગણોત આવતું હતું તે ગણોત મિ. ઍંડર્સને પોતાના રિપોર્ટમાં નોંધ્યું છે, પણ તેને માટે જે ખુલાસો હતો તેની નોંધ નથી લીધી, એટલે કશી તપાસ નહોતી જ કરી. ખરડ, છિંત્રા અને કુવાડિયા ગામે સાહેબ ગયા હતા છતાં

ત્યાં પણ તેમણે નોંધેલાં ગણોતો કમિટીને જોવાનાં ન મળ્યાં! એટલે મિ. ઍંડર્સને પણ શ્રી. જયકરના કરતાં ઓછી બેદરકારી નથી બતાવી. (રિપોર્ટ પેરા ૩૬.)

૩. મહાલકરી અને અવલકારકુને અમલદારો આગળ પુરાવો આપ્યો તેથી પણ સિદ્ધ થયું કે સેટલમેંટ અમલદારે કશી દેખરેખ રાખી નહોતી કે તપાસ કરી નહોતી; ગણોતનાં પત્રકો બધાં જ તલાટીઓએ તાલુકાકચેરીમાં બેઠાં બેઠાં કીધાં હતાં, અને તેના ઉપર અવલકારકુને પોતે પણ નજીવી જ દેખરેખ રાખી હતી (રિપોર્ટ પેરા ૪૨). સામાન્ય રીતે સરકારમાં કેવું અંધેર ચાલે છે એ આમ સ્વતંત્ર તપાસથી જ જણાયું, એટલું નહિ પણ સરકારી અમલદારોની જુબાની ઉપરથી પણ જણાયું. (રિપોર્ટ પેરા ૪૧.)

૪. ગણોત નોંધવાની હાલ જે પ્રથા છે તે તદ્દન નકામી છે, તેમાંથી ગણોતની કશી વીગત નથી મળતી. પહાણીપત્રકોમાં ભારોભાર ભૂલો હોય છે અને એ જરાય વિશ્વાસપાત્ર પત્રક નથી. (રિપોર્ટ પેરા ૩૮.)

૫. ગણોતના આંકડાનો ઉપયોગ કરવાની ચાલુ રીત પણ ખોટી છે, અને એની ઉપરથી અનુમાન બાંધવાની રીત ખોટી છે. (રિપોર્ટ, પાનાં ૩૫–૪૨.)

સરકારનું આટલું બધું પોકળ બહાર પડશે એવી આશા તો અમને પણ નહોતી, કારણ અમારી આગળ લોકોની થોડી ફરિયાદ ઉપરાંત કશું નહોતું, અને સરકારનાં દફતર તો સામાન્ય રીતે કોઈને જોવાનાં મળતાં જ નથી. આ તપાસને પરિણામે એ દફતર પણ કેવાં ખોટાં હોય છે તે બહાર આવ્યું, અને એવી જ રીતે આખા પ્રાંતમાં થતું હોય તો નવાઈ નહિ એવી પ્રબળ શંકા ઉત્પન્ન થવાને માટે વાજબી કારણ મળ્યું. એટલે બારડોલીને પરિણામે આખા પ્રાંતનો સવાલ ઊભો થયો, અને આખા પ્રાંતમાં ચાલતી કુપ્રથા સુધારવા વિષે સરકારની આંખ ઊઘડી. સરકારમાં જો શરમની જરાય લાગણી હોત તો રિપોર્ટમાં જૂઠાણાં ચલાવવા માટે, અને બારડોલી તાલુકાની સાથે ન્યાયી નહિ પણ ઉદાર વર્તન કરવામાં આવ્યું છે એમ ગવર્નર જેવા અમલદાર પાસે એક નહિ પણ અનેક વખત કહેવડાવવા માટે, એ અમલદારની અને સેટલમેંટ કમિશનરની બંનેની જાહેર રીતે નિંદા કરત અને શ્રી. જયકરને બરતરફ કરત. પણ સાચી વાત એ છે કે આ પાપના આખી સરકારને છાંટા લાગ્યા હતા, એટલે કોણ કોને દોષ દે? પણ

બારડોલી તાલુકાને પરિણામે આખા પ્રાંતનો સવાલ ઊભો થયો એ બારડોલીના સત્યાગ્રહનું મોટામાં મોટું ફળ છે.

પરોક્ષ પરિણામ તો દેશના પ્રાંતપ્રાંતમાં બારડોલીની અસર થઈ, સરકારને અન્યાય કરતાં કંઈક સંકોચ થવા લાગ્યો, પંજાબ જેવા પ્રાંતમાં લાખોનું મહેસૂલ માફ થયું, અને બીજા પ્રાંતમાં મોકૂફ રહ્યું.

નૈતિક પરિણામની ઉપર તો અહીં ઉપર બતાવ્યું છે તેના કરતાં વધારે વિવેચન કરવું અસ્થાને છે. અને એ પરિણામ કેટલું આવ્યું તે કહેવાનો આજે પ્રસંગ પણ નથી. એ પરિણામે આખો પ્રાંત જાગૃત થાય, બીજા કોઈ તાલુકામાં નહિ તો બારડોલી તાલુકામાં આત્મશ્રદ્ધા આવે, અને એ સ્વરાજની મોટી લડત માટે લાયક થાય, તો સત્યાગ્રહનું ઉત્તમોત્તમ ફળ એ આવ્યું કહેવાશે. પણ એની આજથી શી વાત કરવી? એ તો ભવિષ્યને ખોળે છે, ઈશ્વરને હાથ છે.

## પરિશિષ્ટ ૧
## લડત કેમ મંડાઈ?

સત્યાગ્રહ કરવાની બારડોલી તાલુકાના ખેડૂતોને સલાહ આપતા પહેલાં શ્રી. વલ્લભભાઈ પટેલે સરકારને એક વિષ્ટિનો પત્ર લખ્યો હતો, તેની પ્રથમ શિરસ્તા મુજબની પહોંચ આવી. શ્રી. વલ્લભભાઈએ સાત દિવસની મુદત આપી તે વીતી ગઈ, તોપણ સરકારને તાર કે પત્ર દ્વારા કશું જણાવવાની જરૂર ન લાગી. પણ સત્યાગ્રહ જાહેર થયા પછી ચાર દિવસે ચોર શાહુકારને દંડે તેમ સરકારે લાંબો પત્ર લખી વલ્લભભાઈને જણાવ્યું કે લડત નહોતી માંડવી એમ કહેતા હતા, છતાં લડત માંડવાની ઉતાવળ તો તમે કરી. પત્રમાં મહેસૂલવધારાનો બચાવ પણ કર્યો, અને આખરે ધમકી આપી કે તમારા જેવા 'બહારનાઓ' બારડોલીને હલાવે તેની સરકારને કશી પરવા નથી. શ્રી. વલ્લભભાઈએ આ તોછડી ધમકીનો સચોટ ઉત્તર આપ્યો, અને તેનો વળી સરકાર તરફથી જવાબ આવ્યો. આ બધા પત્રવ્યવહારનું ભાષાન્તર અહીં આપીએ છીએ.

શ્રી. વલ્લભભાઈએ સરકારના છેલ્લા કાગળનો નીચે પ્રમાણે ટૂંક જવાબ છાપાઓમાં આપ્યો હતો:

### કોનું અવળું?

૨. પહેલ પ્રથમ તો સરકારે મારી સામે જે મોટામાં મોટો આરોપ મૂક્યો છે તેને જ પતાવી લઉં. સરકારના છેલ્લા પત્રના બે ફકરામાં કહેવામાં આવ્યું છે કે સરકારના હેતુઓ અને કાર્યોનો અવળો અનર્થ

કરનારાઓનો શિરોમણિ હું છું. આ આરોપને મારા કરતાં એ આરોપ કરનારા જ વધારે પાત્ર છે એમ મારે જણાવવું જોઈએ. સરકારના હેતુઓ અને કાર્યોના અર્થ અને અનર્થ કરવાની જરૂર જ શા સારુ હોય? તે હેતુઓ અને કાર્યો પોતે જ ઘાંટા પાડીને પોતાની જાત પોકારે છે. સરકારની મહેસૂલનીતિ કેવી ભક્ષક અને રક્તશોષક છે એ બતાવવાને માટે અનેક સેટલમેંટ કમિશનરોના રિપોર્ટોમાંથી જોઈએ તેટલા ઉતારાઓ હું આપી શકું એમ છું. માત્ર માતર તાલુકાના સેટલમેંટ રિપોર્ટમાંથી એક ઉતારો હું આપીશ. માતર તાલુકાની દરિદ્રી સ્થિતિ છતાં ત્યાંના કલેક્ટર મિ. ઘોસલે દરમાં વધારો સૂચવ્યો હતો. એની ઉપર ટીકા કરતાં સેટલમેંટ કમિશનરને લાગ્યું કે કલેક્ટરે જે ભાષા વાપરી છે તે લૉર્ડ સૉલ્સબરીનું પ્રસિદ્ધ વાક્ય (‘હિંદુસ્તાનનું લોહી એટલું ચુસાઈ ગયું છે કે તે હવે ધોળી પૂણી જેવું થઈ ગયું છે’) યાદ કરાવે છે. આ રહ્યા સેટલમેંટ કમિશનરના શબ્દો: ‘ઓછા કરેલા દરમાં મિ. ઘોસલ જે વધારો સૂચવે છે તે હું સ્વીકારી નથી શકતો. હું તો આસિસ્ટંટ સેટલમેંટ કમિશનર સૂચવે છે તેના કરતાં પણ વધારે ઘટાડો સૂચવું. દરદીને બંધક દવાઓ આપી તેથી ફાયદો નથી જણાયો. હવે રેચક આપી જોવી જોઈએ. પછી ૩૦ વર્ષે જો તે ખૂબ માતેલો દેખાય તો પછી આપણું ૧૯૪૭માં વધારે પ્રામાણિકતાથી મહેસૂલ વધારી શકીએ છીએ.’ બારડોલીમાં તો થોડો વસ્તીનો વધારો થયો છે, એટલે સરકારની નજરે તે તાલુકો એટલો બધો માતી ગયો છે કે એનું લોહી થોડું ચૂસવું જ જોઈએ. એટલે પોતાના છેલ્લા કાગળમાં સરકાર ઠંડે પેટે લખે છે: ‘બારડોલીના લોકોએ દેવાળું તો નથી કાઢયું કે દેવાળું કાઢવાની અણિએ પણ નથી પહોંચ્યા એ ચોક્કસ છે.’ સરકારના પોતાના અમલદારોએ તૈયાર કરેલા આંકડાઓ અને તેમનાં વચનો સરકારને અનુકૂળ ન પડે એટલે તે સંબંધ વિનાનાં ગણાય, અથવા ન સ્વીકારવાજેવાં ગણાય! સરકારના પહેલા પત્રમાં કશા કારણ કે આધાર વિના જણાવવામાં આવ્યું હતું: ‘ગુજરાત પ્રાંતને સરકારની જમીનમહેસૂલનીતિથી બહુ ખમવું પડયું છે એ તમારું વચન ગવર્નર અને તેની કાઉન્સિલ સ્વીકારવાને તૈયાર નથી.’ એના જવાબમાં આખા પ્રાંતની સ્થિતિ દર્શાવનારા આંકડાઓ સરકારનાં જ ચોપડાંમાંથી મેં ટાંકયા. આનો જવાબ સરકાર એ આપે છે કે આખા પ્રાંતમાં ગમે તે સ્થિતિ હોય, બારડોલી અને ખેડાની વચ્ચે શો સંબંધ છે? અગાઉના સેટલમેંટ કમિશનરે બારડોલી તાલુકાના કરજનો આંકડો આપેલો તે ટાંકી મેં કહ્યું કે ૩૦ વર્ષ ઉપર પણ તાલુકો ઠીકઠીક કરજદાર દશામાં હતો, તો સરકાર

કહે છે: 'કરજનો એ આંકડો અને આજનો આંકડો ગવર્નર અને તેની કાઉન્સિલ સ્વીકારી શકતાં નથી.' આના કરતાં વધારે મોટી અવળાઈ કોઈ કલ્પી શકાય?

## નિષ્પક્ષ તપાસ જોઈએ

૩. બારડોલી તાલુકામાં ગણોતના ૩૫ ટકાથી વધારે મહેસૂલ લેવાતું નથી એમ કહેવામાં આવ્યું છે. આ આંકડાના જાદુ વિષે બે શબ્દ મારે કહેવા જોઈએ. સરકાર ભૂલી જાય છે કે જે ગણોત અને વેચાણના દાખલાઓ સેટલમેન્ટ કમિશનરે લીધા છે તે તદ્દન અવિશ્વાસપાત્ર છે એ મારી ફરિયાદ છે, કારણ વેચાણના અને ગણોતના દેખીતા દાખલાઓ તેમણે રદ નથી કર્યા, પણ બધા ગણતરીમાં લીધા છે. જો સાચાં ગણોતના દાખલાઓ કાઢવામાં આવ્યા હોત તો મહેસૂલ કદાચ ગણોતના ૫૦ ટકાથીયે વધવા જાત, પણ સરકારી કાગળમાં વાંધો ઉઠાવવામાં આ યો છે: 'સરકારનાં પહાણીપત્રકમાંથી લીધેલા દાખલાઓ અનિશ્ચિત કેમ ગણવામાં આવે છે એનું કારણ તો આપવામાં આવતું નથી.' આ બાબતમાં મારો વિસ્તારથી આપેલો જવાબ કાંઈ પણ શંકાનું કારણ રહેવા દે છે એથી મને આશ્ચર્ય થાય છે. સરકારના પત્રકમાં ગણોત કે વેચાણનો દસ્તાવેજ નોંધ્યો હોય, પણ કયા સંજોગોમાં એ ગણોતની અથવા વેચાણની રકમ ઠરાવવામાં આવી એ નોંધેલું નથી હોતું. એ તો કોઈ પ્રામાણિક અમલદાર તપાસ કરીને ખોળી કાઢે ત્યારે ખબર પડે, ત્યાં સુધી ખબર ન પડે; અને તો જ તે સાચા અને ખોટા વેચાણ અને ગણોતના વ્યવહાર છૂટા પાડી શકે. સરકારી અમલદારોએ આપેલી જુબાનીમાંથી મેં જે મહત્ત્વના ઉતારાઓ મારા કાગળમાં આપ્યા છે તેમાં જ સ્પષ્ટ રીતે બતાવવામાં આવ્યું છે કે સરકારનાં પત્રકો ઉપર કેમ વિશ્વાસ રાખી ન શકાય. એટલે એ વિષે મારે વધારે વિવેચન કરવું ન જોઈએ. અહીં એટલું જ જણાવવાની રજા લઉં છું કે એ પત્રકો આજે નવાં નથી ઉત્પન્ન થયાં પણ કેટલાંયે સાલથી છે એમ એ અમલદારો જાણતા છતાં, તેમના અનુભવે તેમની પાસે ચેતવણી અપાવી છે કે એ પત્રકોમાંથી મળતી માહિતી ઉપર વિશ્વાસ રાખી ન શકાય. સેટલમેંટ અમલદારે પોતાનું કામ બરોબર રીતે કર્યું એ સરકારના વચનનો હું હજી પણ ઇનકાર કરું છું, અને સરકારને તપાસ કરવાનું આહ્વાન આપું છું. હું તો આગળ જઈને એ પણ કહું છું કે સરકારી પત્રકોમાંથી વેચાણદસ્તાવેજો બધા લેવામાં સેટલમેંટ અમલદાર લૅંડ રેવન્યુ કોડની કલમ ૧૦૭માં આપેલી શરતને પણ પી ગયા છે. એ કલમમાં ઠરાવ્યું છે કે જમીનની કિંમતમાં અથવા તે

ખેડવામાંથી થતા ફાયદામાં વધારો ખેડૂતની પોતાની મહેનતે અથવા પોતાને ખર્ચે થયેલો હોય તો તે વધારો નવી આંકણી કરતી વખતે ગણતરીમાં ન લેવો.

૪. સરકારી કાગળના ૭મા પૅરેગ્રાફના સંબંધમાં મારે એટલું જ કહેવું જોઈએ કે છાપાં અથવા ભાષણો દ્વારા મને ટેકો આપનાર મિત્રો અને હું ટોળી બાંધીને બેઠા નથી. પણ મારે તેમના તરફથી જણાવવું જોઈએ કે નાની નાની સરકારી જાહેરખબરો અને નિયમો અને કાનૂનોના અભ્યાસી હોવાની તેમની પાસે કોઈ આશા ન રાખે. તેઓ આવી હિલચાલને ટેકો આપે કારણ કે તેમને સામાન્ય રીતે સત્ય કોની બાજુએ છે તે સમજાઈ જાય છે, અને સરકારની સચ્ચાઈને વિષે તેમનો વિશ્વાસ ઊડી ગયો છે. છતાં અહીં પણ મારે કહેવું જોઈએ કે સરકારી જાહેરનામાં અને નિયમો અને કાનૂનોની ભૂલભુલામણીમાં ઊતરવાની જે મહેનત લે છે તેને તેની મહેનતનું ભાગ્યે જ કશું ફળ મળે છે. કારણ સરકારની પાસે તો દરેક વખતે કંઈક નહિ તો કંઈક જવાબ હોય છે જ. તમારા આ નિયમનો તમે ભંગ કર્યો છે એમ કહીએ તો સરકાર જવાબ દે છે: 'આ પ્રથાને બદલે અમે હવે આ પ્રથા શરૂ કરી છે,' 'અમલી ખાતાના હુકમો સરકારને પોતાની ઇચ્છા પ્રમાણે બદલવાનો હક છે!'

૫. મને અને મારા સાથીઓને 'બહારનાઓ' કહીને જે અપમાન પહેલા કાગળમાં કરવામાં આવ્યું હતું, અને જેની સામે મેં વાંધો લીધો હતો, તે અપમાન સરકારના છેલ્લા કાગળના આઠમા પૅરેગ્રાફમાં ગવર્નર અને તેની કાઉન્સિલની છાપ સાથે પાછું મારા માથામાં મારવામાં આવ્યું છે. એનો અર્થ એટલો જ છે કે પશુબળ ઉપર આધાર રાખનારી જે રાજ્યપ્રથાને જ્યારેત્યારે પોતાનું ઉદ્ધત જોર બતાવવાની ટેવ પડી છે, તે પ્રથાને આ દેશમાંથી કાઢ્યે જ છૂટકો છે.

૬. પણ બારડોલી સત્યાગ્રહનો એ હેતુ નથી. એનો હેતુ તો પરિમિત છે. જે બાબત વિવાદાસ્પદ છે એમ આ પત્રવ્યવહારથી પ્રગટ થાય છે, તે બાબતમાં એક નિષ્પક્ષ પંચ માગવાનો જ સત્યાગ્રહીઓનો હેતુ છે. લોકો તો કહે છે કે બારડોલી તાલુકામાં મહેસૂલ વધારવાને માટે કશું જ કારણ નથી. પણ એ આગ્રહ રાખવાને બદલે મેં તો નિષ્પક્ષ પંચની જ લોકોની ના ન પડાય એવી માગણી ઉપર આગ્રહ રાખ્યો છે. સેટલમેંટ ઑફિસરના રિપોર્ટની યોગ્યતાનો મેં ઇનકાર કર્યો છે, સેટલમેંટ કમિશનરે જે ધોરણે કામ લીધું છે તે ધોરણની યોગ્યતાનો પણ મેં ઇનકાર કર્યો છે. સરકારની ઇચ્છા હોય તો એની તપાસ કરીને મને ખોટો ઠરાવે.

સત્યાગ્રહપ્રતિજ્ઞાથી પણ ખેડૂતો બે શરતે બંધાય છે — એક તો એ કે સરકાર જૂનું મહેસૂલ લઈને પૂરી પહોંચ આપે, અથવા તો નિષ્પક્ષ પંચ નીમે, તો તેઓ તુરત મહેસૂલ ભરી દે. આ બેમાંથી એક રસ્તો કોઈ પણ આબરૂદાર સરકારને લેવો મુશ્કેલ ન હોવો જોઈએ.

લિ. આપનો,

૧ લી માર્ચ, ૧૯૨૮. વલ્લભભાઈ ઝવેરભાઈ પટેલ

## વિષ્ટિનો પત્ર

### (નામદાર ગવર્નરને શ્રી. વલ્લભભાઈનો પત્ર)

અમદાવાદ, ૨૬–૨–૧૯૨૮.

સાહેબ,

આપ નામદારને હું જે બાબત લખવાની રજા લઉં છું તેમાં ગુજરાતના એક લાખ ખેડૂતોના હિતનો પ્રશ્ન સમાયેલો છે. આ કાગળ હું આપને ભારે સંકોચ સાથે અને મારી જવાબદારીનો ચોકસ ખ્યાલ રાખીને લખું છું. વળી હું સીધા આપ નામદારને જ લખવાની છૂટ લઉં છું, કારણ એ બાબત અતિશય જરૂરી છે તથા લોકોને માટે અને કદાચ સરકારને માટે પણ બહુ મહત્ત્વની છે.

સૂરત જિલ્લાના બારડોલી તાલુકાના જમીનમહેસૂલની નવી આકારણીમાં ૨૨ ટકાનો વધારો કરવામાં આવ્યો છે, અને મહેસૂલી ખાતાના તા. ૧૯ મી જુલાઈ ૧૯૨૭ ના સરકારી ઠરાવ નં. ૭૨૫૯/૨૪ની રૂએ તેનો અમલ ચાલુ સાલથી થવાનો છે. આથી લોકોનાં દિલ બહુ ઉશ્કેરાયાં છે, અને પોતાને ભારે અન્યાય થયો છે એમ તેઓ માને છે. રાહત મેળવવાના બધા સામાન્ય ઇલાજો અજમાવી લીધા પછી તેમની એક પરિષદ બારડોલી મુકામે ખેડૂતોને એકતરફી, અન્યાયી અને જુલમી લાગતી આ નવી આકારણીનો વિરોધ કરવાનો વિચાર કરવા મળી. એ પરિષદનું પ્રમુખપદ લેવા તેમણે મને નિમંત્રણ કર્યું. છેલ્લા પખવાડિયામાં આ બાબત આ તાલુકાનાં અનેક ગામોની અરજીઓ મારી પાસે આવી હતી. પરિષદનું કામ શરૂ થતાં પહેલાં ૭૫ થી પણ વધારે ગામોના પ્રતિનિધિઓને હું મળ્યો. કોઈ પણ ગામનો એક પણ પ્રતિનિધિ એવો નહોતો જે આ આકારણીને અન્યાયી ન માનતો હોય. પાંચ ગામોનાં પ્રતિનિધિઓએ મહેસૂલમાં થયેલો વધારો જ ફક્ત ન ભરવાની ઇચ્છા દર્શાવી. તેટલાં ગામો અપવાદરૂપે બાદ કરતાં બાકીનાં ૭૦ કરતાં વધારે ગામોએ જ્યાં સુધી દાદ ન મળે ત્યાં સુધી આખું નવું મહેસૂલ ભરવા ના પાડવાનો પોતાનો નિર્ણય એકેઅવાજે જાહેર કર્યો. આમ બહુ ગામોનો મત જોઈ

ઘેલાં થોડાં ગામોએ પણ પોતાનો વિચાર ફેરવ્યો. તેમના આ ઠરાવનાં કેવાં ગંભીર પરિણામ આવે તે મેં લોકોને સમજાવ્યું. આવી લડત લંબાય પણ ખરી. તેમાં અનેક સંકટો પડે અને જમીન પણ ખોવી પડે, એ વિષે પણ મેં વિવેચન કર્યું. પણ લોકો પોતાના નિર્ણયમાં મને મક્કમ લાગ્યા. પરંતુ વર્તમાન પરિસ્થિતિમાં સરકાર સાથે ભારે ઝગડો બનતાં લગી ટાળવાને હું ઇંતેજાર હોવાથી લોકોને પોતાનો નિર્ણય બરાબર તોળી જોવાની મેં સલાહ આપી, અને છેવટનો ઠરાવ કરતાં પહેલાં હું આપ નામદારને લખી જોઉં એવી મેં માગણી કરી. તેમણે મારી સલાહ માની, અને એક અઠવાડિયું રાહ જોવાનું તથા આ વસ્તુનો ફરી વિચાર કરી લેવાનું કબૂલ કર્યું, અને ૧૨મી તારીખે ફરી મળવાનું ઠરાવ્યું. લોકોને પાકો વિચાર કરી નિર્ણય ઉપર આવવાને આથી વધુ વખત મળત તો મને બહુ ગમત, પણ તેમ કરવું શક્ય નહોતું, કારણ હસાની પંદર દિવસની મુદત તા. ૨૦મીએ પૂરી થાય છે.

સરકારની જમીનમહેસૂલની નીતિને લીધે કમનસીબ ગુજરાતને બહુ વેઠવું પડયું છે. તેનાં પરિણામો અમદાવાદ અને ખેડા જિલ્લાના કેટલાક તાલુકાઓમાં તો સ્પષ્ટ દેખાય છે. સુરતની દશા પણ કાંઈ વધુ સારી ન હોત. પણ ત્યાંના બારડોલી તથા બીજા કેટલાક તાલુકાઓમાં મુખ્ય પાક રૂનો છે, અને છેલ્લા મહાયુદ્ધને પરિણામે રૂના ભાવમાં થોડાં વરસો અસાધારણ ઉછાળાનાં આવી ગયાં. ખેડા જિલ્લાનો એક વખત માતબર ગણાતો માતર તાલુકો આજે ફરી ન ઊઠી શકે એવી પાયમાલીમાં આવી ગયો છે. એ જ જિલ્લાના મહેમદાવાદ અને બીજા કેટલાક તાલુકાઓની એવી દશા થવા બેઠી છે, અમદાવાદના ધોળકા અને ધંધુકા તાલુકાનાં ભવિષ્ય પણ સારાં વરતાતાં નથી. આ બધું સરકારની મહેસૂલનીતિને પરિણામે થવા પામ્યું છે એ સહેજે સાબિત કરી શકાય એમ છે. વસ્તુસ્થિતિ આવી હોવાથી જ્યારે મેં તા. ૧૯મી જુલાઈ ૧૯૨૭ના મહેસૂલી ખાતાના સરકારી ઠરાવ નં. ૭૫૪૪/૨૪ નું નીચે જણાવેલ છેલ્લું વાક્ય વાંચ્યું ત્યારે મને દુઃખ સાથે આશ્ચર્ય થયું:

“ઊલટું, ગવર્નર અને તેની કાઉન્સિલને તો શંકા જ નથી કે હમણાં મહેસૂલમાં વધારો કરવામાં આવ્યો છે તે છતાં આવતાં ત્રીસ વરસમાં તાલુકાનો ઇતિહાસ વધતી જતી આબાદીનો જ હશે.”

મારે એટલું ઉમેરવાની જરૂર છે ખરી કે ગુજરાતના બીજા ભાગો વિષેની આવી આગાહીઓ હમેશાં ખોટી પડી છે?

સરકારના સદરહુ ઠરાવનો ૧૧ મો પૅરેગ્રાફ વાંચતાં પણ દિલગીરી ઊપજે છે. સરકારને લોકોએ કરેલી અરજીઓમાં જે જે વાંધાઓ દર્શાવવામાં આવેલા છે તે બધા તેમાં એકીકલમે ઉડાડી દેવામાં આવ્યા છે. એ વાંધાઓ બહુ મહત્ત્વના અને ગંભીર પરિણામવાળા હોવા છતાં જે રીતે એ ઉડાડી દેવામાં આવ્યા છે તે બતાવે છે કે સરકારે તો કોઈ પણ હિસાબે વધારો લેવાનો ઠરાવ જ કરી નાંખ્યો છે.

મહેસૂલની આકારણી જેવી ભારે મહત્ત્વની બાબતમાં જે લોકોને તે ભરવું પડવાનું છે તેમને એ વસ્તુની જાણ કરવાની, અને દરેક ગામના પ્રતિનિધિઓ સાથે પૂરતી મસલત કર્યા સિવાય તથા તેમના અભિપ્રાયોને પૂરું વજન આપ્યા સિવાય કોઈ પણ જાતની ભલામણ નહિ કરવાની પોતાના અમલદારોને સૂચના આપવાની સરકારની સ્પષ્ટ ફરજ હતી. પણ અમલદારોએ આવું કશું કર્યું જણાતું નથી તેમણે તો 'ગણોતપટા અને સાંથના આંકડાઓ' ઉપર જ બધી ઇમારત ચણી છે. સાથે સાથે અહીં મારે જણાવવું જોઈએ કે જમીનમહેસૂલના ઇતિહાસમાં મહેસૂલ નક્કી કરવાનું આ ધોરણ સરકારે પહેલી જ વાર આ તાલુકામાં અખત્યાર કર્યું છે. આકારણીઅમલદારે લોકોની વાત સાંભળી નહિ, અને તેને વજન ન આપ્યું, એ હકીકત બાજુએ રાખીએ તોપણ જમીનમહેસૂલ નક્કી કરવાનું આ ધોરણ જ બહુ વાંધાભર્યું અને સામાન્ય રીતે ખાતેદારોના હિતને બહુ નુકસાન પહોંચાડનારું છે.

વળી આ ધોરણ વાજબી છે એમ માની લઈએ તોપણ સરકારે પોતે જ જાહેર કરેલી વાતની, દાખલા તરીકે ૧૯૨૭ના માર્ચમાં ધારાસભાની બેઠક દરમ્યાન મહેસૂલી ખાતાના મંત્રીએ જે વસ્તુ કહી હતી તેની, સરકાર બહુ જ ભારે કારણ સિવાય અવગણના કરી શકે નહિ. મહેસૂલી ખાતાના મંત્રીના કથનથી ઊલટા ચાલીને, આખી આકારણી, અસાધારણ વરસો દરમ્યાન જમીન અને પાકના વધી ગયેલા ભાવો અને તેને પરિણામે વધેલી સાંથ, તે ઉપર થયેલી છે.

વળી, બીજાં કેટલાંક કારણોથી પણ આખી આકારણી દૂષિત ઠરે છે. તે તરફ સંક્ષેપમાં આપ નામદારનું હું ધ્યાન ખેંચીશ. આકારણીઅમલદારે પોતાનું નિવેદન આકારણીની પ્રચલિત પ્રથા, જેમાં સાંથને ગૌણ સ્થાન આપવામાં આવે છે તે ઉપર ઘડ્યું એટલે લોકોએ પોતાના વાંધાઓ રજૂ કરતી વખતે તેને બહુ મહત્ત્વ આપ્યું નહિ. ત્યારબાદ આકારણીકમિશનરે આકારણીનું એક નવું જ ધોરણ સ્વીકાર્યું, એટલું જ નહિ પણ આકારણી-અમલદારે ગામોના જે વર્ગો પાડ્યા હતા તેમાં પણ ફેરફાર કરીને નવા જ

ધોરણ ઉપર ગામોનું નવું વર્ગીકરણ કર્યું. એવી ભલામણો મંજૂર રાખીને આકારણીના વિષયમાં સરકારે એક તદ્દન નવું જ તત્ત્વ દાખલ કર્યું છે. નવા વર્ગીકરણમાં કેટલાંક ગામો ઉપરના વર્ગમાં ચડાવવામાં આવ્યાં છે. એટલે એ ગામોને માથે તો ઉપરના વર્ગનો ઊંચો દર અને વધારેલું મહેસૂલ મળીને ૫૦ થી ૬૦ ટકાનો વધારો પડ્યો છે. છેવટના હુકમ કાઢતાં પહેલાં આ બાબતની લોકોને ખબર આપવામાં આવેલી નથી. સરકારે તો સેટલમેંટ કમિશનરનું નવું વર્ગીકરણ સ્વીકાર્યું અને ૧૯૨૭ની ૧૯મી જુલાઈએ છેવટના હુકમ કાઢ્યા. ચાલુ વર્ષમાં નવી આકારણીનો અમલ કરવો હોય તો તે પહેલી ઑગસ્ટ પહેલાં જાહેર થઈ જવી જોઈએ.

આથીયે વિશેષ નિયમબહાર તો એ બન્યું છે કે ૩૧ ગામોએ જુલાઈ માસના છેલ્લા અઠવાડિયામાં નોટિસો ચોડવામાં આવી કે જેમને વાંધાઓ રજૂ કરવા હોય તે બે મહિનાની અંદર પોતાના વાંધાઓ રજૂ કરે. એક રીતે તો ૧૯૨૭ની ૧૭મી જુલાઈનો સરકારી ઠરાવ નં. ૭૨૫૯/૨૪, જેની રૂએ જમીનમહેસૂલમાં વધારો થયો તે સરકારનો છેલ્લો હુકમ હતો. પરંતુ પેલી નોટિસો ચોડાઈ એટલે એ હુકમ છેવટનો રહી શકતો નથી, અને છેવટનો હુકમ કાઢતાં પહેલાં વાંધાઓનો વિચાર કરી લેવાને સરકાર બંધાય છે. વળી છ મહિનાની અગાઉથી નોટિસ આપ્યા સિવાય ચાલુ વરસમાં નવો વધારો અમલમાં મૂકી શકાય નહિ.

પરંતુ તાલુકાને જે ઉઘાડો અન્યાય થયો છે તે બાબત હું લંબાણ કરવા માગતો નથી. મારી વિનંતિ એટલી જ છે કે લોકોને ન્યાય આપવા ખાતર સરકાર ઓછામાં ઓછું એટલું કરે કે નવી આકારણી પ્રમાણે મહેસૂલ વસૂલ કરવાનું હમણાં સરકાર મુલતવી રાખે અને આખો કેસ નવેસરથી તપાસી જાય. એ તપાસમાં લોકોને પોતાની હકીકત રજૂ કરવાની તક મળે, અને તેમની રજૂઆતને પૂરતું વજન આપવાની ખાતરી આપવામાં આવે.

અતિશય નમ્રતાપૂર્વક આપ નામદારને જણાવવાની હું રજા લઉં છું કે આ લડત જે બહુ તીવ્ર સ્વરૂપ પકડે એવો સંભવ છે તે અટકાવવી આપના હાથમાં છે, અને તેથી આપને માન સાથે આગ્રહ કરું છું કે લોકોને પોતાનો કેસ પૂરતી સત્તાવાળા નિષ્પક્ષ પંચ સમક્ષ રજૂ કરવાની તક આપો.

આપ નામદારને એમ લાગે કે આ બાબતતમાં રૂબરૂ મળવાજેવું છે તો બોલાવો ત્યારે આપને મળવા આવવા હું તૈયાર છું.

આપનો નમ્ર સેવક,
**વલ્લભભાઈ ઝ. પટેલ**

**નામદાર સર લેસ્લી વિલ્સન જોગ**

## ઉપરના પત્રની પહોંચ
### (ગવર્નરના ખાનગી મંત્રીનો જવાબ)

ગવર્નમેન્ટ હાઉસ,
મુંબઈ, ૮-૨-૧૯૨૮

શ્રીયુત પટેલ,

બારડોલી તાલુકામાં થયેલી નવી આકારણી બાબતનો તમારો તા. ૬ઠ્ઠીનો કાગળ નામદાર ગવર્નરસાહેબ સમક્ષ રજૂ કરવામાં આવ્યો છે, અને તે ઉપર વિચાર કરવા તથા તેનો નિકાલ કરવા મહેસૂલખાતા તરફ તે રવાના કરવામાં આવ્યો છે.

આપનો,
જે. કેર
પ્રાઇવેટ સેક્રેટરી

## સરકારનો લૂલો બચાવ

નં. ૭૨૫૯-બી/૨૪-૩૧૮૬
મહેસૂલખાતું
મુંબઈ કિલ્લો, ૧૬-૨-૧૯૨૮

જે. ડબલ્યુ. સ્મિથ આઈ. સી. એસ.
મંત્રી, મુંબઈ સરકાર મહેસૂલખાતું, તરફથી

શ્રી. વલ્લભભાઈ ઝ. પટેલ જોગ,
બાબતઃ બારડોલી તાલુકાની નવી આકારણી

સાહેબ,

સુરત જિલ્લાના બારડોલી તાલુકાની થયેલી નવી આકારણીના સંબંધમાં નામદાર ગવર્નરને તા. ૬-૨-૧૯૨૮ના રોજ તમે જે પત્ર લખેલો તેનો નીચે પ્રમાણે જવાબ આપવાની ગવર્નર અને તેની કાઉન્સિલ તરફથી મને સૂચના થઈ છે.

### ચોર શાહુકારને દંડે

૨. કાગળની શરૂઆતમાં તમે જણાવો છો કે સરકાર સાથે બનતા લગી મોટો ઝગડો ટાળવા તમે ઇંતેજાર છો, અને તેથી નામદાર ગવર્નરને તમે લખી જુઓ ત્યાં સુધી તા. ૪ થીના રોજ મળેલી તેમની સભામાં કોઈ પણ નિર્ણય ઉપર આવવાનું મુલતવી રાખવાની તમે સલાહ આપી, અને તમારી સલાહ માનીને એક અઠવાડિયું રાહ જોવા તેમણે કબૂલ કર્યું. જો ૧૩મીના 'ટાઇમ્સ ઓફ ઇંડિયા'માં પ્રગટ થયેલી હકીકત ખરી હોય, તો તમે તા. ૧૨મીના રોજ બારડોલી મુકામે મળેલી પરિષદમાં તમારા ભાષણમાં

જણાવ્યું છે કે તમારો કાગળ મહેસૂલખાતા ઉપર નિકાલ માટે મોકલવામાં આવ્યો છે એવો જવાબ તમને મળ્યો છે. વર્તમાનપત્રના અહેવાલમાં આગળ છે કે 'શ્રી. પટેલે આ જવાબનો અર્થ એવો કર્યો કે નવી આકારણી બાબત પોતાના ઠરાવ ઉપર ફરી વિચાર કરવા સરકાર ના પાડે છે, અને તેથી મહેસૂલ નહિ ભરવાની લડત ચલાવવા ખેડૂતોને તેમણે સલાહ આપી.' હું તમારા ધ્યાન ઉપર લાવવા માગું છું કે નામદાર ગવર્નર ઉપરનો તમારો કાગળ નિકાલ માટે મહેસૂલખાતા તરફ રવાના કરવામાં આવ્યો તે સરકારી વહીવટને અનુસરીને જ થયું છે, અને તેથી તે ઉપરથી તમે જે અનુમાન કાઢેલું છે તે વાજબી ન ગણાય. આ સંજોગોમાં, ઉપર ટાંકેલું તમારું વાક્ય મારા અનુયાયીઓને હું અંકુશમાં રાખી રહ્યો છું એવી મતલબના તમારા સૂચન સાથે બંધ બેસાડવું ગવર્નર અને તેની કાઉન્સિલને મુશ્કેલ જણાય છે. જો વર્તમાનપત્રના અહેવાલો ખરા હોય તો તો ધારાસભાના કેટલાક ગુજરાતી સભ્યો, જેમણે સભામાં સૂચવાયેલું પગલું લેતાં લોકોને ચેતવ્યા,—જોકે એ સજ્જનો પણ આકારણીની તો વિરુદ્ધ જ હોવાનું જાણવામાં છે,—તેમનાં કરતાં તમારું વલણ જુદું જણાય છે.

૩. તમે લખો છો કે સરકારી મહેસૂલી નીતિને લઈ ગુજરાતને ઘણું ખમવું પડયું છે એ વસ્તુ ગવર્નર ઈન-કાઉન્સિલ કોઈ પણ રીતે સ્વીકારી શકતા નથી. અને તેઓ નામદાર તો આ આકરણીને મંજૂરી આપતા સરકારી ઠરાવમાં જે કહેલું છે કે બીજી આકારણી સુધીનાં વર્ષોમાં આ તાલુકાનો ઇતિહાસ સતત વધતી જતી આબાદીનો હશે એ કથનને ફરી ભારપૂર્વક વળગી રહે છે. છેલ્લાં ત્રીસ વરસોનો: બારડોલી તથા ચોર્યાસી તાલુકાનો ઇતિહાસ આ આગાહીનું પૂરતું સમર્થન કરે છે.

૪. તમે જણાવો છો કે આકારણી નક્કી કરવામાં સરકારની સ્પષ્ટ ફરજ હતી કે જે લોકોને મહેસૂલ ભરવું પડવાનું છે તેમને સરકારે બધી બાબતોની જાણ કરવી જોઈની હતી, અને સરકારી અમલદારોને સૂચના આપવી જોઈતી હતી કે ગામના પ્રતિનિધિઓ સાથે ખૂબ મસલત કર્યા વિના અને તેમના અભિપ્રાયોને યોગ્ય વજન આપ્યા વિના તેઓ કોઈ પણ જાતની ભલામણો ન કરે. તમે ઉમેરો છો કે સરકારી અમલદારોએ આવું કશું કર્યું નથી. તમને એટલી તો ખબર હશે જ કે સૂરત જિલ્લાના જે પ્રાન્તમાં બારડોલી તાલુકો આવેલો છે, તે પ્રાન્ત રેવન્યુ ખાતાના અનુભવી અમલદાર મિ. એમ. એસ. જયકરના હવાલામાં હતો અને તેમણે આ આકારણી તૈયાર કરેલી છે. દસ મહિના સુધી તેઓ તાલુકામાં ફર્યા છે અને દરેક ગામની તેમણે બરાબર તપાસ કરી છે. તેમણે ગામેગામ

ખેતરો ઉપર જઈ ખેડૂતો સાથે વાતચીતો કરી છે તથા તેમની સાથે મસલત કરી છે. આ ઇલાકામાં આકારણીનું કામ કરવાની જે પ્રથા હમેશની ચાલી આવી છે તે મુજબ જ તેમણે આમ કરેલું છે. અને આ બાબતમાં કાયદાના હુકમો છે તેના અમલમાં કશો ફેરફાર તેમણે કર્યો નથી, એટલે લોકોને પોતાની ફરિયાદો સંભળાવવાની તક મળી નહોતી એમ કહેવું ખરું નથી.

૫. તમે આગળ કહો છો કે ‘ સરકારી અમલદારોએ ગણોતપટા અને સાંથના આંકડાઓ ઉપર આધાર રાખ્યો છે, જે ધોરણ આ ઇલાકાના જમીનમહેસૂલના ઇતિહાસમાં આ વખતે સરકારે પહેલી જ વખત સ્વીકાર્યું.’ આ કથન તમે કયા આધારે કહો છો તે ગવર્નર અને તેની કાઉન્સિલ નક્કી કરી શકતા નથી. લૅંડ રેવન્યુ કોડની ૧૦૭મી કલમ કહે છે કે જમીનમહેસૂલની આકારણી કરતી વખતે જમીનની કિંમત ધ્યાનમાં લેવામાં આવશે. વળી સેટલમેંટ મૅન્યુઅલ જે ૪૫ વર્ષથી અમલમાં છે તેમાં આકારણીઅમલદારને સૂચના આપેલી જ છે કે બીજી પણ કેટલીક બાબતો તેણે ધ્યાનમાં રાખવાની છે. આમાંની એક ગણોતપટા, વેચાણ તથા ગીરોના આંકડા પણ છે. તમે કહો છો કે આકારણીઅમલદારે પ્રથમ પોતાનો રિપોર્ટ આકારણીની પ્રચલિત પ્રથા, જેમાં સાંથને ગૌણ બાબત ગણવામાં આવી છે તે ઉપર આધાર રાખીને કર્યો. અને તમે ઉમેરો છો કે આકારણીકમિશનરે આકારણીનું નવું ધોરણ સ્વીકાર્યું એટલું જ નહિ પણ આકારણીઅમલદારે ગામોનું કરેલું વર્ગીકરણ રદ કરી તદ્દન નવા જ ધોરણ ઉપર ફરીથી વર્ગીકરણ કર્યું છે. અને એ આકારણીકમિશનરની ભલામણો મંજૂર રાખીને સરકારે તદ્દન નવું જ ધોરણ દાખલ કર્યું છે. એટલી વાત તદ્દન સાચી છે કે આકારણીકમિશનર, જેમને આ જિલ્લાના પહેલાંના કલેક્ટર તરીકે તાલુકાનો ખૂબ પરિચય છે તેમણે વર્ગીકરણમાં કેટલાક ફેરફારો કર્યા, અને ગણોતપટા તથા સાંથના આંકડાઓ ઉપર આકારણીઅમલદારના કરતાં વિશેષ ભાર મૂક્યો; પરંતુ હું એટલો નિર્દેશ કરવા ઇચ્છું છું કે તેમના આ કાર્યથી લોકોના હિતમાં નુકસાન થવાને બદલે હકીકતમાં લાભ જ થયો છે. આકારણીઅમલદારની ભલામણોને પરિણામે ચાલુ મહેસૂલમાં ૩૦.૫૯ ટકાનો વધારો સૂચવાયો હતો; ત્યારે આકારણી-કમિશનરની ભલામણોને પરિણામે ૨૯.૦૩ ટકાનો વધારો થાય છે. ત્યારબાદ નામદાર રેવન્યુ મેમ્બરે ધારાસભાની ૧૯૨૭ના માર્ચની બેઠકમાં પોતાના ભાષણમાં, જેનો ઉલ્લેખ તમે કર્યો છે તેમાં, જાહેર કર્યા અનુસાર પોતાને મળેલા આંકડાઓ અને હકીકતો ફરી તપાસી, અને છેવટે, લડાઈ દરમ્યાન અતિશય વધી ગયેલા ભાવોનું કારણ સંપૂર્ણ

રીતે કાઢી નાંખવાના તથા અન્યાય થવાનો સંભવ પૂરેપૂરો ટાળવાના હેતુથી આકારણીઅમલદારે સૂચવેલા અને આકારણીકમિશનરે ફેરફાર કરી નક્કી કરેલા દરોમાં ખૂબ ઘટાડો કરી નાંખ્યો, જેને પરિણામે આકારણીઅમલદારના ૩૦.૫૯ ટકા તથા આકારણીકમિશનરના ૨૯.૦૩ વધારાને બદલે આખો વધારો ૨૧.૯૭ ટકા નક્કી કરવામાં આવ્યો. તમે કહો છો કે જે રીતે બધા વાંધાઓ ઉડાડી દેવામાં આવ્યા તે બતાવે છે કે વાંધાઓ ગમે તેટલા મહત્ત્વના હોય અને પરિણામો ગમે તેટલાં ગંભીર હોય છતાં આગ્રહપૂર્વક વધારો કરવાનો સરકારનો નિશ્ચય જ હતો. ગવર્નર અને તેની કાઉન્સિલ આશા રાખે છે કે ઉપર આપેલા આંકડાઓ જોયા પછી તમારી ખાતરી થશે કે તમારી વાતને હકીકતનો ટેકો મળતો નથી. સારાંશ, તમારી જે દલીલ છે કે ખેડૂતોની સ્થિતિ ધ્યાનમાં લીધા વગર અને તપાસ માટે જેટલાં સાધનો મળી શકે તે બધાં સાધનોનો સંપૂર્ણ વિચાર કર્યા વિના આ આકારણી દાખલ કરવામાં આવી છે તેનો ગવર્નર અને તેની કાઉન્સિલ ભાર દઈને ઇનકાર કરે છે.

૬. તમે એવું સૂચવો છો કે જે ૩૨ ગામોમાં ૧૯મી જુલાઈ ૧૯૨૭ના સરકારી ઠરાવ નં. ૭૨૫૯/૨૪, જે જમીનમહેસૂલના વધારાની બાબતમાં છેવટનો હુકમ હતો તેની સામે બે મહિનાની અંદર વાંધાઓ દર્શાવવાની નોટિસો જુલાઈના છેલ્લા અઠવાડિયામાં ચોડાઈ તેમાં નિયમનો ભારે ભંગ થયેલો છે. તેનો ખુલાસો એ છે કે આ જાતની નોટિસો તે જ ગામોમાં ચોટવામાં આવે છે જ્યાં આકારણીઅમલદારે સૂચવેલા દરો કરતાં પણ વધારે દરો નક્કી કરવામાં આવ્યા હોય. આવી નોટિસો કાઢવી જ જોઈએ એવું કાયદાનું બંધન નથી, પરંતુ એ કાઢવાની વહીવટી પ્રથા એટલા ઉદ્દેશથી પડી ગયેલી છે કે આકારણીઅમલદારના સૂચવાયેલા દરોમાં સરકારને ફેરફાર કરવો જરૂરી જણાયો છે તેની લોકોને ખબર પડે. એ વસ્તુ તો એક પ્રકારની રાહત છે, તેમાં ગંભીર નિયમભંગ શી રીતે થઈ જાય છે તે સમજવું મુશ્કેલ છે. તમે કહો છો કે આવી નોટિસોથી ઠરાવ છેવટના હુકમરૂપ છે એ વસ્તુ નીકળી જાય છે. હું કહું છું કે આ ઠરાવ છેવટના હુકમરૂપ એટલા જ અર્થમાં નથી હોતા કે જો બે મહિનાની અંદર જે અરજીઓ આવે તે ઉપરથી સરકારને પોતાનો ઠરાવમાં ફેરફાર કરવાની જરૂર જણાય તો સરકાર દરમાં ફેરફાર કરે, અને ઠરાવેલા દરો ગેરવાજબી છે એવી સરકારને ખાતરી ન થાય તો તે છેવટના રહે. તમે લખો છો કે આવી નોટિસોથી છેવટનો હુકમ બહાર પાડતા પહેલાં બધા વાંધાઓનો નિકાલ કરવાની સરકારની ફરજ થઈ પડે છે, અને છેવટના

હુકમની છ મહિનાની નોટિસ મળ્યા વિના ચાલુ વર્ષમાં વધારેલા દરોનો અમલ કરી શકાય નહિ. આવી છ મહિનાની નોટિસની બાબતમાં કોઈ જાતનો કાયદો કે વહીવટી હુકમ હોવાનું ગવર્નર અને તેની કાઉન્સિલ જાણતા નથી, અને તમે શેનો ઉલ્લેખ કરો છો તે તેઓ સમજી શકતા નથી.

‘ બહારનાઓ ’

૭. છેવટમાં હું એટલું જણાવું છું કે પોતાના અમલદારોએ સૂચવેલા દરો કરતાં ઓછા દરો સરકારે ઠરાવ્યા છે, ખેડૂતો ઉપર કોઈ જાતની હાડમારી ન પડે તેની ખાસ કાળજી રાખીને જ તે પ્રમાણે સરકારે કરેલું છે, અને હવે નવી આકારણી પ્રમાણે વસૂલ લેવાનું મુલતવી રાખવા, અથવા આકારણીનો ફરી વિચાર કરવા, અથવા બીજી કોઈ પણ જાતની રાહત આપવા સરકાર તૈયાર નથી. આ પ્રમાણે જાહેર કરવા છતાં બારડોલીના લોકો પોતાની જ બુદ્ધિએ ચાલીને અથવા બહારનાઓની શિખવણીને વશ થઈને. મહેસૂલ ભરવામાં કસૂર કરશે તો લેંડ રેવન્યુ કોડ અનુસાર જે પગલાં લેવાં જોઈશે તે લેતાં ગવર્નર અને તેની કાઉન્સિલને જરા પણ સંકોચ નહિ થાય, અને તેને પરિણામે નહિ ભરનારાઓને અફસૂસ જે નુકસાનમાં ઊતરવું પડશે તેને માટે પોતે જવાબદાર નહિ રહે.

તમારો સેવક,

**જે. ડબલ્યુ. સ્મિથ**

મંત્રી, મુંબઈ સરકાર જમીનમહેસૂલખાતું

## વલ્લભભાઈનો રદિયો

**શ્રી. વલ્લભભાઈ ઝવેરભાઈ પટેલ** તરફથી

**જે. ડબલ્યુ. સ્મિથ** એસ્કવાયર, આઈ. સી. એસ.

મુંબઈ સરકારના રેવન્યુ ખાતાના મંત્રી જોગ

અમદાવાદ તા. ૨૧–૨ ૧૯૨૮

**સાહેબ,**

મારા તા. ૬ ઠ્ઠી જાનેવારીના કાગળના જવાબમાં તમારો તા. ૧૬ મીનો લખેલો લંબાણ વીગતભર્યો કાગળ મળ્યો. તે માટે હું તમારો આભારી છું. તમે ઉઠાવેલા જુદાજુદા મુદ્દાઓનો હું ક્રમવાર જવાબ આપીશ.

૨. ગઈ ૧૨ મી તારીખે બારડોલી તાલુકાના લોકોને જમીનમહેસૂલ ભરવા ના પાડવાની સલાહ આપવામાં મેં જે વલણ અખત્યાર કીધું તેનો તમે કાઢેલો અર્થ જોઈ હું વિસ્મય પામ્યો છું. તા ૪ થીએ જ લોકો

સત્યાગ્રહ કરવાનો ઠરાવ કરવાની તૈયારી કરીને આવેલા અને મારી સૂચનાને માન આપીને જ તેઓ ૧૨મી તારીખ સુધી પોતાનો નિર્ણય મુલતવી રાખવા કબૂલ થયેલા એ બીના તમારા ધ્યાનબહાર રહી જણાય છે. મેં આ હકીકત મારા કાગળમાં સ્પષ્ટપણે જણાવી હતી. જવાબમાં મારા આટલી અગત્યના કાગળને રેવન્યુ ખાતા તરફ મોકલવામાં આવ્યો છે એમ જણાવતી મામુલી પહોંચના કાગળ ઉપરાંત મજકૂર તારીખ સુધી જ્યારે કશો વધુ જવાબ મને ન મળ્યો ત્યારે મારે એવું અનુમાન કાઢવું જ રહ્યું હતું કે ખાતાએ મારા કાગળ પર ધ્યાન આપવાની જરૂર નથી જોઈ. જો તેમ નહોતું તો મારા કાગળનો વીગતવાર જવાબ તમે આપવાના છો એવી ખબર મને તા. ૧૨મી પહેલાં તારથી અગર બીજી રીતે કરવાનો રસ્તો તમારે માટે ખુલ્લો હતો.

તા. ૧૬મી જાનેવારીના ‘યંગ ઇંડિયા’માં બારડોલી પરિષદનો જે સત્તાવાર અહેવાલ છપાયો છે તે પરથી તમે જોશો કે મારા ભાષણમાં મેં કહેલું કે જો સરકારે આપણી વિષ્ટિ ચાલે ત્યાં સુધી મહેસૂલવસૂલી મુલતવી રાખવાના હુકમો કાઢ્યા હોત તો હું પણ રાહ જોવા આનાકાની ન કરત. ધારાસભાના સભ્યોની બાબતમાં તો મારે એટલું જ કહેવાનું છે કે પહેલી જ સભા વખતે તેમણે સ્પષ્ટ કર્યું હતું કે તેઓ પોતાને સૂઝ્યા તે બધા ઉપાયો અજમાવી ચૂક્યા છે, અને છેવટે ખેડૂતોને મારી પાસે જવાની સલાહ આપવા સિવાય બીજો કોઈ માર્ગ તેમને જડ્યો નથી. વળી ખેડૂતોને તેઓ જે પગલું લેવા માગતા હતા તેનાં પરિણામોને લગતી મેં આપેલી ચેતવણી મજકૂર સદ્‌ગૃહસ્થોએ આપેલી ચેતવણી કરતાં કદાચ વધુ જ આકરી હતી.

## ગુજરાત કેટલું ખમે છે?

૩. તમારા કાગળના પૅરા ૩માં તમે જે કહ્યું છે તેનો જવાબ આપવામાં હું તમે ધારણ કરેલા ધોકાપંથી સૂરની હરીફાઈ નહિ કરું. હું બીજી બાબતોમાંથી થોડીક આગળ તરી આવતી બાબતો પર જ નામદાર ગવર્નરસાહેબનું ધ્યાન ખેંચીશ. તે એ કે :

(ક) ગુજરાત એ આખા ઇલાકામાં સૌથી આકરામાં આકરાં જમીનમહેસૂલ ભરનારો પ્રાંત છે. આ સર્વ પક્ષે કબૂલ રાખેલી બીના છે.

(ખ) ખેડા જિલ્લાના કેટલાયે તાલુકાઓમાં હાલની પૂરી થયેલી મહેસૂલઆકારણીના ગાળા દરમ્યાન મજકૂર આકારણીને પરિણામે જે સ્થિતિ ઊભી થઈ તે સરકારને પોતાને પણ એટલી આકરી લાગેલી કે તેમને મજકૂર ગાળામાં સંખ્યાબંધ ગામડાંને અવારનવાર ૧૬ ટકા છૂટની

ચાહતો આપવાની ફરજ પડેલી, અને અંતે એટલેથી પણ ન અટકતાં પાછળથી જ્યારે સ્થિતિ છેક કથળી ગઈ ત્યારે બે તાલુકાઓમાં તો ફેર-આકારણી પણ કરવી પડેલી.

(ગ) ઇલાકાના સારામાં સારા જિલ્લાઓના લોકવસ્તીના તેમજ પશુધનના આંકડા જોતાં મજકૂર જિલ્લાઓની આબાદી ઘટતી જઈ દિન પ્રતિદિન તેમનાં હીર ચુસાતાં જાય છે એમ જ માલૂમ પડે છે. નીચલા આંકડા સરકારી વસ્તીગણતરી તેમજ ખેતીવાડીના અહેવાલોમાંથી ટાંકું છું:

| જિલ્લો | વસ્તી | | ખેતીઉપયોગી ઢોર | |
|---|---|---|---|---|
| | ૧૮૯૧માં | ૧૯૨૧માં | ૧૮૮૫–૮૬માં | ૧૯૨૪–૨૫માં |
| અમદાવાદ | ૯,૨૧,૫૦૭ | ૮,૯૦,૯૧૧ | ૧,૫૯,૩૯૦ | ૧,૧૭,૯૨૫ |
| ભરૂચ | ૩,૪૧,૪૯૦ | ૩,૦૭,૭૪૫ | ૬૭,૬૩૧ | ૫૬,૯૯૫ |
| ખેડા | ૮,૭૧,૭૯૪ | ૭,૧૦,૪૮૨ | ૧,૫૭,૭૪૪ | ૧,૦૪,૧૬૩ |
| સૂરત | ૬,૪૯,૯૮૯ | ૬,૭૪,૩૫૭ | ૧,૪૬,૫૨૦ | ૧,૧૨,૬૦૩ |

સૂરત જિલ્લાની વસ્તીમાં સહેજ વધારો દેખાય છે એ હું કબૂલ કરું છું. પણ એ આંકડા વાંચનારના મનમાં સાથે સાથે એ સવાલ પણ ઊભો કર્યા વગર નથી રહેતો કે શું આ જિલ્લાને પણ બીજા કસહીન જિલ્લાઓની હારમાં બેસાડવાનો ઇરાદો તો નવા મહેસૂલવધારાના મૂળમાં નહિ હોય?

(ઘ) ખેડૂતોની વધતી જતી કરજદારીની દૃષ્ટિએ લેવામાં આવેલા વાંધાને સરકારી ઠરાવમાં અવગણનાપૂર્વક ઉડાવી દેવામાં આવ્યો છે. બિનસરકારી તપાસમાંથી એવું જણાયું છે કે આગલી આકારણી વખતે બારડોલી તાલુકાની વસ્તી ઉપર ૩૨ લાખ રૂપિયા જેટલું કરજ હતું, જ્યારે આજની કરજદારીનો આંકડો એક કરોડ રૂપિયાની આસપાસ થવા જાય છે.

૪. તમે જણાવો છો કે સેટલમેંટ ઑફિસરે પોતાની તપાસ 'આ ઇલાકાના મહેસૂલતપાસના કામની પરંપરાને ચુસ્તપણે વળગી રહીને' કરેલી. આ બાબતમાં ખેડૂતોના પ્રત્યક્ષ પ્રસંગમાં આવીને બારીક તપાસ કર્યા પછી હું કહી શકું છું કે મજકૂર તપાસણીઅમલદારે નામ લેવા જેવી કશી જ પૂછતપાસ કરી નહોતી, માત્ર પટેલતલાટીઓ પાસેના દાખલાઓ ઉપર જ આધાર રાખીને પોતાનો રિપોર્ટ ઘડેલો, અને પરિણામે જે જાતનાં કહેવાતાં જમીનવેચાણો તેમજ ગણોતપટાઓને પોતે પોતાની ગણતરીમાંથી બાદ રાખ્યાનો તેણે પોતાના રિપોર્ટમાં દાવો કર્યો છે તેવાં વેચાણો તેમજ પટાઓ તેણે ગણેલાં છે. હું તેના મજકૂર દાવાનો ભારપૂર્વક ઇનકાર

કરું છું, અને આ હકીકતોના આંકડાઓને લગતા તેના રિપોર્ટમાંના ' જી ' તેમજ ' એચ ' બેઉ પત્રકો પુરવાર કરી આપવા સારૂ તપાસનું આહ્વાન કરું છું. એના રિપોર્ટમાં લોકોની જાતે ભળ્યાહળ્યાની ગંધ નથી, માત્ર ' રેકોર્ડ ઑફ રાઈટ્સ ' ( પહાણીપત્રકો, હકપત્રકો )માંથી મેળવેલી અનિશ્ચિત હકીકતો પર તેમજ અસાધારણ ઉછાળાનાં વરસોના ભાવો ઉપર ઘડેલો છે.

## તમારા જ અમલદારો શું કહે છે ?

૫. તમારા કાગળના પાંચમા પૅરામાંની તમારી વિસ્તૃત દલીલનો મારે પણ કંઈક વિસ્તારથી જ જવાબ આપવો પડશે. તમે કહો છો કે નર્યાં પટાઓ અને ગણોતના દરોના આંકડાઓ ઉપરથી જ મહેસૂલઆકારણી કરવાનો સિદ્ધાંત આ ઇલાકામાં સરકાર આ પહેલી જ વાર અખત્યાર કરવા બેઠી છે એ મારું કથન મેં ' શા આધારે કર્યું છે તે સરકાર ગોતી શકી નથી.' જવાબમાં હું તમને નામદાર ગવર્નરસાહેબ આગળ સરકાર તરફથી બહાર પાડવામાં આવેલ ' જમીનમહેસૂલઆકારણી કમિટી, મુંબઈ, એ કાઢેલા પ્રશ્નપત્રના જવાબો ' એ નામનું પુસ્તક મૂકવા વિનંતિ કરું છું મજકૂર પુસ્તકમાંથી અહમદનગર જિલ્લાના ત્યારના કલેક્ટર અને હાલ ઉત્તર વિભાગના કમિશનર મિ. ડબલ્યુ ડબલ્યુ. સ્માર્ટ મોકલેલ એક અનુભવી રેવન્યુ અમલદાર તરફથી આવેલ નીચલો જવાબ તેઓ નામદારને વાંચી સંભળાવજો :

" સવાલનું વલણ એકલા ગણોતના દરોને જ મહેસૂલઆકારણી ઠરાવવાના આધાર તરીકે નક્કી કરવાની દિશામાં હોય એમ મને લાગે છે. જો મારું એ અનુમાન સાચું હોય તો મારો જવાબ નકારમાં છે. એટલું હું સ્વીકારું છું કે આકારણીઅમલદારે વધુમાં વધુ વધારાની પોતાની ભલામણ કરવામાં જેટલી બાબતો ગણાવવાની છે તેમાંની એક બાબત તરીકે આ ગણોતના દરોની વાતને ગણવી જોઈએ. પણ હું ધારું છું **આજ સુધી કોઈ દિવસ કેવળ ગણોતને આકારણીના ગજ તરીકે ગણવામાં નથી આવી.**"

ઉપરાંત ભરૂચ જિલ્લાના ત્યારના ઍક્ટિંગ કલેક્ટર શ્રી. મહેંદ્કર જેમને જમીનઆકારણીના કામનો બહોળો અનુભવ હતો તેમનો જવાબ જુઓ :

" જમીનમહેસૂલની આકારણી અગાઉ કદી નર્યાં ગણોતને આધારે નક્કી કરવામાં આવી નથી "

હવે આમાં સમાતા સિદ્ધાંતની બાબતમાં તો હું મુંબઈ ઇલાકાના રેવન્યુ અમલદારોમાંથી ચારના જ અભિપ્રાયો ટાંકીશ. પહેલો ટાંકેલો જવાબ આપનારા અમલદાર ગણોતના પટાઓને જમીનઆકારણી નક્કી

કરવાની ધ્યાનમાં લેવાની બાબતોમાંની એક વસ્તુ તરીકે સ્વીકારવા એ પણ કેટલું બધું અસંતોષકારક છે એનાં કારણો આપતાં જણાવે છે :

“આવા ગણોતની આવક ઉપર રહેનારા જમીનવાળાઓનો વર્ગ જાતે ખેતી કરનાર ખેડૂતવર્ગના પ્રમાણમાં ઘણો જ નાનો હોય છે. ૧૯૨૧ની વસ્તીગણતરી જ જુઓને. તરત જ ખાતરી થશે કે ગણોતે જમીન ખેડાવનારા આવા લોક સામાન્ય ખેડૂતોની કુલ વસ્તીના ૮ ટકાથી પણ ઓછા છે. આ તાલુકાનાં પહાણીપત્રકો તપાસતાં તેમાં તેનાં કારણો તપાસવાની મને જિજ્ઞાસા થઈ. આ તપાસ કરતાં મને માલૂમ પડ્યું કે શિરપુર કસ્બાની આસપાસ આવેલાં ગામડાંની ઘણી જમીનો શિરપુરના શાહુકારોના હાથમાં ગયેલી છે. મજકૂર જમીન તેઓ જાતે ખેડતા નથી, પણ મૂળ જેમની જમીનો હોય છે તેમને જ તે ગણોતે ખેડવા પાછી આપે છે. આ મૂળ ખેડૂતો પોતાની મૂળની જમીનો ખેડવા ખાતર પણ પોતાના જ હાથમાં રહે અને બીજા ખેડનારાના હાથમાં ન જાય એ બાબતમાં ભારે આગ્રહી હોય છે. અને એમની એ લાગણીનો લાભ લઈને શાહુકારો દર નવો ગણોતપટો કરતી વેળાએ ગણોતની રકમ વધાર્યે જ જાય છે.”

મિ. સ્માર્ટ પોતે નીચે મુજબ કહ્યું છે :

“રૈયતવારી પ્રાંતમાં બહુ ઓછા ટકા જમીન ગણોતે ખેડાય છે, અને તેટલી ઓછીમાંથી પણ ઓછામાં ઓછી અરધી જમીન ખરી ઊપજને દરે અપાતી નથી. ઘણા ગણોતપટા કહેવાતા વેચનારને જ ખરીદનાર તરફથી કરી આપવામાં આવે છે, અને ગણોતને ખરું ગણોત નહિ પણ માત્ર ‘વ્યાજ’ હોય છે. આ પ્રમાણે ગણોત એ મહેસૂલઆકારણીનો કાંટો બનાવી શકાય એટલું ચોકસ સાધન નથી.”

શ્રી. મહેંદકર પોતાના ઉપર ટાંકેલા જવાબમાં કહે છે :

“ખરાં ગણોત શોધી કાઢવાં સહેલ નથી. રોકડ ગણોત બહુ જ જૂજ લેવાયદેવાય છે, અને ભાગબટાઈનાં ગણોત સહેલાઈથી રોકડમાં બદલી શકાતાં નથી. વળી સર્વે ખાતાએ જમીનોના વર્ગીકરણને આધારે જે નંબરો પાડેલા હોય છે, તે મુજબ ગામેગામનાં તેમજ ખેતરખેતરનાં ગણોતોમાં ફેર પડી જાય છે. જમીનની કિંમત આંકવામાં ગણોતના દર ભોમિયાની ગરજ સારે છે ખરા. પણ એને જ મહેસૂલની આંકણીનો એકમાત્ર આધાર બનાવવા એ આ ઇલાકાને માટે સલાહકારક નથી. જમીનની માગ ખૂબ હોય અને વસ્તીની ભીડ હોય ત્યાં ગણોત મોંમાગ્યાં થઈ જાય છે. માગ નથી હોતી ત્યાં દર નીચા હોય છે. જો ગણોતના દરને મહેસૂલઆકારણીના એકમાત્ર આધાર તરીકે સ્વીકારવામાં આવે તો ખેડૂતો

અવશ્ય દુઃખીદુઃખી થઈ જાય, કારણ તેઓ બીજો ધંધો કરી ન શકે. તેથી મારો અભિપ્રાય એવો છે કે ગણોતને દિશાસૂચક તરીકે ગણવાં, આકારણીના કુલ આધાર તરીકે નહિ. આ જ સિદ્ધાંતને અનુસરીને આજ સુધીની બધી નવેસર મહેસૂલઆકારણીઓ થઈ છે, અને એમાં ફેરફાર કરી નવો ચીલો શા સારુ પાડવો એને સારુ હું કશું કારણ જોઈ શકતો નથી. આકારણીઅમલદારને તેનું કામ કરવાને જે નિયમો ઘડી આપવામાં આવેલા છે તે જ ચાલુ રહેવા જોઈએ.”

હવે એક જ વધુ ઉતારો હું ટાંકીશ, અને તે તમારો પોતાનો. તમે ખેડા જિલ્લાના કલેક્ટર તરીકે અભિપ્રાય આપેલો :

“જમીનોનાં ગણોત એ મહેસૂલઆકારણી ઠરાવવાના કામને સારુ પૂરતો આધાર નથી. ઓછામાં ઓછું હિંદુસ્તાનના આ ભાગમાં તો નર્યાં આર્થિક કારણોને આધારે ગણોત નક્કી થતાં નથી. વસ્તી ગીચ હોય ત્યાં જમીન માટે હરીફાઈ ચાલે છે. એવી હરીફાઈમાં ઘણીવાર ખેડૂતો કિંમત કરતાં વધુ આપે છે. જો એમ પૂછતા હો કે તો પછી એ લોકો ગુજારો કેમ કરતા હશે, તો એનો જવાબ એ છે કે મોસમ વીત્યે નવરાશના દિવસોમાં એ લોકો દાડીદપાડી કરે છે, બળદ અને ગાડાની મદદથી ભાડાં કરે છે, ઢોર રાખી ઘીદૂધ વેચે છે વગેરે. જમીનમાં ખાતર નંખાયું હોય, મહેનત કરી સુધારી હોય, કૂવા હોય ઇત્યાદિ કારણોથી જમીનજમીનની કિંમતમાં ફેર પડે છે. ઘણી જગ્યાઓએ ખેડૂતો ચોક્કસ ભાવના અગર લાગણીઓને વશ વર્તીને પણ પોતાની જમીનોને વળગી રહે છે, અને આર્થિક દૃષ્ટિએ તેના તે પગલાનો કોઈ રીતે બચાવ થઈ શકે તેવું હોતું નથી. તેથી એમ સૂચવું છું, ગણોત સિવાય બીજો જ કંઈક આધાર શોધવો એ વધુ વાજબી છે.”

આ બધાં કથનો સરકારને દફતરે પડેલાં છતાં ભવિષ્યમાં મહેસૂલ-આકારણીના એકમાત્ર આધાર તરીકે ગણોતના દરોને સરકાર સ્વીકારશે એવી અપેક્ષાથી સેટલમેંટ કમિશનરે ગ્રહણ કરેલી આ અવનવી રીત વિષે તમે સાવ અજ્ઞાન બતાવો છો એ જોઈ હું ભારે નવાઈ પામું છું. મારું નિવેદન છે કે બારડોલી તાલુકાના ગણોતપટાઓ, જેમના ઉપર સેટલમેંટ કમિશનરે પોતાની ગણતરીઓ બાંધી છે તેમાંનો ઘણો મોટોભાગ ઉપર ટાંકેલા ઉતારાઓમાં વર્ણવ્યા છે તેવા એટલે આધાર માટે ગણતરીમાં ન લઈ શકાય તેવા પ્રકારના છે.

૬. સેટલમેંટ અમલદારની તેમજ સેટલમેંટ કમિશનરની ભલામણોને સરકારે જે હળવી કરી છે તેમાં પણ સરકાર ખેડૂતોને ન્યાય આપવાની

ચિંતા પ્રગટ નથી થતી, પણ ગોટાળિયા અને વાંધાભર્યા આધાર પર, કૃત્રિમ ભાવો ઉપર અને ગણોતના દરોના અન્યાયી સિદ્ધાંતના જોર ઉપર કરવામાં આવેલી મહેસૂલવધારાની ભલામણમાં રહેલા હડહડતા અન્યાયની કચવાતે મને કરેલી કબૂલાત જ વ્યક્ત થાય છે. સરકારે સૂચવેલા ૨૨ ટકાનો ચોખ્ખો વધારો એવી માંડવાળ છે જેની હસ્તીને માટે આધાર કે દલીલ છે જ નહિ. એમાંથી એટલું જ ફલિત થાય છે કે હરબહાને ખેડૂતો ઉપર વધારાનો કર નાંખવાને સારુ સરકાર કૃતનિશ્ચય હતી.

૭. મારું નમ્ર નિવેદન છે કે આ દર નક્કી કરવાની બાબત માંડવાળની હતી જ નહિ. કાં તો સેટલમેંટ અમલદારોના રિપોર્ટ સાવ ગ્રાહ્ય છે, નહિ તો સાવ અગ્રાહ્ય છે; તે ગ્રાહ્ય નથી, કારણ એક તો તે અનિશ્ચિત અને પાંગળા પાયા ઉપર રચાયેલા છે, અને બીજું તેમની ભલામણો એવા સિદ્ધાંત ઉપર રચાયેલી છે, જે સિદ્ધાન્તને સરકારના જ સંખ્યાબંધ અમલદારોએ વાંધાભર્યો અને ખેડૂતોના હિતવિરુદ્ધનો ગણી તે વિરુદ્ધ સ્પષ્ટ શબ્દોમાં પોકાર કર્યો છે. આ સ્થિતિમાં અત્યંત નમ્રતાપૂર્વક અને તેટલી જ ધગશપૂર્વક જણાવવાની રજા લઉં છું કે આ આખા મામલાની તપાસ ચલાવવા એક નિષ્પક્ષ પંચ નીમ્યા વગર સરકારને છૂટકો નથી. આ તાલુકામાં જે સંખ્યાબંધ ગામડાંને ઉપલા વર્ગમાં ચડાવી દેવામાં આવ્યાં છે તેમની દશા તેમનાથી ઓછી આકારણીવાળાં ગામડાંના કરતાં પણ બૂરી છતાં,- આ ફેરફારથી ૬૬ ટકા સુધી મહેસૂલવધારો ચોંટ્યો છે એ બીના જોડે તમને કશી નિસબત નથી જણાતી. સાથે સાથે એ પણ જણાવી દઉં કે વાલોડ પેટામાં આવેલાં આ ગામોની પડોશમાં જ આવેલાં ગાયકવાડી સરહદનાં ગામોનું જમીનમહેસૂલ આ ગામોના ૩૦ ટકા જેટલું છે.

૮. મેં સૂચવેલી નોટિસ 'સર્વે ઍંડ સેટલમેંટ મૅન્યુઅલ'ના પૃષ્ઠ ૩૯૯માં ઉપર ટાંકેલા સરકારી ઠરાવની રૂએ ફરજિયાત હોય એમ જણાય છે. એ વાક્ય આમ છે: 'સેટલમેંટ અમલદારે કરેલી દરખાસ્તોમાં જો સરકાર ફેરફાર કરે તો નવેસર નોટિસ કાઢવી જોઈએ.' અમલની શરૂઆતની તારીખની બાબતમાં હુકમ આમ છે: 'રેવન્યુ આકારણી હંમેશાં ૧ લી ઑગસ્ટ અને મહેસૂલના પહેલા હપ્તાની વચ્ચે દાખલ કરવી જોઈએ. (પૃષ્ઠ ૪૦૨.) વસૂલીની બાબતમાં લૅંડ રેવન્યુ કોડની ૧૦૪થી કલમ ચોખ્ખું જણાવે છે: 'નવી આકારણી મુજબનું મહેસૂલ પછીના વરસથી જ લેવાવું જોઈએ.' આ દાખલામાં સરકારે નવી આકારણી જુલાઈમાં દાખલ કરી. ગામલોકોના વાંધાઓ માંગ્યા, અને તે ઉપર છેવટના હુકમો

કહી કાઢ્યા જ નહિ. આમ જુલાઈમાં જ નવી આકારણી દાખલ થવામાં સેટલમેંટના મહત્ત્વના કાયદાનું ઉલ્લંઘન થયું છે, અને જે ગામોના વાંધાઓ માંગવામાં આવ્યા તેમની ઉપર ચાલુ વરસે નવા વધારાની આકારણી એ પણ ગેરકાયદે છે.

૯. તમારા કાગળના ૭મા પેરામાં તમે જે કંઈ કહ્યું છે તેને માટે હું તમારો આભારી છું. દિલગીરી એટલી જ કે તેમ કરવામાં તમે જે ભાષા વાપરી છે તે સરકારના એક જવાબદાર અમલદારને શોભતી નથી. તમે મને તેમજ મારા સાથીઓને 'બહારના લોક' લેખતા જણાઓ છો. હું મારા પોતીકા લોકોને મદદ કરી રહ્યો છું એના રોષમાં તમે એ વાત ભૂલી જાઓ છો કે જે સરકારની વતી તમે બોલો છો તેના તંત્રમાં મુખ્યપદે બધા 'બહારના લોક' જ ખદબદે છે. હું તો તમને કહી જ દઉં કે જોકે હું મને પોતાને હિંદુસ્તાનના કોઈ પણ ભાગ જેટલો જ બારડોલીનો પણ રહીશ સમજું છું, છતાં ત્યાંના દુઃખી રહેવાસીઓના બોલાવ્યો જ હું ત્યાં ગયો છું અને કોઈ પણ ક્ષણે મને રજા આપવી એ એમના હાથમાં છે. હું ઇચ્છું છું કે તેમના હીરને અહોરાત્ર ચૂસનાર, બહારથી આવેલા ને તોપબંદૂકને જોરે લદાયેલા આ રાજ્યતંત્રને પણ તેટલી જ સહેલાઈપૂર્વક રજા આપવાનું એમના હાથમાં હોત.

૧૦. અંતમાં એક નિષ્પક્ષ પંચ નીમવાની મારી સૂચનાનો ફરી એકવાર હું ઉચ્ચાર કરું છું, અને જો નામદાર ગવર્નરસાહેબ મારી સૂચના સ્વીકારવા ખુશી હોય તો હું તાલુકાના લોકોને નવું મહેસૂલ તાબડતોબ ભરી દેવા સલાહ આપીશ.

૧૧. નામદાર ગવર્નરસાહેબની સંમતિ હોય તો આ પત્રવહેવાર હું પ્રગટ કરવા માગું છું.

તમારો વિશ્વાસુ,

હું છું,

**વલ્લભભાઈ ઝવેરભાઈ પટેલ**

## સરકારનો છેલ્લો જવાબ

**જે. ડબલ્યુ સ્મિથ,** આઈ. સી. એસ.

મુંબઈ સરકારના રેવન્યુ ખાતાના સેક્રેટરી તરફથી

**શ્રીયુત વલ્લભભાઈ ઝ. પટેલ જોગ**

મુંબઈ, તા. ૨૭ ફેબ્રુઆરી, ૧૯૨૮

**સાહેબ,**

તમારા ૨૧મી તારીખના કાગળની પહોંચ સ્વીકારવાનું ગવર્નર અને તેની કાઉન્સિલ તરફથી મને ફરમાવવામાં આવ્યું છે.

૨. તમારા કાગળના ત્રીજા ફકરામાં તમે નામદાર ગવર્નરસાહેબનું કેટલીક બાબતો પર ખાસ ધ્યાન ખેંચ્યું છે. પ્રથમ તો તમે એવો દાવો કર્યો છે કે આખા મુંબઈ ઇલાકામાં ગુજરાત પ્રાંતમાં સૌથી વધારેમાં વધારે જમીનમહેસૂલ આકારવામાં આવ્યું છે. આ સર્વસામાન્ય કથન સત્ય હો કે ન હો, પણ બારડોલી તાલુકામાં હાલ જમીનમહેસૂલ વધારેપડતું છે એમ સરકાર કોઈ પણ રીતે સ્વીકારવા તૈયાર નથી.

નાશિક જિલ્લાના બાગલાણ તાલુકામાં લગભગ આ જ દર, અને કેટલાક બીજા તાલુકામાં આના કરતાં પણ વિશેષ દર, વસૂલ કરવામાં આવે છે. આ તો ગણોત અને મહેસૂલના પ્રમાણને હિસાબે ગણતરી થઈ. પણ જો વીઘે અમુક રૂપિયાનો હિસાબ ગણીએ તો બારડોલીનો વીઘે આકાર ચોર્યાસી અને બીજા કેટલાક તાલુકા કરતાં વધારે આવે છે.

તમે ખેડા જિલ્લાની આકારણી વિષે ઉલ્લેખ કર્યો છે. ખેડા જિલ્લાના સંજોગો અને પરિસ્થિતિ અને ખેડા જિલ્લાથી દૂર અને તદ્દન નિરાળા જ જિલ્લામાં આવેલા બારડોલી તાલુકાના સંજોગો અને પરિસ્થિતિ વચ્ચે શો સંબંધ છે એ સરકાર સમજી શકતી નથી.

## ‘બારડોલીએ દેવાળું નથી કાઢ્યું’

તમારા ત્રીજા મુદ્દામાં તમે પોતે કબૂલ કરો છો કે સૂરત જિલ્લાની વસ્તી વધી છે. અને બારડોલી તાલુકામાં તો માત્ર જનસંખ્યામાં જ નહિ, પણ ઢોરસંખ્યામાં પણ છેલ્લાં ત્રીસ વરસમાં ઠીકઠીક વધારો થયો છે એમ સેટલમેંટ રિપોર્ટ પરથી સાબિત થાય છે. તેથી સરખામણી કરવા માટે ગુજરાતના બીજા જિલ્લાઓના આંકડાઓના ઉતારાઓ કરવામાં તમારો શો ઉદ્દેશ હશે એ સરકાર કળી શકતી નથી. કદાચ એમ કરવામાં સરકાર પર નીચેનો કટાક્ષ સહેજે થઈ શકે એ જ તમારો હેતુ હશે: ‘શું આ જિલ્લાને પણ બીજા કસહીન જિલ્લાઓની હારમાં બેસાડવાનો ઇરાદો તો નવા મહેસૂલવધારાના મૂળમાં ન હોય?’

સરકારના હેતુ અને કાર્યનો આવો અવળો અનર્થ કોઈ પણ જાહેર પુરુષે કદી પણ કર્યો હોય એવો એક પણ દાખલો ગવર્નર અને તેની કાઉન્સિલને યાદ નથી આવી શકતો.

ખેડૂતો પર દહાડેદહાડે વધતા જતાં દેવાનો પ્રશ્ન તમે ચોથા મુદ્દામાં ઉઠાવેલ છે. પણ આ બાબતમાં સરકાર જૂના કે નવા આંકડા સ્વીકારવા જ તૈયાર નથી. દીવા જેટલું એ તો સ્પષ્ટ જ છે કે બારડોલીની પ્રજાએ દેવાળું કાઢ્યું નથી, તેમજ તે દેવાળા કાઢવાની અણિ પર પણ આવેલી

નથી. તાલુકાની વસ્તી વધી છે અને હજુ પણ વધતી જાય છે, અને દેવાળાનું એક પણ ચિહ્ન નજરે દેખાતું નથી.

૩. સેટલમેંટ અમલદારે પોતાનું કાર્ય બરાબર કર્યું છે એ સરકારના દાવાનો તમે તમારા કાગળના ચોથા ફકરામાં ઇનકાર કરો છો, અને વિશેષમાં એમ જણાવો છો કે તેનો રિપોર્ટ 'રેકોર્ડ ઑફ રાઇટ્સ'માંથી મળતી અચોક્કસ ખબરો પર, અને અસાધારણ વરસોમાં ચાલતા ભાવ પર જ મુખ્ય આધાર રાખી ઘડવામાં આવ્યો છે. જે 'રેકર્ડ ઑફ રાઇટ્સ'માં ખાતેદારો વચ્ચે થતા જાહેર વ્યવહારની નોંધ રહે છે તે 'રેકોર્ડ ઑફ રાઇટ્સ'ની હકીકત અને આંકડા અચોક્કસ છે એમ તમે કયા કારણોસર માનો છો, એ તમે જણાવ્યું નથી. એ આંકડા અચોક્કસ છે એમ સરકાર તો માનતી જ નથી. રિપોર્ટના આંકડા અસાધારણ વરસોમાં ચાલતા ભાવ પરથી ઠરાવવામાં આવેલા છે, એનો રદિયો ચોર્યાસી તાલુકાનું મહેસૂલ મંજૂર કરતી વખતે સરકારે પોતાના ઠરાવમાં પૂરેપૂરો આપી દીધો છે. સેટલમેંટના વિરોધ કરનારાઓ એમ પ્રતિપાદન કરવા માગે છે કે ઑગસ્ટ ૧૯૧૪ પછી સમસ્ત દુનિયામાં જે પરિસ્થિતિ ચાલી રહેલી છે તે અસાધારણ અને ક્ષણિક છે. અને ૧૯૧૪ના ઑગસ્ટ પહેલાં દુનિયાનો જે રંગઢંગ હતો તેવો જ રંગઢંગ વહેલામાં વહેલો થઈ જશે. પણ જે મહાયુદ્ધને સમાપ્ત થયે દશ વરસ વીતી ગયાં છે, છતાં પણ જેની કાયમી અસર હજુ પણ ટકી રહેલ છે તે વસ્તુને લક્ષમાં રાખ્યા સિવાય રજૂ કરવામાં આવતું દૃષ્ટિબિંદુ સરકાર માન્ય રાખી શકતી નથી.

## અમલદારોના અભિપ્રાયો સાથે સરકારને શું લાગેવળગે ?

૪. તમે ગણોત અને સાંથનો પ્રશ્ન ઉઠાવી, સરકારના જ કેમ જાણે સત્તાવાર નિર્ણય હોય તેવી રીતે કેટલાક અમલદારોના અભિપ્રાયો ટાંક્યા છે. ચોકસાઈનો દાવો કરી શકાય એવા આંકડાઓ અને પુરાવાઓ હાલ કેટલોક સમય થયાં જ મળતા થયા છે. એ અગત્યના મુદ્દાનું મહત્ત્વ ઉપરના અમલદારો બરાબર આંકી શક્યા હોય એમ લાગતું નથી. આવા આંકડાઓ 'રેકોર્ડ ઑફ રાઇટ્સ'માંથી હવે મળવા લાગ્યા છે. અને તેનો ઉપયોગ થોડાંક વરસો થયાં થઈ રહેલ છે એ સરકાર તરફથી તાજેતરમાં મંજૂર થયેલ આકણીઓને લગતા તુમારો બારીકાઈથી જોવાથી સ્પષ્ટ થશે. સરકારે કઈ પદ્ધતિ સ્વીકારેલ છે તે જાણવા માટે તમારે ૧૯૨૭ની ૧૭મી માર્ચના રોજ ધારાસભામાં નામદાર રેવન્યુ મેમ્બરે પોતાના ભાષણમાં જે ધોરણ સત્તાવાર રીતે જાહેર કરેલ છે તે જોવું જોઈએ, કારણ કે એ

ભાષણમાં જે ધોરણ જાહેર કરેલ છે તેને જ અક્ષરશઃ ગવર્નર અને તેની કાઉન્સિલ હાલ પણ વળગી રહેલ છે.

૫. સરકારને ભલામણ કરવામાં આવી હતી તે મુજબના દરોમાં ફેરફાર કરવામાં જે હેતુ સરકારે રાખ્યો હતો તેનો તમે ઘણો જ અવળો અર્થ તમારા કાગળના છઠ્ઠા ફકરામાં કર્યો છે. ઉપરના એક ફકરામાં સરકારના હેતુઓનો અવળો અર્થ કરવાનો જે આરોપ તમારા ઉપર મૂકવામાં આવ્યો છે તેવા જ આરોપને તમે આ બાબતમાં પણ પાત્ર થાઓ છો.

૬. તમારા કાગળના ૮મા ફકરામાં 'સર્વે અને સેટલમેંટ મેન્યુઅલ'ની જે નકલ પરથી તમે ઉતારો કર્યો છે, તે નકલમાં આજ સુધી થયેલા સુધારાઓ આવી જતા નથી જણાતા. તમે જે કલમ ટાંકો છો તેમાં થોડો સુધારો થયો છે, અને તે ઉપરથી તમે જોશો કે મેં ૧૬મી ફેબ્રુઆરીના ૭૨૫૯–બી/૨૪–૩૧૮૮ નંબરવાળા કાગળમાં જે ગામડાંના દરો વધારવામાં આવ્યા છે તેનો ખુલાસો આપ્યો હતો તે બરાબર છે. વળી તમે ૧૯૦૧ની ૨૭મી ફેબ્રુઆરીના ૧૦૪૭ નંબરના સરકારી ઠરાવનો વટહુકમ ટાંકી જણાવો છો કે નવી મહેસૂલપદ્ધતિ ૧લી ઑગસ્ટ અને જમીનમહેસૂલના પહેલા હપ્તાની તારીખ વચ્ચેના દિવસોમાં અમલમાં મુકાવી જોઈએ. આ સંબંધી એટલું જ જણાવું છું કે અસલની પદ્ધતિ બદલીને વધારે વ્યવહારુ અને વાજબી પદ્ધતિ હવે ગ્રહણ કરવામાં આવી છે. અને નવી પદ્ધતિ અનુસાર, જે વરસે નવી પદ્ધતિનો અમલ કરવાનો હોય છે તે વરસના બધા હપ્તા ભરાઈ જાય તે બાદ જ નવી પદ્ધતિનો અમલ કરાય છે. આ જાતના ફેરફારો કાયદાની કલમોની હદમાં રહીને અમલી ખાતાના હુકમોની રૂએ થાય છે, અને તે હુકમોમાં સરકારને ચાહે તે ફેરફારો કરવાની છૂટ હોય છે — એટલે નવી આંકણી દાખલ કરવામાં કશી અનિયમિતતા થઈ હોય એમ નથી.

૭. તમારા કાગળોમાં નહિ પણ ૧૯૨૮ના ફેબ્રુઆરીની ૨૩ તારીખના 'બૉંબે ક્રૉનિકલ'માં ઉઠાવેલ મુદ્દા વિષે તમારું ધ્યાન ખેંચવા માગું છું. મુદ્દાની મતલબ એ છે કે સરકાર 'ઇગતપુરી કન્સેશન' નામે જાણીતી થયેલી રાહતો લોકોને આપી પ્રજાને પોતાના પક્ષમાં લેવા કદાચ પ્રયત્ન કરશે!'

આ લેખમાં જણાવવામાં આવ્યું છે કે 'ઇગતપુરી કન્સેશન' આપવાની માગણી થઈ ત્યારે સરકારે તેની ધસીને ના પાડી, પણ હવે બારડોલીના ખેડૂતો લડી લેવા માગે છે એમ ખબર પડી છે એટલે સરકાર 'ઇગતપુરી

કન્સેશન' આપવા તૈયાર થઈ છે. આ લેખકને ખબર લાગતી નથી કે ઇગતપુરી નામે ઓળખાતી રાહતનો અમલ ૧૮૮૫ની સાલથી થવા લાગ્યો છે. આ રાહત દક્ષિણ, ગુજરાત અને દક્ષિણ મરાઠા જિલ્લામાં અપાય છે, અને તે નિયમાનુસાર આપોઆપ અપાયા જ કરે છે. જ્યારે કોઈ પણ નવી આંકણી ચાલુ કરવામાં આવે છે, ત્યારે સરકારને આ રાહત આપવી કે ન આપવી તેનો વિચારુ કરવાનો રહેતો નથી. એ રાહતના ઠરાવમાં સૂચવેલી શરતોનું પાલન થતું હોય તો તરત જ આ રાહતો આપવામાં આવે છે જ.

સરકારે બારડોલી તાલુકામાં પ્રથમ 'ઇગતપુરી રાહત' આપવાની સૂચનાની ઘસીને ના પાડી હતી, અને પછી લોકોના દબાણને વશ થઈ રાહત આપવાનું ઠરાવ્યું છે એમ કહેવું એ બિલકુલ વાજબી નથી. આ તાલુકામાં તેમજ બીજા કોઈ પણ તાલુકામાં જ્યાં શરતોનું પાલન થતું હશે ત્યાં હમેશાં 'ઇગતપુરી રાહતો' આપવામાં જ આવશે. સરકાર આશા રાખે છે કે તમે તમને ટેકો આપનારાઓને આ બાબત વિષે સાચી સમજ પાડશો.

૮. ૧૯૨૮ના ફેબ્રુઆરીની ૧૬મી તારીખના ૭૨૫૯-બીના ૨૪-૩૧૮૮ નંબરવાળા કાગળ પર મેં સહી કરેલી હોવાથી એમાં દર્શાવેલ વિચારો માત્ર સરકારના એક સેક્રેટરીના છે, અથવા તો તેણે તે પોતાની જ અંગત જવાબદારી ઉપરથી જ લખેલા છે એમ તમે માનતા હો એમ તમારા કાગળના નવમા ફકરા ઉપરથી સૂચન થાય છે. પણ આ કાગળથી હું સ્પષ્ટ કરું છું કે આ કાગળની માફક, પેલા કાગળમાં પણ નામદાર ગવર્નર અને તેની કાઉન્સિલના જ પાકા વિચારો મૂકવામાં આવ્યા હતા, અને છે એમ જ તમે સમજશો.

છેવટે હું તમને જણાવી દઉં છું કે ગવર્નર અને તેની કાઉન્સિલ તમારા કાગળના દશમા ફકરામાં દર્શાવેલી સૂચના સ્વીકારવા તૈયાર નથી. વળી એ પણ જણાવી દઉં છું કે આપણી વચ્ચે થયેલ તમામ પત્રવ્યવહાર વર્તમાનપત્રોમાં જાહેર થાય તો સરકારને લેશમાત્ર વાંધો નથી. સરકારે જે નીતિ ગ્રહણ કરી છે તે તમારી સમક્ષ સંપૂર્ણપણે છેવટની મૂકી દીધી છે. અને હજી પણ આ સંબંધી વિશેષ પત્રવ્યવહાર કરવાની તમને જરૂર લાગે તો જિલ્લાના કલેક્ટર મારફત પત્રવ્યવહાર કરવાની વિનંતિ કરું છું.

તમારો નમ્ર સેવક,
જે. ડી. સ્મિથ
સેક્રેટરી, મુંબઈ સરકાર, રેવન્યુ ડિપાર્ટમેન્ટ

## બારડોલી પ્રકરણ અને પછી

[ બારડોલી રિપોર્ટમાં બારડોલીનાં અને ચોર્યાસી ગામોમાં બ્રૂમફીલ્ડ કમિટીએ ઠરાવેલા દરમાં ઘણાં ગામોને અન્યાય થતો હતો, ઘણાં ગામોમાં કરેલા વધારાને માટે કમિટી પાસે કશો આધાર નહોતો, તે વિષે શ્રી. વલ્લભભાઈ સરકાર સાથે પત્રવ્યવહાર ચલાવી રહ્યા હતા, તે હવે પૂરો થયો છે. એ પત્રવ્યવહારનો સાર લોકોની જાણને માટે અહીં આપવામાં આવે છે.]

### રિપોર્ટથી થયેલો અન્યાય

તા. ૨૪ મી જૂને શ્રી. વલ્લભભાઈએ સર જે. એલ. રૂને પહેલો પત્ર લખ્યો તેનો સાર નીચે આપવામાં આવે છે:

બારડોલી રિપોર્ટમાં બંને અમલદારોએ રૈયતની ફરિયાદ વાજબી હતી એમ ઠરાવ્યું એથી ખેડૂતોને આનંદ થયો છે, પણ એ રિપોર્ટ મુજબ જે દરો ઠરાવવામાં આવ્યા છે તેથી તેમને ભારે અન્યાય થયો છે. એ દરો ઠરાવવાને માટે તેમની પાસે કશો જ પુરાવો નહોતો. મારે આપને યાદ આપવું જોઈએ કે ગયા ઑક્ટોબરમાં મેં આપને જણાવ્યું હતું કે પુરાવાથી સિદ્ધ ન થઈ શકે એવી ભલામણ થશે તો રૈયત પાસે ફરી સત્યાગ્રહ કરાવવાનો મને અધિકાર રહેશે. સંજોગો તો એવા જ છે, પણ અમલદારોએ જાણીબૂજીને અન્યાય કર્યો નથી એટલે સત્યાગ્રહ જેવું આકરું પગલું હું નથી લેવા ધારતો. માત્ર સરકારને અરજ કરી સદરહુ અન્યાય સરકારી હુકમ કરીને રદ કરશો એવી આશા રાખું છું.

ગણોતને આધારે સરકારધારો ઠરાવવાના સિદ્ધાન્તની સામેના મારા વાંધા દૂર રાખીને મારે જણાવવું જોઈએ કે ગણોતનો આધાર એકવાર કબૂલ રાખીએ તોપણ ઠરાવવામાં આવેલા દર વાજબી નથી, જેનાં અનેક કારણો છે:

૧. તાલુકામાં ગણોતે આપેલી જમીન સેંકડે ૮ થી ૧૧ ટકા જેટલી હશે એમ અમલદારોએ કબૂલ કર્યું છે છતાં કેવળ ગણોત ઉપર જ એ દરો ઠરાવવામાં આવ્યા છે. સેટલમેંટ મૅન્યુઅલ સાફ કહે છે કે ગણોતનું પ્રમાણ ઘણું મોટું હોય તો જ ગણોતનો આધાર લેવો.

૨. જે દર ઠરાવ્યા છે તે પણ એ જૂજજાજ ગણોતના આંકડાને આધારે નથી, પણ માત્ર ૪૦ ગામમાં જે આંકડા મળ્યા તેને આધારે છે. એમાંના ૧૭ ગામમાં તો અમલદારો પોતે જ કબૂલ કરે છે કે કશા જ આધારપાત્ર આંકડા નહોતા.

૩. જરાયતના દર વધારવાનાં કારણો સમજવાં જ મુશ્કેલ છે. જ્યાં કારણ આપવામાં આવ્યાં છે ત્યાં કેવળ ક્ષુલ્લક કારણો છે. અને એ કારણો વિચિત્ર ભાષામાં વર્ણવવામાં આવ્યાં છે: 'અમુક વર્ગનો હાલનો દર વધારાપડતો ન કહેવાય;' 'અમુક વર્ગમાં કંઈક વધારો તો થઈ શકે એમ છે.' પહેલા વર્ગનાં ૪૦ ગામોનો દર ૧૨ ટકા વધાર્યો છે, તે કેવળ સરભોણ ગામનાં ૧૯૨૭—૨૮ નાં ગણોતને આધારે વધાર્યો છે. બીજા વર્ગમાં તો જે બેચાર ગામમાં ગણોત વધારે દેખાય છે ત્યાંયે શુદ્ધ ગણોતો નથી એમ કમિટી જ કબૂલ કરે છે. ત્રીજા વર્ગમાં ૧૧ ગામ તપાસ્યાં હતાં, તેમાંનાં ૫ ગામોમાં તો કશો ગણોતનો આધાર નથી છતાં તે સૌમાં ૧૮ ટકા વધારવામાં આવ્યા છે. ઉવા ગામમાં જૂનું મહેસૂલ જ ગણોતના ૩૭ ટકા જેટલું છે, છતાં ત્યાં પણ ૧૮ ટકાનો વધારો સૂચવાયો છે! ચોથા વર્ગનાં ગામોમાંનાં ઘણાંખરાં પાંચમામાં ઉતારવામાં આવ્યાં છે — એ કારણે કે ત્યાં દર બહુ વધારી શકાય એમ નથી, અને ઘણાંક તો તાલુકામાં ગરીબમાં ગરીબ છે: છતાં એ પાંચમા વર્ગનો દર જૂના ચોથા વર્ગના દર કરતાં ૮ ટકા વધારે છે!

૪. ગણોતનો આધાર લેવો હતો તો બધાં જ ગામોના આંકડા તપાસવા જોઈતા હતા. અથવા તો શ્રી. જયકરના આંકડા તદ્દન ખોટા લાગ્યા તો દર હતા તેના તે જ કાયમ રાખવા જોઈતા હતા.

૫. દરેક વર્ગની જરાયત જમીનનો આકાર વધારવામાં આવ્યો છે, છતાં એ જમીનના ૩૫,૬૧૧ એકર તો ઘાસની જમીન છે, જે ઘાસ લોકો ઢોરોને માટે જ વાપરે છે, અને કમિટી કબૂલ કરે છે કે એ બહાર મોકલવામાં આવતું નથી. એ ઘાસિયાંના દર શા સારુ વધારવામાં આવે?

આ તો સામાન્ય ટીકા થઈ. કેટલાંક ખાસ ગામોને હડહડતો અન્યાય થયો છે:

૧. અંબાચ, દેગામા અને વેડછી ગામો તો 'શાહુકારથી ચુસાયેલાં' ગામો તરીકે વર્ણવાયાં છે. એ ગરીબ ગામોમાંના વેડછી ને અંબાચ અમારી રાનીપરજ ખાદીપ્રવૃત્તિનાં કેંદ્ર છે. જાણે એ ખાદીપ્રવૃત્તિને લીધે જ એમને ૨૫ ટકા વધારાની સજા કરવામાં આવી હોય એમ લાગે છે.

૨. બીજા વર્ગનાં આઠ ગામ — આફવા, અકોટી, કંટાળી, ખોજ, પલસોદ, પારડીકડોદ, ઉવા, સમથાણ એ ગામો જરાયત માટે બીજા વર્ગમાં છે જ્યારે ક્યારી માટે પહેલા વર્ગમાં મૂકવામાં આવ્યાં છે. તાલુકાનાં ૧૩૭ ગામોમાંનાં ૧૨૯ ગામોમાં જરાયત અને ક્યારી બંનેની જમીન એક જ વર્ગમાં છે, ત્યારે આ આઠ ગામોને ક્યારી માટે ખાસ ઊંચા વર્ગમાં શા

સારુ મૂકવામાં આવ્યાં હશે? ભાત તો લોકો ખાવાને માટે જ પકવે છે, અને ભાત વેચાય છે ત્યાં પણ તેના ભાવ ૧૯૧૪ના જેટલા જ છે. આફવા ગામમાં તો ક્યારીની જમીન સાથે તળાવની જમીન ઉપર એટલો જ દર ચડે છે, જોકે એ જમીન માત્ર પાણીને માટે જ રાખવામાં આવે છે.

૩. દેલવાડા, કમાલછોડ, ઓરગામ, સેજવાડ અને સિંગોદ ગામમાં ગણોતનો કશો આધાર જ નથી છતાં, અને ઉવામાં આજે જ સરકારધારો ગણોતના ૩૭ ટકા છે છતાં, વધારો થયો છે તે અન્યાય છે.

૪. પાંચમા વર્ગનાં બધાં જ ગામો.

ચોર્યાસીની પણ એ જ કથા છે. એ વિષે રા. બ. ભીમભાઈ જુદો કાગળ લખશે. ખરી વાત એ છે કે જરાયતમાં કશો જ વધારો કરવાનો આધાર નથી અને ક્યારીના દરમાં જે ઘટાડો થયો છે તેથી વધારે ઘટાડો થવો જોઈતો હતો. પણ એ ન થાય તો સરકાર જૂના દર કાયમ રાખે. કારણ બધાં જ રિવિઝન ફરી તપાસવાં પડવાનાં અને નવો કાયદો થશે એટલે તે બધા જ તાલુકાઓને લાગુ પાડવો પડશે. પણ એ થાય કે ન થાય, જે ગામોને હડહડતો અન્યાય થયો છે તે તો દૂર થવો જ જોઈએ.

તમે ઇચ્છો કે આપણે મળવું જોઈએ તો હું મળવા તૈયાર છું.

**નવો કાયદો બારડોલીચોર્યાસીને કેમ લાગુ ન પડે?**

ઉપરના કાગળનો તા. ૧૯મી સુધી જવાબ ન આવ્યો એટલે શ્રી. વલ્લભભાઈએ યાદ દેવડાવવા બીજો પત્ર લખ્યો તેમાં ઉમેર્યું :

સરકારે શ્રી. શ્રોફને પત્ર લખ્યો છે તેમાં સુધરેલી મહેસૂલનીતિનો જે નિશ્ચય કર્યો છે તે માટે હું સરકારને ધન્યવાદ આપું છું. પણ નવો કાયદો બારડોલી અને ચોર્યાસીને કેમ લાગુ ન પડે તે હું સમજી શકતો નથી. જો એનો અર્થ એ હોય કે ગમે તે કાયદો થાય તોપણ બારડોલીચોર્યાસીમાં જે દર નક્કી થયા છે તેમાં વધારો તો થઈ જ ન શકે તો તો હું સરકારનો ઠરાવ સમજી શકું છું. પણ જો સરકારનો એવો આશય હોય કે નવો કાયદો થયા પછી જે રિવિઝનો થાય તેથી બારડોલીચોર્યાસીને ફાયદો થતો હોય તોપણ ન મળે તો તો મારે જણાવવું જોઈએ કે એ તાલુકાના લોકોને ભારે અન્યાય થશે. આવું થાય એમ હું માનતો નથી, પણ સરકારની ભાષાનો આ અર્થ પણ થઈ શકે છે એ મારે જણાવવું જોઈએ. હું તો મારા ૨૪મી જૂનના પત્રમાં જણાવી ચૂક્યો છું : નવા દરોમાં જ અન્યાય રહેલો છે. લોકો હવે અધીરા થયા છે. કૃપા કરીને તુરત જવાબ આપો અને મેં શંકા કરી છે તે દૂર કરો.

## મેરી ભી ચૂપ, તેરી ભી ચૂપ

આ બંને પત્રનો જવાબ સર જે. એલ. રૂએ ૨૧ મી જુલાઈના પોતાના પત્રથી આપ્યો, તેનો સાર નીચે પ્રમાણે :

૧. તમે જે અન્યાયના આરોપ મૂક્યા તેની તપાસ કરવામાં વખત ગયો એટલે જવાબ આપવામાં ઢીલ થઈ છે તે ખાતર દિલગીર છું.

૨. હું એ તપાસ પછી તમારા મત સાથે મળતો નથી થઈ શકતો, તમે જે ગામોને હડહડતો અન્યાય થયાની વાત કરી છે તે તે ગામોના ખેડૂતોને અન્યાય નથી થયો એમ કમિટીના રિપોર્ટમાં જણાવેલી હકીકતથી જણાય છે.

૩. કમિટિએ કેવળ ગણોત ઉપર દર ક્યાં નક્કી કર્યા છે ? રિપોર્ટનો મોટો ભાગ તો ગણોતના આંકડા એકલા કેમ ન વાપરી શકાય એ બતાવવા માટે લખાયેલો છે.

૪. તમને વધારાનાં કારણો અધૂરાં લાગે છે મને લાગે છે કે પુરવણીમાં આપેલા આંકડા અને કારણો એ વધારો ઠરાવવાને માટે પૂરતાં છે. એટલાથી તમને સંતોષ ન થાય તો બીજાં કારણો બતાવવાનું હું પ્રયોજન નથી જોતો.

૫. ઘાસ બહાર નથી મોકલવામાં આવતું તેથી ઘાસની કિંમત નથી એમ તો ન જ કહેવાય. ઘાસની કિંમત તો ઘાસિયાનાં ગણોતોમાં જ રહેલી છે.

૬. છેવટે મારે એ વાત આપને જણાવવી જોઈએ કે કમિટીએ સરકારે મૂળ ઠરાવેલા દરમાં ઘણો મોટો ઘટાડો સૂચવ્યો છતાં સરકારે જરાયે સંકોચ વિના, અને ઘટાડાનાં કારણો બરોબર છે કે નહિ તે વિષે કશું જણાવ્યા વિના, તે ઘટાડા પૂરેપૂરા સ્વીકાર્યા. તો ખેડૂતો પણ કમિટીએ કરેલી ભલામણ સ્વીકારે એમ સરકાર આશા ન રાખે ? અને એમ સરકારને આખી તપાસ નવેસરથી કરવાનું શી રીતે પાલવે ? જો ખેડૂતની દૃષ્ટિથી એ તપાસ નવેસરથી કરવામાં આવે તો તો સરકારની દૃષ્ટિથી પણ એ નવેસરથી કરવી જોઈએ.

## સરકાર તો સત્યાગ્રહને જ સમજે

આનો જવાબ શ્રી. વલ્લભભાઈએ તા. ૨૭ ઑગસ્ટના પોતાના પત્રમાં આપ્યો :

મારે નવેસરથી તપાસ કરવી નથી. નવેસરથી તપાસ કરો તો રૈયતને કશો ગેરફાયદો થાય એમ તો નથી જ, પણ આ બાબતમાં એમ ફરીફરી તપાસ ન થઈ શકે એ સમજું છું. મેં જે માગણી કરી હતી એ તો જે

લવાદપંચના નિવેડા વિષે પણ હમેશાં થાય છે તેની જ કરી હતી. નિવેડામાં પણ લવાદથી ચોખ્ખી ભૂલો થઈ હોય તો તે પાછળથી સુધારવામાં આવે છે. મારી નમ્ર માન્યતા છે કે મિ. બ્રૂમફીલ્ડ અને મિ. મૅક્સવેલે અતિશય મહેનતથી તૈયાર કરેલો રિપોર્ટ બીજી રીતે સ્તુતિપાત્ર છે છતાં તેમાં સ્પષ્ટ ભૂલો રહી ગયેલી છે, અને એવી ભૂલો વિષે મેં સરકારનું ધ્યાન ખેંચ્યું છે. પણ દુ:ખની વાત એ છે કે જ્યારે અરજીઓ દ્વારા દેખીતા અન્યાય વિષે સરકારનું ધ્યાન ખેંચવામાં આવે છે ત્યારે સરકાર કશી દાદ દેતી નથી. દેખીતા અન્યાય અને સંકટના દાખલાઓમાં પણ સત્યાગ્રહ કરીને જ સરકારની આંખ ઉઘાડી શકાય એ શુભ ચિહ્ન નથી. મારે રૈયતને હવે વધારે સંકટ સહન કરાવવું નથી, એટલે મારા ધારવા પ્રમાણે જે દેખીતો અન્યાય છે તે પણ સાંખી લેવો રહ્યો.

તમારા કાગળમાં પેલી બીજી વાત વિષે તો કશો ઉલ્લેખ જ નથી—જાણી જોઈને તો ન હોય? બારડોલી અને ચોર્યાસીને નવા કાયદાનો લાભ મળશે જ એમ માની લઉં ?

## આજથી કશું વચન ન અપાય

આ કાગળનો જવાબ સર જે. એલ. રૂએ ૮મી ઑગસ્ટના પોતાના પત્રથી આપ્યો:

તમે તો સ્પષ્ટ અન્યાયની વાત કરો છો, પણ એ અન્યાય થયો છે એમ તો સિદ્ધ કર્યું નથી. અને વળી ભૂલો થાય તે બધી રૈયતના જ અહિતમાં હોય એમ પણ તમે કેમ માની લીધું? સરકારના અહિતમાં પણ એ ભૂલો થતી હોય.

તમારા બીજા પ્રશ્નના જવાબમાં જણાવવાનું કે નામદાર ગવર્નરના ભાષણ ઉપરથી અને શ્રી. પાટસ્કરના ઠરાવ ઉપર મેં કરેલા ભાષણ ઉપરથી તમે જોયું હશે કે ભવિષ્યમાં જે નવો કાયદો થશે તે મુજબ બારડોલી અને ચોર્યાસીમાં થયેલી નવી જમાબંધી ફરી તપાસવામાં આવશે એવી કબૂલાત સરકાર આપી શકતી નથી.

## સત્યાગ્રહ કરવાની ફરજ પાડશો!

ઉપરના કાગળનો શ્રી. વલ્લભભાઈએ નીચે પ્રમાણે જવાબ આપ્યો, જે આ પત્રવ્યવહારમાં છેવટનો કાગળ છે:

બ્રૂમફીલ્ડ કમિટીના બીજી રીતે સરસ રિપોર્ટમાં દેખીતી ભૂલો વિષે હવે તમારી સાથે હું દલીલ ન કરું. મેં તો સમાધાનીવેળા સરકારને કહ્યું હતું કે કમિટીની ભલામણો બંને પક્ષ અક્ષરશ: સ્વીકારે એવી સમાધાનીમાં

એક કલમ મૂકી, પણ તે સરકારે જ નહોતી સ્વીકારી. છતાં આ ભૂલોની ખાતર હું સરકારની સાથે સત્યાગ્રહ કરવા નથી ઇચ્છતો. જે એક મહત્ત્વ સિદ્ધાન્ત છે તેને મારાથી એમ સસ્તો નહિ કરી મૂકી શકાય.

બીજી બાબતમાં સરકારે જે વૃત્તિ ધારણ કરી છે તેથી મને અફસોસ થાય છે. એ બાબતમાં મને તો મારી ફરજ સ્પષ્ટ ભાસે છે, અને હું સરકારને નોટિસ આપું છું કે જો નવા કાયદાને પરિણામે જે નવાં રિવિઝન થાય તેથી બારડોલીચોર્યાસીને લાભ થતો હોય તો મારે એ તાલુકાના ગરીબ ખેડૂતોને માટે એ કાયદાના અમલનો લાભ માટે આગ્રહ ધરવો પડશે, અને તેમ કરવા ખાતર સત્યાગ્રહ કરવાનું જોખમ ખેડવું પડશે તો તે પણ હું કરીશ.

## પરિશિષ્ટ ૨

# સરકારની ધમકીઓ

૧

### ૩૧મી મેનું સરકારી જાહેરનામું

### વેચાયેલી જમીન પાછી ન મળે

બારડોલી તાલુકાના અને વાલોડ મહાલના ખેડૂતોએ બહારના લોકોની મદદથી ગયા ફેબ્રુઆરીથી નવી જમાબંધી મુજબનો સરકારધારો ભરવાનો એકસામટો ઇનકાર કર્યો છે. સેટલમેંટ ઑફિસરે ૩૦ ટકાનો વધારો સૂચવ્યો હતો, સેટલમેંટ કમિશનરે ૨૯ ટકાની ભલામણ કરી હતી, સરકારે ખૂબ કાળજીપૂર્વક તપાસ કર્યા બાદ અને ખેડૂતો તેમજ ધારાસભાના કેટલાક સભ્યો તરફથી ઉઠાવવામાં આવેલા વાંધાઓનો પૂરેપૂરો વિચાર કરીને છેલ્લાં ત્રીસ વર્ષથી ચાલતા આવેલા જૂના મહેસૂલ ઉપર ૨૦ ટકાનો વધારો ઠરાવ્યો હતો. એપ્રિલની અધવચ સુધી તો મહેસૂલી અધિકારીઓએ ફક્ત ચોથાઈ નોટિસો જ કાઢી હતી, અને જપ્તીના પ્રયત્નો માત્ર જ કર્યા હતા. પણ વ્યવસ્થિત રીતે અખાડા થવાથી, ઘરોને તાળાં લગાડેલાં હોવાથી તેમજ ગામના પટેલોને અને વેઠિયાઓને બહિષ્કાર તથા નાતબહારની ડરામણી દેવાયાથી જપ્તીની ગોઠવણ તૂટી પડી હતી.

સરકારે એ પછી નાખુશી સાથે જમીન તથા ભેંસ અને જંગમ મિલકત જપ્ત કરવાનું વ્યવસ્થિત રીતે શરૂ કર્યું. જપ્તીના કામ માટે તથા જપ્ત કરેલાં ઢોરોની સંભાળ રાખવા માટે મામલતદાર અમે મહાલકરીઓની મદદમાં ૨૫ પઠાણો મેળવવામાં આવ્યા હતા. આ

પઠાણોની સામે બિનપાયાદાર આક્ષેપો મૂકવામાં આવ્યા છે. સરકારને ખાતરી છે કે એમની ચાલચલગત દરેક રીતે નમૂનેદાર છે. જપ્તીમાં લેવાયેલી ભેંસોની સંભાળ રાખવા માટે મોટાં થાણાં ઉપર, અને મામલતદાર તથા ચાર મહાલકરીઓની દેખરેખ નીચે જપ્તી કરવા માટે પાંચપાંચની ટુકડીમાં તેમને રોકવામાં આવ્યા છે. સરકારના એક જવાબદાર અમલદારની દેખરેખ નીચે પાંચપાંચની પાંચ ટુકડીઓમાં કામ કરતા પઠાણો, કેટલાંક છાપાંમાં આક્ષેપ કરવામાં આવ્યો છે તેમ ૯૦,૦૦૦ વસ્તીને, ત્રાસ પમાડી શકે એ ખ્યાલ માત્ર પણ માનવા જેવો નથી. આમ છતાં, અસહકારી આગેવાનો વેઠિયાઓને દમદાટી આપતા બંધ પડશે અને તેમને તેમનું કાયદેસરનું કામકાજ કરવા દેશે, એટલે પઠાણોને રાખવાની જરૂરત રહેશે નહિ અને તેમને પાછા મોકલી દેવામાં આવશે.

મહેસૂલ નહિ ભરનારા બિનખાતેદારોને જપ્તીની નોટિસો આપવામાં આવી છે, અને સાથે ચેતવણી પણ આપવામાં આવી છે કે તેમને આપવામાં આવેલી નોટિસોની મુદત પૂરી થતાં તેમની જમીનો પડતર તરીકે સરકારમાં નોંધવામાં આવશે તેમજ વખત આવ્યે એના માગનારને વેચી દેવામાં આવશે; **અને આવી રીતે વેચી દેવામાં આવેલી જમીનો ફરીથી તેમને પાછી આપવામાં નહિ આવે.**

આજ તારીખ સુધીમાં આવી ૧,૪૦૦ એકર જમીનનો નિકાલ કરી દેવામાં આવ્યો છે, અને બીજી ૫,૦૦૦ એકર જેટલી જમીન તેના ઉપરની મહેસૂલ બાકી જલદીથી ભરવામાં નહિ આવશે તો સમય થયે વેચી નાંખવામાં આવશે.

આ બધી જમીન ખરીદવા માટે હિંદુ, મુસલમાન અને પારસી અરજી આપે છે, અને અરજી આપનારા ઉમેદવારોમાંના ઘણા તો સૂરત જિલ્લાના જ રહેવાવાળા છે. આ ઉપરથી ખુલ્લું છે કે આ ઉમેદવારોને મહેસૂલ ભારે છે અને તેઓ તે ભરી શકશે નહિ એવો કશો જ ભય નથી.

મોટી જમીન ધરાવનારા ખાતેદારોની જમીનનો નાનો ટુકડો એવી જ રીતે પતાવી દેવામાં આવ્યો છે.

બીજા ખેડૂતોની હોય એવી જમીનોને જપ્ત કરવા વિષેની નોટિસો કાઢવામાં આવી છે અને કેટલાક દાખલાઓમાં વેચાણની જાહેરાત પણ કરવામાં આવી છે. આવી રીતે જેમનો નિકાલ કરવામાં આવ્યો છે એવી જમીનોનું ક્ષેત્રફળ સારું જેવું છે.

• સરકાર બારડોલી અને વાલોડના ખેડૂતોનું આ સત્ય હકીકત તરફ ધ્યાન દોરવા ઇચ્છે છે. અસહકારી આગેવાનો કહેતા હતા કે સરકારને

જમીનનો એક પણ ટુકડો જપ્ત કરતાં ડર લાગશે, અને જપ્ત કરે તોપણ કોઈ તેનો કબજો લેવા આગળ આવી શકશે નહિ. વળી તેઓ કહેતા હતા કે જપ્તીમાં લીધેલી ભેંસોને કોઈ પણ જણ ખરીદ કરવાની હિંમત ધરી શકશે નહિ. આ બધું કહેલું સાવ ખોટું ઠર્યું છે. તેઓ આગળ ઉપર વળી કહેતા હતા કે કશું પણ મહેસૂલ ભરાશે નહિ. આ કથન પણ આગળ જેવું જ ખોટું છે. અત્યારસુધીમાં, તાલુકા અને મહાલના મહેસૂલની વસૂલાત પેટે સરકારને લાખ રૂપિયા મળી ગયા છે; એટલે કે કુલ જમીનમહેસૂલના છઠ્ઠા ભાગ જેટલું ભરાઈ ગયું છે. આ પણ નોંધવા-જેવું છે કે પડોશના ચોર્યાસી તાલુકામાં, બારડોલી કરતાં નવી જમાબંધી વધુ હોવા છતાં તેમજ આ જ વર્ષે તે દાખલ કરવામાં આવી હોવા છતાં મહેસૂલનો નવદશાંશ કરતાં યે વધુ ભરાઈ ગયો છે.

બધી નાતજાતના જમીન ધરાવનારાઓ તરફથી બારડોલી અને વાલોડમાં મહેસૂલ આવી ગયું છે. પરન્તુ નાતબહારના સામાજિક બહિષ્કાર અને દંડથી અસહકારી આગેવાનો સરકારને તેમનું કાયદેસરનું દેણું ભરનાર લોકોને દમદાટી આપે છે — તેમને પજવવામાં નહિ આવે એ હેતુથી સરકારી અમલદારોએ તેમનાં નામો ગુપ્ત રાખ્યાં છે.

સરકાર માને છે કે બીજા ઘણા ભરવાને આતુર છે, અને સરકાર તેમને પૂરતી તક આપવા તેમજ તેમ કરીને તેમને જમીન ખોવામાંથી બચાવવા ઇચ્છે છે., તેથી તેમને જણાવવામાં આવે છે કે (૧) મહેસૂલ નહિ ભરનારાઓને ચોથાઈ દંડમાંથી મુક્ત રાખવાની કલેક્ટરને સત્તા છે તથા જેઓ ૧૯ મી જૂને કે તે પહેલાં મહેસૂલ ભરી દેશે તેમને જો તે આવી રાહત આપી શકશે, અને (૨) મહેસૂલભરણું ગમે તે સરકારી અમલદાર દ્વારા કે તાલુકા, મહાલ અથવા હજૂર તિજોરીમાં થઈ શકશે

## ૨

## ફરી તપાસ માગીને પસ્તાશો

જમીનમહેસૂલની ફરી આકારણી થઈ તે કેવી રીતે થઈ તેનો અભ્યાસ કરવાથી કોઈ પણ ન્યાયબુદ્ધિવાળા માણસની ખાતરી થશે કે સરકાર વાજબી કરતાં વધારે સારી રીતે અને ઉદારતાથી વર્તી છે. . . . લોકોની તકરાર પછી પાછી તપાસ પણ થઈ ચૂકી છે, કારણ રેવન્યુ મેમ્બર મિ. રૂ રજા ઉપર ગયા ત્યારે મિ. હેચ નામના અતિશય અનુભવી રેવન્યુ અમલદારે તેમની જગ્યા લીધી. મિ. હેચ નિષ્પક્ષ બુદ્ધિથી બધા કાગળો તપાસી ગયા છે, અને તેમની ખાતરી થઈ છે કે ગણોતો

વગેરે બાદ કરીએ તોપણ (કારણ ગણોતોની સામે વાંધો લેવામાં આવ્યો છે) માલના ભાવ, વેચાણ વગેરે ધ્યાનમાં લેતાં સરકારે જે વધારો સૂચવ્યો છે તે જોઈતો હતો તેનાં કરતાં ઓછો છે, અને જો ફરી તપાસ કરવામાં આવે તો મહેસૂલ કશું ઓછું થવાને બદલે ઊલટું વધારે વધવાનું પરિણામ આવશે. હું તમને ખાતરી આપું છું કે સરકારનો એક પણ સભ્ય એવો નથી કે જેની ખાતરી ન થઈ હોય કે સરકારે વધારેલું મહેસૂલ ન્યાયી જ નહિ પણ ઉદારતાભર્યું હતું. (નામદાર ગવર્નરનો શ્રી. મુનશીને પત્ર તા. ૨૯ મે, ૧૯૨૮.)

## ૩

## ગવર્નરનું આહ્વાનમેટમ

(૨૩મી જુલાઈએ ધારાસભા આગળ કરેલા ભાષણમાંથી ઉતારો)

ગયા બુધવારે હું સુરત જઈ આવ્યો છું. છતાં કશું સમાધાન આવી શક્યું નથી, અને સરકારને પોતાના આખરી નિશ્ચયો બહાર પાડવામાં વિલંબ કરવો હવે ચાલી શકે એમ નથી. સરકાર માને છે, અને મને ખાતરી છે કે તમે સહુ માનવંતા સભાસદો પણ તેમાં સંમત થશો કે આવી અગત્યની બાબત વિષે ઈલાકાના લોકોના ચૂંટાયેલા પ્રતિનિધિઓ આગળ કોઈ પણ જાહેરાત કરવી ઘટે; ખાસ કરીને છેલ્લા કેટલાક મહિનાઓના બનાવોને લીધે અને અંદાજપત્રની બેઠક વખત આ ઉપર લેવાયેલા મતને લીધે આ માર્ગ યોગ્ય છે, એટલું જ નહિ પણ એ બંધારણપુરઃસર છે; અને મ.રા ઓફ્રીસ દરમ્યાન મેં બંધારણસર જ ચાલવાનો પ્રયત્ન કર્યો છે. આથી અત્યારની પરિસ્થિતિ વિષેના સરકારના અભિપ્રાયો અને હિંદી સરકારે બહાલ રાખેલા સરકારના ચોકસ અને વિચારપૂર્ણ નિર્ણયો આ માનવંત સભા આગળ હું રજૂ કરવાની તક લઉં છું.

હું ઈરાદાપૂર્વક કહું છું કે આ નિર્ણયોને હિંદી સરકારે બહાલી આપી છે, કારણ કે બારડોલીમાં ઊભા થયેલા મુદ્દાઓમાં વ્યાપક તત્ત્વ સમાયેલું છે અને ખરેખર એ સવાલે આખા હિંદુસ્તાનનો હોવાનું સ્વરૂપ લીધું છે. છેલ્લાં અઠવાડિયાંમાં આ વિષય ઉપર જાહેર પુરુષો અને બીજાઓએ એટલાં તો વિવેચનો કર્યાં છે કે વિચારોનો કાંઈ ગૂંચવાડો થાય તેમાં કશી નવાઈ નથી. મારી સરકારે તેમના ઉપર હમેશાં ઠસાવ્યું છે કે મુદ્દાનો સવાલ સ્પષ્ટ છે — બારડોલી તાલુકાના જમીનદારોની મહેસૂલ-આકરણી વાજબી છે કે ગેરવાજબી. પણ જો હમણાં અપાતાં અને લખાતાં ભાષણો અને કાગળો ઉપર તેમજ જિલ્લાના કારોબારમાં હાથ નાખનારાં લેવાયેલાં અને હજી લેનારાં પગલાં ઉપર સરકારે જો મુદ્દાનો નિકાલ

આંકવાનો હોય તો તો સવાલ વિશાળ સ્વરૂપ લે એમ છે—ખરી રીતે એક વાક્યમાં તે આમ મૂકી શકાય : નામદાર શહેનશાહના ફરમાનનો અમલ ચાલે કે કેટલીક બિનસરકારી વ્યક્તિઓનું રાજ ચાલે છે? એ સવાલને, અને એ જ સવાલ હોય તો તેને, સરકાર પોતાની પાસે છે તે સર્વ સામગ્રીશક્તિથી પહોંચી વળવા તૈયાર છે; અને તપાસ સ્વીકારવાનું વચન આપવામાં આવે તે પહેલાં તે માટે સરકારે મુકેલી જરૂરી શરતો જિલ્લાના પ્રતિનિધિઓ સ્વીકારે છે કે નકારે છે તે ઉપરથી સરકાર અને ઇલાકાની પ્રજા તેમજ હિંદી સરકાર આગળ મુદ્દાનો કયો સવાલ ઊભો છે તે સ્પષ્ટ રીતે દેખાઈ આવશે.

જો નવા મહેસૂલના ન્યાયી કે અન્યાયીપણાનો જ સવાલ હોય તો તો, આખું મહેસૂલમાગણું ભરાઇ જાય તે પછી અને અત્યારની હિલચાલ સદંતર બંધ કરવામાં આવે તે પછી સરકાર, સરકારી યાદીમાં જણાવવામાં આવેલી સંપૂર્ણ, ખુલ્લી અને સ્વતંત્ર તપાસકમિટીને આખો સવાલ સોંપવા તૈયાર છે. આ દરખાસ્તો મૂકવામાં સરકારને સૌથી વિશેષ એ ઇન્તેજારી રહી છે કે બારડોલી તાલુકાના ખેડૂતો આજે મહેસૂલ નહિ ભરવાની હિલચાલને પરિણામે,—જે હિલચાલના ન્યાયીપણા વિષે આ સભાના કેટલાક સભ્યોને શંકા છે,—જે કમનસીબ પરિસ્થિતિમાં પટકાયા છે તેમાંથી તેમને જેમ બને તેમ તેમ જલદી ઉગારી લેવા. આથી, બારડોલી તાલુકાના ખેડૂતોના પ્રતિનિધિઓ તરીકે મને સૂરત ખાતે મળવા આવેલાઓ આગળ મેં સરકાર વતી જે દરખાસ્તો રજૂ કરી હતી તે જ માનવંતા સભાસદો આગળ હું મૂકું છું. એ દરખાસ્તો છાપામાં આવી ગઈ છે એટલે તે ફરીથી કહી જવાની જરૂર નથી, પણ આટલું તો મારે સ્પષ્ટ કરવું પડશે કે એ દરખાસ્તો કંઈ સમાધાનીના માર્ગ તરીકે નહિ પરન્તુ સરકારના ચોક્કસ અને છેવટના નિર્ણયરૂપે જ છે. એ દરખાસ્તો વાજબી છે, અને ગમે તે વિનીત માણસને તે માન્ય રહે એવી છે. તે દરખાસ્તોમાં ફેરતપાસ માટે આવશ્યક એવી કેટલીક શરતો જણાવવામાં આવી છે, અને તેમાં કશો ફેરફાર કરી શકાય નહિ. આ દરખાસ્તોમાંનો હું એક જ મુદ્દો લઈશ, અને તે નવી આંકણી મુજબનું સરકારી મહેસૂલ ભરપાઈ કરવા વિષેનો આ શરત મૂળમુદ્દાની છે, અને તે કાયદેસર તેમજ બંધારણસરની માંગણી છે. એનો ઇનકાર કરવો એ બિનકાયદેસર અને રાજ્યબંધારણ વિરુદ્ધ છે. સૂરત ખાતે મને જણાવવામાં આવ્યું હતું કે આ નવું મહેસૂલ ભરવા વિષેની શરત સ્વીકારી શકાય એમ નથી, અને

પરિણામે સમાધાની થઈ શકે નહિ. આમ છતાં, માનવંતા સભાસદોને હું યાદ દેવા ઇચ્છું છું કે તેમનો, અને ખાસ કરીને બારડોલી તાલુકામાં રહેતા લોકોના ચૂંટાયેલા પ્રતિનિધિરૂપ સભ્યોનો, તેમના મતદારોની વતી અને તેમના હિતમાં બોલવાનો બંધારણપુરઃસરનો અધિકાર છે. તે સભ્યોનાં અને આ સભાના માનવંતા સભાસદોનાં મનમાં ખેડૂતોના કલ્યાણનો જ વિચાર આગળપડતો હશે એ વિષે મને ખાતરી છે, અને હું ખરા દિલથી વિશ્વાસ રાખું છું કે માનવંતા સભાસદો આ વિષય વિષે આ જ વિચારોથી પ્રેરાશે. નિઃસંશય, આ વસ્તુસ્થિતિને વધુ ચાલવા દઈ શકાય જ નહિ, અને આખરી નિર્ણય જેમ બને તેમ જલદી થવો જ જોઈએ. સરકાર આથી લાગતાવળગતા સભ્યોને જણાવે છે કે ફેરતપાસને માટે અવશ્ય પળાવી જોઈએ એવી શરતો તેઓ તેમના મતદારોની વતી સ્વીકારે છે કે નહિ તે તેમણે આજથી ચૌદ દિવસમાં નામદાર મહેસૂલખાતાના સભ્યને લખી જણાવવું.

હું નથી માની શકતો કે આ શરતોના ઇનકારથી આવતાં પરિણામો જેવાં કે ખેડૂત ઉપર પડતી જબરી હાડમારી, ઊભી થતી કડવાશની લાગણી અને સરકાર તેમજ લોકો વચ્ચે આવી લડતનું આવતું ચોકસ પરિણામ — જોતાં આ શરતો ફેંકી દેવામાં આવે, છતાં પણ, હું સાફ કહેવાની ફરજ સમજું છું કે આ શરતો સ્વીકારવામાં નહિ આવે, અને પરિણામે સમાધાની સધાય નહિ, તો સરકાર કાયદાની પૂર્ણ સત્તા જાળવવા માટે જરૂરી અને વાજબી લાગે એવાં પગલાં લેશે, અને **સરકારની કાયદેસરની સત્તા દુરસ્ત પળાય એટલા સારુ પોતાની સર્વ શક્તિઓનો તે ઉપયોગ કરશે.** ખાનગી વ્યક્તિઓ કાયદાથી ઉપરવટ રહેવાનો પ્રયત્ન કરે કે બીજાઓને તેમ કરવાને પ્રેરે એવાં બંધારણોમાં ભાગ લે તે ન તો મુંબઈ સરકાર કે ન તો કોઈ પણ બીજી સરકાર સાંખી શકે. આવું ચાલવા દેવું એટલે સરકારનો મૂળમૂળથી છેદ ઉરાડી દેવો; અને સરકાર નામને લાયક એવી કોઈ પણ સરકાર, કોઈ પણ દેશમાં, આવાં કામને અટકાવવા કે દબાવવા પોતાની સર્વસત્તા ન અજમાવે એ કલ્પનામાં પણ ન આવી શકે — પછી ભલેને આનાં પરિણામો ગમે તે આવે.

મેં આ ઉદ્ગારો કાઢ્યા છે તે કોઈ પણ રીતે ધમકી તરીકે લેખવાના નથી. મારા મનમાં એવું કશું જ નથી. એ વસ્તુસ્થિતિની માત્ર રજૂઆત છે. છતાં મારી સ્પષ્ટ ફરજ છે કે સરકારની સ્થિતિ વિષે ફરીવાર ગેરસમજ કે ખોટી રજૂઆત થાય નહિ એટલા ખાતર મારે એ આ માનવંતી સભાને અને બારડોલી તાલુકાની રૈયતને ખુલ્લું કહેવું જોઈએ.

અત્યારે બારડોલી તાલુકામાં સવિનય કાનૂનભંગની હિલચાલ ચાલી રહી છે એની તો ખરેખર કોઈ માનવંત સભાસદના પાડી શકે એમ નથી, અને સવિનય કાનૂનભંગ એક અંધાધૂંધી જ છે એ વિષે માનવંતા સભાસદોને યાદ આપવાની મારે ભાગ્યે જ જરૂર હોય ભલે ને આમાં સામેલ રહેનારાઓને પાકે પાયે ખાતરી હોય કે તેમનો દાવો ન્યાયપુરઃસરનો છે, પરંતુ અંધાધૂંધી તે અંધાધૂંધી જ છે — ભલે ને તે અંધાધૂંધી પેદા કરાવનારા કે તેમાં સામેલ રહેનારાઓ પોતાના વિચારમાં મક્કમ હોય, અથવા તો ભલે ને એ અંધાધૂંધીથી કેટલાંક સ્ત્રીપુરુષોમાં બીજાં સારાં કાર્યોને યોગ્ય હોય એવા ગુણો આવે. વળી, કોઈ પણ રાજદ્વારી બંધારણે કાયદાની અવગણના કરવાથી આવનારાં અનિવાર્ય પરિણામોની જાહેર પ્રજામતને સ્પષ્ટ સમજ હોવી જોઈએ. એક વખત માણસોને ખાતરી થઈ જાય કે કાયદેસર રીતે સ્થપાયેલી કારોબારી સત્તાને ઊંધી પાડવી એ વાજબી છે, તો તો પછી ધારા બનાવવાનું કાર્ય કરતી ધારાસભાને પડકારી નાંખતાં કે કાયદાની અર્થવ્યાપ્તિ આપતા ન્યાયખાતાને પક્ષપાતનો આરોપ ઓઢાડતાં તેમને કશી વાર લાગવાની નથી. આમ સામાજિક જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં કાયદાથી મોટેનું માન એ તલસ્પર્શી મુદ્દો છે, અને કોઈ શહેરી કે શહેરીઓના તરંગથી તેને ઉથલાવી નાંખવાનો પ્રયત્ન કરવો એનો અર્થ સીધી અરાજકતા જ છે.”

## પરિશિષ્ટ ૩
## સમાધાનીનો પત્રવ્યવહાર

૧

પૂના તા. ૬ ઠ્ઠી ઑગસ્ટ, ૧૯૨૮

ના. મહેસૂલખાતાના સભ્ય જોગ,

સાહેબ,

અમને કહેવાને આનંદ થાય છે કે અમે સરકારને ખબર આપવાની સ્થિતિમાં છીએ કે નામદાર ગવર્નરે તેમના ૨૩ મી જુલાઈના ભાષણમાં કહેલી શરતો પૂરી કરવામાં આવશે.

લિ સ્નેહાધીન,
(સહી) એ. એમ. કે. દેહલવી
( ,, ) ભાઈસાહેબ (કેરવાડાના ઠાકોર)
( ,, ) દાઉદખાન સાલેભાઈ તૈયબજી
( ,, ) જે. બી. દેસાઈ
( ,, ) બી. આર. નાયક
( ,, ) એચ. બી. શિવદાસાની
( ,, ) એમ. કે. દીક્ષિત

૨

સરકારે નીચે પ્રમાણે તપાસકમિટી જાહેર કરી હતી:

એક મહેસૂલી અધિકારી અને બીજા ન્યાયખાતાના અધિકારી એમને તપાસ સોંપવામાં આવશે, બે વચ્ચે મતભેદના પ્રસંગે ન્યાયખાતાના અધિકારીનો મત નિર્ણયાત્મક ગણાશે; તપાસની શરતો નીચે પ્રમાણે રહેશે:

સદરહુ અમલદારોએ બારડોલી તાલુકાના અને વાલોડ મહાલના તથા ચોર્યાસી તાલુકાના લોકોની નીચેની ફરિયાદની તપાસ કરી રિપોર્ટ કરવો

(ક) એ તાલુકાઓમાં કરવામાં આવેલો મહેસૂલવધારો લૅંડ રેવન્યુ કોડ પ્રમાણે વાજબી નથી,

(ખ) સદરહુ તાલુકાઓ વિષે જે રિપોર્ટો બહાર પડેલા છે તેમાં સદરહુ વધારાને વાજબી ઠરાવવા પૂરતી હકીકત નથી, અને કેટલીક હકીકત ખોટી છે;

અને જો એ અમલદારોને સદરહુ ફરિયાદ વાજબી માલૂમ પડે તો જૂના મહેસૂલમાં કેટલો વધારો અથવા ઘટાડો થવો જોઈએ તે જણાવવું.

તપાસ સંપૂર્ણ, ખુલ્લી અને સ્વતંત્ર થનાર હોવાથી લોકોને તેમના પ્રતિનિધિઓની, કાયદાના સલાહકારો સુદ્ધાંની મદદથી જુબાનીઓ આપવાની ને તપાસવાની છૂટ રહેશે.

૩

ધારાસભાના સભ્યોએ મહેસૂલખાતાના સભ્યને નીચેનો પત્ર લખ્યો હતો :

પૂના, ઑગસ્ટ ૭, ૧૯૨૮

ના. મહેસૂલખાતાના સભ્ય જોગ,

સાહેબ,

બારડોલીના સવાલ વિષેનો મુખ્ય મુદ્દાનો નિકાલ સંતોષકારક આવ્યો હોવાથી અમને આશા અને વિશ્વાસ છે કે સરકાર

(ક) બધા સત્યાગ્રહી કેદીઓને છોડી મૂકશે,

(ખ) જપ્ત કરેલી બધી જમીનો પાછી સોંપશે,

(ગ) રાજીનામાં આપનાર બધા પટેલતલાટીઓને ફરી તેમની જગ્યાએ લેશે.

લિ. સ્નેહાધીન,
(સહી) ડૉ. એમ. કે. દેહલવી
,, દાઉદખાન સાલેભાઈ તૈયબજી
,, ભા સાહેબ (કેરવાડાના ઠાકોર)
,, ભીમભાઈ આર. નાયક
,, એચ. બી. શિવદાસાની
,, જે. બી. દેસાઈ
,, એચ. કે. દીક્ષિત

૪

મહેસૂલખાતાના સભ્યે ઉપલા સભ્યોને નીચેનો ઉત્તર આપ્યો હતો :

સાહેબો,

તમારા તા. ૭ મીના કાગળના સંબંધમાં જણાવવાનું કે સરકાર તેના ખાસ અધિકારની રૂએ બધા સત્યાગ્રહી કેદીઓને છૂટા કરશે અને ખુશીથી તમારી બીજી વિનંતિ મંજૂર રાખનારા હુકમો કાઢશે. તલાટીઓ અને પટેલો ઘટતી રીતે અરજી કરશે તો તેમને માફી આપવામાં આવશે.

લિ. સ્નેહાધીન,
જે. એલ. રૂ

## પરિશિષ્ટ ૪

# મુનશી સમિતિના નિર્ણયોનો સારાંશ

૧. કેટલાક દાખલાઓમાં ખાલસા નોટિસો કાયદા પ્રમાણે તૈયાર કરવામાં અને ચોડવામાં આવી નહોતી, કેટલાક દાખલામાં નોટિસો ખોટે ઠેકાણે ચોડાઈ હતી, અને કેટલીક નોટિસો તેમાં જણાવવામાં આવેલી મુદત વીત્યા બાદ લાંબા વખત પછી ચોટાડવામાં આવી હતી. અમારી આગળ રજૂ કરવામાં આવેલી નિયમબાહ્ય નોટિસોની સંખ્યા સારી જેટલી છે, અને તે તાલુકાના જુદાજુદા ભાગોમાંથી આવી છે. તે ઉપરથી જણાય છે કે આ નિયમબાહ્યતા તાલુકાની અમુક નાની મર્યાદામાં જ નહોતી.

૨. બારડોલીની ઘણીખરી જમીન વિષે ખાતેદારો સામે ૬૦૦૦થી વધુ નોટિસો કાઢવામાં આવી હતી. તે તે જમીનોમાંથી લેવાના મહેસૂલ સાથે આ જમીનોની કિંમત મુદ્દલ પ્રમાણસર નહોતી કારણ કે સરકારી અહેવાલો પ્રમાણે બારડોલીની જમીનની સરાસરી કિંમત એ ઉપરના સરકારી ધારા કરતાં ૫૦–૧૦૦ ગણી વધારે છે. આ પ્રમાણે ખાલસા કરવું એનો નૈતિક દૃષ્ટિએ કે રાજકારોબારની દૃષ્ટિએ બચાવ થઈ જ ન શકે.

૩. જમીન વેચી નાંખવાના સંબંધમાં કારોબારી ખાતા પાસે રહેલી આકરી સત્તાની રૂએ રૂા. ૩,૦૦,૦૦૦,ની કિંમતની જમીનો રૂા. ૧૧,૦૦૦માં વેચી કાઢવામાં આવી. આમ, લેવાના મહેસૂલના પ્રમાણમાં અનેકગણી કિંમતની જમીનો વેચી નાંખવામાં આવે એ અન્યાય્ય છે, પછી ભલે તે શિરસ્તાની રૂએ હોય.

૪. ઘણા કિસ્સાઓમાં જપ્તી માટે લેવાયેલાં પગલાં અને જંગમ મિલકતનાં વેચાણો ગેરકાયદે કે નિયમબાહ્ય હતાં.

૫. જુદાંજુદાં ગામોએ રહેવાનાં ઘરનાં બારણાં ઉઘાડી નાંખ્યાના અનેક દાખલાઓ બન્યા છે, એ બતાવી આપે છે કે આમ બારણાં ઉઘાડી નાંખવાનું કાંઈ કોઈ એકાદ જપ્તીઅમલદારે જ કર્યું નહોતું, પરંતુ એ તો એક વ્યવસ્થિત નીતિના અંગરૂપ જ હતું. બારણાં ઉઘાડી નંખાયાં તેમાં ખોલવા ધારેલું અથવા ખોલેલું ઘર ખાતેદારનું છે કે નહિ તેની કશી પણ તપાસ કરવામાં નહોતી આવી.

૬. ઘણા દાખલાઓમાં સૂર્યોદય પહેલાં અને સૂર્યાસ્ત પછી જપ્તી કરવામાં આવી હતી. આને પરિણામે લોકોને ખૂબ વેઠવું પડ્યું હતું.

૭. રાંધવાનાં વાસણો, ખાટલાપથારી, બિયાં, ગાડાં, બળદ, વગેરે જેવી ચીજો જપ્તીમાં ન જ લઈ શકાય. આમ આ ચીજો ન જ લઈ શકાય છતાં તે જપ્તીમાં ઝડપવામાં આવી હતી.

૮. અસંખ્ય દાખલાઓમાં જપ્તીઅમલદારોએ જપ્તી કરતી વખતે તપાસ પણ કરી નહોતી કે તેઓ જપ્તીમાં લે છે તે મિલકત મહેસૂલ બાકી રાખનાર ખાતેદારની છે કે કોઈ બીજાની. ઘણા કિસ્સાઓમાં તેમણે એવા માણસોની મિલકત જપ્ત કરી હતી જેમને કશું જમીનમહેસૂલ ભરવાનું જ નહોતું; અને જપ્તીમાં લીધેલી મિલકત ખાતેદારની નહોતી એ સાબિત કરવાનો બોજો, અવશ્ય કરીને, જેમની મિલકત ખોટી રીતે જપ્ત કરવામાં આવી હતી એવા બિનખાતેદારો ઉપર જ નાંખવામાં આવતો. કેટલાક દાખલામાં તો આવી રીતે જપ્તીમાં લીધેલી મિલકત વેચી નાંખતી વખતે એ મિલકત કોની હતી એની તપાસ કરવા જેટલી પણ તસ્દી લેવાઈ નહોતી.

૯. અનેક દાખલાઓમાં જપ્ત કરેલો માલ તે તે ચીજની કિંમત કરતાં ઘણા ઓછા ભાવે વેચી નાંખવામાં આવ્યો હતો, અને પોલીસો તથા રેવન્યુ પટાવાળાઓને આ લિલામ વખતે માલ માટે બીડ મૂકવા દેવામાં તથા તે ખરીદવા દેવામાં આવ્યા હતા.

૧૦. જપ્તીમાં લીધેલાં ઢોરોને ઘણા દાખલાઓમાં સખત મારવામાં આવ્યાં હતાં. થાણાંમાં તેમની જોઈતી કાળજી રાખવામાં આવી નહોતી, એટલે કે તેમને પૂરતું ખાવાનું કે પીવાનું આપવામાં આવ્યું નહોતું.

૧૧. શાંત લોકોમાં જપ્તીના કામ માટે પઠાણોને રોકવામાં આવ્યા એ બિનજરૂરી અને ગેરવાજબી હતું. પુરાવો મળી આવે છે કે આ રોકવામાં આવેલા પઠાણોની વર્તણૂક અસભ્ય અને અયોગ્ય હતી, અને એક દાખલામાં તો સ્ત્રીની છેડ કરવા સુધી તેઓ ગયા હતા. કેટલાક દાખલામાં પઠાણોએ નાની નાની ચોરીઓ કરી હતી. ઢોરો પ્રત્યે તેઓ નઠોર રીતે વર્ત્યા હતા.

૧૨. સત્યાગ્રહી કાર્યકર્તાઓને સજા કરવા તથા લોકોની ચળવળ તોડી પાડવા સરકારે ફોજદારી કાયદાનો આશરો લીધો હતો. ઘણાં દાખલાઓમાં ફોજદારી કાયદાનો ઉપયોગ ગેરવાજબી અને ખોટો હતો.

૧૩. એક ઊતરતી પાયરીના મહેસૂલી અધિકારીને માંડવામાં આવેલા દાવાઓનો નિકાલ કરવા માટે મૅજિસ્ટ્રેટ તરીકે નીમવામાં અને બારડોલીના ઉત્તેજિત વાતાવરણમાં એક અદાલત ઊભી કરવામાં સરકારે વાજબી નહોતું કર્યું.

૧૪. ફરિયાદ પક્ષ તરીકે સરકારે ઘટતા પુરાવાઓ રજૂ કર્યા નહોતા, અને ઓળખાવવાની રીત બિનભરૂસાદાર હતી. જે પુરાવાઓના આધારે આરોપીઓને ગુનેગાર ઠરવવામાં આવ્યા હતા તે એકપક્ષી હતા અને ભરૂસાપાત્ર નહોતા. ઘણાખરા ગુનાઓ તો, બહુ બહુ તો, નામ માત્રના જ હતા. ઘણા દાખલાઓમાં તે તે જગ્યાએ હાજર હતા એવા માણસોને સાક્ષીમાં બોલાવવામાં આવ્યા નહોતા.

૧૫. મૅજિસ્ટ્રેટે વધારે સારા પુરાવા માટે આગ્રહ ન ધરવામાં ભૂલ કરી હતી, અને કેટલાક દાખલાઓમાં એમણે કાયદાનો ખોટો જ અર્થ કર્યો હતો. નામના ગુનાઓ માટે પણ સરકારે પો ભુલાવી નાંખે એવી સજાઓની માગણી કરી હતી. અને ઘણા દાખલાઓમાં મૅજિસ્ટ્રેટ આ સાથે સંમત થયા હતા, અને ગુનાના પ્રમાણમાં બેહદ સજાઓ એમણે આપી હતી.

૧૬. જમીનમહેસૂલના કાયદામાં અપાયેલી સત્તાઓને એકસાથે અને કડક રીતે અમલમાં મૂકવી, અને પરિણામે એકસામટી જમીનો ખાલસા કરવી, ઓછી કિંમતે ચીજવસ્તો વેચી નાંખવી, ખાલસા, જપ્તી, અને વેચાણમાં કાયદાની રીતોની અવગણના કરવી, પઠાણો રોકવા, ઢોરો ઉપર જુલમ વર્તાવવો અને તેમને ખાટકીને વેચવાં, ખાતેદારોનાં ઘર આગળ કલાકો સુધી પઠાણો અને પોલીસોનો ખડો પહેરો રાખવો, માલ જપ્તીમાં લેવો, ફોજદારી કાયદાનો ઉપયોગ કરવો અને આવું આવું બીજું કરવું, એ બધું પુરવાર કરી આપે છે કે સરકારે આકરાં પગલાં લીધાં હતાં.

૧૭ બારડોલી તાલુકા પાસે ખાસ કરીને સત્યાગ્રહની લડત પડતી મુકાવવા માટે જ લશ્કર સિવાય બીજું બની શકે તેટલું આકરામાં આકરું દબાણ લાવવા સરકારે આવાં કડક પગલાં લીધાં હતાં. શ્રી. વલ્લભભાઈ પટેલ અને તેમના સત્યાગ્રહીઓ એક સ્થાનિક આર્થિક પ્રશ્ન માટે જ લડતા હતા એ ન માનવામાં સરકારી અધિકારીઓએ ગેરવાજબી કર્યું હતું. આમ સુસ્પષ્ટ સરકારે લડતના હેત્વાર્થને અવગણી લડતના દેખાતા સ્વરૂપને જ અનુલક્ષી પોતાનાં પગલાં લીધાં. આ પગલાં મહેસૂલવસૂલાતની સીધી

જરૂરિયાત કરતાં વધારે આકરાં અને જુલમી હતાં. તેમાં કાયદાની શાસ્ત્રીયતાને આદર ન આપતાં અવગણવામાં આવી હતી; ઘણી વખત તેમની બજવણીમાં એમનો ભોગ થઈ પડતા વર્ગના સામાન્ય હિતની પરવા કરવામાં આવી નહોતી; અને સરકારે જેમને વિષે માની લીધું કે તેઓ તેની સત્તા પચાવી પડયા હતા તેમને સજા કરવા તેમજ એ સત્તા પડાવી લેનારાઓની આગેવાની સ્વીકારનારાઓમાં ધાક બેસાડવા એ પગલાં લેવામાં આવ્યાં હતાં. આથી અમે આ જ નિર્ણય ઉપર આવીએ છીએ કે સરકારે આ પગલાં લઈ દંડ દેવાનો તેમજ વેર વાળવાનો ઇરાદો રાખ્યો હતો, અને તેમાં સરકારધારો વસૂલ લેવાનો હેતુ એ એકલો જ નહોતો એટલે એ પગલાં ઝેરીલાં હતાં.

૧૮. જપ્તાનાં પગલાંને પરિણામે બારડોલી તાલુકો સંગઠિત થયો અને સરકારની પ્રવૃત્તિઓને તોડી પાડવા એ કાર્યબદ્ધ થયો. સરકારે લીધેલાં પગલાંને લઈને પટેલતલાટીએ રાજીનામાં આપ્યાં, અને ગામલોકો કે ગ્રામ્ય અધિકારીઓને સમજાવવાના કે ધમકી આપવાના પ્રયત્નોને પરિણામે લોકોએ ઢીલાપોચાનો સામાજિક બહિષ્કાર કર્યો. સરકારી પ્રવૃત્તિના કારણે તાલુકાના રોજના સામાન્ય કામધંધા અટકી ગયા.

૧૯. સરકારી પ્રવૃત્તિઓને પરિણામે ઢોરોની તંદુરસ્તી અત્યંત બગડી હતી એ નીચલા કોઠા ઉપરથી જણાશે :

**તાલુકાનાં ૭૬ ગામોમાંથી મળતા આંકડા**

| | |
|---|---|
| કુલ ભેંસ | ૧૬,૬૧૧ |
| માંદી ભેંસ | ૩,૮૦૧ |
| કુલ બળદ | ૧૩,૦૯૧ |
| માંદા બળદ | ૪૨૪ |
| ચામડીનો સોજો ને ચામડી ઊતરી જવી | ૯૬૦ |
| ચાઠાં | ૯૨ |
| ચાંદાં અને જીવાત | ૨,૧૫૫ |
| પરચૂરણ બીમારી | ૧,૦૧૮ |
| કુલ મરણ | ૯૩ |

૨૦. લોકોનું આરોગ્ય પણ બગડયું હતું. સરકારી ખાતાંએ તેમનાં પગલાંથી લોકોની તંદુરસ્તીને જોખમ ન આવે એ જોવાની પૂરતી કાળજી રાખી નહોતી. લોકોએ સ્વેચ્છાથી જ પોતા ઉપર દુઃખ નોતર્યાં હતાં એટલે કંઈ લોકોની સુખાકારી જોવાની જવાબદારીથી સરકાર મુક્ત ન જ થઈ શકે